સ્તાઘ—થાહ

મોટયન્તિ—મોડે છે (મોડતિ).

૧૭૯—ઉદાહરણાશમા જે અક્ષરનિવેશ શ્રી શકર પાડુરગ પડિતે પોતાના કુમારપાલ ચરિતના સસ્કરણમા કેટલીક પ્રતિઓની સહાયતાથી રાખ્યો છે તે રાખ્યો છે પાઠાતર ઘણા ઓછા આપ્યા છે—આના કારણ મુખાનુસારીલેખન ( જેવુ બોલવુ તેવુ લખવુ ), અસાવધાનતા, ઉઓ, ઉઓ, સ્થ, ચ્છ, આદિ લખતા એક બીજા સાથે રહેલી સમાનતા, પર સવર્ણની અનિત્યતા, અઈ, એ, અઉ, ઓના વિકલ્પ, અનુનાસિકની અસાવધાનતા, અને અ તના ઉની ઉપેક્ષા આદિ છે " એ ઓ ના અધ ઉચ્ચારણને ધ્યાનમા રાખવાથી તથા અથી 'ઈ ઉ'ને મેળવી એ, ઓ બોલવાથી છદ સારી રીતે બોલી શકાય છે તથા ગાતા બરાબર ગાઇ શકાય છે

## પ્રકરણ ત્રીજું.

### હેમચંદ્રજીનુ જીવનચરિત તથા કાર્ય.

૧૮૦ હેમચદ્રજીના જીવનચરિતનો કઇક આભાસ કુમારપાલ પ્રતિબોધના ઐતિહાસિક વિષય સબધી કહેના હવે પછી આવશે તેમનો જન્મ મ ૧૧૪૫ મા, દીક્ષા સ. ૧૧૫૪ મા, સૂરિપદ સ. ૧૧૬૬ મા અને સ્વર્ગવાસ સ. ૧૨૨૯ મા થયો. તેમનુ જન્મ નામ ચગદેવ હતુ. દીક્ષા સમયે સોમચદ્ર અને સૂરિ થતા હેમચદ્ર પડ્યુ સિદ્ધરાજ જયસિંહની પાસે તેમણે ઘણી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી સિદ્ધરાજ પોતે શૈવ હતો છતા સર્વ ધર્મોનો આદર કરતો હતો સિદ્ધરાજને માટેજ હેમચદ્રજીએ પોતાનુ વ્યાકરણ બનાવ્યુ કે જે સબધે ચર્ચા આપણે કરી છે. હેમચંદ્રજીના પ્રભાવથી સિદ્ધરાજનુ મન જૈન ધર્મ પ્રત્યે ઝૂક્યુ હશે પરતુ કુમારપાલ રાજા થવાથી હેમચદ્ર તે હેમચદ્રજ ખરા બન્યા હેમ-

ચંદ્ર ઇતિહાસ સર્વેદ' થયા અને કુમારપાલ પરમાર્હત બન્યા.

૧૮૧ કુમારપાલના રાજ્યના પ્રથમના પંદર વર્ષ યુદ્ધવિજય આદિમાં વીત્યાં. શ્રી હેમચંદ્રે અભ્યુદયપીઠ કુમારપાલ રાજા થશે એવી ભવિષ્યવાણી કહી દીધી હતી અને સિદ્ધરાજના તેના પરના દ્વેષથી બચાવી સંકટાવસ્થામાં તેને સહાયતા પણ આપી હતી. હવે તેને જિન ધર્મોપદેશ આપી તેના દ્વારા ખૂબ ધર્મપ્રચાર કરાવ્યો. કુમારપાલના ઉત્તરાધિકારી અજયપાલના મંત્રી યશઃપાલે મોહપરાજય નામનું નાટક પ્રબોધચંદ્રોદયની શૈલીનું લખ્યું છે તેમાં એવું વર્ણન છે કે ધર્મ અને વિરતિની પુત્રી કૃપા સાથે કુમારપાલનો વિવાહ સં. ૧૨૧૬ ના માર્ગશીર્ષ શુક્લ દ્વિતીયાને દિને હેમચંદ્રે કરાવ્યો તેથી મોહને હરાવી ધર્મને પોતાનું રાજ્ય પુનઃ આપ્યું. રૂપકને દૂર કરીએ તો આ તિથિ કુમારપાલના જૈન ધર્મ સ્વીકારની છે. હેમાચાર્યના ઉપદેશથી સદાચાર પ્રચાર, દુર્વ્યસન ત્યાગ, મંદિર રચના પૂજા વિસ્તાર, જીર્ણોદ્ધાર, અમારિપોષણ, તીર્થયાત્રા આદિ ઘણી ધામધૂમથી કુમારપાલે કર્યાં ને કરાવ્યાં. જૈન સાહિત્યમાં આ ગુરુ શિષ્યના ઘણા પ્રશંસાપૂર્ણ ઉલ્લેખ છે.

૧૮૨ રાજાએ ૨૧ જ્ઞાનકોશ (પુસ્તક ભંડાર) કરાવ્યા છત્રીસ હજાર શ્લોકોનું ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર હેમચંદ્ર પાસે રચાવી સોના રૂપાથી લખાવી સાંભળ્યું અગ્યાર અંગ બાર ઉપાંગ સોનાથી લખાવી સાંભળ્યાં, યોગશાસ્ત્ર આદિ લખાવ્યાં. ગુરુના ગ્રંથોના લખનારા ૭૦૦ લેખક (લહીઆ) હતા. એક દિન લેખકશાલામાં જઈ રાજાએ લેખકોને કાગળો પર લખતા જોયા. ગુરુએ કહ્યું કે શ્રી તાડપત્રોનો તોટો પડ્યો છે રાજાને શરમ થઈ. ઉપવાસ કર્યો. ખર તાડ (કહ્યું તાડ કે જેના પાન લખવા માટે કામ આવી ન શકે)ની પૂજા કરી તો તે સવારમાં શ્રી તાડ થઈ ગયા પછી ગ્રંથ તેના પર લખાવવા ગયા. (શ્રી જિન મંડનનો કુમારપાલ પ્રબંધ પૃ. ૯૫-૯૭)

૧૮૩ શ્રી હેમચંદ્રે કેટલાયે લાખો શ્લોકોના ગ્રંથ બનાવ્યા છે તેમાં પ્રધાન ગ્રંથો એ છે કે—અભિધાન ચિંતામણિ આદિ કોશ ગ્રંથ, પ્રમા-

નુશાસન, છંદોનુશાસન, દેશી નામમાલા, દ્વાશ્રયકાવ્ય (સંસ્કૃત તથા પ્રાકૃત), યોગશાસ્ત્ર, ધાતુપારાયણ, ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત, પરિશિષ્ટ પર્વ શબ્દાનુશાસન (વ્યાકરણ) તેના પોતાના રચેલા ગ્રંથોની પ્રાય વૃત્તિઓ પણ રચાઇ છે, ૮૪ વર્ષની અવસ્થામા અનશનથી હેમચન્દ્રે પ્રાણત્યાગ કર્યો. કુમારપાલ પણ લગભગ છ માસ પછી સ્વર્ગસ્થ થયો.

**સિદ્ધ હૈમ વ્યાકરણની રચના**—( જિનમંડનના કુમારપાલ પ્રબંધ પરથી પૃ. ૧૨(૨), ૧૬(૨) વગેરે )

૧૮૪ પહેલા કદી હેમચન્દ્રજી **'परब्रह्ममय परमपुरूष प्रणीत्त मातृका अष्टादश लिपि विन्यास प्रकटन प्रवीण'** બ્રાહ્મી આદિ મૂર્તિઓને જોઇ કાશ્મીર જવા ચાલ્યા તો ભગવતીએ તેનો માર્ગક્લેશ બચાવવા માટે માર્ગમાજ આવી દર્શન તથા વિદ્યામંત્ર આપ્યા હતા. સિદ્ધરાજ જયસિંહને ત્યા તેનું પાંડિત્ય જોઈ કોઇ અસહિષ્ણુ (બ્રાહ્મણો) એ કહ્યું કે અમારા શાસ્ત્ર (પાણિનીય વ્યાકરણ) શીખીને આ વિદ્વત્તા પ્રાપ્ત થઇ છે સિદ્ધરાજે પૂછ્યું ત્યારે હેમચન્દ્રે કહ્યુ કે શ્રી મહાવીર જિને શિશુ અવસ્થામા જે ઉપદેશ ઇંદ્ર સમક્ષ આપ્યો હતો તે જૈનેદ્ર વ્યાકરણજ અમે શીખીએ છીએ. ( જુઓ ઉપર પૃ ૩૮૧ ટિ ૨ ) રાજાએ કહ્યુ કે તેટલા પ્રાચીનને છોડીને કોઈ નજીકના કર્ત્તાનુ નામ આપો તેણે કહ્યુ કે સિદ્ધરાજ સહાયક થાય તો પોતે નવુ પંચ અંગવાળુ વ્યાકરણ રચે રાજાએ સ્વીકાર્યું એટલે શ્રી હેમચન્દ્રે કહ્યુ કે કાશ્મીરમા પ્રવરપુર (બિલ્હણની જન્મભૂમિ)મા ભારતી કોશમા પુરાતન આઠ વ્યાકરણોની પ્રતિ છે તે મંગાવી આપો પ્રધાનોએ જઇ ભારતીની સ્તુતિ કરી એટલે ભારતીએ કહ્યું કે હેમચન્દ્ર મારીજ મૂર્ત્તિ છે, પ્રતિઓ આપી દો પ્રતિઓ આવી. ઘણા દેશોથી અઢાર વ્યાકરણ લાવવામા આવ્યા ગુરૂ (હેમચન્દ્ર) એ એક વર્ષમાં સવા લાખ ગ્રંથનુ વ્યાકરણ રચી રાજાના હાથી પર રાખી, ચમર ઢોળતા રાજસભામા લાવી પધરાવ્યુ અને સંભળાવ્યુ અમર્ષી બ્રાહ્મણોએ કહ્યુ કે શુધ્ધા શુદ્ધની પરીક્ષા કર્યા વગર રાજાના સરસ્વતી કોશમાં રાખવા યોગ્ય નથી કાશ્મીરમા ચન્દ્રકાન્ત મણિની

# પ્રકરણ ચોથું.

## શ્રી હેમચંદ્ર અને દેશી.

૧૮૫ युव (न्) (એટલે જુવાન)ના તારતમ્ય વાચકરૂપ यवीयस्, यविष्ट અને अल्पના अल्पीयस् અને अल्पिष्ट થાય છે. આ અર્થોમા कनीयस् અને कनिष्ठ પણ થાય છે. પાણિનિની આ સબધે કહેવાની રીત એવી છે કે युव અને अल्पની જગ્યાએ વિકલ્પથી कन् થઇ જાય છે (૫-૩-૬૪). આનો ઐતિહાસિક અર્થ એ છે કે પાણિનિના સમયમા એકલો कन् નાનાના અર્થમા વપરાતો ન્હોતો-કેવલ તેના તારતમ્યવાચક રૂપમા વપરાતો હતો વૈયાકરણોની કહેવાની એવી રીતિ છે કે પાણિનિના સુત્રથી अल्पीयस् અને यवीयस्ની જગ્યાએ कनीयस्, અને अल्पिष्ठ અને यविष्ठની જગ્યાએ कनिष्ठ થઇ જાય છે આવુ કઇ થતુ નથી વ્યાકરણનુ સૂત્ર કોઇ નવીન ચીજ બનાવી શકતુ નથી તે તો જે કઇ હોય તેને નિયમથી રાખી દે છે. 'અમુક સૂત્રથી આમ થયુ' એને બદલે વૈજ્ઞાનિક રીતિથી એમ કહેવું ઘટે કે 'આમ ભાષામા થાય છે, તેનો ઉલ્લેખ અમુક સૂત્રમા કરેલો છે.' कन् કે જેનો અર્થ નાનુ છે તેનો એકલપણે વિશેષણ તરીકે તે સમયે સસ્કૃતમા વ્યવહાર થવાનુ બધ પડી ગયુ હતું. 'कन्या'માં તે મોજૂદ છે કન્યાનો પુત્ર 'कानीन' બનાવવા માટે પાણિનિએ કન્યાને બદલે 'कनीन', માની પ્રત્યય લગાડયો છે (૪-૧-૧૧૬). આ કાર્ય (જો 'कन्'ની સત્તા-તેનું અસ્તિત્વ પાણિનિ માનત તો) कन्ने પ્રત્યય લગાડીને પણ થઇ શકતુ હતું. નેપાલી 'કાન્-છા' (નાના) હિદી कन+अगुरिया-નારગીની 'કન્ની' આદિમા તે 'कन्' ચાલુ રહેલો દેખાય છે. તે રીતે જ્યા પાણિનિએ 'ब्रू'ના કઇક રૂપોને બદલે 'आह'નુ થવુ, हन્નુ 'वध्' થઇ જવુ, અનેअस्નુ भू થઈ જવુ જણાવ્યુ છે તેનો ઐતિહાસિક અર્થ એ છે કે 'आह्' 'अस्' અને 'वध्' ધાતુઓના જે સમયે પૂરા રૂપો પહેલા થતા હશે, તે

# પ્રકરણ ચોથું.

## શ્રી હેમચંદ્ર અને દેશી.

૧૮૫. युव (न्) (એટલે જુવાન)ના તારતમ્ય વાચકરૂપ **यवीयस्**, **यविष्ट** અને अल्पના **अल्पीयस्** અને **अल्पिष्ट** થાય છે. આ અર્થોમાં **कनीयस्** અને **कनिष्ट** પણ થાય છે પાણિનિની આ સબંધે કહેવાની રીત એવી છે કે युव અને अल्पની જગ્યાએ વિકલ્પથી कन् થઇ જાય છે (૫-૩-૬૪). આનો ઐતિહાસિક અર્થ એ છે કે પાણિનિના સમયમા એકલો कन् નાનાના અર્થમા વપરાતો ન્હોતો—કેવલ તેના તારતમ્યવાચક રૂપમા વપરાતો હતો વૈયાકરણોની કહેવાની એવી રીતિ છે કે પાણિનિના સૂત્રથી **अल्पीयस्** અને **यवीयस्**ની જગ્યાએ **कनीयस्**, અને **अल्पिष्ट** અને **यविष्ठ**ની જગ્યાએ **कनिष्ठ** થઇ જાય છે આવુ કઇ થતુ નથી વ્યાકરણનુ સૂત્ર કોઇ નવીન ચીજ બનાવી શકતુ નથી. તે તો જે કઇ હોય તેને નિયમથી રાખી દે છે. 'અમુક સૂત્રથી આમ થયુ' એને બદલે વૈજ્ઞાનિક રીતિથી એમ કહેવું ઘટે કે 'આમ ભાષામા થાય છે, તેનો ઉલ્લેખ અમુક સૂત્રમા કરેલો છે.' कन् કે જેનો અર્થ નાનુ છે તેનો એકલપણે વિશેષણ તરીકે તે સમયે સસ્કૃતમા વ્યવહાર થવાનુ બધ પડી ગયુ હતુ '**कन्या**'મા તે મોજૂદ છે કન્યાનો પુત્ર '**कानीन**' બનાવવા માટે પાણિનિએ કન્યાને બદલે '**कनीन**', માની પ્રત્યય લગાડ્યો છે (૪-૧-૧૧૬). આ કાર્ય (જો 'कन्'ની સત્તા—તેનુ અસ્તિત્વ પાણિનિ માનત તો) कन्ને પ્રત્યય લગાડીને પણ થઇ શકતુ હતું. નેપાલી 'કાન્—છા' (નાના) હિદી कन्+अगुरिया—નારગીની 'કન્ની' આદિમા તે 'कन्' ચાલુ રહેલો દેખાય છે. તે રીતે જ્યા પાણિનિએ 'ब्रू' ના કઇક રૂપોને બદલે 'आह'નુ થવુ, हनનુ 'वध्' થઇ જવુ, અનેअस्નુ भू થઇ જવુ જણાવ્યુ છે તેનો ઐતિહાસિક અર્થ એ છે કે 'आह्' 'अस्' અને 'वध्' ધાતુઓના જે સમયે પુરા રૂપો પહેલા થતા હશે, તે

રહ્યા દેશી. તે અવ્યુત્પન્ન પ્રાતિપદિક છે કે જેનો નવી જૂની પ્રાકૃતો વાળા વ્યવહાર કરતા આવ્યા છે તેની પ્રકૃતિ પ્રત્યયનો વિચાર કઠિન છે. સંભવ છે કે અધિક શોધ કરતા તેમાથી કંઈક બીજી ત્રીજી પેઢીના તદ્ભવ સિદ્ધ થઇ જાય હેમચદ્રજીએ દેશીનુ વૈજ્ઞાનિક વિવેચન કર્યું નથી.

૧૮૮ પોતાની દેશી નામમાલામા પોતે શુ લીધુ છે, શુ નથી લીધુ તેનો ઉલ્લેખ તેઓ એવી રીતે કરે છે કે (૧) જે લક્ષણગ્રંથ (સિદ્ધ-હૈમ શબ્દાનુશાસન)મા પ્રકૃતિ-પ્રત્યય આદિ વિભાગથી સિદ્ધ કરવામા આવ્યા નથી તે ત્યા લેવામા આવ્યા છે (૨) જે ધાતુ, વૈયાકરણ તથા કોશકારોએ દેશીમા ગણેલ છે, પરતુ જેને અમે ધાતુઓના આદેશ માનેલ છે તે લેવામા નથી આવ્યા (૩) જે પ્રકૃતિ-પ્રત્યય વિભાગથી સંસ્કૃતજ સિદ્ધ થાય છે કિંતુ સસ્કૃત કોશોમા પ્રસિદ્ધ નથી તે અહીં લેવામા આવ્યા છે-જેવા કે અમૃત-નિર્ગમ એટલે ચદ્ર, છિન્ન-ઉદ્ભવા એટલે બીજ, મહાનટ એટલે શિવ ઇત્યાદિ (૪) જે સંસ્કૃત કોશોમાં નથી કિંતુ ગૌણુ લક્ષણા યા શક્તિથી જેનો અર્થ બેસે છે-જેવો કે બઇલ્લ (એટલે બેલ, બળદ)=મૂર્ખ તે લેવામા નથી આવ્યા.

૧૮૯. વળી તે કહે છે કે મહારાષ્ટ્ર, વિદર્ભ, આભીર આદિ દેશોમા જે શબ્દ પ્રસિદ્ધ છે (જેવા કે મગા=મરાઠી મગ=પછી, હિગ એટલે જાર) તેને ગણુવામાં આવે તો દેશો અનત હોવાથી પુરૂષાયુષથી પણ તેનો સગ્રહ થઈ શકે તેમ નથી તે માટે '**अनादि प्रसिद्ध प्राकृत भाषा विशेष**' જ દેશીને કહેવામા આવેલ છે પોતાની પુષ્ટિમાં એક જૂનો શ્લોક ઉદ્ધૃત કરેલ છે કે દિવ્ય યુગસહસ્રમા વાચસ્પતિની બુદ્ધિ પણ એટલી સમર્થ થઈ શકતી નથી કે જે દેશોમાના પ્રસિદ્ધ શબ્દો સપૂર્ણપણે ચુટી શકે (દેશી નામમાલા ગાથા ૨-૩)[૧૮] આથી

---

૧૮ સરખાવો પતજલિ-'બૃહસ્પતિએ ઇંદ્રને દિવ્ય વર્ષ સહસ્ર શબ્દ પારાયણુ કરાવ્યુ પરંતુ અત આવ્યો નહિ-બૃહસ્પતિ જેવો કહેનાર, ઇદ્ર જેવો શીખનાર, દિવ્ય વર્ષસહસ્ર જેટલો અધ્યયન કાળ તો પણ અત ન આવ્યો આજકાલ જે જીવો છે તે ઘણુ ઘણું સો વર્ષ જીવે ઇત્યાદિ (પ્રથમ આહ્નિક'

ઓલ્લઈ, ચવઇ, જમ્પઇ, સીમઇ, સાહઈ—ને વિકલ્પે ‘ કહઈ ’ના આદેશ કરી દીધા છે, (૮–૪–૨) ઉમ્મુકઇને આમા ગણેલ નથી કારણકે તેને ઉત્+મુક્માથી નિકળેલી માનેલ છે. આમ જોવામાં આવે તો વજ્જરઇ **उच्चरति**માથી, પજ્જરઇ **प्रोच्चरति**માથી, પિસુણઇ **पिशुनयति**માથી, સંઘઈ **संख्याति**માથી, જમ્પઇ **जल्पति**માથી નિકળી શકે છે.

૧૯૧ વળી શ્રી હેમચંદ્ર લખે છે કે બીજાઓએ આને દેશી શબ્દો તરીકે લીધા છે, કિંતુ અમે તેને ધાત્વાદેશ કરી દીધા છે કે જેથી વિવિધ પ્રત્યયોમા પ્રતિષ્ઠિત થઇ જાય આમ કરવાથી વજ્જરિઓ એટલે **कथित** વજ્જરિઊણ એટલે **कथयित्वा** આદિ હજારો રૂપ સિદ્ધ થઈ જાય છે”– આતો પોતાની મનમાની થઇ યાતો તેને સ્વતંત્ર ધાતુ માની લેવાત, યા તેમા તદ્ભવ અને દેશીની છાટ નાખી શકાત વૈયાકરણોના સ્વભાવ પ્રમાણે હેમચંદ્ર કહે છે કે અમે તેને આદેશ એટલા માટે ગણેલ છે કે તેને પ્રત્યય લગાડી શકાય, તે વિવિધ પ્રત્યયોમા પ્રતિષ્ઠિત થઇ જાય પતંજલિ, વૈયાકરણોને ચેતવણી આપી ગયેલ છે કે ‘ જેમ ઘડાનુ કામ પડતા લોક કુંભારને ત્યા જાય છે કે અમને ઘડો બનાવી આપ તેમ શબ્દનુ કામ પડતા કોઇ વૈયાકરણને ત્યા જતો નથી કે ભાઇ! અમારે કામ છે માટે શબ્દ બનાવી આપ ” ( પહેલુ આહ્નિક ), કિંતુ વૈયાકરણ સમજે છે કે તેને પ્રતિષ્ઠિત કર્યા વગર લોક આ ધાતુઓ સાથે પ્રત્યયજ નહી લગાડી શકે કુકડો સવાર થતા બોલે છે. કિંતુ ફ્રેંચ ભાષાના એક નાટકમા એક કુકડાને એવુ અભિમાન થયેલુ બતાવ્યુ છે કે હુ નવિ બોલુ તો સવાર પડશેજ નહિ. અસ્તુ.

૧૯૨. આ ચોથા પાદમા કેટલીક ધાતુઓના આદેશ ગણાવ્યા છે કે જેમા કેટલાક તો તદ્ભવ ધાતુ છે અને દેશી છે જેમકે ભ્રમ (એટલે ઘૂમવુ) ના અઢાર આદેશોમા (૮–૪–૧૬૧) ચક્કમઇ–**चंक्रम** પરથી, ભમ્મડઇ, ભમાડઇ–**भ्रम** પરથી સ્વાર્થમા ડ લગાડી તલઅણ્ટઇ–**तल+अट** પરથી, ઘુમઇ, ઘુમઇ–**भ्रम** પરથી, પરીઇ, પરઇ–**परि+इ** પરથી તદ્ભવ માની શકાય છે ટિરિટિલ્લઇ, ઢુણ્ઢુલ્લઈ, ઢણ્ઢલ્લઇ, ઝણ્ટઇ, ઝમ્પઈ, ગુમઈ, ફુસઇ, ઢુમઇ,

ફુર્ફ નાખી રહ્યા તેને દેશી ધાતુ માનો અથવા અનુકરણ આદિથી બનેલા સમજો. દેશીના ભંડારમાંથી સંસ્કૃત વાળા સંસ્કૃત કરીને અને પ્રાકૃતવાળા એમજ લેતા રહ્યા છે પહેલાએ એમ નથી કર્યું કે અમે લીધા છે—તે તો એમજ કહેતા ગયા કે અમારાજ છે બીજાએ દેશી અને તદ્ભવોની વહેંચણી કરી, કારણ કે તદ્ભવોને પોતાના થોડા નિયમોથીજ બાંધેલા માન્યા બાકીનાનો વિચાર કર્યો નહિ.

૧૫૩ હેમચંદ્ર સૂરિએ પોતાની જન્મ ભાષાનું ગુજરાતી, હિન્દી કે મરાઠી આદિ કોઈ ખાસ–વિશિષ્ટ નામ ન રાખતાં 'અપભ્રંશ' એવું સામાન્ય નામ રાખ્યું છે આનું કારણ એ છે કે તે ભાષા તે સમયે તેવાજ રૂપમાં કંઇક થોડા ભેદ સાથે ભારતના ઘણા ખરા પ્રદેશોમાં બોલાતી હતી. આથી આચાર્ય હેમચંદ્રે તેને ખાસ કોઈ પ્રદેશની ભાષા ન માનતાં સામાન્ય અપભ્રંશ ભાષા માની. આ અપભ્રંશ એટલે વિકૃત સ્વરૂપ કેમ આનું સમજવું ? આ પ્રશ્નનો ઉત્તર આપણને ખાસ જૈન સાહિત્યથી મળશે. અન્યથી નહિ. આટલા માટે જે પ્રાકૃત ગ્રંથો હેમચંદ્રાચાર્યની પહેલાં કમથી કમ ૩ ૪ શતાબ્દિઓથી લખાયેલાં છે તે જોવાં પડે. જો કે સર્વનું અવલોકન અત્યાર સુધી ઠીક ઠીક પ્રમાણમાં કરવામાં આવ્યું નથી તો પણ જેટલું કરવામાં આવ્યું છે તે પરથી નિઃસંદેહ કહી શકાય તેમ છે કે તે અપભ્રંશ, શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃતનું રૂપ હતું. દશમી સદીના પહેલાના જેટલા જૈન પ્રાકૃત ગ્રંથ છે તેમાં આ અને આગમોની પ્રધાનતા છે દશમી સદીના પછીના જે ગ્રંથ છે તેમાં તે આગમો ક્રમે ક્રમે લુપ્ત થતી જાય છે અને અપભ્રંશનો ઉદય દષ્ટિગોચર થાય છે મહાકવિ ધનપાલ, મહેશ્વર સૂરિ અને જિનેશ્વર સૂરિ આદિના ગ્રંથોમાં અપભ્રંશના આદિ આકાર, તથા રત્નપ્રભાચાર્યની ઉપદેશ માલાની દોઘટ્ટી વૃત્તિ અને હેમચંદ્ર સૂરિના ગ્રંથોમાં મુખ્ય શૌરસેની અને મહારાષ્ટ્રી પ્રાકૃત છે અને તે પછી તેનું વિકૃત રૂપ છે આની ગતિની સાથે આગમોનું પરિવર્તન—તેના સ્થાપના પ્રસંગે હેમચંદ્ર સૂરિએ અપભ્રંશ નામ આપ્યું

એને શૌરસેની તથા પ્રાકૃત પછી પોતાના વ્યાકરણમાં અપભ્રશનું વ્યાકરણ પણ લિપિબધ્ધ કરી દીધુ. (સિદ્ધહૈમ શબ્દાનુશાસન નામના મહાન વ્યાકરણમા પહેલા સાત અધ્યાયોમા સસ્કૃતનુ સર્વાગપૂર્ણ વ્યાકરણ આપી આઠમા અધ્યાયમા પ્રાકૃત વગેરે વ્યાવહારિક ભાષાઓનુ વ્યાકરણ આપેલ છે તેમા ચતુર્થ પાદના ૩૨૯ મા સૂત્રથી અતિમ સૂત્ર ૪૪૮ સુધીના ૧૨૦ સૂત્રોમા આ અપભ્રશનુ વ્યાકરણ છે.)

૧૯૪ હેમાચાર્યના કાવ્યાનુશાસનમાં મહાકાવ્યની વ્યાખ્યા આપતાં અપભ્રશના બે ભેદ પાડેલા છે **तत्र प्राय संस्कृतप्राकृतापभ्रंश-ग्राम्यभाषानिबद्धं महाकाव्यम्** અને તે ભાષાઓના દાખલા આપતા કહે છે કે **अपभ्रश भाषा निबद्ध सन्धिबन्धम् अब्धि-मन्थनादि ग्राम्यापभ्रश भाषा निबद्धावस्कन्धकबन्धम्-भीमकाव्यादि.** અપભ્રશ ભાષામાનુ મહાકાવ્ય સન્ધિના બધવાળુ હોય છે, દાખલા તરીકે અબ્ધિમન્થન વગેરે અને ગ્રામ્ય અપભ્રશ ભાષામાનુ મહાકાવ્ય અવસ્કન્ધકના બન્ધવાળુ હોય છે–દાખલા તરીકે ભીમકાવ્ય વગેરે. આ પરથી અપભ્રશ અને ગ્રામ્યાપભ્રશ એ ભાષાના ભેદ પડેલા છે એટલુજ નહિ પરતુ તેમા લખાયેલાં કાવ્યો પણ હતા. એ બેની સાથે આપણી જૂની ગૂજરાતીનો સબધ છે.

૧૯૫. સન્ધિ એટલે કડવકો (કડવા)નો સમૂહ એમ હેમાચાર્યે પોતાના છદોનુશાસનના છઠ્ઠા અધ્યાયમા કહે છે (**सन्ध्यादौ कडवकान्ते च ध्रुवं स्यादिति ध्रुवा ध्रुवक घत्ता वा–कडवक-समूहात्मक सन्धि तस्यादौ चतुर्भि: पद्धडिकाद्यैश्छन्दोभि. कडवकम्** એટલે કડવાનો સમૂહ તે સન્ધિ અને તેની આદિમા ચાર પદ્ધડિકા આદિ છદોવાળુ કડવુ જોઇએ કડવાની અંતે ધ્રુવ–નિશ્ચિતપણે જે હોય તે ધ્રુવા, ધ્રુવક કે ઘત્તા એ નામનો છદ) આવે સાહિત્ય દર્પણમા અપભ્રશ ભાષાના કાવ્યોના સર્ગને 'કડવક' એ નામ આપેલુ છે.

**अपभ्रंश निबन्धेस्मिन् सर्गा कडवकाभिधा ।**
**तथापभ्रंशयोग्यानि छंदांसि विविधान्यपि ॥**

**यथा कर्णपराक्रम ।**

ખાઇએ ગિરિથી અને તરૂપરથી પડીએ છીએ, તથાપિ વિષયપર વિરાગ જતો નથી.

( ગિરિહે–અપાદાન, તરૂહે–સંબંધ વિભક્તિ. ગિરિહુ, તરૂહુ–અપાદાન, પડિઅઉ–નિષ્ટા, અચ્છઇ–આછે, છે. સ. આસ્તે )

(૨) જો જહા હોતઉ સો તહા હોતઉ, સત્તુ વિ મિત્તુ વિ કિંહે વિ હુ આવહુ.
જહિ વિહુ તહિં વિહુ મગ્ગે લીણુા, એક્કએ દિટ્ઠિહિ દોન્નવિ જોઅહુ ૨૬

—હિંદી–સમ—જો જહં હોતો સો તહ હોતો
શત્રુ ભિ મીત ભિ કોઇહિ આવો
જહા ભી તહં ભી મારગ–લીના
એકહિ દીઠિહિ દોનહિ જોહો

(જહા હોતઉ—જ્યા હતો ( વર્ત્તમાન ધાતુજ–કૃદંત )=જ્યાથી, લીણુ–લીન, લાગુ થયેલો. )

(૩) અમ્હે નિન્દહુ કોવિ જણુ, અમ્હઈ વણ્ણઉ કોવિ,
અમ્હે નિન્દહું કવિ નવિ, નમ્હઈ વણ્ણહું કવિ. ૩૭

હિંદીસમ–હમે નિન્દો કોઇ જન, હમે વરનો કોઇ,
હમ નિન્દે કોઇ (કો)ભી નહીં, ન હમ વરનૈ કોઇ

ગુજરાતીસમ–અમને નિંદો કોઇ જન, અમને વખાણો કોઇ,
અમે નિન્દીએ કોઇને પણ નહીં, ન અમે વખાણીએ કોઇ.

(અમ્હે—અમ્હઇ—પહેલું કર્મ, બીજો કર્તા. ક્રિયાથી કારક મળી આવે છે, વિભક્તિથી નહિ. )

(૪) રે મણુ કરસિ કિ આલડી, વિસયા અચ્છહુ દૂરિ,
કરણુઈ અચ્છહ રૂન્ધિઅઇ, કડ્ઢઉં સિવફલુ ભૂરિ ૪૧

,—રે મન ! (તું) કરે છે કયમ આલડી, હે વિષયો ! થાઓ–રહો દૂર, હે કરણો (ઇંદ્રિયો)! રહો રૂન્ધિત–રૂધાયેલી, ( હું ) કાઢું શિવફલ ( મોક્ષ ) ઘણું.

માટે તું બીજા કર્મારંભ કરે છે.

કેહિ, રેસિ, રેસિ, તેહિ, તણેણુ—પ્રત્યય તાદર્થ્યમા આવે છે (હેમચંદ્ર ૮–૪–૪૨૫) તેનો અર્થ 'માટે' છે

(૯) કાયકુડુલ્લી નિરૂ અથિર, જીવિયડઉ ચલુ એહુ,
એ જાણિવિ ભવદોસડા, અસુહઉ ભાવુ ચએહુ, ૭૨

—કાયાની કુડલી નિશ્ચય અસ્થિર (છે), જીવિત ચલ–ચચલ (છે) એ જાણી ભવ–સસારના દોષો અશુભ ભાવ તજો.

કુડુલ્લી, જીવિયડઉ, દોસડા એમા ઉલ્લ, અડ, ડ સ્વાર્થિક છે.

(૧૦) તે ધન્ના કન્નુલ્લડા, હિઅઉલ્લા તિ કયત્થ,
જો ખીણુ ખણિવિ નવુલ્લડઅ, ઘુટહિ ધરહિ સુઅત્થ. ૭૩

—તે ધન્ય (છે) કાન, હૃદય તે કૃતાર્થ (છે) જે ક્ષણે ક્ષણે નવા સુઅર્થો (યા શ્રુતાર્થો)ને ઘુટે છે અને ધરે છે ધારે છે.

કન્નુલ્લડ, હિઅઉલ્લ, નવઉલ્લડઅ—સ્વાર્થે કાન અને હૈયાને માટે ઘુટહિ અને ધરહિ—યથાસખ્ય લગાડવું.

(૧૧) પઇઠી કન્નિ જિણાગમહો વત્તડિઆલિ હુ જાસુ
અમ્હારઉં તુમ્હારઉં વિ એહુ મમત્તુ ન તાસુ. ૭૪

—હિદી–સમ–પૈઠી કાન જિનાગમ(કી) બાતડી ભી જાસુ
હમારો તુમ્હારો યહ મમત્વ ન તાસુ

—ગૂ૦ છાયા—પેઠી કાન જિનાગમની વાતડી પણ જાસ
અમારૂ તમારૂ પણ એહ મમત્વ ન તાસ

વત્તતુઆ વાત, જુઓ રત્તડી આગળ નં. (૨)

આ ઉદાહરણોમા વ્યાખ્યાન યા વ્યાકરણનો વિસ્તાર કરવામા આવ્યો નથી.

—ગળ્યા વગરના—અગલિત સ્નેહથી નિવૃત્ત—વળેલાઓને લક્ષયોજન પણ જઇને—ગયા પછી પણ (અને) વર્ષશતેન—સો વર્ષ થયા પછી પણ જે (નાયક કે નાયિકા) મળે છે તે હે સખિ ! સુખનુ તે સ્થાન (થાય છે) અર્થાત્ સાચા પ્રેમને દેશ કે કાલનુ બંધન નથી. જાઉ—જઇને. પૂર્વકાલિક.

(૭) અગહિ અગ ન મિલિઅઉ, હલિ અહરે અહરૂ ન પત્તુ,
પિઅ જોઅન્તિ હે મુહ—કમલુ એમ્વઇ સુરઉ સમત્તુ. ૭

—અગે અગ ન મળ્યુ, હે સખિ ! અધર—હોઠને હોઠ પ્રાપ્ત ન થયો—મળ્યો નહિ પ્રિયના મુખ કમલને જોતી જોતી (રહીને)—એમજ સુરત સમાપ્ત થયો બીજો અર્થ એ કે પ્રિયને જોતી—જોતી (રહી) ને મુખકમલ સુરા—મદ્યથી સદ્યથી સમત્ત—મસ્ત બની ગયુ, પહેલો અર્થ દોધક વૃત્તિકારે લીધો છે કિંતુ આ વિશુદ્ધ ( Platonic ) પ્રેમ ચિત્રને એમ કહી બીભત્સ કર્યું છે ને જણાવ્યુ છે કે '**अतिरसातिरेकात् संभोगात् पूर्वमेव द्राव इति भाव**' આ વગર કર્યો અર્થ ઉઠતો નહોતો ? એમ્વઇ—એવે પંજાબી એંવે, હિંદીમા યોહી ગૂ૦ એમજ.

(૮) જે મહુ દિણ્ણા દિઅહડા, દઇએ પવસન્તેણ,
તણ ગણન્તિએ અગુલિઉ, જજ્જરિયાઉ નહેણ.

—જે મને દિવસો પ્રવાસ કરવા જતા જતા દયિતે આપ્યા હતા તે ગણતી (ગણતી) (મારી) આગળીઓ નખથી જર્જરિત થઇ

પતિએ પ્રવાસ પર જતી વખતે જણાવેલુ હતું કે આટલે દિવસે હુ પાછો આવીશ. તે સમય જવાથી ગણત્રી કરતા કઇ મારી ભૂલતો નથી થઇ એ જોવા ગણત્રી કરતા મારી આગળીઓ ઘસાઇ ગઇ. 'ગિણતા ગિણતા ઘસ ગઇ, આગલિયા રી રેખ' ( મારવાડી દોહા આ દોહો નાટકમા પણ—મસીવાલા આયો હમારે દેશ ! એ ગીતમા વપરાયો છે )

, મહુ—મને, દિઅહડા—દહાડા, દઇએ—દયિતે ( પંજાબી કર્તાનો એ પ્રત્યય—રાજે ગદણુ બ્યાહી હિંદીમા મઇ, મૈ મ એ આવે છે. ગૂજરાતીમા 'એ' ત્રીજીનો કર્તાનો પ્રત્યય છે.

(૪) એહ તિ ઘોડા એહ થલિ, એહ તિ નિસિઆ ખગ્ગ;
એત્થુ મુણીસિમ જાણીઅઇ જો નવિ વાલઇ વગ્ગ.

—એજ તે ઘોડા એજ સ્થલ (છે) એજ તે 'નિશિત'—અણીદાર ખડ્ગ છે એમાં મનુષ્યત્વ જાણીએ કે જે (ઘોડાની) વાઘ ન વાળે—ઘોડો ના ફેરવે. એજ ઘોડો હોય, એ રણસ્થલ હોય, અને એ ધારદાર તલવાર હોય કે જ્યાં જે ઘોડાની વાઘ—લગામ વાળીને ભાગી ન જાય અને સામેજ ચાલ્યો જાય તો ત્યાં મનુષ્યત્વ—મરદાનગી જણાય.

મુણીસિમ—સંસ્કૃતમાં કેટલેક સ્થળે ઇમ લાગી પુંલિંગ ભાવવાચક બને છે પ્રાકૃતમાં તો સર્વ સ્થળે એમ થાય છે નવિ—ન+અપિ વાલઇ—વળે (વાળવું) તેનું પ્રેરકરૂપ. રાજપૂતાનામાં આ દોહો પ્રચલિત છે અને પ્રચુર ચારણિક ઇતિહાસના વિવિધ સંબંધમાં તેનો ઉતારો કર્યો છે

(૫) દહમુહુ ભુવણ—ભયંકરુ તોસિઅ—સંકરુ ણિગ્ગઉ રહ—વરિ ચડિઅઉ,
ચઉમુહુ છમુહુ ઝાઇવિ એક્કહિ લાઇવિ ણાવઇ દઇવેં ઘડિઅઉ.

—આ દોહ જૂની રામાયણમાંથી છે દહમુખ (રાવણ) ભુવન—ભયંકર, તોષિતશંકર, નિર્ગત (નીકળ્યો) રથવર પર ચઢ્યો, ણાવઇ—જાણે ઇવના અર્થમા—ની પેઠે ઉત્પ્રેક્ષાર્થે એ અર્થમાં, ચઉમુખ—બ્રહ્માને છ મુખ—કાર્તિકેયને ધ્યાન કરી એકમાં (એક રાવણમાં) લાવી દૈવે ઘડ્યો (જેમ નહિ તેમ) બ્રહ્માના ચાર અને સ્વામિ કાર્તિકેયના છ એ દશ મુખ જાણે દૈવે એકમાં મેળવી તેને બનાવ્યો હતો.

ણિગ્ગઉ ચડિઅઉ ઘડિઅઉ—નિર્ગમ્યો—નીકળ્યો ચઢ્યો ઘડ્યો. ઝાઇવિ, લાઇવિ—ધ્યાવી—ધ્યાન કરી લાવી. ણાવઇ—માનો—જાણે કે—(સ ગાવતે) સરખાવો હિ. નાઈ નાઈ મારવાડી ન્યૂ ઉપમામાં નાઇ નાવે ઉત્પ્રેક્ષામાં અને વૈદિક ન ઉપમાવાચક

(૬) અગલિઅ—નેહ—નિવટ્ટાહં જોઅણ—લક્ખુ વિ જાઉ
વરિસ—સએણ વિ જો મિલઇ સહિ સોક્ખહં સો ઠાઉ.

—ગળ્યા વગરના—અગલિત સ્નેહથી નિવૃત્ત—વળેલાઓને લક્ષયોજન પણ જઇને—ગયા પછી પણ (અને) વર્ષશતેન—સો વર્ષ થયા પછી પણ જે (નાયક કે નાયિકા) મળે છે તે હે સખિ ! સુખનુ તે સ્થાન (થાય છે) અર્થાત્ સાચા પ્રેમને દેશ કે કાલનુ બંધન નથી. જાઉ—જઇને. પૂર્વકાલિક.

(૭) અંગહિં અંગ ન મિલિઅઉ, હલિ અહરે અહર ન પત્તુ,
પિઅ જોઅન્તિ હે મુહ—કમલુ એમ્વઇ સુરઉ સમત્તુ ૭

—અંગે અંગ ન મળ્યુ, હે સખિ ! અધર—હોઠને હોઠ પ્રાપ્ત ન થયો—મળ્યો નહિ પ્રિયના મુખ કમલને જોતી જોતી (રહીને)—એમજ સુરત સમાપ્ત થયો બીજો અર્થ એ કે પ્રિયને જોતી—જોતી (રહી) ને મુખકમલ સુરા—મધથી સઘથી સમત્ત—મસ્ત બની ગયુ, પહેલો અર્થ દોધક વૃત્તિકારે લીધો છે કિંતુ આ વિશુદ્ધ ( Platonic ) પ્રેમ ચિત્રને એમ કહી બીભત્સ કર્યું છે ને જણાવ્યુ છે કે ' **अतिरसातिरेकात् सभोगात् पूर्वमेव द्राव इति भाव** ' આ વગર કયો અર્થ ઉઠતો નહોતો ? એમ્વઇ—એવે પંજાબી એ વે, હિંદીમા યોંહી. ગૂ૦ એમજ.

(૮) જે મહુ દિણ્ણા દિઅહડા, દઇએ પવસન્તેણ,
તણા ગણન્તિએ અંગુલિઉ, જજ્જરિયાઉ નહેણ.

—જે મને દિવસો પ્રવાસ કરવા જતા જતા દયિતે આપ્યા હતા તે ગણતી (ગણતી) (મારી) આગળીઓ નખથી જર્જરિત થઇ.

પતિએ પ્રવાસ પર જતી વખતે જણાવેલુ હતું કે આટલે દિવસે હું પાછો આવીશ. તે સમય જવાથી ગણત્રી કરતા કઇ મારી ભૂલતો નથી થઇ એ જોવા ગણત્રી કરતા મારી આગળીઓ ઘસાઇ ગઇ. ' ગિણતા ગિણતા ઘસ ગઇ, આંગલિયા રી રેખ ' ( મારવાડી દોહા આ દોહો નાટકમા પણ—મસીવાલા આયો હમારે દેશ ! એ ગીતમા વપરાયો છે )

મહુ—મને, દિઅહડા—દહાડા, દઇએ—દયિતે ( પંજાબી કર્તાનો એ પ્રત્યય—રાજે ગદ્દણ ખ્યાહી હિંદીમા મઇ, મૈં મ એ આવે છે ગૂજરાતીમાં 'એ' ત્રીજીનો કર્તાનો પ્રત્યય છે.

—જે પોતાના ગુણ ગોપવે છે-ગુપ્ત રાખે છે, પરના-બીજાના ગુણોને પ્રકટ કરે છે તે કલિયુગમા દુર્લભ સજ્જનને હુ બલી કરૂ છું.

ગોવઇ—સરખાવો હિદી ગુઇયા=અતરગ (ગુપ્ત) સખી, હઉ-હું, બલિ કિજ્જઉ-બલિહારી જાઉં, વારી જાઉં, બલૈયા લઉં સરખાવો ઉપર નં. ૫મા "બલિ કીસુ. દોધકવૃત્તિકાર તેનો અર્થ પૂજા કરૂ એમ જણાવે છે.

(૧૪) તણહ તઇજ્જી ભગિ નવિ, તે અવડયડિ વસન્તિ,
અહ જણુ લગ્ગિવિ ઉત્તરઇ, અહ સહ સઇ મજ્જન્તિ.

—તૃણની ત્રીજી ભગિ-રીત નથી,-ત્રીજો પ્રકાર નથી, તેથી-તે કારણે અવટતટે-કૂપતટે વસે છે, (તે માટે) કાતો જણ તેને વળગી ઉતરી-ઉગરી જાય છે (અને) કા સાથ સ્વય ડુબે છે. અર્થાત્ અવટ-વિષમકૂપ કે ખાડામા તટ પર ઉગનારા તૃણોના બેજ કામ છે. એકતો તેની કૃપાથી ડૂબતો માણસ બચી જાય અને કાતો તેની સાથે ડુબી જાય તેની કોઇ ત્રીજી રીત નથી અન્યોક્તિમા કાતો બીજાને તારે વા સ્વય માર્યો જાય અહ—અથ.

(૧૫) દઇવુ ઘડાવઇ વણિ તરુહુ, સેઉણિહુ પક્ક ફલાઈ,
સો વરિ સુક્ખુ પઇટ્ઠુ ણુવિ, કણ્ણહિ ખલવયણાઈ,

—દૈવ વનમા તરુઓના પક્વ ફલો શકુનિ-પક્ષીઓને ઘટિત કરે છે-પહોચાડે છે તે સુખ ખરૂ પણ કર્ણમા ખલવચનો પેઠેલા તે (સુખ) નથી આમા ભર્તૃહરિના એક પ્રસિદ્ધ શ્લોકનો ભાવ છે. ઘડાવઇ-સ. ઘટયતિ. વરિ-હિ. વર, વરન. ણુવિ ન+ અપિ.

(૧૬) ધવલુ વિસૂરઈ સામિઅહો ગરુઆ ભરુ પિક્ખેવિ
હઉ કિ ન જુત્તઉ દુહુ દિસિહિ, ખડઇ દોણ્ણિ કરેવિ

—ધવલ-ધોરિયો-બળદ સ્વામીનો ગુરૂ-ભારે ભાર જોઇને વિષુરે છે-વિષાદ કરે છે-ખેદ કરે છે કે હું મારા બે ખડ કરીને બને દિશાએ-બાજુએ જુતાણો કેમ નહિ.

—

—અગ્નિથી જગ ઉન્હુ—ઉષ્ણ થાય છે, તેમ વાયુથી શીતલ થાય છે, જો પુન આગથી શીતલ (થતું હોય) તો તેનું ઉષ્ણત્વ કેનાથી (થાય)?

વાએ—વાયુથી ૫ જાબી બાઓ પુણુ—સ. પુન હિ. પુનિ. ઉણ્હ-ત્તણુ—ત્તણુ ભાવવાચકનો છે

(૨૧) વિપ્પિઅ—આરઉ જહવિ પિઉ, તોવિ ત આણુહિ અજ્જુ,
અગ્ગિય દડ્ઢા જઇવિ ઘરૂ, તો તે અગ્ગિ કજ્જુ.

—જો-યદ્યપિ પિયુ વિપ્રિયકારક હોય, તો પણ તેને આજે આણ-લાવ (કારણકે) આગથી દગ્ધ થયેલુ યદ્યપિ ઘર (હોય) તો પણ તે આગ સાથે કામ (લેવુંજ પડે છે).

(૨૨) જિવ જિવ વંકિમ લોઅણહ ણિરૂ મામલિ સિક્ખેઇ
તિવ તિવ વમ્મહુ નિઅલ સરૂ, ખર-પત્થરિ તિક્ખેઇ.

—જેમ જેમ વાંકા લોચનોથી સ્યામલા—સાંવરી (નાયકા) નિરૂ (? કટાક્ષ) શીખે છે, તેમ તેમ મન્મથ નિજ(ક)—પોતાના શરોને ખર-કઠણ પત્થરપર તીક્ષ્ણ કરે છે—અહીં વંકિમ—વાંકા એ લોચનનું વિશેષણ લીધું છે તેથી 'નિરૂ'નો અર્થ સ્પષ્ટ નથી જણાતો. દોધક વૃત્તિકારે નિરૂનો અર્થ 'નિશ્ચય' કરી 'લોચનોથી નિશ્ચય વક્રત્વ શીખે છે' એમ અર્થ કર્યો છે.

તિક્ખેઇ—તીખા—તીક્ષ્ણ પરથી નામ ધાતુ અજ્જુનો અર્થ વૃત્તિકારે એ આર્યે—હે સખિ એમ કર્યો છે. વમ્મહુ—મન્મથ.

(૨૩) સંગરસએહિ જુ વણ્ણિઅઇ, દેક્ખુ અમ્હારા કન્તુ,
અઇમત્તહં ચત્તંકુસહ, ગય કુમ્ભઇં દારન્તુ.

—(હે સખિ!) સો સગ્રામ—યુદ્ધમા જેને, અતિમત્ત અને અંકુશો જેણે છોડયા છે એવા ગજ—હાથીનાં કુંભોને વિદારતો વર્ણવવામાં આવે છે એવા અમારા કાન્ત—કંથને દેખ—જો. ચત્તંકુસહ—સ. ત્યક્તાંકુશ.

(૨૪) તરૂણ હો તરૂણિ હો મુણિઉ મઇં કરહુ મ અપ્પહો ઘાઉ.

રમા મન્મથનો નિવાસ છે, એવી ધણ-સ્ત્રીનુ જે અન્ય તુચ્છ છે તે આખ્યુ-કહ્યુ જાય તેમ નથી, (એટલુ તુચ્છ છે કે કાંઈ કહેવાની વાત નહિ) આશ્ચર્ય તો એ છે કે તે મુગ્ધાનુ સ્તનાંતર (એટલુ તુચ્છ છે) કે જેની વચ્ચે મન માય-સમાય તેમ નથી. (સ્તનો ઘણા જાડા છે ને અંતર અતિ તુચ્છ છે એમ કહેવાનો હેતુ છે.)

દોધકવૃત્તિકારે આને યુગ્મ નોંધ્યો છે, પરંતુ આ એક આખો રહ્યા છંદ છે. આવા છંદ સોમપ્રભસૂરિની રચનામા મળી આવે છે, કે જે હવે પછી મૂકવામા આવશે આમા નાયિકાના વિશેષણ પ્રાય બહુ-વ્રીહિ સમાસમા છે અને 'હે' એ સબંધકારક ચિન્હ છે. તહે ધણ હે એટલે તહ ધણહ એ તેનો ઉચ્ચાર છે-અર્થાત્ તે ધણ-સ્ત્રીના અક્ષ-હન્તી-સ અલભન્તી અકખણ-બોલવુ કટરિ-આશ્ચર્યવાચક. મુદ્ધડા-મુગ્ધા. 'ડ' અલ્પ વાચક. જે-જેથી, વિચ્ચિ-વચ્ચે હી. બીચ પ. વીચ માઈ-સમાય.

(૩૦) ફોડેન્તિ જે હિયડઉં અપ્પણઉં, તાહ પરાઈ કવણ ઘણ,
રક્ખેજ્જહુ લોઅહો અપ્પણા, બાલહે જાયા વિસમ થણ.

—જે (એ સ્તન) પોતાનું હિયડુ-હૈયુ ફોડે છે, તેને માટેની પારકી દયા શુ (હોઈ શકે ?) હે લોકો પોતાનું રક્ષણુ કરો, (કારણુ કે) બાલાના સ્તનો વિષમ થયા છે.

ઘણ—ઘૃણા, દયા થણ-થાન, થાનોલુ, સ્તન થાન હજુ પશુ-ઓના આંચળ માટે વપરાય છે.

(૩૧) ભલ્લા હુઆ જુ મારિઆ, બહિણિ મહારા કન્તુ,
લજ્જેજ્જ તુ વયસિઅહુ, જઈ ભગ્ગા ઘરૂ એન્તુ

—હે બહેન ! ભલું થયુ જે મારો કંથ મરાયો જો ભાગીને નાઠેલો-હારેલો ઘેર આવત તો વયસ્યમા-બહેનપણીઓથી યા તેમા હુ લજ્જા પામત-લજાત ભગ્ગા-ભગ્ન, હારેલો, વયસિઅહુ-સરખી ઉમર વાળી વયસ્યાઓમા સ. વયસ્ એટલે ઉમર પરથી

(૩૬) જહિ કપ્પિજ્જઇ સરિણ સરુ, છિજ્જઈ ખગ્ગિણ ખગ્ગુ,
તહિં તેહઇ ભડ-ઘડ-નિવહિ કન્તુ પયાસઈ મગ્ગુ.

—જ્યા શરથી-બાણથી શર-બાણ કપાય છે, ખડ્ગથી ખડ્ગ છેદાય છે ત્યા-તે સગ્રામમા તેવા ભડ એટલે ભટ-યોદ્ધાની ઘટા એટલે સેનાના નિવહ એટલે સમૂહમા (મારો) કથ માર્ગ પ્રકાશે છે-કાઢે છે-કરે છે. ભડ-ભડ એ કાઠિયાવાડમા બહાદૂરના અર્થમા વપરાય છે. 'તુ ભડ હો તો આવી જા'-'ભડના દીકરા! ભાગ્યો તને'!

(૩૭) એક્કહિ અક્ખિહિ સાવણુ અન્નહિ ભદ્દવઉ,
માહઉ મહિઅલ-સત્થરિ ગડત્થલે સરઉ,
અગિહિ ગિમ્હ સુહચ્છી-તિલ-વણિ મગ્ગસિરુ,
તહે મુદ્ધહે મુહ-પકઇ આવાસિઉ સિસિરુ.

—આ વિરહાવસ્થામા પડેલી સ્ત્રીનુ વર્ણન છે. તે મુગ્ધાની એક આખમાં શ્રાવણ છે (અને) બીજી (આખમાં) ભાદરવો છે. (શ્રાવણ અને ભાદરવો એ બે માસમા વરસાદ પડે છે, તેવી રીતે આ બે આખમાં આસુ પડે છે તેથી તે બે આંખને તે બે માસ સાથે સરખાવેલ છે). મહીતલ સાયરા-ભૂતલ સસ્તાર-પૃથ્વીના પડમા માધવ-વસત છે, વસત પલ્લવમય થાય છે તે રીતે સાથરામા નવાં નવા પાન બીછાવ્યાં છે, ગડસ્થલમા-કપોલમા (પાંડુતા-પીળાશ પરથી) શરદ, અગમાં (સૂકવાથી) ગ્રીષ્મ-ઉનાળો, સુખસ્થિતિ રૂપી તલના વનમા માગશર (માગશરમાં) તલના ખેતરો લણી નાખવામાં આવે છે તેથી ઉજાડ થવાથી-સુખનો નાશ થવાથી માગશર) (અને) મુખપંકજમા શિશિર (કે જે વખતે કમલો સૂકાય છે, આવાસ કરી રહેલ છે

સુહચ્છી સ સુખાસિકા-સુખસ્થિતિ. આ પણ યુગ્મ નથી પણ એક આખો છદ છે.

(૩૮) હિયડા ફુટ્ટિ તડત્તિ કરિ, કાલક્ખેવે કાઇં
દેક્ખઉં હય-વિહિ કહિં ઠવઇ, પઇં વિણુ દુક્ખ સયાઇં.

જે તેને માટે ધું ત્ર આવે છે (હેમચંદ્ર ૮-૪-૩૬૦) ત્ર મા તે ત(ત્) છે જ. ર લાગ્યો છે-જેવી રીતે બ્રત્રિમા (બીજુ રૂપ ભતિ મળે છે. દે૦ ૪૫) ર લાગવાને માટે આગળ વ્યાસનો વ્રાસ થયો તે જુઓ ન ૯૧.

(૪૨) ત બોલ્લિઅઇ જુ નિવ્વહઇ.

—જે નિભે-ટકે તે બોલીએ. (જે નિભાવી શકાય તે બોલવું ઘટે).

ઇમુ કુલુ તુહ તણુઉં, ઇમુ કુલુ દેક્ખુ.

—ઇમુ-આ કુલ તારૂ-તણુ એટલે તારા સબધી, આ કુલ જો.

(૪૩) એહ કુમારી એહો નરૂ, એહુ મણોરહ-ઠાણુ,

એહઉં બઢ ચિન્તન્તાહ, પચ્છઇ હોઇ વિહાણુ.

—આ કુમારી, આ નર, આ મનોરથસ્થાન-એવુ ચિતવતા વઢ એટલે મૂર્ખોનું પછી વહાણુ થાય છે-વહાણું વાય છે એટલે આખી રાત એ વિચારમા વિચારમા ચાલી જાય છે વઢ એ સબધ કારક છે યા સબોધન વિભક્તિમા પણ લઇ શકાય.

(૪૪) જઇં પુચ્છહ ઘર વડ્ડાઇ, તો વડ્ડા ઘર ઓઇં,

વિહલિઅ-જણુ-અબ્ભુદ્ધરણુ, કન્તુ કુડીરઇ જોઇં.

—(કોઇ સ્ત્રી મુસાફરને કહે છે:-) જો મોટા ઘર (તમે) પૂછતા હો તો મોટા ઘર તે છે ( કે જેમા દાનાદિ-પરોપકાર થતા હોય), વિહ્વ-લિત જનના અભ્યુદ્ધાર અર્થે મારા કન્થને કુટિરમા-ઝુપડીમા જો. મોટા ઘર મહેલ નથી હોતા-વિહ્વલિત જનોના ઉધ્ધારક મારા કાતને કુટીમાં બેસેલો જો—તે ઘર મોટુ છે જ્યા પરોપકાર થાય છે.

ઓઇ-ઓસો-એ. વડ્ડ-વડો સ. બૃહત્ હિ. બડો કચ્છી વડ્ડો.

(૪૫) આયઇ લોઅહો લોઅણઇ, જાઇ સરઇ ન ભન્તિ,

અપ્પિએ દિટ્ઠંઇ મઉલિઅહિ, પિએ દિટ્ઠઇ વિહસન્તિ.

—લોકના આયે-આ લોચનો જાતિનુ-પૂર્વ જન્મનું સ્મરણ આપે છે-તેમા ભ્રાંતિ-સંદેહ નથી. અપ્રિયને જોતા મુકુલિત થાય છે, પ્રિયને

શા માટે ? હે સખિ! જે તારૂ વચન ખરૂ તે મારો પ્રિય નથી થતો. કુમારપાલ પરિશિષ્ટમા 'અહિ એસો' એવુ છપાયેલુ છે. આ દૂતિને ઉપાલભ છે. અધોમુખ-ખડિત વદનને છુપાવવા માટે છે, વચનનું ખડન કહેલુ ન માનવાથી છે. વયણુ-વચન અને વદન એ બનેનો શ્લેષ છે. કાઇં-સ કિં, શા માટે ?

(૫૦) 'કાઇ ન દૂરે દેક્ખઇ' એટલે શા માટે દૂર જોતો-જોતી નથી ?

(૫૧) સુપુરિસ કંગુ હે અણુહરહિ, ભણુ કજ્જે કવણેણ
જિવ જિવ વડ્ડત્તણુ લહહિ, તિવ તિવ નવહિ મરેણુ

—સુપુરૂષ કાગ (ધાન્ય)નુ અનુમરણુ કરે છે કહે, કયા કાર્યથી ? જેમ જેમ વડપણુ પામે છે, તેમ તેમ શિરથી નમે છે

અનુહરહિ-નકલ કરે છે, સદૃશ હોય છે. ભણુ-કહે. કજ્જે કવણેન-શુ કાર્યથી ?

(૫૨) જઇ સસણેહી તો મુઇઅ, અહ જીવઇ નિન્નેહ,
બિહિંવિ પયારેહિ ગઇઅ ધણુ, કિં ગજ્જહિ ખલ મેહ.

( કોઇ સ્ત્રીનો ભરથાર દેશાતર ગયો છે તે મેઘ પ્રત્યે કહે છે ) તેણી જો સસ્નેહ-સ્નેહાલ હશે તો મુઇ—મરણુ પામી હશે, ( મારા વિરહથી ), અને જો જીવતી હશે તો નિસ્નેહ છે. બને પ્રકારે ધણુ-સ્ત્રી ગઇ છે હે ખલ મેહ! શુ કામ ગાજે છે ? જો સ્નેહવતી હોય તો વિયોગમા મેઘ ગર્જના સાભળી મરી ગઇ, જો જીવતી હોય તો તેનામા સ્નેહ નથી. પ્રિયા તો બંને રીતે ગઇ

(૫૩) ભમરૂ મ રૂણ્ઝુણિ રણ્ણડઇં, સા દિસિ જોઇ મ રોઇ,
સા માલઇ દેસન્તરિઅ, જસુ તુહુઁ મરહિ વિઓઇં

—હે ભ્રમર! અરણ્યમા રણઝુણુ (એ શબ્દ) મા કર, તે દિશામા જોઇ ન રો જેના વિયોગથી તુ મરે છે તે માલતી દેશાન્તરિત (છે) —દેશમા નથી રણ્ણડઇ-રાનમા અરણ્યમા.-જુઓ 'રન્નુ' ઉપર ન ૧૭માં.

(૫૪) પઇં મુક્કાહ વિ વરતરૂ, ફિટ્ટઇ પત્તત્તણુ ન પત્તાણુ
તુહ પુણુ છાયા જઇં હોજ્જ, કહવિ તા તેહિં પત્તેહિં.

—(કોઈ સ્ત્રી નાયકને સારસ કહી અન્યોક્તિ કરે છે) હે સારસ! તને છોડતી એવી હુંતું એટલે મારૂ મરણુ છે (અને) મને મુકતા એવા તારૂ (મરણુ છે) જેને જે વેગળો-દૂર છે તેજ કૃતાન્તને-યમને સાધ્ય છે એટલે મરણુ પામે છે. પઇ, મઇ-કર્મકારક. મેલ્લન્તી, મેલ્લન્ત વર્તમાન ધાતુજ-કૃદન્ત. હો-સબધની છઠી 'હો' છદ પ્રમાણે લઘુ બોલાશે.

(૫૮) તુમ્હેહિ અમ્હેહિ જે કિઅઉં, દિટ્ઠુઉ બહુઅ જણેણુ,
ત તેવડઉં સમરભરૂ, નિજ્જિઉ એક ખણેણુ

—તમારાથી અમારાથી જે કરાયુ છે-તમે અમે જે કર્યું તે બહુત-ઘણા જણોએ દીઠું. (શુ કર્યું ? તેના ઉત્તરમા) તે તેટલુ કે સમરનો સમૂહ એક ક્ષણુમા નિર્જીત કર્યો-જીતી લીધો

(૫૯) તઉ ગુણુ-સપઇ તુજ્ઝ મદિ તુધ્ર અણુત્તર ખન્તિ,
જઈ ઉપ્પત્તિ અન્ન જણુ મહિમડલિ સિક્ખન્તિ.

—મહીમડલમા અન્ય જન જો (તારી પાસે) આવીને તારી ગુણુ સપત્તિ, તારી મતિ, તારી અનુત્તર (નોત્તમ) ક્ષાન્તિ-ક્ષમા શીખે તો (સારૂં) તઉ, તુજ્ઝ, તુધ્ર-તારૂ ઉપ્પત્તિ-સ ઉપેત્ય, ઉપ્પતિઅ.

(૬૦) અમ્હે થોવા રિઉ બહુઅ, કાયર એમ્વ ભણુન્તિ,
મુદ્ધિ નિહાલહિ ગયણુયલુ, કઇ જણુ જોણ્હ કરન્તિ

—અમ્હે થોડા રિપુ ઘણા, એમ કાયર ભણે છે, હે મુગ્ધા! —સુદરી! નિહાળ! ગગનતલમાં કયો જણુ જ્યોત્સના—ચાદની કરે છે—એકજ જણુ અને તે ચદ્રજ. થોવા-થોડા સ સ્તોક એમ્વ-સ. એવં. પજાબી એવે જોણ્હ-સ જ્યોત્સના.



## પ્રકરણ સાતમું

### હેમચંદ્રે અવતરેલાં અપભ્રંશ ઉદાહરણો (અનુસંધાન)

(૫૧) અમ્મણુ જાણિવિ જે ગયા, પહિઅ પરાયા કેવિ
અવસ ન સુઅહિં સુહચ્છિઅહિં જિવ અમ્હઇ તિવઁ તેવિ.

—પોતાપણું લગાડી-મમત્વ લગાડી જે પારકા કોઇ પથિક ગયા છે તે અવશ્ય સુખાસિકાથી-સુખથી સૂતા નથી. જેવા અમ્હે તેવા તેઓ. અમ્મણુ-આપણાપણું-પોતાપણું-મમતા-સ્નેહ. સુહચ્છિઅહિં-સ સુખાસિકાથી-સુખની બેઠકથી-સુખની નીંદ (ઉપર નં ૩૭) અમ્હઇ-અમે હિં હમ, રાજસ્થાની મ્હે

(૫૨) મઇં જાણિઉં પિઅવિરહિઅહં કવિ ધર હોઇ વિઆલિ,
ણવર મિઅંકુવિ તિહ તવઇ જિહ દિણયરુ ખયગાલિ.

—હે પ્રિય! મારાથી જાણ્યું—મેં જાણ્યું કે પ્રિયથી વિરહી-ઓનાં કોઇ પણ ધર-આશ્વાસન વિકાલે-સંધ્યાકાળે થાય છે (આટલું વિરહીઓ માટેજ નહિ પરંતુ મૃગાંક-ચંદ્ર પણ તેવી રીતે તપે છે જેમ દિનકર-સૂર્ય ક્ષયકાલે-પ્રલયકાળે (તપે છે તેમ) જુઓ સોમપ્રભ નં ૧૮ હવે પછી.

(૫૩) મહુ કંતહો બે દોસડા, હેલ્લિ મ ઝંખહિ આલુ,
દેંતહો હઉં પર ઉવ્વરિઅ, જુજ્ઝંતહો કરવાલુ.

—હેલ્લિ! (હે સખિ!) મારા કંતના બે દોષો (છે) આળ-પંપાળ ઝંખ નહિ-બોલ નહિ (તે ક્યા બે દોષ?—) તેના દેતાં દેતાં-દાન દેતાં હું કેવલ ઉગરી-બચી. અને ઝૂઝતાં-યુદ્ધમાં લડતાં લડતાં તલવાર બચી. દાન દેતાં બધું દેવાઇ ગયું-એક હું તેની સ્ત્રી બચી ગઇ પણ લડવામાં તો તેણે તલવારને બચાવી-વાપરી નહિ. આમાં એક સ્તુતિ છે ને બીજી નિંદા એમ બન્ને સાથે સાથે છે તો, આ એ બન્ને

લઘુ બોલવા દોમડા-સ. દોષ, ડ તે કુત્સિતના અર્થમા વપરાય છે. હેલ્લિ-હે અલિ! ઝખ-ઝખવુ હિ-ઝખના, ઝીખના આલુ-આળ-ખોટુ અગડબગડ. દેન્ત, બુજ્ઝન્ત-વર્તમાન કૃદત. હઉં-હુ. ઉવ્વરિય-સં. ઉર્વરિત-ઉગરી કિં ઉબરી

(૬૪) જઇ ભગ્ગા પારક્કડા, તો સહિ મજ્ઝુ પિએણુ,
અહ ભગ્ગા અમ્હહં તણા, તો તે મારિઅડેણ.

—જો પારકા ભાગ્યા હોય-ભગ્ન થયા હોય તો ખરેખરા મારા પિયુથી થયા હોય, અને અમારા સબધિઓ ભાગ્યા તો તે ( મારો પિયુ ] મરાયેલો તેથી.—જો પરાયા પક્ષની સેના ભાગી હોય તો મારા પિયુએ તેને ભગાડી હશે, જો અમારા ભાગતા હોય તો તે તેના માર્યા જવાથી આવુ પરિણામ આવી શકે.

ભગ્ગા—સ. ભગ્ના ભાગ્યા, તૂટ્યા, હાર્યા તેથી ભાગ્યા—નાઠા. પારક્કડા, અમ્હહં તણા,—પરાયા અને અમારા. મારિઅડ સં. મારિતક. આ પ્રસિદ્ધ દોહો છે.

(૬૫) મુહ-કબરિ-બન્ધ તહે સોહ ધરહિ
ન મલ્લ-જુજ્ઝુ સસિ-રાહુ કરહિ
તહે સહહિં કુરલ ભમર-ઉલ-તુલિઅ
ન તિમિર-ડિમ્ભ ખેલન્તિ મિલિઅ.

—તેણીના મુખ અને વેણીનો બધ શોભા ધરતા જાણે શશિ રાહુ મલ્લયુદ્ધ ( કરતા હોય નહિ ). તેણીના કુરલ-કેશો ભ્રમર કુલ તુલ્ય શોભે છે, જાણે તિમિરના-અંધકારના બાળકો મળીને ખેલે છે ન-જેમ, જાણે કે-ઉત્પ્રેક્ષામા વપરાય છે.

(૬૬) બપ્પીહા પિઉ પિઉ ભણવિ કિત્તિઉ રૂઅહિ હયાસ!
તુહ જલિ મહુ પુણુ વલ્લહઇ, બિહુ વિ ન પૂરિઅ આસ.

—બપૈયા!—ચાતક! પિયુ પિયુ (એમ) કહીને કેટલીવાર (તુ)

—હે પ્રિયા! જે દેશમા ખડ્ગથી સાધિત થયેલુ મેળવુ ત્યાં જઇએ (અહીં) રણ–દુર્ભિક્ષથી ભગ્ન થયેલા–(તેથી) યુદ્ધ વગર પ્રસન્ન થતા નથી–આનંદ આવતો નથી જ્યા તલવાર ચલાવી ઉપજીવિકાનો નિર્વાહ થઇ શકે ત્યા ચાલો, અહીં તો રણ–દુર્ભિક્ષ–યુદ્ધના દુકાળથી (દિલ) તૂટી ગયુ, યુદ્ધ વિના આનદ આવતો નથી

વલાહુ—ન ગતિ પ્રાપ્નુમ—મજા આવતી નથી એમ દોધકવૃત્તિમા અર્થ કર્યો છે તેને અનુસરી ઉપર અર્થ મૂકયો છે, પણ તે ઠીક લાગતો નથી વલાહુ એટલે વળુ—પાછો આવુ. રણ–દુષ્કાળમા ભાગ્યા છીએ. વિના યુદ્ધ પાછા નહિ આવીએ (જેમ દુર્ભિક્ષ કારણે દેશથી ભાગ્યા વગર સુભિક્ષ પાછો આવતો નથી)—આ અર્થ બરાબર છે

(૭૨) કુંજર સુમરિ મ સલ્લઇઉ, સરલ સાસ મ મેલ્લિ,
કવલ જિ પાવિય વિહિ–વસિણ, તે ચરિ માણુ મ મેલ્લિ

—હે કુંજર! સલ્લકીઓ (એક જાતના બળદો) ને સ્મર નહિ, સરલ એટલે દીર્ઘ શ્વાસ મૂક નહિ વિધિવશે જે કવળ–કોળીઆ મળ્યા તે ચર, માન રાખ નહિ

દોધકવૃત્તિ પ્રમાણે મેલ્લિનો અર્થ બને સ્થળે 'છોડવુ' કરવાથી નિરર્થક વાકય થાય છે જે મળે તે ખા, ને માન છોડ નહિ,–એ યોગ્ય નથી લાગતુ. ત્યા મેલ્લિ એટલે રાખ એ અર્થ યોગ્ય લાગે છે.

(૭૩) ભમરા એત્થુ વિ લિમ્બડઇ, કેવિ દિયહડા વિલમ્બુ,
ઘણ–પત્તલુ છાયા–બહુલુ, ફુલ્લઇ જામ કયમ્બુ

હે ભમરા! અત્ર–અહીં પણ લીમડામા કેટલાક દિવસો ઘણા–પાદડાવાળા અને છાયાવાળા કદમ્બ જ્યા સુધી ફુલે ત્યા સુધી વિલંબ કર.

(૭૪) પ્રિય એમ્વહિ કરે સેલ્લુ કરિ છડ્ડહિ તુહુ કરવાલુ,
જં કાવાલિય બપ્પુડા, લેહિ અભગ્ગુ કવાલુ

—હે પ્રિય! હવે હાથમા શલ્ય–કુન્ત–ભાલુ કર–લે, (અને) કરવાલ–તરવારને તુ છોડ જેથી બાપડા કાપાલિક અભગ્ન–આખી કપાલ–ખોપરી

મેળવે તમારા ખડ્ગથી શત્રુઓનાં માથાં ભાંગી-ફાડી જાય છે તેથી કપાલિકોને આખી સાબુત ખોપરી નથી મળતી તે માટે તમે આઘાથી મારો કે જેથી ખોપરી સાબુત તો મળે. એમ્વહિ સ પ્રયાની

(૭૫) દિઅહા જન્તિ ઝડપ્પડહિં પડહિં મણોરહ પચ્છિ
જં અચ્છઇ તં માણિઅઇ હોસઇ કરતુ મ અચ્છિ

—દિવસો ઝપાટાથી જાય છે મનોરથ પાછા પડે છે-નિષ્ફળ જાય છે જે છે તે માણીએ-ભોગવીએ હશે એમ કરતા મ રહો—એટલે દિન જાય છે જે છે તે ભોગવો, ભવિષ્યના ભરોસે ના રહો. આગ્ગ્રહ-મગાવીમાં આછે રાજરધાની છે

(૭૬) સન્તા ભોગ જુ પરિહરઇ તસુ કન્તહો બલિ કીસુ,
તસુ દઇવેણ વિ મુણ્ડિઅઉં જસુ ખલ્લિહડઉં સીસુ.

—વિદ્યમાન હોય છતાં ભોગોને-પાસે હોય છતાં ભોગોને જે પરિહરે-તજે તે કંતને વારી જાઉં. જેનું માથું ટાલીયું છે તેનું દૈવેજ મુંડન કર્યું છે એટલે જેની પાસે ભોગો નથી તે તો સ્વયમેવ-દૈવાત્ તજે છે

આમાં સહેજે આવા 'બ્રહ્મચારી' યા 'રાંડ નારી પતિવ્રતા' એ કહેવત યાદ પડે છે. હિંદીમાં 'બિના મિલતી કે બ્રહ્મચારી' એ કહેવત છે જે પોતાને ભોગવિલાસો હોય છતાં છોડે તેની બલીહારી છે સન્તા વર્તમાન કૃદંત. કીસુ-કું મૈં (હેમ.) ૪ ૩૮ ખલ્લિહડઉં-સ ખલ્વાટ.

(૭૭) અઇતુઙ્ગત્તણુ જં થણહં સો છેયઉ ન હુ લાહુ,
સહિ જઇ કેવઇ તુડિવસેણ અહરિ પહુચ્ચઇ નાહુ,

—સ્તનોનું જે અતિતુંગત્વ (ઉંચાપણું) છે તે છેક-ખોટ નથી પણ લાભ છે કે સખિ! જો કોઇ રીતે ત્રુટિવશ થઇ નાથ અધરમાં પહોંચે તો. ઉંચાં સ્તન ચુંબનમાં આડા આવે છે

છેય-છેક-ખોટ. કેવઇ સ કથમપિ, કોઇ રીતે ત્રુટિવશન ચુ-

અર્થ—સ પ્રભવતિ (?) સમર્થ થાય છે, (દોધકવૃત્તિ). હીંદી પહુચના—ગૂજરાતી પહોચવુ એ આ વ્યાખ્યામા બરાબર યુક્ત છે.

(૭૮) ઇત્તઉં બ્રોપ્પિણુ સઉણિ ઠ્ઠિઉ, પુણુ દૂસાસણુ બ્રોપ્પિ,
તો હઉં જાણઉં એહો હરિ, જઇ મહુ અગ્ગઇ બ્રોપ્પિ.

—એટલુ બોલીને શકુનિ થોભ્યો, પુન દુશાસન બોલીને થોભ્યો. (હવે દુર્યોધન કહે છે કે) જો હરિ મારી આગળ બોલે તો હુ જાણું કે આ હરિ છે ઇત્તઉં—એતો—એટલો સ૦ ઇયત્, બ્રોપ્પિણુ, બ્રોપ્પિ—ભૂતકૃદત, ઠ્ઠિઉ—સ સ્થિત—થોભ્યો

(૭૯) જિવ તિવ તિક્ખા લેવિ કર, જઇ સસિ છોલ્લિજ્જન્તુ
તો જઇ ગોરિ હે મુહ કમલિ, સરિસિમ કાવિ લહન્તુ

—જેમ તેમ તીક્ષ્ણ (શસ્ત્ર) લઇને જો શશિ—ચદ્ર છોલવામાં આવે તો જ (જગમા !) ગૌરીના મુખકમલની સદૃશતા કાઇક પણ પામે. તિક્ખા—કેવલ વિશેષણ વિશેષ્ય (શસ્ત્ર—આયુધ જેવુ) અધ્યાહાર છે. જઇ—જગમા એવો દોધકવૃત્તિમા અર્થ કર્યો છે ! લહન્તુ—ક્રિયાતિપત્તિ.

(૮૦) ચૂડુલ્લઉ ચુણ્ણીહોઇસઇ, મુદ્ધિ કવોલિ નિહિત્તઉ,
સાસાનલ—જાલ—ઝલક્કિઅઉ, વાહ—સલિલ—સસિત્તઉ

—હે મુગ્ધે ! કપોલપર રાખેલો ચુડલો, શ્વાસરૂપી અગ્નિની ઝાળથી દગ્ધ થઈને, (અને) બાષ્પરૂપી પાણીથી સસિક્ત થઇને ચૂર્ણ થશે—ચૂરેચૂરા થશે (જુઓ કુમારપાલ પ્રતિબોધ. ન. ૨૩ હવે પછી)

(૮૧) અબ્ભડ વચિઉ બે પયઇ, પેમ્મુ નિઅત્તઇ જાવં
સવ્વાસણુ—રિઉ—સભવહો, કર પરિઅત્તા તાવ

—(૧) અભ્રવાલી રાત્રીમા બે પગે ચાલી જ્યાં (અભિસારિકા) પ્રેમ નિભાવે છે—પૂરો કરે છે, ત્યા તો સર્વાશન—સર્વભક્ષ એવો અગ્નિ તેનો રિપુ—શત્રુ તે સાગર અને તેમાથી સભવ—જન્મ પામેલ એવા ચદ્રના કર—કિરણો પસર્યા એટલે કાળી વાદળીથી ઘોર થયેલી રાતે પ્રેયમી જાતી હતી કે ચદ્રે સહાયના—સમાપ્તિ આપી. અથવા તો (૨)

(૮૫) ત તેત્તિઉ જલુ સાયરહો, સો તેવડુ વિત્થારુ,
તિસહે નિવારણુ પલુવિ નવિ, પર ધુટ્ટુઅઇ અસારુ.

—સાગરનુ તે જલ તેટલુ, તેવડો તે(નો) વિસ્તાર, તૃષાનુ નિવારણુ પલ પણ નહી, છતા અસાર–નકામો ધુધવે છે–ગર્જના કરે છે. દરિયાનુ જલ જેટલુ તેટલો તેનો મોટો વિસ્તાર છે, પણ તેથી તરસ છીપે તેમ નથી છતા તે દરિયો નકામો ગર્જના કરે છે તેતિઉ–તેતો–તેટલો, તેવડો–તેટલો તિસ–સ તૃષા. રાજસ્થાની તિસ ધુટ્ટુઅઇ–અવાજ સૂચવતુ ક્રિયાપદ, ગર્જે છે સરખાવો રાજશેખર સૂરિના ચતુર્વિંશતિપ્રબંધ સાથે
'વરિ વિયરો જહિ જલુ પિયઇ, ધુટ્ટુધુટ્ટુ ચુલુએણુ,
સાયરિ અત્થિ બહુય જલ, છિ ખારઉં કિ તેણુ

—વીરડો સારો કે જેમા જલ ધુટ્ટુધુટ્ટુ ચાપવેથી પી શકીએ. સાગરમા ઘણુંય જળ ખારૂ છે તેથી તેને શુ કરવો ?

વરિ–વર, સારો, વિયરો–વીરડો, નાનો કુવો રાજસ્થાની બેરા ચુલુએણુ–હિ ચિલ્લૂ, ગૂ ચાપવુ–નામ અત્થિ–છે

(૮૬) જ દિટ્ઠુઉં સોમગ્ગહણુ, અસઇહિ હસિઉ નિસકુ,
પિઅ–માણુસ–વિચ્છોહ–ગરૂ, ગિલિ ગિલિ રાહુ મયંકુ

—જે ચદ્રગ્રહણુ દીઠુ કે અસતિઓથી નિશક હસાયુ–તેઓ હસી હે રાહુ! મયક–ચદ્ર કે જે પ્રિય મનુષ્યોના વિયોગ કરનાર છે તેને ખા–તેનું ભક્ષણુ કર.

વિચ્છોહગરૂ–વિક્ષોભકર આમા ક નો ગ થાય છે, ને પાલી ભાષામાં "કરના' ધાતુનો ફેરફાર 'ગરના'મા થયો છે 'ક' તેમા રહ્યોજ નથી, 'ગ' છે 'પ્રગટ' ને શુદ્ધ કરી 'પ્રકટ' લખનારા આ વાતપર લક્ષ આપે.

(૮૭) અમ્મીએ સત્થાવત્થેહિ, સુધિ ચિન્તિજ્જઇ માણુ,
પિએ દિટ્ઠે હલ્લોહલેણુ, કો ચેઅઇ અપ્પાણુ.

—હે અમ્મ!–માતા, સ્વસ્થ અવસ્થા વાળાઓથી સુખેકરી માન–અહકાર ચિંતવાય છે–તેઓ ચિતવે છે, પણ પિયુ દેખ્યેસતે હલવલથી

—આકુલતાથી આત્માને કેવું લાગે છે!—આત્માને ભૂલી જાય છે શુધ રહેતી નથી. સ્વસ્થ હોય ત્યારે માન ગુમાનનું સૂઝે છે પોતાને કેમતાં એટલી હલવલ મચે છે કે પોતાની શુધ જાતી રહે છે—ત્યાં બીચારા માનને કોણ સંભારે! અમ્મીએ—અમ્મી (ન ૮૩) એટલે સ અ- મ્મિઆ હિ અમ્મા પિએ હિ—માતાપિતા એમાંઈ—લાગે છે સરખાવો હૈમ સિન્ધ.

(૮૮) સવ્વુ કરેપ્પિણુ કવિદુ ખઈ તસુ પર સભલઉ જમ્મુ.
જાસુ ન ચાઉ ન ચારહડિ ન ય પમ્હટ્ઠઉ ધમ્મુ

—સર્વ લઈને (સોમપ્રભ) મારાથી ક્ષેપાયેલ (?) તેનો જ મ કેવલ સફલ (છે કે) જેનો ત્યાગ, અને આરભટી—શૂરવૃત્તિ અને ધર્મ પ્રમુષિત—પ્રભ્રષ્ટ થયેલ નથી. સવ્વુ, કવિદુ—એમાં ની જગ્યાએ ઉ આવેલ છે સભલઉ—સફલ તેમાં ફ ને સ્થાને ભ આવ્યો છે પમ્હટ્ઠઉ—પ્રભ્રષ્ટ. ભ્રને સ્થાને મ્હ આવેલ છે ચારહડિ—આરભટી—શૂરવૃત્તિ. ચાઉ—ત્યાગ, પમ્હટ્ઠઉ—અગ્ર એટલે ચાઉ ચારહડિ અને ધમ્મ એ ત્રણેને લાગુ પડે છે કેપ્રાકૃતિમનો બીજો અર્થ જેને ભાવનાવ નથી અને ધર્મભ્રષ્ટ નથી થયો એ કોઇ નથી.

(૮૯) જઇ કેવઇ પાવીસુ પિઉ અકિઆ કુડ્ડ કરીસુ.
પાણીઉ નવઇ સરાવિ જિવ સવ્વંગે પઇસીસુ.

—(સ્ત્રી કહે છે) જો પિયુને કોઇ રીતે પામીશ (તો) અકૃત એવું કૌતુક કરીશ. જેમ નવા શરાવમાં—માટીના વાસણમાં પાણી સર્વાંગે પેસે છે તેમ (સર્વાંગે હું પેસીશ)—રોમરોમમાં ઉતરીશ. પાવીસુ, કરીસુ, પઇસીસુ—ભવિષ્યકાળ. સભાવના અર્થે. ગૂજરાતીમાં ઇ રાજસ્થાનીમાં સુ વપરાય છે

(૯૦) ઉઅ કણિઆર પફુલ્લિઅઉ કંચણકંતિપયાસુ.
ગોરી—વયણ—વિણિજ્જિઅઉ ન સેવઇ વણવાસુ.

—ઓ—જો કણિકાર વૃક્ષ કાંચનની કાંતિ પ્રકાશ જેવું ફુલેલું છે જાણેકે ગૌરી વદનથી વિશેષે જીતાયેલું તે વનવાસ સેવે છે. ઉઅ—પ્રા૦ છે ઓ—જો. કણિઆરૂ—સં. કણિકાર, પંજાબી પહાડી—કનયાર, અમલતાશ—તેને ઘણા પીળા ફૂલો થાય છે ગૌરી—જુઓ હવે પછી પ્રબંધ ચિંતામણી નં ૧૪ સં ગૌરી નં જાણેકે ઉત્પ્રેક્ષા માટે વપરાય છે. વેદનો ઉપમાવાચક 'ન' વ્યાકરણમાં ન બંધાયો, પણ પ્રવાહથી પ્રાકૃતમા—ભાષામાં ચાલ્યો આવ્યો

(૯૧) વ્રાસુ મહારિસિ એઉ ભણઇ, જઈ સુઇસત્થુ પમાણુ,
માયહં ચલણ નવન્તાહ, દિવિદિવિ ગંગાણ્હાણુ.

—વ્યાસ મહાઋષિ એ ભણે છે કે જો શ્રુતિશાસ્ત્ર પ્રમાણ છે (તો) માતાના ચરણ નમનારાને દિન દિન ગંગાસ્નાન છે વ્રાસુ—વ્યાસ આમાં 'ર'ને માટે સરખાવો શાપનો સ્રાપ—સરાપ માયહ—માતાઓના. નવતાહ—નમતા તણા દિવિ દિવિ—વેદમાં 'દિવે દિવે'—જુઓ ઉપર નં. ૯૦ માં નં

(૯૨) કેમ સમપ્પઉ દુટ્ઠુ દિણુ, કિધ રયણી છુડુ હોઇ,
નવ—વહુ—દંસણુ—લાલસઉ, વહઇ મણોરહ સોઇ.

—દુષ્ટ દિન કેમ સમાસ થાય (ને,) રજની કેમ ઝટ થાય એવો મનોરથ નવવધુના દર્શનની લાલસાવાળો વહે છે—ધારણ કરે છે. કેમ—ગૂજરાતી કેમ સં કથં, છુડુ—ઝટ 'છ'નો 'ઝ' થવા માટે જુઓ ઉપર નં ૮૭, ૮૮ ઝટ વહઇ—વહે છે—ધારણ કરે છે, કરતા ફરે છે

(૯૩) ઓ ગોરી—મુહ—નિજ્જિઅઉ, વદ્દલિ લુક્કુ મિયંકુ,
અન્નુવિ જો પરિહવિય—તણુ, સો કિવ ભવઇ નિસંકુ

—ઓ! ગૌરીમુખથી જીતાયેલો મયંક—ચંદ્રમા વાદળમાં લુપાયો—છુપાયો, અન્ય પણ કે જેનું શરીર પરિભૂત—હારેલું છે તે નિઃશંક કેવી રીતે ભમે હારેલો મુખ છુપાવતો ફરે છે લુક્કુ—નિલીન. પરિહવિય—સં. પરિ+ ભૂપરથી પરિભૂત—પરાભવ પામેલો તેમાં 'ભૂ' નો 'હો' થયો છે.

(૯૪) બિમ્બાહરિ તણુ રયણવણુ કિહ ઠિઉ સિરિ આણન્દ
નિરુવમ રસુ પિએં પિઅવિ જણુ, સેસહો દિણ્ણી મુદ્દ

—હે શ્રી આનંદ (કવિનું નામ)' અથવા શ્રી આનંદ-શોભાકર એવો બિંબ (ફળ) જેવા અધર ઉપરનો રત્નનો વર્ણ-દંત મારેલ ઘા કેવો રહ્યો (છે)! જાણે કે પિયુએ નિરુપમ રસ પીને બાકીના (રસ) માટે મુદ્રા આપી-મારી (છાપ)—અધરપર દંતક્ષત કેવો છે જાણે કે અનુપમ રસ પીને પીયુએ બાકીપર પોતાની મહોર લગાવી છે (કે કોઇ બીજા ન પીએ.)

બિમ્બાહરિતણુ-બિંબાધર ઉપરના બિંબાધર પર તન્વીના એ અર્થ કરવાની જરૂર નથી. દોધકવૃત્તિમાં તેમ કર્યું છે તણુ એટલે તન્વીના—સ્ત્રીના. ખરી રીતે તણુ તણા ના તણો એ સમ્બન્ધસૂચક છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે ઠિઉ-સ્થિત. દિ પિએ-પીઆ. સેસહો માં હો લઘુ બોલો.

(૯૫) ભણુ સહિ નિહુઅઉં તેવ મઇં જઇ પિઉ દિટ્ઠુ સદોસુ.
જેવ ન જાણઇ મજ્ઝુ મણુ પક્ખાવડિઅં તાસુ.

—હે સખિ! જો મેં પિયુને સદોષ દીઠો (હોય તો) તે પ્રમાણે નિભૃત-ગુપ્ત (છે તે) કહે કે જેથી (તે) ન જાણઇ મારું મન તેની સાથે પક્ષપાતી છે મારું મન તે (પ્રિય)નો પક્ષપાતી છે તે ન જાણે તેનાથી છુપાવી કહે. આમાં અભરનો નીચે પાઠ દૃષ્ટિ સ્થિતો યદિ મનુ મે પ્રાણેશ્વરઃ ક્રોધ્યતિ માં જે ભાવ છે તે ભાવ છે તે બીજાના પાસે સ્થિત મારું મન જેમ ન જાણે —અર્તો પ્રતિ અપ્રાધર (!!) આવો દોધકવૃત્તિનો અર્થ બરાબર નથી.

(૯૬) મઇં ભણિઅઉ બલિરાય તુહું કેહઉ મગ્ગણ એહુ
જેહુ તેહુ નવિ હોઇ વઢ, મઇ નારાયણુ એહુ

—(કોઇ વામનાવતારની કથામાંથી-ઉદ્ધરણ કરે છે) હે બલિરાજ મેં તને કહેલું એવો કેવો માગણ (યાચક) છે! જેવો તેવો ન

હોય-હોય નહિ, હે મૂર્ખ એ સ્વય નારાયણ છે વઢ-મૂર્ખ સરખાવો વઢ (હર્ષચરિતનો). દોધકવૃત્તિ એમ કહે છે કે આ દોહાનો ઉત્તરાર્ધ તે બલિનો ઉત્તર છે

(૯૭) જઈ સો ઘડદિ પ્રયાવદિ, કેત્થુવિ લેપ્પિણુ સિક્ખુ,
જેત્થુવિ તેત્થુવિ એત્થુ જગિ, ભણુ તો તહિ સારિક્ખુ.

—જો તે પ્રજાપતિ ગમે ત્યાથી શિક્ષા લઇને જહીં તહીં-જ્યા ત્યા પણ આ જગમાં ઘડે છે તો કહે તે (નાયિકા)ના સરખું (કોણે ઘડ્યુ હશે ?) કેત્થુ, જેત્થુ, તેત્થુ, એત્થુ-

સ. કુત્ર, યત્ર, તત્ર, અત્ર જૂની પજાબીમા કિત્થુ જિત્થુ તિત્થુ ઇત્થુ પજાબીમા કિત્થે, જિત્થે, તિત્થે, એત્થે ચોથા ચરણનો પાઠ આ હોય એમ સભવે છે 'ભણુ કો તહે સારિક્ખુ'-કહે કોણ તેના સરીખુ છે ?

(૯૮) જામ ન નિવડઇ કુભયડિ, સીહ-ચવેડ ચડક્ક.
તામ સમત્તહ મયગલહ, પઇ-પઇ વજ્જઇ ઢક્ક

—જ્યા સુધી કુભતટ-કુભસ્થલપર સિહની ચપેટની ચટાક-ઝપાટ નથી પડતી, ત્યાસુધી સમસ્ત મદકલો-ગજોની પદે પદે ઢક્ક-વાજાં વાગે છે સિહની ઝપાટ લાગ્યા સુધી માથે નગારા વાગે છે.

ચડક્ક-અવાજના અનુકરણપરથી શબ્દ. ઢક્કા-એક જાતનું વાજુ

(૯૯) તિલહ તિલત્તણુ તાઉં પર, જાઉં ન નેહ ગલન્તિ,
નેહિ પણટ્ઠઇ તેજ્જિ તિલ, તિલ ફિટ્ટવિ ખલ હોન્તિ

—જયા સુધી સ્નેહ-તેલ ગલતુ નથી-ચાલી નથી ગયુ ત્યા સુધીજ તલનુ તલપણુ છે સ્નેહ-તેલ પ્રણષ્ટ થતા તેજ તલ, તલ મટીને ખલ-ખોળ થાય છે અહી નેહના બે અર્થ છે ચિકણાપણુ (તિલ), અને પ્રેમ; ખલના બે અર્થ ખલ-ખોળ, અને ખલ એટલે દુર્જન નેહ ગયો એટલે ખળ થયો

દોધકવૃત્તિમા નેહને બહુવચનમા લઇ 'ગલન્તિ'નો કર્તા-તરીકે

લીધેલ છે અધિક સંભવ એ છે કે લિખ કર્તા હેમ ને તેને કર્મ હોય.

તેન્નિ—તેન ગુજ મારવાડીમા ગુજિં જુઓ નં ૧૭ તથા ભાગ ૨ ધિટ્ટિ—ધિટ્ઠ—ધીટ્ઠુ મરાઠું ધિટ બધું સરખાવો ઉપર નં ૫૪

(૧ ) જામહિ વિસમી કજ્જગઈ છુવ્વદિ મજ્ઝે એઇ
તામહિં અચ્છઉ ઈયર જણુ, સુઅણહુ વિ અન્તરુ દેઇ

—જ્યાં સુધી છવ્વેની મધ્યે વિષમ કાર્યગતિ આવે છે ત્યાં સુધી ઇતર જન (બીજાણુ—આદમ) રહો સ્વજન પણ અન્તર દે છે—પીઠ દેખાડે છે

જામહિ તામહિ જાઉં તાઉં જામ તામ—જુઓ નં ૪૮ અને ૯૯. સ યાવત્ તાવત્—જ્યાંસુધી ત્યાંસુધી એ અર્થમાં આવે છે અચ્છઉ-રહિ—આછે—રહો. તેની વાત જવા દો એ અર્થમાં.

(૧ ૧) જેવડુ અન્તરુ રાવણ રામહ તેવડ અન્તરુ પટ્ટણ ગામહ

—જેવડું અંતર રાવણ રામનું વચ્ચે તેવડું અંતર પાટણ—શહેર અને ગામડાનું—વચ્ચે (સમજવું). જેવડુ તેવડુ—હિં જિતના તિતના એમ વપરાય છે જ્યારે ગુજરાતીમા તેજ શબ્દો વપરાય છે આ કોઈ રાસણના પક્ષપાતીની ઉક્તિ છે તેથી દોધકવૃત્તિકારે કર્યું છે તેમ પાટણ-ગામની જાતી ગામ-પાટણ એ રીતે કરવાની જરૂર નથી.

(૧ ૨) જે મુખ્ખા દરાવિઆ જે પરિવિટ્ઠા તાહ
અવરોપ્પરુ જોઅન્તાહ સામિઉ ગંજિઉ જાહ

—જેઓના નીચે ઉપર—પરસ્પર જોતાં—દેખતાં (તેમના) સ્વામીને ગાંજવામાં આવ્યો હોય, તેમને જે મગ પીરસ્યા તે નાખ્યા ગયા.

આહીં મગ પીરસવા એ મોટા આદર અને ઉત્સવની વાત છે જમાઈ આવે છે યા તહેવાર આવે છે ત્યારે મગચોખા બને છે જે કાયરોના આહીં તહીં જોતાં જોતાં સ્વામીને માર પડે તેને મગ પીરસવા વૃથા છે—મગ બરબાદ કરવા જેવું છે રાજશેખરસૂરિ (સ

૧૪૦૫) ના ચતુર્વિંશતિ પ્રબંધમા આ ગાથા રત્નશ્રાવક પ્રબંધમા જ્યા એક રાજકુમાર બીજાની રક્ષા માટે પ્રાણ દેવા તૈયાર થાય છે ત્યાં જણાવવામા આવી છે.

મુગ્ગડા-'મગ' 'ડા' ને માટે જુઓ પ્રબંધ ચિંતામણિ ન. ૧. હરાવિઆ-હારવુ-રથા ખોવુ પરિવિટ્ટ-મ. પરિવિષ્ટ-પીરસેલા. અવરોપ્પર-અવર અને ઉપ્પર-નીચે ઉપર-અહી તહી જોતા યા ઉચુ નીચુ વિચારતા-દોધકવૃત્તિ અનુસાર 'પરસ્પર' જોઅન્તાહ-જુઓ ઉપર ન. ૭મા જોઅન્તિએ ગજ્જિઉ-ગજવું, પીટવુ, માર્યાજવુ એ પરથી.

(૧૦૩) બમ્બ તે વિરલા કેવિ નર, જે સવ્વંગ છઇલ્લ
જે વક્રા તે વચયર, જે ઉજ્જુઅ તે બઇલ્લ.

હે બ્રાહ્મણ-આ બ્રાહ્મણ કહે છે કે જે કોઈ પણ નરો સર્વ અંગે-પ્રકારે છેલ-દક્ષ હોય છે તે વિરલા હોય છે, જે વાંકા હોય છે તે વચક-ઠગ હોય છે ને જે ઋજુ-સરલ હોય છે તે બળદ (જેવા) હોય છે.

બભ-બ્રહ્મ, કવિનુ નામ, પ્રાકૃત પિંગલસૂત્રના કેટલાક ઉદાહરણો-પર કોઇ કોઇ ટીકાકારે લખેલ છે કે બભ (બ્રહ્મ) બંદી યા ભાટના અર્થે વપરાય છે જેમકે હરિબભ એટલે હરિ નામનો બંદી=બ્રહ્મભાટ [2] બક-મ. વક્ર. આમા જોડાક્ષરની 'ન' શ્રુતિ થાય છે. વચયર એટલે વચકતર એમ માનવાની જરૂર નથી 'અર' યા 'અયર' એ કર્તૃવાચક પ્રત્યય છે. ઉજ્જુઅ-ઋજુ. તેમા ઋની ઉ-શ્રુતિ થાય છે

(૧૦૪-૧૦૫) અન્ને તે દીહરલોઅણ અન્નુ ત ભુઅ-જુઅલુ
અન્નુ સુ ઘણ થણહાર ત અન્નુ જિ મુહકમલુ.
અન્નુ જિ કેસકલાવુ સુ અન્નુ જિ પ્રાઉ વિહિ
જેણ ણિ અમ્બિણિ ઘડિઅ સ ગુણ-લાયણ્ણ-ણિહિ

—તે દીર્ઘલોચન (લાબા નેણ) અન્ય-ઑરજ, તે ભુજયુગલ અન્ય, તે ઘનસ્તનભાર અન્ય, જે મુખકમલ તે અન્ય, જે કેશકલાપ તે અન્ય, પ્રાય જે વિધિએ ગુણલાવણ્યનિધિ એવી નિતમ્બિની (નારી) ઘડી તે અન્યજ.

પાઉ—પ્રાકૃત ન ૧૦૨–પ્રાકૃત ન ૧ ૭ ધ્વનિમ્ન ન ૧ ૮–સર્વનો અર્થ પ્રાય. છે

(૧ ૬) પાઉવિ મુણિવરાણ વિ ભન્તડી, તે મણિઅડા ગણન્તિ,
અખઇ નિરામઇ પરમપઇ અજ્જવિ લઉ ન લહન્તિ.

—પ્રાય. મુનિઓને પણ ભ્રાન્તિ થાય છે—તે મણકાઓ–પારાઓ ગણે છે–માળા ફેરવે છે અક્ષય નિરામય પરમપદમાં આજ પણ લય પામતા નથી (તેથી શૂન્ય ધ્યાન કરવાથી શું ?

—સરખાવો કબીરનું મનકા ફેરત જુગ ગયા –મણકા ફેરવતાં જુગ ચાલ્યો ગયો. મણિઅડા–મણિક–મણકા તેમાં ડ પ્રત્યય કુત્સાના અર્થમાં.

(૧ ૭) અસુજલે પાઉમ્મ ગોરિઅહે સહિ ! ઉવ્વત્તા નયણસર
તેં સમ્મુહ સંપેસિઆ દેન્તિ તિરિચ્છી ઘત્ત પર

—હે સખિ ! પ્રાય: ગૌરીના અશ્રુજલથી નયનરૂપી સરો ઉભરી ગયાં, તે સંમુખ સપ્રેષિત (ભરી થાય) તિરછી ઘાત પર દે છે અશ્રુજલમાં બુડાયેલા છે નહિ. ચાલ સીધી છે પણ માર તિરછો છે

ઉવ્વત્તા—સ ઉદ્વૃત્ત, ઉભરેલા, ભારેલા. હેમચન્દ્ર નયનસરનો અર્થ નયનસરોવર કરીને અશ્રુજલમાં ઉચ્છ્વસિત બતાવે છે !!

(૧ ૮) એસી પિઉ રૂસેસુ હઉં રૂઠી મઇ અણુણેઇ
પગ્ગિમ્વ એઇ મણોરહઇં દુક્કર દઇઉ કરેઇ

—પિયુ આવશે હું રૂસીસ-રીસાઉં કરીશ, હું રોષીને તે અનુનય કરશે-મનાવશે-સમજાવશે-પ્રાય: આવા દુષ્કર મનોરથો દયિતા કરે છે

એસી—સ એષ્યતિ રાજસ્થાની આસી. રૂસેસુ–સરખાવો પ્રાકૃત મન્તેસુ. જૂની હિંદી હનિસૌ રાજસ્થાની કરસું ગુજરાતી કરીશ. દુક્કર–એટલા માટે કે પૂરા પડવાં વિયોગના કારણે કઠિન છે

(૧૦૫) વિરહાનલજાલાકરાલિઅઉ પહિઉ કોવિ બુડ્ડિવિ ઠિઅઓ,
અનુ સિસિરકાલિ સીઅલજલહુ ધૂમ કહન્તિહુ ઉટ્ઠિઅઓ.

—કોઇ કવિ જલમા ધૂમ જોઈ બોલ્યો 'કોઇપણ પથિક—મુસાફર વિરહાનલની જ્વાલાથી કરાલિત એટલે પીડિત થઇ ડૂબીને ઉભો છે, નહિંતો (અન્યથા) શિશિરકાલે શીતજલમાંથી ધૂમાડો ક્યાથી ઉઠ્યો.' પાણીની બાફ્ જોઇને ઉત્પ્રેક્ષા કરી છે

કરાલિઅઉ-કરાલિયો—દગ્ધ, પહિઉ—મારવાડ પહી 'પાવણો પહી'—પથિક.

(૧૧૦) મહુ કન્તહો ગુટ્ઠિઅહો, કઉ ઝુમ્પડા બલન્તિ,
અહ રિઉ-રુહિરે ઉલ્હવઇ, અહ અપ્પણે ન ભન્તિ

—ગોષ્ટ (ગોઠા)મા બેઠેલા મારા કાન્ત-કથના ઝુપડા કેમ બળે છે? કાતો રિપુ-રુધિર એટલે શત્રુના લોહીથી ઓલવે છે, કાતો પોતાના (રુધિરથી) ઓલવે છે—તેમા ભ્રાંતિ—શક નથી.

કથ 'ગોષ્ટ' સભાળતો ગયો છે, પાછળ શત્રુઓએ ઝુપડા બાળી નાખ્યા. પોતાની જાતથી તો તેને ઉમેદ છે કે મારશે યા મરશે. અહ—અથ—કાતો ..કાતો, ગુટ્ઠ—સ. ગોષ્ટ સરખાવો ગુસાઇજીની 'ગાઇગોઠ'.

(૧૧૧) પિય સગમિ કઉ નિદ્દડી, પિઅહો પરોક્ખહો કેમ્વ,
મઈ બિન્નિવિ વિન્નાસિઆ, નિદ્દ ન એમ્વ ન તેમ્વ

—પ્રિયસગમમા કેમ નિદ્રા (આવે?), પ્રિય પરોક્ષ હોતા—તેના વિરહમા (પણ) કેમ નિદ્રા (આવે?) હુ તો બંને (બાજુ)થી—સયોગ કે વિયોગથી વિનાશિત થઈ આમે ન નિદ્રા આવે, ન તેમ (નિદ્રા આવે) કેમ્વ, એમ્વ, તેમ્વ—કેમ, એમ, તેમ, હિંદીમાં ક્યો, યોં, ત્યો, કિમિ, ઇમિ, તિમિ, કેવે, એવે, તેવેં. (પંજાબીમા એવે છે). મઈ બિન્નિવિ વિન્નાસિઆ—આનો અર્થ દોધકવૃત્તિકાર '**मया द्वे अपि विनाशिते**। એવો વિચિત્ર કરે છે.

(૧૧૨) કન્તુ જુ સીહહો ઉવમિઅઈ, ત મહુ ખડિઉ માણુ,
સીહુ નિરક્ખય ગય હણઇ, પિયુ પયરક્ખસમાણુ.

(જેમકે સલુણો તેમા લુણ એ લાવણ્યના અર્થમા છે)-ફારસી નમક સૌંદર્યના અર્થમા વપરાય છે. અમરૂશતકમા એક પ્રક્ષિપ્ત શ્લોક છે કે જ્યારથી પ્રેમપ્રિયાથી મે તેના અધરનુ પાન કર્યું ત્યારથી તરસ વધતી જ જાય છે કેમ ન વધે ? તેમા લાવણ્ય છે ને ? નમકથી તરસ વધે છે. આ પર ટીકાકાર આ કલ્પનાની ગ્રામ્યતાપર મશ્કરી કરે છે કે વાહ કવિ કેવો છે, કોઇ સાભરની ખાન ખોદનારો છે ! અહીં નમક ' પાણી પડવાથી ગળે છે '–એ લઇ ઉક્તિ કરી છે કે દુષ્ટ મેઘ, ગરજ મા, ઝુપડું ગળતું જાય છે, ગોરી ભીંજાય છે, લવણ-લાવણ્ય ગળે છે-બસ કર. લોણુ-લવણ અને લાવણ્ય વિલિજ્જઇ-સ. વિલીયતે બાલિઉ-બળ્યો રાજસ્થાની ગાલી, દગ્ધ તિમ્મઇ-મ તિમ્ આર્દ્ર બનવુ, ભીજાવુ દોધક્વૃત્તિમા એ અર્થ કરેલા છે છતા ભાવ અસ્પષ્ટ છે

(૧૧૬) વિહવિ પણટ્ઠઇ વંકુડઉ, રિદ્ધિહિ જણસામન્નુ
કિંપિ મણાઉં મહુ પિઅહો, સસિ અણુહરઇ ન અન્નુ

—રિદ્ધિમા વાંકડા થવુ તે જનસામાન્ય છે–તેવો વાકડો મારો પિયુ વિભવ નષ્ટ થતા છે. (તેને) કંઇક થોડો શશિ અનુસરે છે–સમાન થાય છે, બીજો નથી.

ચદ્રમા ક્ષીણ થાય છે તો તેની કલાઓ વાકી રહે છે, પૂર્ણ થાય છે ત્યારે સામાન્ય ગોળ અને તારાઓ જેવો–તે ચદ્ર મારા પિયુના જેવો છે પિયુ સપત્તિ નષ્ટ થઇ છતા અકડાતો રહે છે ને સપત્તિમા નમ્રતાથી સાધારણ રહે છે

મણાઉં–સ મનાક્, કંઇક

(૧૧૭) કિર ખાઇ ન પિઅઇ ન વિ દ્દવઇ, ધમ્મિ ન વેચ્ચઇ રૂઅડઉ,
ઇહિ કિવણુ ન જાણઇ જહ, જમહો ખણેણ પહુચ્ચઇ દૂઅડઉ.

—ખરેખર ન ખાય, ન પિયે, ન આપે, ન ધર્મમા રૂપીઓ ખર્ચે. —અહીં કૃપણ જાણતો નથી–જ્યમ જમનો દૂત ક્ષણમા આવી પહોચશે. કિર–કિલ, વેચ્ચઇ–સ. વ્યયતિ ખર્ચ કરે પહુચ્ચઇ–સ. પ્રભ-

હું હૃદયમા તિરછી–આડી–રસ્તો રોકી ઉભી છુ, પિયુ જવાનો આડંબર કરે છે. જાવા આવાનુ કંઇ નહિ બને, પલ્લા બલ્લા હું પકડતી નથી જાઓ, જોઉં છુ કે કેટલા પગલા જઇ શકે છે. પલ્લવહ–પલ્લાના ?

(૧૨૨) હરિ નચ્ચાવિઉ પંગણઇ, વિમ્હઇ પાડિઉ લોઉ,
એમ્વહિ રાહ–પયોહરહ, જં ભાવઇ ત હોઉ.

હરિ આગણે નચ્ચાવ્યો, લોકને વિસ્મયમા પાડયા–નાખ્યા આ રીતે. —હવે રાધાપયોધરોનુ જે ભાવે–થવાનું હોય તે થાઓ. જે આ ઇચ્છે તે કરે, હરિને તો આગણે નચાવ્યો હવે શુ કરશે.

(૧૨૩) સાવ સલોણી ગોરડી, નવખી કવિ વિસ–ગંઠિ,
ભડુ પચ્ચલિઉ સો મરઇ, જાસુ ન લગ્ગઇ કંઠિ.

—સર્વ સલુણી ગોરી કોઇ અનોખી–નવીન વિષગ્રંથિ છે–તે એવી કે જે સુભટના કંઠે તે ન લાગે તે મરે વિષગાંઠ ગળે લાગવાથી મરણ નિપજાવે અને આ ન લાગે તો મારે એટલા માટે તે અનોખી.

સલોણી–સ. સલાવણ્યા સલુણી જુઓ ઉપર નં ૧૧૮ ગોરડી–ગોરી નવખી–સ. નવકા (નવીના) પંજાબી–નૌકખી, અનૌખી–અનોખી. ભડુ–ભટ દેખો પ્રબંધ ચિં. પચ્ચુલિઉ–પ્રત્યુત (હેમચંદ્ર ૮–૫–૪૨૦) 'અનખુડે ખુડે તરે' એ અહીં ભાવ છે.

(૧૨૪) મઇં વુત્તઉં તુહુ ધુરં ધરહિ, કસરેહિં વિગુત્તાઇં
પઇં વિણુ ધવલ ન ચડઇ ભરુ, એમ્વઇં વુન્નઉ કાઇં

—મે કહ્યુ–હે ધવલ !–ધોસરી ઉપાડનારા ધોરી બળદ ! તુ ધુસરી ધર–લે, કસરથી–નાના બળદોથી વિગુપ્તો–(ધુસરીઓ ?) ને તારા વિના ભર ન ચડે એમ શાને ખેદ કરે છે ?–વિષણ્ણ છો ?–આ અન્યોક્તિ છે કે તું ભાર ઉઠાવ, વાછરડાઓથી શું સરશે ? ધુર–આગળનો ભાર, કસર–નાના બળદ, વિગુત્ત ?–ન ઉપડી શકતી ? ધવલ–જે જાતિમા જે ઉત્કૃષ્ટ છે તે ધવલ. વુન્નઉ–વુન્નો–વિષણ્ણ–વિષાદયુક્ત.

(૧૨૫) એક્કુ કઇઅ હ વિ ન આવહી, અન્નુ વહિલ્લઉ જાહિ,
મઇં મિત્તડા પ્રમાણિઅઉ પઇં જેહઉ ખલુ નાહિ

—એક કદી પણ આવે નહિ બીજો વહેલો ચાલ્યો જાય. હે મિત્ર! મેં પ્રમાણિત કર્યું છે કે તારા જેવો નિષ્ઠુર કોઈ ખલ નથી. આ અર્થ ઠીક લાગે છે

( દોધકવૃત્તિ એવો અર્થ બીજી રીતે કરે છે કે હે મિત્ર મારાથી જેવો પ્રિય ગમાડ્યો, તેવો તારાથી નિષ્ઠુર જણાયો નથી, બીજો અર્થ એ કે મે હે મિત્ર પ્રમાણિત કર્યું કે તારા જેવું ખલ નહિ—નથી આ ભાવ અસ્પષ્ટ છે )

(૧૨૬) જિવ સુપુરિસ તિવ ઘંઘલઇં જિવ નઇ તિવ વલણાઇં;
જિવ ડોંગર તિવ કોટ્ટરઇં હિઆ વિસૂરહિ કાંઇ

—જેમ સુપુરુષ તેમ ઝઘડા ઘણા છે જેમ નદી તેમ વળણ. જેમ પર્વતો તેમજ કોતરો. હે હૃદય! કેમ વિખવાદ પામે છે?—મિત્રતામાં ઝઘડા હોયજ છે ઘણાએ ઝઘડો થવો.

(૧૨૭) જે છડ્ડેવિણુ રયણનિહિ, અપ્પઉં તડિ ઘલ્લન્તિ
તહ સંખહ વિટ્ટાલુ પર, ફુક્કિજ્જન્ત ભમન્તિ.

—જે શંખો રત્નનિધિ—રત્નાકર—સમુદ્રને છોડીને પોતાને તટપર ઘાલે છે—મૂકે છે તેને વિટ્ટાલુ—પરસેવો—અપમાન કેવળ ફુંકાતાં ભમે છે જે પોતાનું સ્થાન છોડે છે તેને વિડંબના થાય છે

છડ્ડેવિણુ છાડીને—છોડીને પૂર્વકૃદન્ત—ભૂતકૃદ. વિટ્ટાલુ દોધકવૃત્તિ અપમાન એ અર્થ કરે છે હેમચંદ્રે અસ્પૃશ્યસંસર્ગ એ ભાવ આપ્યો છે વિટાળ—ભમોષ, વટલવું—ભમાવું વટલાવવું—ભમાવવું.

(૧૨૮) દેવિહિ વિઢત્તઉ ખાહિ વઢ સંચિ મ એક્કુ વિ દ્રમ્મુ,
કોવિ દ્રવક્કઉ સો પડઇ જેણ સમપ્પઇ જમ્મુ

—હે મૂર્ખ! દૈવથી સંપાદેલું—કમાવેલું ખા. એક પણ દ્રમનો

સંચય ન કર. કોઇ પણ ભય-ડર આવી પડે કે જેથી જન્મારો સમાપ્ત થઇ જાય.

વિઢત્ત—સં. અર્જિત ? (દોધકવૃત્તિ), સોંપેલ. સંચિ-સંચવું. જૂની હિંદીમાં તથા પંજાબીમાં સંચના છે. ગુજરાતીમાં કહેવત છે કે

'કીડી સંચરે તેતર ખાય'-સંચય કરવો-ભેગું કરવું દમ્મુ-દ્રમ-એક જાતનો સીક્કો, તે પરથી દામ-એટલે નાણું ઢવક્કઉ-ઢવને, ડરને વઢ-મૂર્ખ-'ઢ' એટલે મૂર્ખ એમ ગૂજરાતીમાં વપરાય છે.

(૧૨૯) એક્કમેક્કઉં જઇવિ જોએદિ, હરિ સુટ્ઠુ સવ્વાયરેણ,
તોવિ દેહિ જહિં કહિંવિ રાહી, કો સક્કઇ સંવરેવિ દડ્ઢનયણા
નેહિ પલુટ્ટા.

—એક એક (ગોપીને) જોકે હરિ સારી રીતે સર્વાદરેથી જુએ છે, તોપણ જ્યાં ક્યાં પણ-ગમે ત્યાં રાધા (હોય) ત્યાં જ દૃષ્ટિ છે. દગ્ધ (દઢ) નયનોને, નેહથી થયેલ પલટાને સંવરણ કરવા કોણ શક્તિમાન છે ? દોધકવૃત્તિનો અર્થ ગડબડીઓ લાગે છે-તે એમ છે કે એકેક અંગને જેમ છે તેમ હરિને જોકે સુષ્ઠુ સર્વ આદરથી રાધા જુએ છે તોપણ દઢ દૃષ્ટિ રાગસ્નેહથી જે કોઈ અંગપ્રદેશે સ્થાપિત થયેલી દૃષ્ટિને સંવરવા કોણ સમર્થ થાય ?

(૧૩૦) વિહવે કસ્સુ થિરત્તણઉં, જોવ્વણિ કસ્સુ મરટ્ટુ,
સો લેખડઉ પઠાવિઅઇ, જો લગ્ગઈ નિચ્ચટ્ટુ.

—વિભવમાં કેનું સ્થિરપણું ? યૌવનમાં કેનું મગરાપણું-અહંકારીપણું (તોપણ) તે લેખ (કાગળ) લાગે તો બરાબર-એમ સમજી મોકલવામાં આવે છે.

નાયકનો ભરોસો નથી, વૈભવમાં કેની આશા કરી શકાય કે તે સ્થિર રહેશે ? પોતાના યૌવનનો પણ અભિમાન નથી કે તે તેને ખેંચી લાવશે તોપણ ખંડિતા યા પ્રોષિતા શોચે છે કે એવો સંદેશો મોકલું કે જે તીરની માફક બરાબર લાગે.

—હૈડા ! (તું) મારી આગળ સોવાર એમ બોલ્યું કે પિયુના પ્રવાસ કરતા(જ) ફાટીશ હો,–હે ભંડ !–હે અદ્દભુત દઢતાવાળા ! (હજી તું ફાટયું નહિ.)

હિઅડા–હે હૈયા પઇ–મધ્યમપુરૂષ, તું ફુટ્ટિસુ–ફુટીશ–ફાટીશ. પિએ પવસન્તિ–ભાવવાચક સપ્તમી ભડય–પાખડી ઢક્કરીસાર–ઠકરી ગયો છે એટલે નિકલી ગયો છે જેનો માર–બળ તે, તેવો ઢીલો–નબળો. (દોધકવૃત્તિ), પરતુ અદ્દભુત સારવાળો (હિમચદ્ર).

(૧૩૬) એક્ક કુડુલ્લી પચહિ રૂદ્ધી, તહ પચહવિ જુઅજ્જુઅ બુદ્ધી,
બહિણુએ ત ઘર કહિ કિવ, નન્દઉ, જેત્થુ કુડુમ્બઉં અપ્પણુ છન્દઉં

—એક કુટી (શરીર રૂપી ઝુપડી) છે, (તે) પાચ (ઇંદ્રિયો)થી રૂધાયેલી છે, તે પાચને પણ જુદી જુદી બુદ્ધિ (છે), બહેન ! તે ઘર કે જ્યા કુટુમ્બ આપછંદીલુ (હોય) તે કેમ નંદે–પ્રસન્ન થાય તે કહે.

કુડુલ્લી–કુટીના કુત્સિત કે અલ્પના અર્થમા, જુઅજ્જુઅ–જુદી જુદી. અપ્પણુછદ–આપમતીલુ–પોતપોતાના મતવાળુ. હીદીમા એક દોહો છે કે—

'ખસમ પૂજતે દેહરા, ભૂત પૂજિની જોય,
એકે ઘરમે દો મતા, કુસલ કહા તે હોય.

(૧૩૭) જો પુણિ મણિ જિ ખસફસિ હૂઅઉ, ચિન્તઇ દેઇ ન દમ્મુ ન રૂઅઉ,
રસવસ–ભમિર કરગ્ગુલ્લાલિઉ, ઘરહિં જિ કોન્તુ ગુણઇ સો નાલિઉ.

—જે પણ મનમાજ ઘુસપુસ ચિન્તવ્યા કરે, દ્રમ્મ ન આપે, ન રૂપિયો આપે એટલે કે ખર્ચ કરે નહિ, રતિવશ થઇ ભ્રમણ કરનારો ઘરમાજ હાથના અગ્રભાગથી ઉલાળેલું કુત–ભાલુ ફેરવે તે નાલિઅ–મૂર્ખ છે જે સદા વ્યાકુળ રહે, પૈસા ખરચે નહિ, ઘર બેઠા ભાલું ફેરવ્યા કરે તે મૂઢ છે

—જે માર્ગે સિંહ ગયો ત્યા તૃણોને રજ લાગશે–તે ખડ ઉભુ ઉભુ સુકાઇ જશે, હરિણો ખાશે નહિ

(૧૪૦) સત્થાવત્થહ આલવણુ, સાહુવિ લોઉ કરેઈ,
આદન્નહ મબ્ભીસડી, જો સજ્જણુ સો દેઇ.

—સ્વસ્થાવસ્થાવાળા–સુખી (પુરૂષો)નુ આલપન–કથન–વાતચીત (જુઓ ન. ૪૮) સૌએ લોક કરે છે, (પરતુ) આર્ત્ત (જનો)ને 'મ ડરીશ' (એવી અભય વાણી) જે સજ્જન છે તે આપે છે–આશ્વાસન દે છે સાહુ–સહુ, સર્વે, આદન્નહ–? આપન્ન હ–આપન્નો–આર્ત્તોને મબ્ભીસડી–મા ડર '**मा भैषी**' એ વાક્યથી બનાવેલી સજ્ઞા. 'ડી' છે તે સ્વાર્થમા છે.

(૧૪૧) જઇ રચ્ચસિ જાઇટ્ઠિઅએ, હિઅડા મુદ્ધ સહાવ,
લોહે ફુટ્ટણુએણ જિવ, ઘણા સહેસઇ તાવ

—હે મુગ્ધ સ્વભાવવાળા હૈડા ! જે જે દીઠુ તેમા જો (તુ) રચે છે–પ્રેમ કરે છે–રક્ત થાય છે, તો ફુટતા–તુટતા એવા લોઢાની જેમ તુ ઘણા તાપ સહેશે જે દીઠું તેમા રમવા કે પ્રેમ કરવા તું લાગી જા તો ઘડી ઘડી લોઢાની માફક તને તપાવવામા આવશે, ત્યારેજ કોઇ એક જગ્યાએજ પ્રેમ કરવાની દૃઢતા શીખીશ. રચ્ચસિ–રચે છે, પ્રેમ કરે છે. જાઇટ્ઠિઅએ–જે જે દૃષ્ટ–દીઠુ તે તેમા ફુટ્ટણુએણ–ફુટનારાથી–ખડિત થનારાથી. સહેસહિ–કર્તૃવાચ્ય, કર્મવાચ્યને અડચણ રૂપ થાય છે.

(૧૪૨) મઈ જાણીઉ બુડ્ડીસુ હઉં, પ્રેમદ્રહિ હુહુરૂત્તિ,
નવરિ અચિન્તિય સપડિય, વિપ્પિય નાવ ઝડત્તિ

—મે જાણ્યુ (કે) હુ હુહુરૂ કરતી–એ શબ્દ કરતી પ્રેમ રૂપી દ્રહમા બુડીશ, પરતુ અચિનિ ઝટ–એકદમ વિપ્રિય (રૂપી) નાવ (વિયોગ બેડા ) સપ્રાપ્ત થયુ પ્રેમ એટલો હતો કે હુ દ્રહની સમાન તેમા ડૂબી જાત પરતુ તેમાથી મને બચાવવાને વિપ્રિયરૂપી નાવ ઝટ મળી ગઇ બુડ્ડીસુ–બુડીશ (જુઓ હવે પછી પ્રબોધ ચિતામણી ન. ૧ મા બુડ્ડિ્ય-અઉ એ શબ્દ). હુહુરૂત્તિ–અનુકરણ–ડૂબતી વખતે શ્વાસ એવો ઉદે-

(૧૪૫) સિરિ જર-ખડી લોઅડી, ગલિ મણિયડા ન વીસ,
તો વિ ગોટ્ઠડા કરાવિઆ, મુદ્ધએ ઉટ્ઠ-બઇસ.

—શિરપર જીર્ણું લોઅડી-કામળી (છે), ને ગળામા (પૂરા) વીસ નહિ એવા મણકા (ની માળા) છે તોપણ મુગ્ધાથી ગોઠ-ગામના નિવાસીઓ એવા ગામના યુવકો પાસે ઉઠબેસ કરાવાઇ એટલે મુગ્ધાએ તેમની પાસે કરાવી મુગ્ધા પાસે શૃગારના સાધનોમા જુની કામળ છે અને ગળામા પૂરા વીસ મણકાની માળા પણ નથી તોપણ તેણીનુ લાવણ્ય એવુ છે કે આખા ગામના છેલોને ઉઠબેસ કરાવતી રહી છે. જરખડી-જીર્ણું, ખડિત. લોઅડી-લોઇ, લોમપટી, કામળી મણિઅડા-મા ડ કુત્સાના અર્થે, ગોટ્ઠડા-જુઓ ગોઠ ન. ૧૧૦ મા ગામની બહાર ગોસ્થાન હોય છે કે જ્યા યુવકો એકઠા થાય છે ત્યાના નિવાસી ગોઇ એટલે ગોકુલ-ગોસ્થાન ત્યા જે બેસે છે તે ગોષ્ઠ-ગોષ્ઠક-ગોષ્ઠ પુરૂષ ( દો. ૧ )

(૧૪૬) અમ્મડિ પચ્છાયાવડા, પિઉ કલહિઅઉ વિઆલિ,
ઘઇ વિવરીરી બુદ્ધડી, હોઇ વિણાસહો કાલિ

( સ્ત્રી પતિ સાથે માન કર્યા પછી પસ્તાય છે ) હે અમ્મા-માત ! પશ્ચાત્તાપ (થાય છે), વિકાલે-સંધ્યાસમયે પિયુ સાથે ઝગડો કર્યો. વિનાશના કાલે બુદ્ધિ વિપરીત થાય છે અમ્મડિ-બુદ્ધડી-એમા ડી સ્વાર્થમા યા અનુકપામા છે. પચ્છાયાવડા-અહીં પણ પશ્ચાત્તાપની આગળ ડા છે કલહિઅઉ-કલહાપિત, કલહ કરાયેલો છે વિઆલિ-જુઓ કુમારપાલ પ્રતિબોધના ઉદાહરણ ન. ૧૮ અને ઉપર ન. ૬૨.) ઘઇં-હેમચન્દ્રે અનર્થક કહેલ છે-પાદપૂરણ યા અવધારણનો અર્થ છે.

(૧૪૭) ઢોલ્લા એહ પરિહાસડી, અઇ ભણ કવણહિ દેસિ,
હઉં ઝિજ્જઉં તઉ કેહિ પિઅ, તુહું પુણુ અન્નહિ રેસિ.

હે ઢોલા ! એ ! કહે (કે) ક્યા દેશમા આ પરિહાસ-મજાક છે ? હે પિયુ ! હું તારા માટે છીજૂ-સુકાઉં, (ને) તું વળી અન્યને માટે

(૧૫૧) વિરહાનલજાલકરાલિઅઉ, પહિઉ પન્થિ જં દિટ્ઠઉ,
તં મેલવિ સવ્વહિં પન્થિઅહિં, સોજ્જિ કિઅઉ અગ્ગિટ્ઠઉ

—જે પથિક વિરહાનલની જ્વાલાઓથી કરાલિત પથમાં જોવામાં આવ્યો, તેને સર્વ પથિકોએ મળીને અગ્નિમય કર્યો–વધારે તપ્ત કર્યો–ઉત્તેજિત કર્યો વિરહતાપની અધિકતાથી અતિશયોક્તિ. સરખાવો નં. ૧૦૯. દોધકવૃત્તિ તો એ અર્થ કરે છે કે પથિકોએ તેનો અગ્નિસંસ્કાર કર્યો અગ્નિષ્ઠ કૃત મેલવિ–મળી કરી યા રાખી. અગ્ગિટ્ઠઉ–અંગીઠો સ્ત્રી અંગીઠી (આમાં અનુસ્વાર માટે માટે જુઓ પ્રબંધ ચિંતામણીના ઉદાહરણમાં નં. ૬ મકડ ) અંગીઠીનો અર્થ ગૂજરાતીમાં એ છે કે સોનીની સગડી, પોકપાડવા માટે ખાડો કરી અગ્નિ કરવામાં આવે છે તે, ક્રોધાગ્નિ 'લાગી યમને અંગીઠી, પોઢી ગયો તે પળે'–વલ્લભ.

(૧૫૨) સામિ–પસાઉ સલજ્જુ પિઉ, સીમાસંધિહિં વાસુ,
પેક્ખિવિ બાહુ–બલુલ્લડા, ધણ મેલ્લઇ નીસાસુ

—સ્વામીની જેને મહેરબાની છે તેવો સ્વામિપ્રસાદ, પિયુ સલજ્જ, (તેનો) સીમા સંધિમાં વાસ–એ જોઇને બાહુબલથી ઉલ્લસિત (પિયુને માટે) ધણ–નાયિકા નિઃશ્વાસ મૂકે છે રાજાની કૃપા, જેથી તે કદી છુટી દે નહિ અને કઠિન કામપરજ મોકલે, પિયુ સંકોચી એટલે કામ માટે ના પાડે નહિ ને છુટી માગે નહિ, સીમાડાપર રહેવું કે જ્યાં નિત નિત નવા નવા ઝગડા થાય અને બાહુબળથી ગર્વિષ્ટ પિયુ ઝગડો આગળ આવી વેચાતો લે–બીચારી આટલા કારણોથી વિરહના અંતનો સંભવ ન જાણીને નિસાસા નાખે છે બાહુબલુલ્લડા–બાહુબલથી ઉલ્લલ–ઉલ્લટ–ઉલ્લસિત, અથવા 'બાહુ' નું વિશેષણ 'બલ્લુલ્લડ' એટલે બલગર્વથી ભરેલા બાહુ ( પિયુના જોઇને ) ધણ–જુઓ નં. ૧ અને ૭૦ મેલ્લઇ મેલે–મૂકે–છોડે–નાખે

(૧૫૩) પહિઆ દિટ્ઠી ગોરડી, દિટ્ઠી મગ્ગુ નિઅન્ત
અંસૂસાસેહિં કંચુઆ, તિંતુવ્વાણુ કરન્ત.

—હે પથિક ! ગોરી ઊઠી ! (ઊઠ) માર્ગને નિરખતી, આંસુ અને ઉચ્છ્વાસથી કુચુમ્બ (કંચવો)ને ભીંજવેલો સુકો (જુઓ ન ૮) કરતી એઇ આંસુથી ભીંજેલો ને ઉચ્છ્વાસના ભાફથી સુકો. અથવા સિતુ બ્યાજ-તાજો વાજો-આંસુઓનો તાજો ને ઉચ્છ્વાસનો વાજો. ગોરડી-જુઓ ન ૨ ૧૨૭ તેમાં ડી માટે જુઓ ન ૧૪ નિમ્ભન્ત-દેખતી. સિતુબ્યાજુ-તીમા-તિમિત-ભીંજેલો જુઓ તિમ્મઇ ન ૧૧૫.

(૧૫૪) પિઉ આઇઉ સુઅ વત્તડી, ઝુણિ કન્નડઇ પઇટ્ઠ
તહો વિરહહો નાસન્તઅહો, ધૂલડિઆવિ ન દિટ્ઠ

—પિયુ આવ્યો એવી વાત સાંભળી,-(તેનો) ધ્વનિ કાને પેઠો (કે તરતજ) તેનો વિરહ નાઠો કે (વિરહના નાસવાની) ધૂળ પણ ન દેખાણી. વત્તડી, કન્નડઇ ધૂલડિઆ-આમાં આવેલ ડી' થા ડ પર પણ કહેવાનું છે-હવે વધુ લખવુ અર્થ છે નાસન્ત-સ નસ્સ્ત-નટ્ટ થવુ, અદર્શન થવું, ભાગવું ગૂ નાસવુ ભાગવાના અર્થમાં છે પન્નની નસ્-ભાગવું

(૧૫૫) સંદેસે કાઇં તુહારેણ જં સંગહો ન મિલિજ્જઇ
સુઇણન્તરિ પિએં પાણિએણ પિઅ પિઆસ કિં છિજ્જઇ

—જો સંગથી ન મળાય તો તમારા સંદેશથી શું ? હે પિયુ ! સ્વપ્નાંતરમા પીધેલા પાણીથી પ્યાસ-તૃષા કઇ છીજે-ભાગે ! તેમજ સંદેશથી શું થઈ !

(૧૫૬) એત્તહે તેત્તહે વારિ ઘરિ, લચ્છિ વિસંઠુલ ધાઇ
પિઅ-પબ્ભટ્ઠ વ ગોરડી, નિચ્ચલ કહિ વિ ન ઠાઇ

—અત્ર તત્ર-અહીં તહીં દ્વારે (ને) ઘેર વિષમરૂપે ગોરી પેઠે લક્ષ્મી વિસંસ્થુલ ધાય છે (દોડ્યાં કરે છે). નિશ્ચલ કહિ પણ સ્થિત થતી નથી-રહતી નથી. લક્ષ્મીની અસ્થિરતાની વિયોગિનીની અસ્થિરતા સાથે ઉપમા. જેવી લક્ષ્મી તેવી પ્રિયભ્રષ્ટ ગોરી. વારિ ઘરિ-ઘર દ્વાર ઘર બાર, પબ્ભટ્ઠ-સ પ્રભ્રષ્ટ-ભટ્ઠી-ભૂંડી-ભ્રષ્ટ થયેલી.

(૧૫૭) એઉ ગૃણ્હેપ્પિણુ ધ્રુ મઈં, જઇ પ્રિઉ ઉવ્વારિજ્જઇ,
મહુ કરિ એવ્વઉં કિંપિ ણુવિ, મરિએવ્વઉ પર દેજ્જઇ.

—આ ગ્રહણ કરીને તે પિયુને મારાથી ઉગારી લેવાય તો મારૂ કરવુ-કર્તવ્ય કઈ પણ નથી (બાકી રહેતુ) મરવુ પણ દેવાય—જો આ લઇને મારા પિયુનો ઉદ્ધાર થઇ જાય તો મારૂ કર્ત્તવ્ય કાંઇ બાકી રહેતું નથી. હું ત્યારે મારૂ મરણ દઇ દઉ (મરણ પણ સહી લઉ) દોહક વૃત્તિ અનુસાર "કોઈ સિદ્ધ પુરૂષને વિદ્યા સિદ્ધિ માટે ધન આદિ આપી નાયિકા પાસે બદલામા પતિ માગ્યો તો તેણી કહે છે કે જો આ લઇને પતિ ઉત્કર્ષ તેત્સજ્યતે—બદલામા આપવામા આવે તો મારૂ કર્તવ્ય કઇ કેવલ મરણ આપી શકુ છુ." (ચાહે મારો પ્રાણ લઇલે, પતિને આપીશ નહિ). ગૃહેપ્પિણુ—ભૂત કૃદત ધ્ર—જુઓ ઉપર ન. ૪૧, ઉવ્વારિજ્જઇ—(૧) ઉગાર્યો જાય (૨) વહેચાયો જાય ? જુઓ ઉપર ટીકા કરિએવ્વઉ, મરિએવ્વઉ—કરવુ, મરવુ રાજ્યસ્થાનીમા કરબો, મરબો, સસ્કૃતમા કર્ત્તવ્ય, મર્ત્તવ્ય

(૧૫૮) દેસુચ્ચાડણુ સિહિકડણુ, ઘણિકુટ્ટણુ જ લોઇ,
મજિટ્ઠ એ અઇરત્તિએ, સવ્વ સહેવ્વઉં હોઇ

—દેશનું ઉચ્ચાટન—પરિત્યાગ—દેશનિકાળ થવુ, શિખિ એટલે આગ પર ક્વાથ—કાઢો થવુ—કઢાવુ, ઘણુ કુટાવુ જે લોકમા (છે) તે અતિરક્ત મજીઠથી સર્વ સહેવુ થએલ છે મજીઠ દેશબહાર ગયો, આગપર કઢાયો, ઘણો કુટાયો—એ બધુ સહન કર્યું તે 'રક્ત' હોવાનુ ફળ છે, તેમ કોઇમા રક્ત—આસક્ત થવુ તો બધા ફળ ભોગવવા પડે. સહેવ્વઉં—સહેવુ—ખમવુ

(૧૫૯) સોએવા પર વારિઆ, પુપ્ફવઇહિ સમાણુ,
જગ્ગેવા પુણુ કો ધરઇ, જઇ સો વેઉ પમાણુ

—પુષ્પવતિની સાથે સૂવુ વિશેષ વાર્યું—નિષિદ્ધ કર્યું છે (એવુ) જો વેદ પ્રમાણ હોય તો, વળી જાગવુ કોણ ધરે—અટકાવે છે ? જે વેદમાં

હતુ—આ માટે સમસતાલ તોડતી વખતે બધું સ્મરણ આવતું જાય છે. એ—દોધકવૃત્તિ ક્વચિત્ 'જેહિ'ના નિત્ય સબંધથી તેને વર્તમાન હિંદીના 'જે' એટલે તે એમ માનતી જણાય છે મુઞ્જનુ—'આના' પ્રત્યય 'વાળા'ના અર્થમા. અગ્ઘોહિઉ—પીવુ પીવરાવવુ. જુઓ આ નિબંધનુ પાનુ ૩૦.

(૧૬૨) બાહ વિછોડવિ જાહિ તુહું, હઉં તેવઇ કો દોસુ,
હિઅય-ટ્ઠિઉ જઇ નીસરહિ, જાણઉં મુઞ્જ સ રોસુ

—(એકમેકના) હાથ છોડી તું જાય છે, તેમ હું પણ જાઉં છુ, (તેમા) કોનો દોષ? પણ હૃદયમાથી તું જો નીસરી જાય, તો પછી મુઞ્જનો માગ પર રોષ છે એમ હું જાણીશ (જુઓ આ નિબધ પૃ. ૨૯ અને હવે પછી પ્રબંધચિંતામણિના ઉદાહરણ પૈકી નં. ૧૦) દોધકવૃત્તિ 'મુઞ્જે ભૂપતિ સરોષ' બનાવી એમ અર્થ કરે છે કે નાયિકા નાયક મુઞ્જને કહી રહી છે. કોઇ મુઞ્જસુ રોસુ એમ બનાવે છે મુઞ્જસુ એટલે મુઞ્જ સાથે.

(૧૬૩) જેપ્પિ અસેસુ કસાય-બલુ, દેપ્પિણુ અભઉ જયસ્સુ,
લેવિ મહવ્વય સિવુ લહહિ, ઝાએવિણુ તત્તસ્સુ

—અશેષ-સંપૂર્ણ કષાયબલ જીતીને, જગતને અભય આપીને—અભયદાન આપીને, મહાવ્રત લઇને, તત્ત્વનુ ધ્યાન કરીને શિવ મોક્ષપદ લહે છે—પામે છે. કષાય—જૈનોમા તે શબ્દના અર્થમા ક્રોધ, માન, માયા, લોભ એ ચારનો સમાવેશ થાય છે ને તે જૈનોનો પારિભાષિક શબ્દ છે. જેપ્પિ, દેપ્પિણુ, લેવિ, ઝાએવિણુ—ભૂતકૃદંત છે.

(૧૬૪) દેવં દુક્કરુ નિઅય-ધણુ, કરણ ન તઉ પડિહાઇ,
એમ્વઇ સુહુ ભુઞ્જણહ મણુ, પર ભુઞ્જણહિ ન જાઇ.

—નિજ ધન દેવુ દુષ્કર છે, તપ કરવુ (પ્રતિ) ભાવતું નથી, એવી રીતે સુખ ભોગવવાનું મન (છે) પરંતુ ભોગવવાનુ જતું—બનતુ નથી. દેવં—પાઠાંતર દેવે, દેવુ, ભુઞ્જણુ—ભોજન ભુઞ્જણહિ ન જાઇ—ભોગવ્યુ જતું નથી.

(૧૫૫) જેપ્પિ ચએપ્પિણુ સયલ ધર, લેવિણુ તવુ પાલેવિ,
વિણુ સન્તેં તિત્થેસરેણ, કો સક્કઇ ભુવણેવિ.

—શાંતિ(નાથ) તીર્થંકર વિના સકલ ધરાને જીતવા, તજવા, અને તપ લઇને પાળવા ભુવનમાં પણ કોણ સમર્થ છે ? જેપ્પિ, ચએપ્પિણુ, લેવિણુ પાલેવિ-માં ક્રિયાપદો ક્રિયા-સં ત્વા છે આ રૂપ પૂર્વકાલિક ક્રિયાનાં રૂપો સાથે મળતાં આવે છે

(૧૫૬) ગમ્પિણુ વાણારસિહિ નર, અહ ઉજ્જેણિહિ ગમ્પિ,
મુઆ પરાવહિ પરમ-પઉ, દિવ્વન્તરઇં મ જંપિ.

—જે નર વાણારસીમાં જઇને અથ(વા) ઉજ્જયિનીમાં જઇને મરેલા તે પરમ પદ પ્રાપ્ત કરે છે—બીજા સ્વર્ગની (વાત) મ કર; અથવા બીજા તીર્થોની (ટી. પ્ર.) વાત ન કર. ગમ્પિણુ, ગમ્પિ—પૂર્વકાલિક વાણારસી વા વારાણસી—વરણા-અનસ્-અસ રચેલાનો એ અર્થ થાય છે પરંતુ તેનો વરણા-અસી એ બે નદીઓની વચ્ચે હોવાથી એ નામ બન્યાની કલ્પના કરી લીધી છે હેમચંદ્રે આ પ્રકરણમાં વારાણસી વાણારસીમાં કેવળ અક્ષરવ્યત્યય માનેલ છે (૮—૨—૧૧૬ થી ૧૧૯). આવો અક્ષરવ્યત્યય બોલવામાં થઇ જાય છે જંપિ—સં જલ્પ્—તેમાં ઇ કેવળ છંદને માટે મૂક્યો છે

(૧૫૭) ગંગ ગમેપ્પિણુ જો મુઅઇ જો સિવ-તિત્થ ગમેપ્પિ,
કીલદિ તિદસાવાસ ગઉ સો જમ-લોઉ જિણેપ્પિ.

—જે ગંગા જઇ મરે, જે શિવતીર્થ (કાશી) જઇ ક્રીડા કરે છે તે ત્રિદશ એટલે દેવના આવાસ-દેવલોકે યમલોક જીતીને જાય. ગમેપ્પિણુ ગમેપ્પિ, જિણેપ્પિ—જઇને, જીતીને. કીલદિ (સં ક્રીડતિ).

(૧૫૮) રવિ-અત્થમણિ સમાઉલેણ, કંઠિ વિઇણ્ણુ ન છિણ્ણુ,
ચક્કેં ખંડુ મુણાલિઅહે, નઉ જીવગ્ગલુ દિણ્ણુ.

—રવિ આથમ્યો ત્યાં સમાકુલ ચક્રવાકે મૃણાલિકા-કમલિનીનો ખંડ કંઠે સ્થાપિત (કર્યો), છિન્ન ન (કર્યો) જાણે જીવને આગળિયો

દીધો. ચક્રવાકે મૃણાલનો કટકો મોમા લીધો કે સૂર્યાસ્ત થઇ ગયો. વિયોગનો સમય આવ્યો. બીચારે એક કટકો પણ ન કાપ્યો, મોમાં નાખ્યો. જાણે (કે વિયોગમા જીવ ન નીકળી જાય તે માટે આગળીઓ દઇ દીધો અત્થમણિ—જુઓ પ્રબંધ ચિ. ઉદાહરણ નં. ૩૦ હવે પછી વિઇણ્ણ–સ. વિતીર્ણ. ચક્કે–કર્મવાચ્યનો કર્તા જેમકે મે, તે. નઉ–ઉપમાવાચક જુઓ ઉપર ન ૫ જીવગ્ગલુ–જીવ+અર્ગલા સસ્કૃતના નીચેના શ્લોકનો ભાવ છે —

मित्रे क्वापि गते सरोरुह वने बद्धानने ताम्यति
क्रन्दत्सु भ्रमरेषु जातविरहाशङ्कां विलोक्य प्रियाम् ।
चक्राह्वेन वियोगिना विलसता नास्वादिता नोज्झिता
कंठे केवलमर्गलेव निहिता जीवस्य निर्गच्छत ॥

—સુભાષિતાવલિ સ. ૩૪૮૩ પીટર્સન.

(૧૬૯) વલયાવલિ–નિવડણુ–ભએણ, ધણ ઉદ્ધબ્ભુઅ જાઇ,
વલ્લહ–વિરહ–મહાદહહો, થાહ ગવેસઇ નાઇ.

—વલયાવલિના નિપતનના ભયથી નાયિકા ઊર્ધ્વભુજ જાય છે–ચાલે છે, જાણે કે વલ્લભના વિરહરૂપી મહા દહ–હ્રદનો તાગ ગવેષતી–શોધતી ( હોય નહિ ). વિયોગમા દુબળી થઇ ગઇ છે. ચૂડીઓ પડી ન જાય તેથી હાથ ઉંચા કરીને જાય છે—ચાલે છે. જાણે કે પ્રિયના વિરહના મહા–પાણીના ધરાનો તાગ લેવા–પામવા–શોધવા લાગી છે, પણ પામતી નથી. જે ઉંડા પાણીનો તાગ લેવા માગે છે તે માથાપર હાથ ઉંચા કરી લે છે, એ જોવા કે માથાપર પાણી કેટલુ ઉંચુ છે. દહ–હ્રદનો વ્યત્યય. ગવેસઇ–સ. ગવેષયતિ ધણ, નાઇ માટે જુઓ ઉપર. ન. ૧ તથા ૫.

(૧૭૦) પેક્ખેવિણુ મુહુ જિણવર હો, દીહર–નયણ સલોણુ,
નાવઇ ગુરૂ–મચ્છર–ભરિઉ, જલણિ પવીસઇ લોણુ.

—જિનવરનું સલોણું દીર્ઘનયન પેખીને–જોઇને જાણે ગુરૂ–ભારે

લ્હસી પડ્યુ, તો પણ હાથમા કટારી. ( આવા ) કથને બલિહારી જાઉં-વારી જાઉં. વીરતાની પરાકાષ્ઠા. લ્હસિઉ-લ્હસિયો ( સં. હસિત ) ખન્ધસ્સુ-ખાધનું-ખાધપર, ખભાપર

(૧૭૪) સિરિ ચડિઆ ખન્તિ ફ્ફલઈં, પુણ્ ડાલઈં મોડન્તિ,
તો વિ મહદ્દુમ સઉણાહ, અવરાહિઉ ન કરન્તિ.

—શિરપર ચડયા ચડયા ફ્ળો ખાય છે, વળી ડાળોને મોડે-તોડે છે, તો પણ મહાદ્રુમ-મહાવૃક્ષ શકુનો ( પક્ષિઓ )ને અપરાધી કરતા નથી-દોષ દેતા નથી મહાપુરુષોની ક્ષમા. મોડન્તિ-સ. મોટયન્તિ, તોડવુ ફોડવુ 'શકુનિયોને અપરાધ કરતા નથી' એવો અર્થ દોધકવૃત્તિ કરે છે

(૧૭૫) સીસિ સેહરૂ ખણુ વિણિમ્મવિદુ, ખણુ કઠિ પાલબુ કિદુ,
રદિએ વિહુદુ ખણુ મુંડમાલિએ જ પણએણ ત નમહુ,
કુસુમ-દામ-કોદકુ કામહો.

—( આ ગદ્ય એના ઉદાહરણ માટે આપ્યુ છે કે અપભ્રશમા પ્રાય શૌરસેનીની પેઠે કાર્ય થાય છે. અને કઈ ખડ અથવા એક ગાથા એટલા માટે આપી છે કે અપભ્રશમા વ્યત્યય અને કોઇ પ્રયોગ સસ્કૃત જેવા થાય છે. આ અવતરણોને અહીં આપવાનું કઇ પ્રયોજન નથી )

આ ગદ્યનો અર્થ એ છે કે-કામના કુસુમદામકોદડ-ફુલરૂપી ધનુષ્યને નમન કરો. કેવુ ફુલ-ધનુષ્ય ? તો કહે છે કે જેને રતિએ (પોતાના) શીર્ષપર ક્ષણ માટે શેખરરૂપ વિનિર્મિત કરેલ છે, ક્ષણભર કઠમા પ્રાલબ ( લાબી માળા ) કરી, ક્ષણભર મુડમાલિકામા પ્રયણથી વિહિત કર્યું તેવા. કામનુ ફુલ-ધનુષ્ય કોઇ વખત રતિ પોતાનુ સીસફુલ બનાવે છે, કોઇ વખત ગળે લટકાવે છે, કોઇ વખત મુડ-માથાપર માલાની પેઠે પહેરે છે તેને પ્રણામ કરો. સેહરૂ-સ શિખર વિણિમ્મવિદુ-સ વિનિર્માપિત. પણએણ-પ્રણયથી આને દોધકવૃત્તિ 'નમહુ' નું વિશેષણ માને છે

(૧૭૬) હેટ્ઠિ-ટ્ઠિય-સૂર-નિવારણાય છત્તં અહો ઇવ વહન્તી,
જયઇ સસેસા વરાહ-સાસ-દૂરુક્ખુયા પુહવી.

—હેઠળ સ્થિત એટલે રહેલા સૂર એટલે સૂર્યના આતપના નિવારણ માટે શેષસહિત વરાહના શ્વાસથી દૂર ઉખડાતી પૃથ્વી કે જે અધ. એટલે નીચે છત્ર પેઠે વહન કરનારી છે તેનો જય થાઓ.

શ્રી હેમચંદ્રના વ્યાકરણના આ વિભાગમાં જે સર્વ ઉદાહરણો આપેલાં છે તેનો ઉલ્લેખ અત્ર નિષ્પ્રયોજન છે

આ રીતે પોતાના સમયથી પૂર્વની કૃતિઓમાંથી ઉદાહરણો અવતરેલાં તે અત્ર પૂર્ણ થાય છે. આ પરથી જણાય છે કે આચાર્ય શ્રી હેમચંદ્રના સમય પહેલાં સાહિત્યભાષા-શિષ્ટભાષા બની ગઈ હતી.

ઉપર આપાયેલાં ઉદાહરણોમાંના શબ્દોનો કોષ આપવામાં આવે તો વિશેષ યોગ્ય થાત, પણ અવકાશના અભાવે તેમ થઈ શક્યું નથી.

---

## પ્રકરણ ૯ મું

### વાગ્ભટનું ભાષા સંબંધી વક્તવ્ય.

શ્રી હેમચંદ્રના સમયમાં વાગ્ભટ્ટ થયેલ છે કે જેણે વાગ્ભટાલંકાર નામનો અલંકાર પર ગ્રંથ રચેલ છે તેમાં ભાષાઓ સંબંધી બીજા પરિચ્છેદમાં જે જણાવેલું છે તે અત્ર આપવું યોગ્ય છે

संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितं ।
इति भाषा चतस्रोऽपि यान्ति काव्यस्य कायताम् ॥१॥

—સંસ્કૃત, પ્રાકૃત, તેનો અપભ્રંશ, અને ભૂતભાષા (પૈશાચી) એ ચાર ભાષા કાવ્યનું શરીર પ્રાપ્ત કરે છે. (એ ચાર ભાષા કાવ્યના શરીર રૂપ છે)

હવે તે ચાર ભાષાનું સ્પષ્ટીકરણ કરે છે—

**सस्कृतं स्वर्गिणां भाषा शब्दशास्त्रेषु निश्चिता ।**
**प्राकृतं तज्जतत्तुल्यदेश्यादिकमनेकधा ॥२॥**

—દેવોની ભાષા સંસ્કૃત છે (અને તે) શબ્દશાસ્ત્ર–વ્યાકરણોમાં નિશ્ચિત થયેલી છે (સારી રીતે વ્યુત્પત્તિથી નિર્ણીત છે), પ્રાકૃત તદ્ભવ, તત્તુલ્ય–તત્સમ અને દેશ્ય આદિ અનેક પ્રકારની છે. (ટીકાકાર સિંહદેવગણિ આ ત્રણ–તદ્ભવ, તત્સમ અને દેશ્યના ઉદાહરણો આપે છે –

તદ્ભવ–તે એટલે સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલ તે, જેમકે —

સિરિ સિદ્ધરાઅ સચ્ચ, સાહસરસિક ત્તિ કિત્તણ તુજ્ઝ,
કહમણ્ણહા મણં મહ, પડન્તમઅણુત્થમક્કમસિ.

આમાના દરેક શબ્દ સસ્કૃતમાથી આવેલા છે ને નીચે પ્રમાણે મૂકી શકાય

શ્રી સિદ્ધરાજ ! સત્ય સાહસરસિક ઇતિ કીર્ત્તન તવ,
કથમન્યથા મનો મમ પતન્મદનાસ્ત્રમાક્રામસિ

—હે શ્રી સિદ્ધરાજ (જયસિંહદેવ), તારૂ સાહસરસિક એવુ કીર્ત્તન (પ્રસિદ્ધપણુ) સત્ય છે, (કારણકે) નહિતો (અન્યથા) શામાટે મારૂ મન કે જ્યા મદનના બાણો પડે છે તે આક્રમણ કરે ?

તત્સમ–તે એટલે સસ્કૃતની તુલ્ય–સમાન સમસંસ્કૃત. તેનું ઉદાહરણ 'સસારદાવાનલદાહનીર' ઇત્યાદિ સ્તુતિઓ છે આમાં પ્રાકૃતમા પણ સસ્કૃત શબ્દો હોય છે, તે બીજી રીતે–બીજા રૂપમા થતા નથી.

દેશ્ય—દેશમા ઉત્પન્ન થયેલ તે, દેશી જેમકે —

'સત્તાવીસઞ્જોઅણુ કરપસરો જાવ અજ્જવિ ન હોઇ,
પંડિહત્થબિમ્બગહવઇવઅણે તા વજ્જ ઉજ્જાણુ

—આમા 'સત્તાવીસઞ્જોઅણુ' એ શબ્દ ચદ્રના અર્થમા દેશી છે, તેના કરપ્રસર એટલે કિરણનો પ્રસાર જ્યાંલગી અદ્યાપિ ન થાય ત્યા સુધી હે 'પડિહત્થ' (દેશી શબ્દ સપૂર્ણ એ અર્થમા)–પૂરેપૂરા બિમ્બ–મડલવાળા 'ગહવઇ' (દેશી શબ્દ ચદ્રના અર્થમા)–ચદ્ર જેવા વદનવાળી ! ઉદ્યાનમા જા

# વિભાગ ચોથો.

## સોમપ્રભાચાર્યનો કુમારપાલ પ્રતિબોધ સં. ૧૨૪૧.

### પ્રકરણ ૧ લું.

### સોમપ્રભસૂરિ.

મેરૂતુંગાચાર્યે પ્રબંધચિંતામણિ ગ્રંથ સં. ૧૩૬૧ માં બનાવ્યો, તેમાં કોઈ કવિતા તેની પોતાની નથી. જૂની કવિતા કે જે તેણે ઉદ્ધૃત કરી છે તેનો નીચામાં નીચો (નિમ્નતમ) સમય તો તેનો સમય છે તે છે, ને ઉંચામાં ઉંચો (ઊર્ધ્વતમ) સમયનો નિર્ણય થતો નથી. તે કવિતા ઉદ્ધૃત અને વ્યાખ્યાન કરવામાં (આગળ) કરવામાં આવી છે. સં. ૧૨૪૧ ના આષાઢ શુદ અષ્ટમી રવિવારે અણહિલપટ્ટનમાં સોમપ્રભસૂરિએ જિનધર્મપ્રતિબોધ અર્થાત્ કુમારપાલ પ્રતિબોધની રચના કરી[૨૦] તેમાં જે પુરાણી ગૂજરાતી-હિન્દી-કવિતા છે તે અત્ર ચર્ચીશું

સોમપ્રભસૂરિનો કુમારપાલ પ્રતિબોધ ગાયકવાડ ઓરિયેંટલ સિરીઝના ૧૪ માં નંબરમાં છપાયેલ છે તેનું સંશોધન પુરાતત્ત્વ મંદિરના આચાર્યશ્રી જિનવિજયજીએ કર્યું છે તેના પાંચ પ્રસ્તાવ છે અને તેમાં સર્વ મળી લગભગ આઠહજાર આઠસો શ્લોક છે.[૨૧] ગ્રંથ પ્રાકૃત, સંસ્કૃત।

---

૨૦. शशि जलधिसूर्य वर्षे शुचिमासे रविदिने
सिताष्टम्याम् ।
जिनधर्म प्रतिबोधः कॢप्तोऽयं गूर्जरेन्द्रपुरे॥ पृ. ४७८

૨૧. प्रस्तावपंचकेऽप्यत्राष्टौ सहस्राण्यनुष्टुभाम्
एकैकाक्षरसंख्याता न्यधिकान्यष्टभिः शतै ॥ पृ. ४७८

ને આશ્ચર્ય ચમત્કાર છે કિંતુ ૩૨ અક્ષરનો એક અનુષ્ટુપ્ શ્લોક માની શ્લોકોમાં ગણના કરવાની જૂની પ્રથા છે તેની એક પ્રતિ સં ૧૪૫૮ ની તાડપત્ર પર લખેલી સંપૂર્ણ તથા એક તેનાથી જૂની વિના મિતિની ખંડિત મળી હતી ને તેના પરથી મુનિ જિનવિજયજીએ આ મહત્વપૂર્ણ ગ્રંથનું સંપાદન કર્યું છે અને ભૂમિકામાં પણ કેટલીક બહુ ઉપયોગી વાતો જણાવી છે કે જેમાંથી આધાર લઇ કેટલુંક અત્ર જણાવવામાં આવે છે

સોમપ્રભ આચાર્ય વૃદ્ધગચ્છની પટ્ટાવલિમાં શ્રી મહાવીર સ્વામીથી ૪૩ મા ગણવામાં આવે છે તેમના શિષ્ય જગચ્ચંદ્રસૂરિએ તપાગચ્છની સ્થાપના કરી.[૨૨] સોમપ્રભાચાર્યના બનાવેલું સુમતિનાથ ચરિત પ્રાકૃતમાં છે તેમાં પાંચમા જૈનતીર્થંકરની કથા અને પ્રસંગપર જૈનધર્મનો ઉપદેશ છે તેની સંખ્યા સાડાનવહજાર ગ્રંથ (શ્લોક) છે બીજો ગ્રંથ સૂક્તમુક્તાવલી છે કે જે પ્રથમ શ્લોકના આરંભ શબ્દોથી સિંદૂરપ્રકર અથવા કવિના નામથી સોમશતક પણ કહેવાય છે તેમાં પણ સદાચાર અને જૈનધર્મનો ઉપદેશ છે ત્રીજો ગ્રંથ અતિ અદ્ભુત છે તે માત્ર એક શ્લોક છે પરંતુ કવિએ આ એક શ્લોકના સો અર્થ કર્યા છે કે જે પરથી કવિનું નામ પણ શતાર્થી પડ્યું છે આ એક જ શ્લોકની વ્યાખ્યાના પ્રભાવથી ચોવીસે તીર્થંકર, કેટલાક જૈન આચાર્ય, શિવ-વિષ્ણુ આદિ અજૈન દેવોથી લઇ સ્વયં સમુદ્ર, સિંહ, હાથી, ઘોડા આદિનું વર્ણન કરે છે અને જૈનાચાર્યો નામે વાદિદેવસૂરિ, પ્રસિદ્ધ વૈયાકરણ હેમચંદ્ર, ગુજરાતના ચાર ક્રમાગત સોલંકીરાજા—જયસિંહ (સિદ્ધરાજ) કુમારપાલ, અજયદેવ, મૂલરાજ—કવિ સિદ્ધપાલ, સોમપ્રભના ગુરુ અજિતદેવ અને વિજયસિંહ તથા સ્વયં કવિ સોમપ્રભનું વર્ણન કરીને પોતાના ૧ અર્થ પૂરા કરે છે શબ્દોથી સમાસોથી અને અર્થોથી આ એક શ્લોકના સામર્થ્યના પહેલા શ્લોક અભ્યાસ

૨૨. ક્લાટ ઇ. એન્ટિક્વેરી પું. ૧૧ પૃ ૨૫૪

યત 'ની પેઠે સો અર્થ કરવા તે પાડિત્યની વાત છે.[૨૩] તેમનો ચોથો ગ્રથ તે આ કુમારપાલપ્રતિબોધ છે. શતાર્થકાવ્યમા કુમારપાલ સબધી વ્યાખ્યામા બે શ્લોક 'યદવરેચામા' એટલે જેમ અમે (અન્યત્ર) કહ્યું છે એમ કહી જે લખ્યુ છે તે તેના બીજા કાવ્યોમા નથી, તેથી સભવિત છે કે સોમપ્રભસૂરિએ બીજી પણ રચના કરી હોય આ શતાર્થી કાવ્યની પ્રશસ્તિ પરથી જણાય છે કે સોમપ્રભ દીક્ષા લીધા પહેલા પોરવાડ જાતિના વૈશ્ય હતા, પિતાનુ નામ સર્વદેવ અને દાદાનું નામ જિનદેવ હતુ, દાદા કોઈ રાજાના મત્રી હતા

સુમતિનાથચરિતની રચના કુમારપાલના રાજ્યકાલમા થઈ. તે સમયે કવિ અણહિલપાટણમા સિદ્ધરાજ જયસિહના ધર્મ-ભાઇ પોરવાડ વૈશ્ય સુકવિ શ્રીપાલના પુત્ર, કુમારપાલના પ્રીતિપાત્ર, કવિ સિદ્ધપાલની પૌષધશાલામા રહેતા હતા શ્રીપાલનો ઉલ્લેખ પ્રબંધચિંતામણિમાં છે. આ શ્રીપાલ સોમપ્રભની આચાર્ય પરપરામા થયેલા ગુરૂ દેવસૂરિના શિષ્ય હતા અને સોમપ્રભના સતીર્થ્ય હેમચદ્ર (પ્રસિદ્ધ વૈયાકરણથી ભિન્ન) ના બનાવેલા 'નાભેયનેમિ'-દ્વિસંધાન કાવ્યને તેણે સશોધિત કર્યું હતુ તે કાવ્યની પ્રશસ્તિમા શ્રીપાલને 'એક દિનમા મહાપ્રબધ બનાવનારા' કહેલ છે[૨૪] કુમારપાલનુ મૃત્યુ સ. ૧૨૩૦મા થયુ-તેની પછી અજયદેવ રાજા થયો કે જેણે સ ૧૨૩૪ સુધી રાજ્ય કર્યું. તેના

---

૨૩ આ શ્લોક તે એ છે કેઃ—

कल्याणसारसविता नहरेक्षमोह
कान्तारवारणसमान जयाद्यदेव ।
धर्मार्थकामद महोदय धीर धीर-
सोमप्रभावपरमागमसिद्धसूरे ॥

૨૪ સરખાવો વિ સ. ૧૨૦૮ની આનદપુરની વપ્ર (વાવ)ની પ્રશસ્તિ (કાવ્યમાલા પ્રાચીન લેખમાલા ન. ૪૫) નો છલ્લો શ્લોક —

एकाह निष्पन्नमहाप्रवध. श्री सिद्धराज प्रतिपन्नबधुः।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत् प्रशस्ताम्॥

પછી મહારાજે બેજ વર્ષ રાજ્ય કર્યું સત્તાધીશપણામાં ત્યાં સુધીનો ઉલ્લેખ છે. આ માટે તે શ્લોક અને તેની સો વ્યાખ્યાઓની રચના સં. ૧૨૩૬ સુધી થઈ. કુમારપાલ પ્રતિબોધ સં. ૧૨૪૧ માં અર્થાત્ કુમારપાળના મરણ પછી અગીઆર વર્ષે સંપૂર્ણ થયો. તે સમયે પણ કવિ ઉક્ત કવિ સિદ્ધપાલની વસતિમાં રહેતા હતા. ત્યાં રહી તે ગ્રંથ રચવાનું કારણ નેમિનાગના પુત્ર શ્રેષ્ઠિ અભયકુમારના પુત્ર હરિશ્ચંદ્ર આદિ અને શ્રીદેવી આદિની પ્રીતિ અર્થે જણાવ્યું છે. સંભવતઃ હરિશ્ચંદ્રે આ ગ્રંથની કેટલીક પ્રતિઓ લખાવી. કિંતુ પ્રશસ્તિનો તે શ્લોક કે જેના આધારથી આ કહેવાયું છે તે મુદ્રિત છે કે? અભય કુમાર કુમારપાળના રાજ્યમાં ધર્મસ્થાનોના સર્વેશ્વર અર્થાત્ અધિકારી હતા. કુમારપાલ પ્રતિબોધની પ્રશસ્તિમાં સોમપ્રભસૂરિએ પોતાને બૃહદ્ ગચ્છ (વડગચ્છ - વડગચ્છ)ના આચાર્યોના ઉલ્લેખ યથાક્રમ આ રીતે કરેલ છે કે:—મુનિચંદ્રસૂરિ અને માનદેવ (બંને સાથે) અજિતદેવ સૂરિ (વાદિ દેવસૂરિ આદિ) વિજયસિંહસૂરિ પછી સ્વયં સોમપ્રભ. આ ગ્રંથ રચાઇ ગયે હેમચંદ્રના શિષ્ય મહેન્દ્ર મુનિરાજે વર્ધમાનગણિવર્ય અને ગુણચંદ્રસૂરિ (નલચરિત કર્તા મહાકવિ રામચંદ્રને નાટ્યદર્પણ નામનો ગ્રંથ લખવામાં સહાય આપનાર) ની સાથે આ ગ્રંથ સાંભળ્યો. આ સર્વ વાતો લખ્યા પછી એ કહેવાની જરૂર નથી કે સોમપ્રભસૂરિએ સિદ્ધરાજ જયસિંહનો, કુમારપાળનો અને હેમચંદ્રનો સમય જોયો હતો.

---

૯૯. આ વર્ધમાન તે ગણરત્ન મહોદધિના સં. ૧૧૯૭ માં કર્તા વર્ધમાનથી ભિન્ન છે. તે ગણરત્ન મહોદધિના કર્તા વર્ધમાન સિદ્ધરાજ જયસિંહને ત્યાં, સંભવતઃ હેમચંદ્ર પહેલાં, હતા અને તેમણે સિદ્ધરાજ વર્ણન નામનું કાવ્ય પણ બનાવ્યું હતું. ૪ વર્ષની ઊગતી અવસ્થામાં ગણરત્નમહોદધિ જેવો ગ્રંથ કોઈપણ રચી શકે નહિ અને સં. ૧૨૪૧ માં તે ૮૨ વર્ષના હોવા ઘટે. આ વર્ધમાન ગણિએ કુમારવિહાર પ્રશસ્તિ બનાવી છે.

# પ્રકરણ ૨ જું.

## કુમારપાલ પ્રતિબોધમાંનો ઇતિહાસ અને જૈનકથાઓ.

કુમારપાલ પ્રતિબોધમા ઐતિહાસિક વિષય એટલો છે કે અણુહિલપુરમા ચૌલુક્યરાજા મૂલરાજની પછી ક્રમે ચામુંડરાજ, વલ્લભરાજ (જગઝંપણ), દુર્લભરાજ, ભીમરાજ, કર્ણદેવ અને (સિદ્ધરાજ) જયસિંહ થયા જેઓનું મરણ સંતાનરહિત થવાથી મંત્રીઓએ કુમારપાલ કે જે ભીમરાજના પુત્ર ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદના પુત્ર ત્રિભુવનપાલનો પુત્ર અને તેથી જયસિંહનો ભત્રિજો હતો, તેને ગાદીપર બેસાડયો. તેને જે ધર્મજિજ્ઞાસા થઈ તે બ્રાહ્મણોના પશુવધમય યજ્ઞોના વર્ણનથી શાંત થઇ નહિ, ત્યારે બાહડ મંત્રીએ હેમચંદ્રનો પરિચય એ રીતે કરાવ્યો કે ગુરૂ દત્તસૂરિ હતા તેમણે 'ડિડવાણાપુર' (વાગડ)ના રાજા યશોભદ્રને ઉપદેશ કર્યો, તેથી ત્યા 'ચઉવીસ જિણાલય' નામનું મોટું જૈનમંદિર બંધાવ્યું અને પછી તે રાજાએ ગૃહસ્થાશ્રમ છોડયો ને દીક્ષા લીધી—તે યશોભદ્રસૂરિ થયા, ને ગિરનારપર સ્વર્ગસ્થ થયા તેના પછી પ્રદ્યુમ્નસૂરિ (સ્થાનક પ્રકરણના કર્ત્તા)—તેના ગુણસેનસૂરિ અને દેવચંદ્રસૂરિ અનુક્રમે થયા દેવચંદ્રસૂરિને મોઢજાતિના વૈશ્ય ચાચ અને ચાહિનીના પુત્ર ચંગદેવ શિષ્ય થયા કે જે માતાપિતાની અનિચ્છા છતા પણ પોતાના મામા સ્તંભતીર્થ (ખંભાત)વાસી નેમિના સમજાવવાથી દીક્ષિત થઇ સોમચંદ્ર મુનિ થયા આ સોમચંદ્ર વિદ્વાન્ થઇ આચાર્ય હેમચંદ્ર થયા અને સિદ્ધરાજ જયસિંહને ત્યાં માન્ય થયા. ને તે રાજા જૈનધર્મમા અનુરક્ત થયો. તેમના કહેવાથી સિદ્ધરાજે પાટણમા રાયવિહાર (રાજવિહાર) અને સિદ્ધપુરમા સિદ્ધવિહાર નામના જિનમંદિરો બંધાવ્યા અને તેમણે 'નિરોષ શબ્દલક્ષણ નિધાન' સિદ્ધહૈમ વ્યાકરણ જયસિંહદેવના વચનથી બનાવ્યું. (પૃ. ૨૨) તેમના અમૃતોપમેય વાણીવિલાસને પૂછ્યા વગર–શ્રવણ કર્યા વગર જયસિંહને ક્ષણ-

અર્ચનથી થયુ ઇત્યાદિ જૈનોને ત્યા રામાયણ મહાભારત પુરાણ પૃથક્ છે કે જેમા કથાઓ ભિન્ન છે જૈનોએ હિંદુઓની કથાઓ બદલાવી, પોતાના ધર્મની પ્રભાવના વધારવાને માટે તેનુ રૂપાતર કરી નાખ્યુ એમ કહેવુ એ કઈ સાહસની વાત છે નદીનુ જળ લાલ ભૂમિ પર વહેતું હોય તો લાલ થઇ જાય છે અને કાળી પર કાળુ થાય છે. કથાઓ જૂની આર્યકથાઓ છે, જૈન, બૌદ્ધ, વૈદિક સર્વની સમાન સંપત્તિ છે. પુરાણોમા પણ કથાઓમા ભિન્નતા જોવાય છે. એકજ નિર્દિષ્ટ રાજાની પુત્રપ્રાપ્તિ એક સ્થળે એકાદશી વ્રતથી કહેવાઇ છે, ને બીજી જગાએ કોઇ જૂદા વ્રતથી હિમવત્‌ની પુત્રી ઉમાએ શિવજેવો પતિ કોઇ કહે છે કે ઘોર યોગ અને તપસ્યાથી મેળવ્યો, કોઇ કહે છે કે **પિતા સાથે અસહયોગ કરીને** અર્થાત્ હરિતાલિકા વ્રતથી મેળવ્યો. જો બૌદ્ધોના દસરથ-જાતકમા સીતા, રામની બહેન છે તો યજુર્વેદમા અબિકા રૂદ્રની સ્વસા (બહેન)[૨૬] છે આ રીતે આ કથાઓના પાઠાતરોનુ સમજવુ જોઇએ હેમચદ્ર બહુ દૂરદર્શી અને સર્વમિત્ર હતા જિનમડનરચિત કુમારપાલ

---

૨૬ કથક બગાળી રામાયણો તથા કશ્મીરની કથાઓમાં રામાયણના આધારપરની એવી અદ્ભુત કથા છે કે સીતા રાવણની સ્ત્રી મદોદરીની પુત્રી હતી નારદે લક્ષ્મીને શાપ દીધો હતો કે તું રાક્ષસીના ગર્ભમા જન્મ લેજે અહીં ગૃત્સમદ ઋષિની સ્ત્રીએ ઇચ્છા કરી કે મારા ગર્ભમા લક્ષ્મી કન્યારૂપે ઉત્પન્ન થાઓ. ઋષિએ એક મત્રિત કુશા આ માટે ઘડામા રાખી રાવણે જ્યારે ઋષિઓને સતાવી તેમનું લોહી લીધુ તે આ ઘડામાં ભર્યું અને મદોદરીને એવુ કહીને તે સભાળવા આપ્યો કે આ વિષથી પણ ભયકર છે રાવણે દેવકન્યાઓ સાથેના વિલાસ કરવાથી મદોદરીને હૃદયમાં ઝાળ લાગી ને તેણીએ આત્મઘાત કરવા ઇચ્છયુ અને આ 'વિષથી પણ ભયકર' ઘટના રૂધિરનું પાન કર્યું તેનો ગર્ભ રહી ગયો અને રાવણની અનુપસ્થિતિમા આવું થયાની લજ્જાથી બચવા માટે તે સરસ્વતી તીરે ગર્ભને પાડી આવી ત્યા હળ ચલાવતા એવા જનકે તે ગર્ભ કન્યારૂપે પ્રાપ્ત કર્યો અને તેનુ નામ સીતા રાખ્યુ (ગ્રિયર્સન જ રૉ. એ. સો જુલાઈ ૧૯૨૧ પૃ. ૪૨૨-૪)

પ્રબંધ (સં. ૧૪૯૨) માંથી બે કથાઓ ઉધ્ધૃત કરી અત્ર બતાવવામાં આવે છે કે આ કથાઓ પર તેમનો શું મત હતો. સિદ્ધરાજ જયસિંહ સાથે મળતાંજ તેમણે પુરાણોક્ત સર્વદર્શનના વિમર્શની એ કથા કહી કે—શંખ નામના શેઠની સ્ત્રીએ શોક્યના દુઃખથી કોઇ ભગવાથી જાદુ ભરેલું ઔષધ ખવરાવી પતિને બળદ બનાવી દીધો. પછી જાદુ કોઇ પીરવું અને બળદ-પતિને જંગલમાં ચરાવવા લઇ જતી. શિવપાર્વતી ફરતાં ફરતાં ત્યાં આવ્યાં. પાર્વતીએ કથા સાંભળી અને તેણીના આગ્રહથી શિવે બતાવ્યું કે આ વૃક્ષની છાયામાં પશુને પુરુષ બનાવનારી ઔષધિ છે. સ્ત્રીએ આ વાત સાંભળી બધી છાયાને રેખાંકિત કરી તેની નીચેના સર્વ ઘાસ ચાંચ બળદને ખવરાવ્યાં ને તે પુરુષ થઇ ગયો. આ રીતે સર્વ ધર્મોની સેવા કરવાથી સત્ય ધર્મ મળી જાય છે—જેમ સત્ય આકૃતિને માની સર્વ ધર્મોનું પાલન કરવું જેથી ઘાસમાં જડી પણ મળી જાય છે. બીજી વાત એ છે કે બ્રાહ્મણોએ હેમચંદ્રપર એવો આક્ષેપ કર્યો કે પાંડવ આદિ અમારા હતા જૈન ખોટું કહે છે કે તેઓ મુક્તિ માટે હિમાલય ગયા નથી ઇત્યાદિ. હેમચંદ્રે કહ્યું કે "અમારા પૂર્વસૂરિઓના વચનાનુસાર તેમની હિમાલયમાં મુક્તિ નથી થઇ કિન્તુ એ જણાતું નથી કે અમારા શાસ્ત્રોમાં જે પાંડવ વર્ણવ્યા છે તે તેઓજ છે કે જેમનું વ્યાસે વર્ણન કર્યું છે કે બીજા. કારણ કે મહાભારતમાં ભીષ્મે પાંડવોને કહ્યું હતું કે મારો (૨૯) સંસ્કાર ત્યાં કરજો કે જ્યાં પહેલાં કોઇનું બાળવામાં આવ્યું ન હોય. તેઓ તેને ૨૯ પહાડના શિખરપર લઇ ગયા ને તે સ્થાન અસ્પર્શિત સમજી દાહ કરવાના હતા ત્યાં આકાશવાણી થઇ "અહીં સો ભીષ્મ બળી ગયા છે ત્રણસો પાંડવ, હજાર દુર્યોધન અને કર્ણોની તો ગણતરી નહીં. આ ભારતની ઉક્તિમાંથી અમે કહીએ છીએ કે કોઇ પાંડવ જૈન પણ હતા હશે."

---

૨૯. अत्र भीष्मशतं दग्धं पाण्डवानां शतत्रयम्।
दुर्योधनसहस्रं तु कर्णसंख्या न विद्यते॥

—બસ આવા પ્રસગોપર આપણે ત્યા જે ગડબડ મટાડવાના મહાસ્ત્ર છે-પછી ચાહે તે ઐતિહાસિક દૃષ્ટિએ તેમા ઢીલાપણુ કે કડક-પણુ હોય—તે અહીં કામ આવે કે—**कल्पभेदेन व्याख्येयम्.**[૨૮]

---

## પ્રકરણુ ૩ જુ.

---

### કુમારપાલ પ્રતિબોધની રચના.

૨૧૧ સોમપ્રભની રચના મુખ્યત પ્રાકૃતમા છે. અતમા એક બે કથાઓ તદ્દન સસ્કૃતમા અને એકાદ અધિક અપભ્રશમા છે આમ પ્રસગ પ્રસગપર વચમા વચમા સસ્કૃત શ્લોક અને જૂની દેશીભાષાના દોહા પણુ આવી ગયા છે કિંતુ ગ્રથ પ્રાકૃતનોજ છે. પ્રાકૃત બહુ સરસ, સ્ફીત અને શુદ્ધ છે, ક્યાક ક્યાક શ્લોક બહુ સારી રીતે લાવવામા આવ્યા છે. એક સ્થળે પ્રાકૃત લખતા લખતા કવિ ગૃધમાજ તે સમયની હિંદી-ગૂજરાતી પર ઉતરી ગયો છે પરતુ ઝટ તે સાવધાન થઇ ગયો છે—

'ભો આયન્નહુ મહ વયણુ, તણુ-લકખણિહિં મુણામિ
ઇહુ બાલક એયહુ ઘરહ, કમિણુ ભવિસ્સઈ સામી'

—ભો-અરે મારા વચનો સાભળો, તનુ-લક્ષણોથી જાણુ છુ (કે) આ બાળક આ ઘરનો ક્રમે સ્વામી થશે

**આયન્નહુ મહ વયણુ**—આમા આયન્નહ પરથી અકનો એટલે સાભળવુ મારવાડીમા વપરાય છે તુલસીદાસજીના 'અવનિપ અકનિ રામ પગુ ધારે' એ પદમા 'અકનિ' શબ્દ છે તેમા ધાતુ અકન્=આકર્ણું—સાભળવુ, છે

આવા ઐતિહાસિક વિકાસને ન માનનારા ભલે મહારાષ્ટ્રી પ્રાકૃત કહે પરતુ આ દેશ ભાષા છે

---

૨૮ એટલે ભિન્ન ભિન્ન કલ્પોમા ભિન્ન ભિન્ન ઘટનાઓ થઈ એમ માની વ્યાખ્યા કરો કલ્પનો અર્થ કલ્પના પણુ થાય છે.

આવ્યા છે જે દોહા સં ૧૧૯૯ (સિદ્ધરાજ જયસિંહની મૃત્યુ-સંપૂર્ણ હૈમ વ્યાકરણની રચનાનો સંભવિત અંતિમ સમય)માં મળે છે, જે સં. ૧૨૪૧ (સોમપ્રભના રચનાકાલ) સુધી મળે છે, જે સં. ૧૩૬૧ માં (પ્રબંધ ચિંતામણિના રચનાકાળ) ઉપલબ્ધ થાય છે, જે સં ૧૪૯૨ (જિનમંડનના કુમારપાલ પ્રબંધનો રચના સંવત્) સુધી કથાઓમાં પરંપરાથી ચાલ્યા આવે છે—એટલે કે આવી રીતે જેની આયુ ત્રણસો વર્ષ છે તેની પેલી બાજુ સો સવાસો વર્ષના જૂના નહિ હોય ? આમાં કથાઓના બીજ શ્લોક છે, પ્રચલિત ઉક્તિઓ છે. નાયિકાઓના સ્નેહ વાક્યો છે, વિયોગીઓ અને વિયોગિનિઓના વિલાપ છે, કહેવતો છે, ઋતુ વર્ણન છે, સમસ્યા પૂર્તિઓ છે (કે જે પૈકી કોઇ અમુકની રાજસભામાની જણાવે છે અને કોઈ બીજાની રાજસભામાની)—અર્થાત્ એવી સામગ્રી છે કે જે અલિખિત દંતકથાઓમાં સુરક્ષિત રહે છે તથા સદા ને સર્વત્ર કથા કહેનારા દિલને પ્યારી છે.

૨૧૩. આજ પણ રાજપૂતાનામાં વાર્તા કહેનારા જ્યાં સુંદરીનું વર્ણન આવે છે ત્યાં વચમાં આ દોહા જોડી દે છે—

કદ તે નાગ વિસાસિયા, નૈણ દિયા મૃગ ઝલ્લ,
ગોરી સરવર કદ ગઇ, હંસા સીખણ હલ્લ

—ક્યારે તે નાગોને વિશ્વાસમાં લીધા (કે તે તારા કેશોના રૂપ થઇ ગયા ?), મૃગોએ તને નયન ક્યારે સોપ્યા ? ગોરી ! હંસોની ચાલ શીખવા તું સરોવર ક્યારે ગઈ હતી ?

જ્યાં મિત્રતાનું વર્ણન આવે છે ત્યાં તેઓ આ દોહો ઘુસાડે છે—
મો મન લગ્ગા તો મના, તો મન મો મન લગ્ગ,
દૂધ વિલગ્ગા પાણિયા, (જિમિ) પાણિય દૂધ વિલગ્ગ

—મારૂં મન તારા મનથી લાગ્યું ને તારૂં મન મારા મનથી લાગ્યું, જેમ દૂધ પાણીથી લાગ્યું અને પાણી દૂધથી લાગ્યું તેમ

જ્યાં કોઇ વીરનારીનો પ્રસંગ આવ્યો કે તુરત આ દોહા આવશે.—

કેટલીક ગાથાઓ મહાભારત આદિ પુરાણોમા ઉદ્ધૃત કરેલી છે[૩૦] આ પુરાણો અને બ્રાહ્મણોની પહેલાની ગાથાઓ પુરાણોના બીજસ્વરૂપ છે અને એવા પ્રસગોપર તે ઉધ્ધૃત કરવામા આવેલી છે કે જેમ સોમપ્રભની રચનામા અપભ્રશ કવિતા કરવામા આવી છે ભાષાવિચારથી જોઈએ તો જેમ બ્રાહ્મણોની રચનાથી આ ઉધ્ધૃત ગાથાઓમા અધિક સરલતા છે, તેજ પ્રમાણેજ સોમપ્રભાચાર્યની કૃત્રિમ પ્રાકૃતના નવા ટકશાલી સિક્કાઓથી આ ઘસાયેલા લોકપ્રચલિત સિક્કા અધિક પરિચિત અને પ્રિય માલૂમ પડે છે

૨૧૫ કૃત્રિમ પ્રાકૃતની ચર્ચા થઈ તેથી તેની કેટલીક વાત પણ કરી લેવી જોઇએ કોઇ એમ ન સમજે કે જેવી પ્રાકૃત પોથિઓમા મળે છે તેવી કદિ યા કોઇ સ્થળની દેશભાષા હતી મહારાષ્ટ્રી, માગધી અને

---

मरुत परिवेष्टारो मरुत्तस्यावसन् गृहे ।
आविक्षितस्याग्नि क्षत्ता विश्वेदेवा सभासद ॥
(शतपथ १३ ५. ४. ६.)

૩૦ જેમકે મહાભારતમાં શકુતલાની દુષ્યન્ત સાથે વાતચીતઃ—

माता भस्रा पितु. पुत्रो यस्माज्जात स एव स ।
भरस्व पुत्रं दौष्यंति सत्यमाह शकुतला ॥
रेतोधा पुत्र उन्नयति नृदेव महत. क्षयात् ।
त्वं चास्य धाता गर्भस्य सत्यमाह शकुंतला ॥

અથવા કર્ણપર્વમા શલ્ય અને કર્ણની વાતચીતમાં કેટલીક વિનોદાત્મક ગાથાઓ તથા જે કેટલીક "गाथामप्यत्र गायति ये पुराणविदो जना:" એમ કહીને ઉધ્ધૃત કરેલી છે—જેમકે વિષ્ણુપુરાણમા—

शनैर्यात्यवला रम्या हेमंते चंद्रभूषिता।
अलकृता त्रिभि र्भावैस्त्रिशकुग्रहमडिता ॥

આવી ગાથાઓનો પૂરો તથા તુલનાત્મક સગ્રહ ઘણો ઉપાદેય-ઉપયોગી નિવડશે

શૌરસેની નામોથી તેઓને ત્યાંની દેશભાષા માનવી ન જોઇએ. સંસ્કૃતમાં નવાં જૂનાં નાટકોમાં ભિન્ન ભિન્ન પાત્રોના મોંમાંથી જે ભિન્ન ભિન્ન પ્રાકૃત બોલાવવાની પ્રથા છે તેથી પણ એમ ન માનવું કે તે સમયે તે જાતિ યા વર્ગ તેવી ભાષા બોલતા હતા. આ કેવળ સાહિત્યનો સંપ્રદાય છે કે અમુક પાત્રોથી અમુક ભાષા યા વિભાષા બોલાવવી જોઇએ. પ્રાકૃત પણ એક જાતની સંસ્કૃત જેવી ૧૮ કિતાબી–પુસ્તકની ભાષા થઈ ગઇ હતી. જૂનામાં જૂના પત્થર અને ધાતુ પરના લેખ સંસ્કૃતમાં નથી મળતા, તે પ્રાકૃત યા ગામડી સંસ્કૃતમાં મળે છે તે પ્રાકૃતને કોઈ દેશભેદમાં બાંધી ન શકાય. માગધીનું મુખ્ય લક્ષણ ર ની જગાએ લ અને અકારાંત શબ્દોના કર્તા કારકના એકવચનમાં સંસ્કૃત સ્ ( ) યા શૌરસેની ઓ'ની જગાએ એ નું આવવું એ ગિરનાર આદિ પશ્ચિમી લેખોમાં મળે છે અને મહારાષ્ટ્રીના કેટલાંક ચિહ્ન પૂર્વતટના લેખોમાં મળે છે શૌરસેનીનાં કેટલાક માનેલાં લક્ષણ [illegible]ની કન્હેરી આદિ ગુફાઓના અભિલેખોમાં મળે છે સાહિત્યની ભાષા તો, વ્યાકરણના જ્ઞાન, ૧૮ નવોઓનો બનેલ બાંધો અને કવિસંપ્રદાયના પ્રમાણથી બંધાતી જાય છે પુસ્તકોમાં પ્રાચીનતાની શ્રી સમયાનુસાર બદલાતી રહે છે પરંતુ પત્થરની કોરેલી લીટી તે પત્થરની કોરેલી લીટીજ રહે છે જૂનામાં જૂના લેખ અનિર્વચનીય પ્રાકૃતમાં મળે છે વળી પ્રૌઢ સંસ્કૃત આવે છે કે જેના આવવાથીજ લેખોનું પ્રાકૃત ગૌણ થઈ જાય છે અહીં સાહિત્યની પ્રાકૃતના [illegible] પત્થરની પ્રાકૃત ગૌણ થઇ જાય છે અહીં સાહિત્યની પ્રાકૃત લેખોમાં કંઇ પ્રાપ્ત થતી નથી અને લેખોની પ્રાકૃત, સાહિત્યમાં કંઇ મળતી નથી. સાહિત્યની પ્રાકૃત લેખમાં કોરેલી મળે છે તો તે ભોજના કૂર્મશતક જેવા ગ્રંથની મળે છે લખેલી પ્રાકૃત સાહિત્યના ? એકત્રિત કરેલા નિયમ છે–ક્યાંક 'ન' તો ક્યાંક 'ણ' ક્યાંક 'ખ' નો 'ક્ખ' અને ક્યાંક 'પ' ક્યાંક ત, ય'ની જગાએ વ અને ક્યાંક 'અ'—સર્વનો ભંગ, સર્વનો વિકલ્પ શિલાલેખની પ્રાકૃતમાં મળી આવે છે જ્યારે પ્રાકૃતોની માગધી શૌર

સેની, મહારાષ્ટ્રી આદિ દેશનામ રાખવામાં આવ્યા ત્યારે તેમાં કંઇકતો તે દેશની પ્રાકૃતભાષાનો આશ્રય લેવામા આવ્યો, કોઇ વિશેષલક્ષણ ત્યાની ચાલુ બોલીના લેવામા આવ્યા, પરંતુ અશુદ્ધ સંસ્કૃતના પણ લેવામા આવ્યા એમ માની શકાય કે મગધ, ઓડીસા (ઓરીસા), મદ્રા આદિના પૂર્વના લેખોની વિશેષતાઓ માગધીમા, ગૂજરાત કાઠિયાવાડ કન્હેરી ગુફા આદિના પશ્ચિમના-દક્ષિણના લેખોની રીતિઓ મહારાષ્ટ્રીમા, અને મધ્યદેશ અર્થાત મથુરા કુશનો તથા ક્ષત્રપોના સંસ્કૃત અને મિશ્ર લેખોની વાતો સંસ્કૃતપ્રાય શૌરસેનીમા મળી જાય છે પરંતુ એમ કહેવુ કે સાતવાહન (હાલ)ની સપ્તશતી અને વાક્પતિના ગૌડવહોની મહા-રાષ્ટ્રી મહારાષ્ટ્રની દેશભાષા હતી એ બરાબર નથી. વસ્તુત શબ્દોનુ બોધગમ્ય રૂપ અપભ્રંશ અને પૈશાચી આદિ "નીચી પ્રાકૃતો"મા અધિક રહી ગયેલ છે. ઉચી પ્રાકૃતોમા 'ર' ઉડી જઇ 'મૂર્ખ'નો પણ 'મુક્ખ' અને 'મોક્ષ'નો પણ 'મુક્ખ', 'ઉષ્ટ્ર'નો 'ઉટ્ઠ' થઇ જાય છે, પરંતુ અપભ્રંશ અને પૈશાચીમા મૂરૂખ, અને ઉષ્ટ યા ઉષ્ટ્ પણ જળવાઈ રહ્યા છે પ્રાકૃત કવિતા વ્યાકરણની મદદથી સમાજના જેટલી લાયક થતી ગઇ, અથવા એમ કહી શકાય કે જેમ પહેલા ગંગાપ્રવાહમાથી સંસ્કૃતના નહેરોના બાધ બાધી તૂટા ફુટા કિનારાની નહેર બનાવવામા આવી હતી તેમ ફરીથી માગધી, શૌરસેની અને મહારાષ્ટ્રીની નહેરો જુદી કરવામા આવી કે જેના કિનારા પણ **સંસ્કૃતની પ્રકૃતિની પેઠે** આડા અવળા કરવામા આવ્યા, પરંતુ ભાષાપ્રવાહ,-સાચી ગંગા-અપભ્રંશ અને જૂની હીંદી-ગૂજરાતીના રૂપમાં વહેતો ગયો. અપભ્રંશ પ્રવાહ કઇ (અમુક સ્થળે) નહોતો-અપભ્રંશ (અમુક) એક દેશની ભાષા નહોતી, ક્યાક ક્યાક નહેરોનો પડોશ હોવાથી તેને નહેર એ નામથી ભલે કહો પરંતુ તે સમસ્ત દેશની ભાષા હતી કે જે **નહેરોની સમાનાંતર** વહેતી ચાલી જાતી હતી વૈદિક ભાષા, સાચી સંસ્કૃત, સાચી પ્રાકૃત, અપભ્રંશ, જૂની હિંદી-ગૂજરાતી દેશની એકજ ભાષા રહી છે. પંડિ-તોની સંસ્કૃત, વૈયાકરણો યા નાટકોની પ્રાકૃત, મહારાષ્ટ્રી અથવા એવાજ

જાતિક-જાતિના તત્ત્વપર પણ નથી, કેવલ રૂઢ સપ્રદાય છે. વરરૂચિની મહારાષ્ટ્રી અને હેમચદ્રજીની જૈન મહારાષ્ટ્રીમા પણ બે મુખ્ય અતર છે- વરરૂચિ કહે છે કે વર્ણનો લોપ થાય ત્યારે બે સ્વરોની વચમા 'ય' હોતો નથી જૈન 'ય' શ્રુતિ માને છે-જેમકે કવિતાની મહારાષ્ટ્રીમા 'સરિત્'નો સરિઆ, જૈન મહારાષ્ટ્રીમા ઇષત્ સ્પષ્ટતર 'ય' શ્રુતિથી 'સરિયા' થાય છે. બીજુ અતર એ છે કે કવિતાની મહારાષ્ટ્રીમા સસ્કૃત 'ણ'નો સદા 'ન' થાય છે, જૈન બને ખપમા લગાડે છે, અને પદાદિમા 'ણ' કદી પણ લાવતા નથી સાહિત્યની પ્રાકૃતને જ્યારે જરૂર લાગી ત્યારે તેણે દેશી શબ્દ લીધા અને સસ્કૃત પણ જ્યારે ઇચ્છા થાય ત્યારે તેને સુધારી સાફ કરી લીધા કરે છે સાહિત્યની પ્રાકૃતમા આ પણ વાત છે કે પ્રત્યેક સસ્કૃત શબ્દને તે પોતાનાજ નિયમોથી તત્સમ અથવા તદ્ભવ રૂપ બનાવી કામમા લઈ શકતી નથી-જે શબ્દ આવી ગયા હોય તેનું વિવેચન તેના નિયમો કરે છે, તે નિયમોથી નવા શબ્દ બનાવી શકાતા નથી. હેમચચદ્રજી કહી ગયેલ છે કે (૮-૨-૧૭૪) " આ માટે કૃષ્ટ, ધૃષ્ટ, વાક્ય, વિદ્વસ્, વાચસ્પતિ, વિષ્ટર શ્રવસ્, પ્રચેતસ, પોક્ત, પ્રોત આદિ શબ્દોના અથવા જેના અતે કિવપ્ આદિ પ્રત્યય હોય તેવા અગ્નિચિત્, સોમસુત્, સુગ્લ, સુમ્લ આદિ શબ્દોના કે જેનો પ્રયોગ પહેલાના કવિઓએ કર્યો નથી તેનો પ્રયોગ કરવો ન જોઇએ, કારણ કે તેમ કરવાથી પ્રતીતિમા વિષમતા આવે છે, બીજા શબ્દોથીજ તેનો અર્થ કહેવાય-જેમકે કૃષ્ટને માટે કુશલ, વાચસ્પતિને માટે ગુરૂ, વિષ્ટરશ્રવા માટે હરિ ઇત્યાદિ."

૨૧૭. આગળ ઉદાહરણાશ બે રીતે વહેચ્યા છે. પહેલામા સોમપ્રભાચાર્યની ઉદ્ધૃત કવિતા છે, બીજામા તેની તથા સિદ્ધપાલની રચનાના નમૂના છે વિસ્તારભયથી અર્થ આપવામા એવી રીત રાખી છે કે પ્રત્યેક પદને મળતો ગૂજરાતી-હિદી અર્થ ક્રમે આપ્યો છે, પછી સ્વતત્ર અનુવાદ કર્યો નથી-તેને મેળવી બોલવાથી યા બોલતી વખતે મનમા અન્વય કરવાથી અર્થ પ્રતીત થઇ જશે.

મુનિના કહેવાથી બકરાએ ઘરમા નિધાન બતાવી આપ્યો અને પછી બકરાને તથા તેના મનુષ્ય પુત્રને સ્વર્ગ મળ્યુ

ખડ્ડુ ખણાવિય સઇ છગલ, સઈ આરોવિય રુક્ખ,
પઈ જિ પવત્તિય જન્ન સઈ, કિં બુબ્બુયહિ મુરુક્ખ

—ખડ્ડુ એટલે ખાડો, ખણાવ્યો, સ્વય, હે છાગલ–બકરા!, સ્વય, આરોપિત કરેલો, રુખ–ઝાડ. પઈં એટલે તે, જે, પ્રવર્તિત કરેલા, યજ્ઞ, સ્વય, શુ કામ–શા માટે, બે બે કરે છે, મૂર્ખ!

**ખણાવિય**—ખણાવ્યો–ખોદાવ્યો, **આરોવિય**–આરોપ્યો–વાવ્યો. **પઈં**–તે–તેને માટે જુઓ હેમચદ્ર ૮–૪–૩૭૦ **બુબ્બુયહિ**–બે બે કરે છે

(૩.) એક નગરમા અશુભની શાતિ પશુવધથી કરવામા આવનારી હતી, ત્યારે દેવતાએ કહ્યુ કે

વસઇ કમલિ કલહસિ જિમ્વ, જીવદયા જસુ ચિત્તિ,
તસુ પય–પક્ખાલણુ–જલિણ, હોસઈ અસિવ નિવિત્તિ

—વસે છે, કમલમા, કલહસી, જેમ, જીવદયા, જેના, ચિત્તમા, તેના પદ (પગ) પખાલવા (ધોવા)ના જલથી હોશે–થશે, અશિવ–અકલ્યાણની, નિવૃત્તિ **હોસઇ**–હોશે દેખો ન ૨૩

(૪) આભરણ–કિરણ–દિપ્પ ત–દેહ, અહરીકિય–સુરબહૂ–રૂપરેહ,
ઘણ–કુકુમ–કદ્દમ ઘર–દુવારિ, ખુપ્પ ત–ચલણ નચ્ચતિ નારિ

અર્થ સ્પષ્ટ છે **દિપ્પત**–દીપ્યમાન–દીપતો **અહરીકિય**–અધરીકૃત, નીચી કરેલી–દેખાતી રેહ–રેખા, **ઘણકુંકુમ–કદ્દમ**–વિશેષણ આગળ વિભક્તિ નથી **ઘરદુવારિ**–ઘરના દ્વારમા અથવા બારણા ઉપર **ખુપ્પત–ચલણ**–જેના પગ ખુચી જાય છે (કાદવમા) એવી નારિઓ.

(૫) તીયહ તિન્નિ પિયારાઈ, કલિ કજ્જલ સિદૂર
અન્નઇ તિન્નિ પિયારાઇ, દુધ્ધુ જમ્વાઇ ઉ તૂર

—સ્ત્રીઓના અથવા સ્ત્રીઓને, ત્રણ, પ્યારા (છે) કલિ–ઝઘડો, કાજળ, (અને) સિંદૂર. અન્ય (પણ), ત્રણ, પ્યારા (છે) દૂધ, જમાઇ અને વાજુ. તૂર–તૂર્ય

—અથ કોયલ-કુલ-રવ-મુખર, ભુવને વસંત પેઠો
ભટ ઇવ મદન મહાનૃપના પ્રકટિત-વિજય-પુરૂષાર્થ,
મરટ્ટુ—વીરતા-મરાઠાપણું ?

(૮) સૂરૂ પલોઇવિ કંત-કરૂ, ઉત્તર-દિસિ-આસત્તુ,
નીસાસુ વ દાહિણુ-દિસય, મલય-સમીર પવત્તુ.
—સૂર્ય (ને, ના ?) પ્રલોકી કાન્ત(ના)કર, ઉત્તર-દિશા-આસક્ત,
નિશ્વાસ ઇવ દક્ષિણદિશના મલયસમીર પ્રવૃત્ત (થયેલા).

આમાં કુમારસભવના '**कुबेरगुप्तां दिशमुष्णरश्मौ, गन्तुं प्रवृत्ते समयं विलङ्घ्य। दिग्दक्षिणा गन्धवहं मुखेन व्यलीक-निश्वासमिवोत्ससर्ज**' નો ભાવ છે, કર-માં શ્લેષ છે પલોઇવિ-પ્રલોક્ય, જોઇને વિભક્તિઓનો બરાબર અનુક્રમ ન જાળવ્યાથી આ શબ્દ વચમાં આવી ગયો છે અને સૂર તથા કંત દૂર પડી ગયા છે.

(૯) કાણણુ-સિરિ સોહઇ અરૂણુ-નવ-પલ્લવ-પરિણુદ્ધ,
નં રત્તંસુય-પાવરિય, મહુ-પિયયમ-સબદ્ધ
—કાનન-અરણ્યની શ્રી અરૂણુ નવ પલ્લવોથી ઢંકાયેલી શોભે છે, જાણે રક્તાશુક ( લાલ વસ્ત્રો )થી ઢંકાયેલી મધુ (ચૈત્ર, વસંત) રૂપી પ્રિયતમથી સબદ્ધ (હોય નહિ)

લાલ વસ્ત્ર ગૂજરાતી સ્ત્રીઓ પહેરે છે. તેને 'કસુંબો' કહે છે. પાવરિય-પ્રાવૃત

(૧૦) સહયારિહિ મંજરિ સહહિ, ભમર-સમૂહ-સણાહ
જાલાઉ વ મયણાનલહ, પસરિય-ધૂમ-પવાહ,
—સહકાર (આંબા)ની મંજરી સોહે છે ભ્રમર સમૂહથી સનાથ
જ્વાલાઓ ઇવ મદનાનલની પ્રસરિત-ધૂમ્ર-પ્રવાહ

અહીં સહહિના અર્થ સહે છે એમ થઇ શકતો નથી સોહે છે એ અર્થ બેસે છે, સોમાના 'ઓ'ની એક માત્રા માનવાથી કામ ચલાવ્યું છે જુઓ નં. ૨૨, ૪૧

(૧૧) દમયંતીના વસ્ત્રપર નલ તેને તજતી વખતે પોતાના લોહીથી લખી ગયો હતો કે—

વડ-રુક્ખહ દક્ખિણ-દિસિહિ જાઇ વિદબ્ભહિ મગ્ગુ,
વામ-દિસિહિ પુણુ કોસલિહિ, જહિ રુચ્ચઇ તહિ લગ્ગુ.
—વડ(ના) ઝાડની દક્ષિણ દિશામાં જાય (છે) વિદર્ભનો માર્ગ,
વામ દિશામાં પુન કોશલનો (માર્ગ) જ્યાં રુચે ત્યાં લાગ.
જ્યાં ચાહે ત્યાં જા. જહિ-જહિં જ્યાં. તહિ—ત્યાં.

(૧૨) કુચમ નામનો વિપ્ર (મહાભારતના નલોપાખ્યાનનો પર્ણાદ) પુષ્કરને (મૂળ મહાભારતનો વિકૃત નલ રૂપે બાહુક) જોઇને નીચેનો દોહો (દુહો) ગાય છે

નિટ્ઠુર નિક્કિવુ મહાસિયુ, એકુજિ નલુ ન હુ અંતિ.
મુક્કિ મહાસઇ જેણ વિણિ, નિસિ સુત્તી દમયંતિ.
—નિઠુર નિષ્કૃપ (કૃપારહિત) મહાપાપ એક જ નલ (છે) નહીં અન્ય (એ વાતમાં). મૂકી-છોડી મહાસતી જેણે વનમાં નિશામાં-રાત્રિમાં સૂતી દમયંતી.

મુક્કિ—મુક્તા મહાસઇ—મહાસતી.

(૧૩) પરદાર ગમનના સંબંધે ઉજ્જયિનીના રાજા પ્રદ્યોતની કથા લખી છે તેમાં પ્રસંગવશાત્ ઉદયન વત્સરાજ વાસવદત્તા, યૌગંધરાયણ આદિની કથાઓ પણ આવી છે કે જે બૌદ્ધ જાતકોમાં, બૃહત્કથા (કથા સરિત્સાગર) અને ભાસના નાટક પ્રતિજ્ઞાયૌગંધરાયણની કથાથી કંઇક ફેર છે કિંતુ બે શ્લોક તે નાટકમાંથી ઉદ્ધૃત કરવામાં આવ્યા છે અસ્તુ. રાજગૃહના રાજા શ્રેણિકના પુત્ર અભયને પ્રદ્યોતે ઝાલી આણી પોતાને ત્યાં રાખેલો હતો. તેણે કંઇ ધ્યાન ખેંચે તેવાં કામ કર્યાં. પ્રદ્યોતે તેને 'વર' માગવા કહ્યું ત્યારે તેણે એવું ઉખાણો—ગુંચવણીઓ વર માગ્યો કે જેમાં અભિપ્રાય—સાર એ હતો કે મને અહીંથી વિદાય કરો.

નલગિરિ હત્થિહિમિ ઠિતઈ, સિવદેવિહિ ઉચ્છગિ,
અગ્ગિભીરૂ રહ દારૂઅહિ, અગ્ગિ દેહિ મહ અંગિ.

પ્રદ્યોતને ત્યા નલગિરિ નામનો પ્રસિદ્ધ હાથી હતો, શિવા દેવી હતી, અગ્નિભીરૂ રથ હતો કે જે આગમા બળતો નહોતો. અભય કહે છે કે નલગિરિ હાથીમા (પર) બેઠા બેઠા શિવા દેવીના ખોળામા અગ્નિભીરૂ રથના લાકડાઓથી મારા અંગમા આગ દે. ઉચ્છગ-સ ઉત્સંગ.

(૧૪) જાતી વખતે અભય બદલો લેવાની નીચેની પ્રતિજ્ઞા કરીને ગયો અને પછીથી આવી પરદાર-ગમન-રસિક પ્રદ્યોતને બે સ્ત્રીઓદ્વારા લલચાવી બાંધી લઇ ગયો

કરિવિ પઈવુ સહસ્સકરૂ, નગરી મજ્ઝિણુ સામિ !
જઇ ન રડતુ તઈ હરઉ (તઇ) અગ્ગિહિ પવિસામિ.

—હે સ્વામી ! સહસ્રકર-સૂર્યને પ્રદીપ કરી અર્થાત ધોળે દહાડે નગરીના મધ્યથી તને રડતો જો હુ હરી ન જાઉં તો હું અગ્નિમા પ્રવેશ કરૂ. રડતુ-પજાબી રડ્યાહા, હિંદી રટતા

(૧૫) વેસ વિસિટ્ઠહ વારિયઇ, જઇ વિ મણોહર-ગત્ત,
ગંગાજલ પક્ખાલિય વિ, સુણિહિ કિં હોઇ પવિત્ત

—યદિ મનોહર ગાત્ર પણ (હોય) છતા વેશ-વિશિષ્ટોને વારિયે-તેનાથી બચીયે કુતરી ગંગાજલથી પ્રક્ષાલિત (હોય) છતા પવિત્ર થાય ? વેસવિસિટ્ઠહ-વેશ-વિશિષ્ટા-સારા વેશવાળી-વેશ્યા, વેશનો અર્થ 'વેશ્યાઓનો વાડો' પણ થાય છે-આ અર્થમા ' વેશ્યાના વાડામા ઘુમી ગઇ' જુઓ નીચેનું ઉદાહરણ નં. ૧૬ સુણિ-સં શુની-કુતરી

(૧૬) નયણિહિ રોયઇ મણિ હસઈ, જણુ જાણઇ સઉ તત્તુ,
વેશ વિસિટ્ઠહ તં કરઇ, જં કટ્ઠહ કરવત્તુ

—જાણે સહુ તત્ત્વ જાણે ( જાણતી હોય નહિ તેમ ) નયનથી રૂએ, મનમા હસે વેશ-વિશિષ્ટા તે ( તેમજ ) કરે, જે ( જેવી રીતે ) કાષ્ઠની ( કાષ્ઠને ) કરવત

(૨૦) પડિવજ્જિવિ દય દેવ ગુરૂ, દેવિ સુપત્તિહિ દાણુ,
વિરઇવિ દીણુજણુદ્ધરણુ, ' કરિ સફલઉં અપ્પાણુ '

—ચોથા ચરણુની સમસ્યા પૂર્ત્તિ છે દયા, દેવ, અને ગુરૂ પ્રાપ્ત કરી, સુપાત્રોને દાન દઇ-આપી, દીનજનનુ ઉદ્ધરણુ કરી આત્માને-પોતાને સફલ કર પડિવજ્જિવિ-સ. પ્રતિપદ્ય-અંગીકાર કરી. વિરઇવિ-સં. વિરચ્ય અપ્પાણુ-આત્માન. તુલસીદાસે ' અપાન ' વાપરેલ છે. પડિવજ્જિવિ, દેવિ, વિરઇવિ-પૂર્વકાલિક ક્રિયાઓ-ભૂતકૃદત છે.

(૨૧) પુત્ત જુ રંજઇ જણ્યમણુ, થી આરાહઇ કતુ,
ભિચ્ચુ પસન્નુ કરઇ પહુ, ' ઇહુ ભલ્લિમ પજ્જતુ '

—સમસ્યાપૂર્ત્તિ પુત્ર જો જનક એટલે પિતા (ના) મનનું રંજન કરે, સ્ત્રી કથ(ને) આરાધે, ભૃત્ય પ્રભુ-સ્વામી(ને) પ્રસન્ન કરે તો એ (અથવા અહીં) ભલાઈ પ્રાપ્ત થાય છે રંજઇ-સ. રંજયતિ-પ્રસન્ન કરે આરાહઇ-આરાધના કરે ઇહુ-આ અથવા અહીં. ભલ્લિમ-ભલાઈ (સ નુ ઇમનિચ્) પજ્જતુ-હિંદી પાઈજતે હૈ, પાતે હૈ. ગૂ. પામે છે, અથવા ઇહ ભલ્લિમ પજ્જતુ-' આ ભલાઈની પર્યંત-સીમા છે ' એ પણુ અર્થ થઇ શકે છે.

(૨૨) મરગય વન્નહ પિયહ ઉરિ, પિય ચપયપય દેહ, (સમસ્યા)
કસવટ્ટઇ દિન્નિય સહઇ, નાઈ સુવન્નહ રેહ. (પૂર્તિ)

—મરકત વર્ણના (શ્યામલ) પિયાના ઉરપર ચપક (જેવી) પ્રભા (વાળા) દેહવાળી પ્રિયા કસોટી પર સુવર્ણની રેખા દીધી-આપી તે પેઠે-તે જેવી શોભે છે. શ્રી હેમચદ્રના વ્યાકરણુમાં આને ઘણી મળતી એક બીજી કવિતા છે તેનુ વિવરણુ જુઓ પૃ ૧૨૮ ન ૧ આ કઇ અવસ્થાનુ વર્ણન છે તે કહેવાની જરૂર રહે છે? સહઇ-જુઓ ઉપર ન ૧૦ અને ૪૧.

(૨૩) ચૂડઉ ચુન્ની હોઇસઇ મુદ્ધિ કવોલિ નિહિત્તુ, (સમસ્યા,)
સાસાનલિણુ ઝલક્કિયઉ, વાહસલિલ સસિત્તુ. (પૂર્તિ)

અડવિહિ પત્તી નઇહિ જલુ, તો વિ ન વૂહા હત્થ,
અવ્વો તહ કવ્વાડિયહ, અજ્જ વિસજ્જિય વત્થ.

—અટવી ( જંગલ )ના પાંદડા, નદીનું જળ ( સુલભ હતા ) તો પણ (તે ) હાથ ન હલાવ્યા હાય! તે કમાડીઆના વસ્ત્ર આજ વિસર્જિત છે ( તન પર કપડા પણ નથી, અને હું રાણી થઈ ગઇ ) વૂહા–વ્યૂહિત કર્યા. અવ્વો–આશ્ચર્ય અને ખેદઅર્થે.

(૨૬) જે પરદાર–પરમ્મુહા, તે વુચ્ચહિ નરસીહ,
જે પરિરભહિ પરરમણિ, તાહ ફુસિજ્જઈ લીહ.

—જે પરદારા(થી) પરાંગ્મુખ (છે) તે નરસિંહ કહેવાય છે જે પરરમણિ(ને) આલિંગન કરે છે, તેની રેખા ( સજ્જનોની હારથી ) ફસટી જાય છે–મટી જાય છે–તે સજ્જનની પંગતમાં બેસી–રહી શકતો નથી. વુચ્ચહિ–સ ઉચ્યતે. ફુસિજ્જઈ–મટી જાય છે. હિ૦ પોછ દી જાતી હૈ. સંસ્કૃતમાં 'પોછને' માટે ઉત્+પુસ્ ધાતુનો કાશ્મીરી કવિઓએ પ્રયોગ કર્યો છે– વાપરેલ છે લીહ–રેહ, રેખા

(૨૭) એક વહુ પશુપક્ષીની ભાષા જાણતી હતી અર્ધી રાતે શિયાળને એવું કહેતા સાંભળ્યુ કે નદીનું મડદુ આપી દે અને તેના ઘરેણા લઇ લે, એટલે તે નદીપર તેમ કરવા ગઈ. પાછી આવતી હતી તે સસરાએ જોઇ લીધું તેણે જાણ્યું કે તે અ–સતી છે. તે તેણીને પિયર પહોચાડવા ગયો. માર્ગમાં કરીરના ઝાડની પાસે કૌઓ બોલવા લાગ્યો કે આ વૃક્ષના નીચે દશ લાખનો નિધિ છે, કાઢી લે અને મને દહીં સત્તુ ખવરાવ પોતાની વિદ્યાથી દુઃખ પામેલી તેણી કહે છે કે—

એક્કે દુન્નય જે કયા, તેહિ નીહરિય ઘરસ્સ,
બીજા દુન્નય જઇ કરઉ, તો ન મિલઉ પિયરસ્સ

—જે એક દુર્નય કર્યો તેથી ઘરથી નિકળી–નિસરી, બીજો દુર્નય જો કરૂં તો પ્યારાથી ( કદી પણ ) ન મળુ. ઘરસ્સ, પિયરસ્સ–સંસ્કૃત છઠ્ઠી 'સ્ય'નો 'સ્સ' છે. પિયર–પ્રિયકર.

ઉની બદલીમા-સરખાઓ જીર્ણ ઉપરથી જૂણું અને તે પરથી જૂના. સઉણિ-સ. શકુનિ ઇત્થુ-પ્રાકૃત એત્થ, સ અત્ર, પજાબી ઇત્થુ

(૩૧) જઇવિ હુ સૂરૂ સુરૂવુ વિઅકખણુ,
તહવિ ન સેવઇ લચ્છિ પઇકખણુ,
પુરિસ-ગુણાગુણ-મુણુણુ-પરમ્મુહ,
મહિલહ બુદ્ધિ પયપહિ જં બુહ.

—યદ્યપિ શૂર, સુરૂપ, વિચક્ષણુ હોય તથાપિ લક્ષ્મી (તે મનુષ્યને) પ્રતિક્ષણુ સેવતી નથી (કારણકે) પુરૂષોના ગુણુ અને અગુણના વિચારથી પરાઙ્મુખ, મહિલાઓની બુદ્ધિ હોય છે-જેથી બુધ કહે છે. મુણુણુ-વિચારવુ-મનન- પયંપહિ-સ. પ્રજલ્પતે જ-જેથી અથવા જેમ (યથા).

(૩૨) જેણુ કુલક્કમુ લઘિયઇ, અવજસુ પસરઇ લોઇ,
ત ગુરૂ-રિદ્ધિ-નિબંધણુ વિ, ન કુણઇ પડિઓ કોઇ.

—જેનાથી કુલક્રમ ઉલઘાય, (અને) અપજશ લોકમા પ્રસરે, તે(ને) ગુરૂ એટલે બહુ સપત્તિ ઉપજાવનાર (કામ)ને પણુ કોઇ પડિત કરતુ નથી

(૩૩) જ મણુ મૂઢહ માણુસહ, વંછઇ દુલહ વત્થુ,
ત સસિ-મડલ-ગહણુ કિહિ, ગયણિ પસારઇ હત્થુ.

—જે મૂઢ માણુસનુ મન દુર્લભ વસ્તુને વાછે છે, તો શુ શશિમંડલના ગ્રહણુ કરવા માટે ગગનમા હાથ પસારે છે?

(૩૪) રાવણુ જાયઉ જહિ દિયહિ, દહ મુહ એક્ક સરીરૂ,
ચિતાવિય તઇયહિ જણુણિ, કવણુ પિયાવઉ ખીરૂ.

—શખપુરના રાજા પુરદરને ત્યા એક સરસ્વતી કુટુબ આવ્યુ રાજાએ આ દોહાનુ ચોથું ચરણુ 'પુત્ર માતા'થી સમસ્યાની રીતે પૂછ્યુ તેણીએ પૂર્તિ કરી પ્રબધ ચિતામણિમા સરસ્વતી કુટુબ ભોજને ત્યા આવ્યુ હતુ, ત્યા પણુ આ સમસ્યા ગૃહપત્નીએ આજ રીતે પૂર્ણ કરી છે. આમાથી એ ફલિત થાય છે કે આ દોહો જૂનો છે. કથાલેખક

(૧) કુમારપાલ પ્રતિબોધ (ગાયકવાડ સંસ્કૃત સિરીઝ પૃષ્ઠ ૭૭.) એક છંદ –

(૩૭) કુલુ કલંકિઉ મલિઉ માહપ્પુ
મલિણીકય સયણમુહ
દિન્નુ હત્થુ નિયગુણ કડપ્પહ
જગુ જઝપિયો અવજસિણ
વસિણ વિહિય સંનિહિય અપ્પહ ।
દૂરહ વારિઉ ભદુ તિણિ, ઢક્કિઉ સુગઇદુવારુ,
ઉભયભવુબ્ભડદુક્ખકરુ, કામિઉ જિણ પરદારુ.

આ સાત પદવાળો-સપ્તપદ છંદ તે સમયની રચનામાં બહુ મળે છે અને તેના બે પદ દોહાના છે. પરદાર ગમનની નિંદા કરતાં કવિ કહે છે કે-કુલ, કલંકિત (કર્યું) માહાત્મ્ય (ધૂળ !) મેળવ્યું સજ્જનોના મુખ મલિન કર્યાં, નિજ ગુણસમુહને હાથ દીધો (ધક્કો દઇ બહાર કાઢયો), જગને અપજશથી ઝંપ્યું (ગલહત્થો દીધો-ઢાંકી દીધું), વ્યસનથી વિહિત-કરેલા પોતાને સંનિહિત કર્યો દૂરથી ભદ્ર-કલ્યાણને વાર્યું, સુગતિના દ્વાર ઢાંકી દીધા, બંને ભવ (આ ભવ અને પરભવ)માં ઉદ્ભટ દુઃખોની કરનારી પરદારાને જેણે કામિત કરી (ચાહી) તેણે.

સયણ-સજ્જન, મિત્ર હિંદી સાજન દિન્નુ હત્થુ-હાથ દીધો, ગલહસ્ત કર્યો, અર્ધચંદ્ર આપ્યો, બહાર કાઢી મૂક્યો જુઓ ઉપર નં ૧૯. કડપ્પ-? સમૂહ. ઝંપ-ચૂમવું, ઢાંકવું યા જીતવું.

આને મળતો એક શ્લોક સોમપ્રભનીજ સૂક્તિમુક્તાવલી (સિંદૂર પ્રકરણ-સ્તોત્ર)માં છે —

दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चकं
चारित्र्यस्य जलांजलि र्गुणगणारामस्य दावानलः ।
संकेत सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः
शीलं येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिंतामणि ॥

—કાવ્યમાલા ગુચ્છક ૭ પૃ ૩૭.

(૧) કુમારપાલ પ્રતિબોધ (ગાયકવાડ સંસ્કૃત સિરીઝ પૃષ્ઠ ૭૭.) એક છંદ –

(૩૭) કુલુ કલંકિઉ મલિઉ માહપ્પુ
મલિણીક્ય સયણમુહ
દિન્નુ હત્થુ નિયગુણ કડપ્પહ
જગુ જ્ઝંપિયો અવજસિણ
વસિણુ વિહિય સન્નિહિય અપ્પહ ।
દૂરહ વારિઉ ભદ્દુ તિણિ, ઢક્કિઉ સુગઇદુવાર,
ઉભયભવુબ્ભડદુક્ખકરૂ, કામિઉ જિણુ પરદાર.

આ સાત પદવાળો-સપ્તપદ છંદ તે સમયની રચનામા બહુ મળે છે અંતના બે પદ દોહાના છે પરદાર ગમનની નિંદા કરતા કવિ કહે છે કે-કુલ, કલંકિત (કર્યું) માહાત્મ્ય (ધૂળ !) મેળવ્યુ સજ્જનોના મુખ મલિન કર્યા, નિજ ગુણસમુહને હાથ દીધો (ધક્કો દઇ બહાર કાઢ્યો), જગને અપજશથી ઝંપ્યુ (ગલહત્યો દીધો-ઢાંકી દીધુ), વ્યસનથી વિહિત-કરેલા પોતાને સન્નિહિત કર્યો દૂરથી ભદ્ર-કલ્યાણને વાર્યું, સુગતિના દ્વાર ઢાંકી દીધા, બંને ભવ (આ ભવ અને પરભવ)મા ઉદ્ભટ દુઃખોની કરનારી પરદારાને જેણે કામિત કરી (ચાહી) તેણે.

સયણુ-સજ્જન, મિત્ર હિંદી સાજન દિન્નુ હત્થુ-હાથ દીધો, ગલહસ્ત કર્યો, અર્ધચંદ્ર આપ્યો, બહાર કાઢી મૂકયો જુઓ ઉપર નં. ૧૯. કડપ્પ-? સમૂહ. ઝંપ-ઢાંકવુ, ઢાંકવુ યા જીતવુ.

આને મળતો એક શ્લોક સોમપ્રભનોજ સૂક્તિમુક્તાવલી (સિંદૂર પ્રકરણ-સ્તોત્ર)મા છે —

**दत्तस्तेन जगत्यकीर्तिपटहो गोत्रे मषीकूर्चक**
**श्चारित्र्यस्य जलांजलि र्गुणगणारामस्य दावानल ।**
**संकेत सकलापदां शिवपुरद्वारे कपाटो दृढः**
**शील येन निजं विलुप्तमखिलं त्रैलोक्यचिंतामणि. ॥**

—કાવ્યમાલા ગુચ્છક ૭ પૃ ૩૭.

(૨) બુદ્ધિરાસ.

આદિ—

પણમવિ દેવિ અંબાઈ પંચાણણ ગામિણિ વરદાઈ
જિણ સાસણિ સાનિધિ કરઈ સામિણિ
સુર સામિણિ તું સદા સોહામણિ ૧
પણમિય ગણહર ગોયમસામિ દુરિય પણાસઈ તેહનઈ નામિ
વર્ધમાન સામીનઉ સીસ પ્રણમ્યાં પૂરઈ સયલ જગીસ. ૨
સહગુરુ વયણે સમરસ કીજઈ થોડા લોક સીખામણ દીજઈ
કેઈ લોકજ લોકપ્રસિદ્ધ ગુરુ ઉપદેસઈ કેઈ લદ્ધ ૩

* * * *

અંતે—

સાલિભદ્ર ગુરુ સારવીય એ સવિ ગુરુ ઉપદેસ તુ.
પઢઈ ગુણઈ જે સાંભળઈ એ તેહ સવિ ટળઈ ક્લેસ તુ ૫૩

(પાઠાંતર—પરમ કરઈ સુખ ભાવસ્યું એ અવિચલ સુખ લહેસિ ૬૨.)

—સં. ૧૬૩૨ વર્ષે માર્ગશિર વદિ ૧૪ સોમે સ્તંભતીર્થે રાજચંદ્રેણ લિખિતં પ્ર. ૨–૧૪ ગૂ. વિ. ૩–૧૩ મો.

—ઉપા પાવ શ્રી મતિકીર્તિ ગણિગણેંદ્રાણાં શિષ્ય પં. મહિમાકુમારગણિ તત્ શિ. જયસાગરેન લિખિતં. સુશ્રાવિકા પુણ્યપ્રભાવિકા રાજકુંઅર પઠનાર્થં. આ. ક.

(૩) હિતશિક્ષા પ્રબુદ્ધ રાસ કે ગા. ૭ પ્રત ૧૨ (આ રાસ જોયો નથી. નામ પરથી અનુમાન થાય છે કે ઉપરનો બુદ્ધિરાસ ને આ રાસ એકજ હશે.)

---

૭ ધર્મ (મહેંદ્રસૂરિ શિષ્ય)

(૪) જંબૂસ્વામિ ચરિત (જંબુસામિ ચરિય) સં. ૧૨૬૬

આદિ—

જિણ ચઉવીસહ પય નમેવિ ગુરુ ચરણ નમેવી,
જંબુ સામિહિ તણુંઉ ચરિય ભવિઉ નિસુણેવી

કરિ સાનિધ સરસત્તિ દેવિ જિમ રય કહાણુઉ,
જંબૂ સામિહિ ગુણ ગહણુ સખેવિ વખાણુઉ. ૧

* * *

અંતે—

વીર જિણદહ તીથિ કેવલિ હૂઉ પાછિલઉ,
પ્રભવઉ અઇસારીઉ પાટિ સિદ્ધિ પુહુતુ જંબુ સ્વામિ,
જંબૂસામિ ચરિત પઢઈ ગુણઈ જે સભલઈ,
સિદ્ધિ સુખ અણુત તે નર લીલાહિ પામિસિઈ ૪૦
મહિદસૂરિ ગુરૂ સીસ **ધમ્મ** ભણઇહો ધ્રામીઉ હ
ચિતઉ રાતિ દિવસિ જે સિદ્ધિહિ ઉમાહીયા હ,
**બારહ વરસ સએહિ** કવિતુ નીપન્ન **છાસઠઈ**
સોલહ વિજ્જાએવિ દુરિય પણાસઉ સયલસઘ ૪૧

પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ (પા ૩ પ્ર કા)

[ મહેદ્રસિહ સૂરિ—(૧) અચલ ગચ્છમા ધર્મઘોષ સૂરિના શિષ્ય અને સિહપ્રભ સૂરિના ગુરૂ થઈ ગયા છે જન્મ સ ૧૨૨૮ દીક્ષા ૧૨૩૭ આચાર્યપદ ૧૨૬૩ મરણ ૧૩૦૯ તેમણે સ ૧૨૯૪ મા શતપદિકા નામનો ગ્રથ રચ્યો છે (૨) બીજા મહેદ્રસૂરિ હેમાચાર્યના શિષ્ય સ ૧૨૧૮ મા થયા છે તેમણે હેમચદ્રકૃત અનેકાર્થ સગ્રહ પર અનેકાર્થ કૈરવાકર કૌમુદી નામની ટીકા રચી છે આમાથી આપણા કવિના ગુરૂ પહેલા—મહેદ્રસિહસૂરિ લાગે છે ]



## ૩ વિજયસેનસૂરિ. (મહામાત્ય વસ્તુપાલના ધર્માચાર્ય.

નાગેંદ્રગચ્છના મહેન્દ્રસૂરિ-શાતિસૂરિ—આનંદસૂરિ-અમરસૂરિ—હરિભદ્રસૂરિ શિષ્ય. તેમણે આબુપર વસ્તુપાલ તેજપાલે કરાવેલી નેમિનાથની પ્રતિષ્ઠાની

પ્રતિષ્ઠા સં ૧૨૮૭ ફાગણ વદિ ૩ રવિને દિને કરી હતી. )

(૫) *રૈવતગિરિ રાસો (ગિરનાર પર્વત સંબંધી)

આદિ—

પરમેસર તિત્થેસરહ પયપંકય પણમેવિ
ભણિસુ રાસુ રેવતગિરે અંબિકદેવિ સુમરેવિ. ૧
ગામાગર પુરવણ ગહણ સરિ સરવરિ સુપએસુ
દેવભૂમિ દિસિ પચ્છિમહ મણહર સોરઠદેસુ. ૨

* *

અંત—

રંગિહિ એ રમઇ જો રાસુ સિરિ વિજયસેણિસૂરિ નિમ્મવિઉ એ
નેમિ જિણુ તૂસઇ તાસુ અંબિક પૂરઇ મણિ રળી એ ૨

[ આ રાસને ૪ કડવમ્ (કડવાં) છે તે દરેકમાં અનુક્રમે ૨ ૧ ૨૨ અને ૨ કડીઓ છે તે વડોદરા ગાયકવાડ પૌર્વાત્ય ગ્રંથ માળામાં પ્રકટ થએલ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ એ પુસ્તકમાં પ્રકાશિત થયો છે ]



# વિક્રમ ચૌદમી સદી.

---

## ૪ * વિનયચંદ્ર ( રત્નસિંહ સૂરિશિ. )

(૬) નેમિનાથ ચતુષ્પદિકા ( પ્ર પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ )

આદિ—

સોહગસુન્દરૂ ઘણુલાવન્નુ, સુમરવિ સામિઉ સામલવન્નુ,
સખિ પતિ રાજલ ચડિ ઉત્તરિય, બાર માસ સુણિ જિમ
બજ્જરિય—૧

નેમિ કુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધી રાજલ કન્નકુમારિ—આંકણી.

× × × × ×

અત—

પચ સખી સઈ જસુ પરિવારિ, પ્રિય ઝમાહી ગઈ ગિરિનારિ,
સખી સહિત રાજલ ગુણરાસિ, લેઇ દિખ પરમેસર પાસિ ૩૯
નિમ્મલ કેવલનાણુ લહેવિ, સિદ્ધી સામિણિ રાજલદેવિ,
રયણસિંહ સૂરિ પણમવિ પાય, બારઇ માસ ભણિયા મઈ ભાય ૪૦
—નેમિકુમરૂ સુમરવિ ગિરનારિ, સિદ્ધિ રાજલ કન્નકુમારિ—

ઇતિ શ્રી વિનયચદ્ર સૂરિકૃત નેમિનાથ ચતુષ્પદિકા—

( આ ૪૦ કડીનુ કાવ્ય છે, તેમા બારમાસ લઇ દરેક માસે રાજેમતિ પતિવિરહથી કથન કરે છે એવુ કાવ્યમય વર્ણન કવિએ કરેલુ છે આ કાવ્ય જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ હેરૅલ્ડમા મુનિશ્રી જિનવિજયજીની નીચેની ફુટનોટ સહિત છપાયુ છે ( અક પુ )

---

* આ આચાર્ય હતા તેમણે સ ૧૩૨૫ મા પર્યુષણા કલ્પસૂત્રપર નિરૂક્ત રચેલ છે તેમના ગુરૂ રત્નસિંહ સૂરિ એ તપગચ્છમા થયેલા સૈદ્ધાન્તિક શ્રી મુનિચદ્ર સૂરિના શિષ્ય હતા ને વિક્રમ તેરમી સદીમા વિદ્યમાન હતા તેમણે ટીકા સહિત પુદ્ગલ ષટ્ત્રિંશિકા-નિગોદ ષટ્ત્રિંશિકા આદિ ગ્રંથો રચેલા છે

[ વિનયચંદ્ર ] ( રત્નસિંહ સૂરિ શિષ્ય )

(૭) ઉપદેશ માલા કથા રૂ છપ્પય (ઉવએસમાલ કહાણય છપ્પય)

આદિ—

વિજય નરિંદ જિણિંદ વીર હત્થિહિ વય લેવિણુ,
ધમ્મદાસ ગણિ નામિ ગામિ નયરિહિ વિહરઇ પુણુ,
નિયપુત્તહ રણસીહરાય પડિબોહણ સારિહિ
કરઇ એસ ઉવએસમાલ જિણવયણ વિયારિહિ
સય પંચઅસ્સ ગાહા રયણ મણિકરંડ મહિયલિ મુણઉ
સુહભાવિ સુદ્ધ સિદ્ધંતસમ સવિ સુસાહુ સાવય સુણઉ. १.

* * *

અંતે—

છપ્પિયરિ સિરિ ઉવએસમાલ કહાણય
તવ સંજમ સંતોસ વિણયવિજ્જાઇ પહાણય
સાવય સંભરણત્થ અત્થપય છપ્પય છંદિહિ
રયણસીહ સૂરીસ સીસ પભણઈ આણંદિહિ
અરિહંતઆણ અનુદિણ ઉદય ધમ્મ મૂલ મત્થઇ હઉ
ભો ભવિય ભત્તિસત્તિહિ સહલ સયલ લચ્છિલીલા લહઉ. ८१.

—પ્ર પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહમાં.

[ અજ્ઞાત કવિ ]

(૭૩) સપ્તક્ષેત્રિ રાસુ સં. ૧૩૨૭ મહાશુદ ૧ ગુરૂ

આદિ—

સવિ અરિહંત નમેવી સિદ્ધ સૂરિ ઉવઝાય,
અનઇ કમભૂમિ સાધુ વીઠ પણમિય પાય. १.

× × ×

અંતે—

સંવત તેર સત્તાવીસઇ માહમસવાડઇ
ગુરૂવારિ આવી ય દસમિ પહિલઇ પખવાડઇ,
તહિ પૂરૂ હૂઉ રાસુ સિવમુખ નિહાણૂ
જિણુ ચઉવીસહ ભવીયણઇ કરિસિઇ કલ્યાણૂ ૧૧૮
જા સિસિ રૂવિ ગયણુગણિહિ ઊગઈ મહિમંડલિ,
તા વરતઉ એઉ રાસુ ભવિય જિણુસાસણિ,
નિમ્મલ જ ગ્રહ નક્ષત્ર તારિકા વ્યાપઈ
જયવંતુ શ્રીસંઘ અનઈ જિણુસાસણુ ૧૧૯

—પ્ર૦ પ્રા ગૂ કા સં.

## ૫ સોમમૂર્તિ.

### (૮) +જિનેશ્વર સૂરિ દીક્ષા વિવાહ વર્ણના રાસ—સં ૧૩૩૧ પછી.

આદિ—

ચિંતામણિ મણિ વિ વિયત્થે સુહિયય ધરેવિણુ પાસ જિણુ,
જુગપવરૂ જિણેસર સૂરિ મુણિરાઉ થુણિસુ હઉ ભત્તિ
આપણઉ ૧
ગુરૂ નિયહિયય કવલુ વરમોતિય હારૂ સુગુરૂ જિણેસર સૂરિ—ચરિય,
ભવિય જણુ જેણુ સા મુત્તિવર કામિણી, તુમ્હ વગ્ગુમિ
ઉક્કંઠિયએ ૨.

* * *

અંતે—

એહ વીવાહુલઉ જે પઢહિ જે દિયહિ ખેલાખેલિય રંગભરિ,
તાહ જિણેસર સૂરિ સુપસન્નુ ઇમ ભણઈ ભવિય ગણિ
સોમમુત્તી ૩૩

ાસિરિ ભદ્દેસર સૂરિહિ વસો બીજી સાહઉ વનિસુ રાઓ, ધમીય રોલુ નિવારીઉ,
સગ્ગ ખડુ જિમ મહીયલિ જાણુઉં, અટ્ઠારસઉ દેસુ વખાણુઉ ગોવલિ
ધન્નિ રમાઉલઉ,
અનલ કુડ સભમ પરમાર રાજ કરઈ તહિ છે સવિચાર, આબૂ ગિરિવર
તહિ પવરો.

× × ×

અ તે—

સાત્રીસઇ આષાડિ લખમણુ મયધર સાહુ સૂઓ
છયણી નયર મઝારિ આરિઠવણુઉં ભીમિ કિઓ,
કમલસૂરિ નિયપાટિ સઈ હાથિ પ્રજ્ઞાસુરિ ઠવીઓ,
ધમીઉ ધમાવીઉ જીવુ અણુસણિ આવા સુધુ કીઓ
પણિ પહુત્તઉ સુરલોઇ ગણહર ગગાજલ વિમલો
તાસુ સીસુ ચિરકાલુ પ્રતપઉ પ્રજ્ઞાતિલક સૂરે
જિણુ સામણિ નહચદ સુહગુરૂ ભવીયહ કલપતરો
તા જગે જયવત ઉમ્હાઉ જા જગિ ઊગઇ સહસકરો
તેરત્રિસઠઇ રાસુ કોરિટાવડિ નિમ્મિઉ
જિણહરિ દિતસુણુત મણુવછિય પૂરવઉ

—સવત્ ૧૪૦૮ વર્ષે ચીઆગ્રામે શ્રી નરચદ્રસૂરિણા શિષ્યેન શ્રી રત્નપ્રભ સૂરીણા બાધવેન પડિત ગુણભદ્રેણ કચ્છૂલી શ્રી પાર્શ્વનાથ ગોષ્ઠીકા લીંબા ભાર્યા ગઉરી તત્પુત્ર શ્રાવક જસા ડૂગર તદ્દભગિની શ્રાવિકા વીઝી તીલ્હી પ્રભૃતેષા સાહાય્યેન પ્રભુશ્રી શ્રીપ્રભ સૂરિવિરચિત ધર્મ-વિધિ પ્રકરણ શ્રી ઉદયસિહ સૂરિ રચિના વૃત્તિ શ્રી ધર્મ્મ-વિધિ ગ્રથસ્ય કાર્ત્તિક વદિ દશમી દિને ગુરૂવારે દિવસ-પાશ્ચાત્ય ઘટિકાદ્વયે સમગ્રે સ્વ પિતૃ-માત્રો શ્રેયસે શ્રી ધર્મ્મવિધિ ગ્રથમલિખત્। (આમ એક પ્રતને અતે લખેલુ છે)

—

## ૮ અમ્બદેવસૂરિ (નાગેન્દ્રગચ્છ પાસડસૂરિ શિ૦)

(૧૧) +સમરા રાસો (સમરસિંહ રાસ) સં. ૧૩૭૧

આદિ

પહિલઉ પણમિઉ દેવ આદિસર સેત્રુંજસિહરે
અનુ અરિહંત સવ્વે વિ આરાહઉં બહુ ભત્તિભરે ૧
તઉ સરસતિ સુમરેવિ સારયસસિ નિમ્મલીય
જસુ પયકમલ પસાય મૂરખુ માનઇ મન રલીય. ૨
સંઘપતિ દેસલ પુત્ર ભણિસુ ચરિઉ સમરાતણઉ એ
ધમ્મિય રોલુ નિવારિ નિસુણઉ શ્રવણિ સુહાવણઉ એ ૩

* * * *

અંતે—

સંવચ્છરિ ઇકહત્તરએ થાપિઓ રિસહ જિણિંદો
ચૈત્રવદિ સાતમિ પહુત ઘરે નંદઓ જા રવિ ચંદો. ૩
પાસડ સૂરિહિ ગણહરહ નાઇલગચ્છ નિવાસો
તસુ સીસિહિ અંબદેવસૂરિહિ રચિયઉ એ સમરા રાસો. ૪
એહુ રાસુ જો પઢઇ ગુણઇ નાચિઉ જિણહરિ દેઇ
શ્રવણિ સુણઇ સો બયઠઉ એ તીરથજાત્ર ફલુ લેઇ ૫

—પ્રા. ગૂ. કા.

આ રાસ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહમાં તથા જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચયમાં પ્રકટ થયો છે રાસનો નાયક સમરસિંહ મંત્રિ ઓસવાળ હતો અને તેના ઉપર અલપખાનની મહેરબાની હતી. તેણે સંઘ કાઢ્યો હતો. આ સંઘપતિ સમરસિંહ ઉર્ફે સમરાએ કેટલાંક સ્તવનો બનાવેલાં છે સં. ૧૩૭૧ માં શત્રુંજય પર આદિનાથદેવની મૂર્તિ તેણે પ્રતિષ્ઠિત કરાવી. આ રાસ પણ તેજ વર્ષમાં સ્થાપેલ છે

---

## ૯ જિનપદ્મસૂરિ ( ખરતરગચ્છ જન્મ સં. ૧૩૮૨ ? આચાર્યપદવી સં. ૧૩૯૦ મરણ ૧૪૦૦ )

(૧૨) +શ્રીસ્થૂલિભદ્ર ફાગ. ( સિરિ થૂલિભદ્દ ફાગુ )

આદિ—

પણમિય પાસ જિણુદપય અનુ સરસઇ સમરેવી,
થૂલિભદ્દ મુણિવઈ ભણિસુ ફાગુ બધિ ગુણ કેવી ૧

અંતે— × × × ×

ખરતરગચ્છિ જિણુપદમ સૂરિ કિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઈ ચૈત્રમાસિ રગિહિ ગાવેવઉ ૨૭

—પ્ર કા, પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સગ્રહ

( આ ૨૭ કુકનુ કુક કાવ્ય છે પ્રાચીન છે )



## ૯ક પદ્મ. ( ૧૪ મો સૈકો )

(૧૩) + સાલિભદ્ર કક્ક ( શાલિભદ્ર કાક )

આદિ—

ભલિ ભજણ કમ્મારિબલ વીરનાહુ પણમેવિ,
પઉમુ ભણઇ કક્ક ખરિણુ સાલિભદ્દગુણ કેઇ ૧

× × ×

અંતે—

ઇહ કહિયઉ કક્કહ કુલઉ, ઇકહત્તરિ કડુયાહ,
ભવિયઉ સજમુ મણિ ધરઉ, પઢઉ ગુણઉ નિસુણેહુ ૭૧

પ્ર૦ પ્રા. ગૂ કા સ.

(૧૪) +દૂહામાતૃકા

આદિ—

ભલે ભલેવિણુ જગતગુરુ પણમઉ જગહુપહાણુ,
જાસુ પસાઈ મૂઢ જિય પાવઈ નિમ્મલુ નાણુ ૧

× × ×

અંતે—

મઞઞમહાસિરિસિરિ સિવ્વ[illegible] રમ્મુ
દૂહામાઇ અભિમાઈ પઉમિણિ જિણવરધમ્મુ. ૫૭
પ્ર પ્રા. ગૂ. કા. સં

( માનુષ્ય એટલે મનુષ્યભવ પ્રાપ્ત થવું દુર્લભ તે પર ઉપદેશ આ ૫૭ દૂહાના કાવ્યમાં આપેલો છે. આ પણ કવિ કદાચ જિનપદ્મસૂરિ ન હના પણ હોય, તેમજ આ કાવ્યો ભાષાની પ્રાચીનતા જોતાં ૧૪ મા સૈકાનાં લાગે છે તેથી પણ એમ જણાય કવિ તરીકે જિનપદ્મસૂરિની નીચેજ મૂકવામાં આવેલ છે )

## ૧૦ સોલણુ ( ૧૪ મો સૈકો )

(૧૫) + ચચ્ચરિકા.

આદિ—

જિણુ ચઉવીસ નમેવિણુ સરસઇય પણમેવિ
ભારાહઉ સુગુ અપ્પણુઉ અવિચલુ ભાવુ ધરેવિ. ૧
કર જોડિઉ સોલણુ ભણઇ ચવિકે સહુ કરેસુ,
ગુણિહિ અવધારહુ ધમ્મિઉ ચચ્ચરિ હઉં ગાએસુ. ૨

× × ×

અંતે—

કુમરહ ભણિ કરિ ઘરચઉ સીયલિ વાઉ
હમ પુણુ નયરેહડી મુણિ સિવઉ પસાઉ. ૪૮
—પ્ર પ્રા. ગૂ. કા. સં

( ભાષાની પ્રાચીનતા જોતાં આ કાવ્ય ૧૪ મા સૈકાનું લાગે છે )

# વિક્રમ પંદરમી સદી.



## ૧૧ રાજશેખર સૂરિ—મલધારી+

### (૧૬) નેમિનાથ ફાગ ( ૧૪૦૫ લગભગ )

આદિ—

સિદ્ધિ જેહિ સઇ વર વરિય તે તિત્થયર નમેવી,
ફાગુબંધિ પહુ નેમિ જિણ ગુણ ગાએસઉં કેવી ૧

* * * *

અંત—

રાજલ દેવિસઉં સિદ્ધિ ગયઉ સો દેઉ થુણીજઇ,
મલહારિહિ રાયસિહર સૂરિ કિઉ ફાગુ રમીજઇ ૨૭

—પ્ર૦ પ્રાચીન ગૂર્જર કાવ્ય સંગ્રહ

## ૧૨ જયાનંદ સૂરિ ( ૧૪૧૦ આસપાસ )

### (૧૭) ક્ષેત્રપ્રકાશ રાસ—ડે૦ ૨૯૦

ગદ્યગ્રંથો—[ પંદરમા સૈકામાં બોલાતી ગૂજરાતી ભાષામાં અનેક ટીકા—ગ્રંથો બાલાવબોધો લખાયા તેમાં પ્રથમનો મળી આવતો ગ્રંથ તે તરૂણપ્ર

[ + રાજશેખર સૂરિ—તે પ્રશ્ન વાહનકુલમાં કોટિક ગણની મધ્યમ શાખામાં હર્ષપુરીયગચ્છમાં મલધારી બિરૂદથી પ્રસિદ્ધ શ્રી અભયસૂરિના સંતાનમાં શ્રીતિલકસૂરિના શિષ્ય થયા છે, તેમણે ઢિલ્લી ( દિલ્હી )માં સં ૧૪૦૫ મા જ્યેષ્ઠ માસની શુકલ પંચમીએ 'ચતુર્વિંશતિ પ્રબંધ'—અથવા 'પ્રબંધકોષ'—ગ્રંથ રચેલ છે તે ઉપરાંત શ્રીધરની ન્યાય કંદલીપર પંજિકા રચેલી છે ] આ ઉપરાંત વિનોદ કથાસંગ્રહ એ નામનો ટૂંકી રસપ્રદ અને બોધક કથાનો સંગ્રહ રચ્યો છે કે જેનું ગૂજરાતી ભાષાંતર વિનોદાત્મક કથા સંગ્રહ એ નામથી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાએ સં ૧૯૭૮ મા પ્રકટ કર્યું છે )

સૂરિનો સં. ૧૪૧૧ ની સાલમાં ગૂજરાતના પાટનગર અણહિલ પાટણમાં ષડાવશ્યક પર બાલાવબોધ છે અને ત્યારથી સોમસુંદર સૂરિએ ઉપદેશમાલા યોગશાસ્ત્ર, ષડાવશ્યક આરાધનાપતાકા અને નવતત્ત્વ વગેરે ગ્રંથોના બાલાવબોધો અને મુનિસુંદર સૂરિનો યોગશાસ્ત્ર-ચતુર્થ પ્રકાશનો બાલાવબોધ લખેલા મળી આવે છે તે સર્વ ગદ્યગ્રંથો પંદરમી સદીમાં વપરાતી ભાષાપર પ્રકાશ નાંખે તેમ છે ]

---

## ૧૩ વિજયભદ્ર

(૧૮) કમલાવતી રાસ—૩૬ ગાથાનો.

આદિ—

> નમુ વીર જિણેસર ત્રિભુવનસર અભિનવો કલ્પિ
> ભરત ક્ષેત્રે બાણમધિ નગરની શોભા બાણિ,
> મેઘરથ રાજા રાજકરે ધર્મ જપે
> ઇંદ્રની રિદ્ધિ જિસી તિસી તસ ઘરિ સોધિ ૧
>
> * * * *

અંત—

ધરમુનિ વચને કંત વૈરાગીઓ એકુ સંસાર જિસમો લાગીઓ
બાપે બોલાવી બેરો બહીરી રાજિ બેસારી બેરો બાદિશ ધરી.
બાલક બાદિ ધરી રાજે થાપિ ધરે વીસ સરસ રહી.
નિદ્રા થકી છૂટી જિસી આવી તિરબો સીલ ચીધિ સહી
ચારિત્ર પાલિ કમ બાણિ કેવલી ગુરુ ને થયા,
વિજયભદ્ર મુનિ વર ત્યે બોલ્યા મંદિરમાં દિયા. ૩૬

—૩—૧૩ લીં.

(૧૯) કલાવતી સતીનો રાસ.

આદિ—

> ભરત ક્ષેત્રિ રે નગરી છિ મગધાતણી
> રૂપિ રાજા રે રાજ કરય તેણિ સાજણી

એક દિવસે રે રાઈ મત્રી બોલાવીઉ,
દત્ત મત્રી રે દેસાઉરથી આવીઉ. ૧

* * * *

અંત— (ત્રૂટક)

ભૂપતુ સુત રાજ થાપી લીધુ સયમ સુષ ભરિઇ,
દેવલોકિ બિહુ પુહતા સુગતિ જાસિ અવતરી,
કલાવતીની પછીય સઝાય, ન પડીઇ સસારસિઉં,
(વિજયભદ્ર મુનિવર સતીય ધ્યાઇ, મોક્ષ જઈઇ લીલસિઉ ૪૯

—સવત ૧૭૩૮ વર્ષે ફાગુણ વદિ ૧ રવૌદિને ૫૦ ગ્ર ૧૨૫
૯—૧૧ (પાલણપુર ભ.)

—ઇતિ કલાવતી ચરિત્ર ગીતિ ૭૬ સમાપ્ત સવત્ ૧૯૨૬ વર્ષે
ચૈત્ર વદિ ૪ દિને. (મ બ)

(૨૦)-હસરાજ વચ્છરાજ સ ૧૪૧૧
-શીલ વિષે સ ૧૪૧૧
+શીલ વિષે શિખામણ સ. ૭૧ સ મા બી

---

## ૧૪ ×વિનયપ્રભ (વિજયપ્રભ ? ઉદયવન્ત ?)

(૨૧)+ ગૌતમસ્વામિનો રાસ (સ ૧૪૧૨ ખભાતમા)

આદિ

પ્રણવાક્ષર પહિલૂ એ ભણીજઈ માયા બીજઈ સિઝનિ સુણીજઇ,
શ્રીમુખિ સોભા જ સભઇ એ

* * * *

× પ્રસિદ્ધ ગૌતમસ્વામીના રાસના કર્તા તરીકે 'વિજયપ્રભ' (ઉદયવન્ત) એ નામ પ્રચલિત છે, પરતુ વાસ્તવિક રીતે તે સુપ્રચલિત રાસના કર્તાનુ નામ વિનયપ્રભ ઉપાધ્યાય છે એ વાત ફકત રાસમા સુસ્પષ્ટ લખી છે પ્રચલિત મુદ્રિત પુસ્તકોમા 'દેવાધુર અરિહત નમિજે, વિનયપહુ ઉવઝાય થુનિજે' ઈત્યાદિ પાઠમા 'વિનયપહુ લખ્યુ છે એ મુદ્રાના પ્રમાદથી ચાલતો

## ૧૫ હરસેવક.

(૨૨)+ મયણરેહાનો રાસ. (સ ૧૪૧૩ (?) કુકડીગામમા)

આદિ—

દોહા.

જૂઆ માસ દારુ તણી, કરે વેશ્યાશુ જોષ,
જીવ હિસા ચોરી કરે, પરનારીનો દોષ. ૧

ઢાલ–અનાથીની વૈરાગી દેશીમા

વ્યસન આતમુ પરનારીનુ, પ્રત્યક્ષ પાપ દીખાયુ
રાવણ પદમોત્તર મણિરથ રાજા, તીનુ રાજ ગમાયુ, ૧
–રાજવીયાને રાજપિયાગે, ભાઈ છેવો પ્યાગે–આંકણી

અતે—

ગામ કુકડીએ કર્યો ચોમાસો, સવત ચૌદા તેરા માયો,
કથા કારણ આ ઢાલજ કીની, હરસેવક ચિત્ત લાયો–રા ૧૮૭
સાત્રારે તો મુખ સાભલજ્યે, ચરિત્ર મયણરેહારો,
તિણ ઉપર કોઇ અધિકો ઓછો, મિચ્છાદુક્કડ મહારો–રા. ૧૮૮

(આ ઢાલ એક છે ને તેની કડી ૧૮૮ છે તેમા રાજસ્થાની–મારવાડી ઘણા શબ્દો ને પ્રત્યયો છે ને તે સ ૧૪૧૩ જેટલી જૂની કૃતિ લાગતી નથી તો તેની હસ્તલિખિત પ્રત મળે નહિ ત્યા સુધી સવત્‌ની અનિશ્ચિતતા લાગે છે પ્રકાશિત શા ભીમશીમાણેકે કરી છે તેમાથી જેમ છે તેમ અત્ર મૂકેલ છે)

---

## ૧૬ જિનોદયસૂરિ* (ખ૦)

(૨૩) ત્રિવિક્રમ રાસ સ ૧૪૧૫

* ગુજરાતના પાલણપુરમા વસતા રૂદ્રપાલ અને ધારલદેવીને ત્યાં સ ૧૩૭૫ મા સમર નામે કુંવર જન્મ પામ્યો. તેણે કુંવારા સ. ૧૩૮૨

## ૧૭ જ્ઞાનકલશ

(૨૪)+ શ્રી જિનોદયસૂરિ પટ્ટાભિષેક રાસ સં. ૧૪૧૫.

આદિ

સતિકરસુ સિરિ સંતિનાહ પયકમલ નમેવી
કસમીરહ મંડણીય દેવિ સરસતિ સુમરેવી,
જુગવર સિરિ જિણઉદયસૂરિ ગુરુગુણ ગાએસુ
પાટ મહોચ્છવુ તસુ રચિ તસુ હઉં પભણેસુ. ૧

* *

અંતિ

નુહઅર ગુણ ગાયતુ સયલ સંઘ મણિ રંજિ સહગે
રમઉ રાસુ બહુ રંગિ જ્ઞાનકલસ મુનિ ભણ હર્ષિ ૩૭

—આ જિનોદયસૂરિનું મૂળ દીક્ષાનામ સોમપ્રભ હતું તેને સૂરિપદ આપવાની ક્રિયા તરુણપ્રભાચાર્યે ખંભાતમાં સં. ૧૪૧૫ માં કરી. તે પટ્ટાભિષેક ક્રિયા આમાં જણાવી છે તેથી આ ગ્રંથ સં. ૧૪૧૫ માં રચાયેલ જણાય છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.

---

## ૧૮ મેરૂનન્દન. (ખ. જિનોદયસૂરિ દીક્ષાગુરૂ)

(૨૫) +શ્રી જિનોદયસૂરિ વીવાહલઉ સં. ૧૪૩૨

આદિ

સયલમણુવંછિય કામકુંભોવમ પાસજિણંદપયકમલુ પણમેવિ ભત્તિ
સુગુરુ જિણઉદય સૂરિ કરિસુ વીવાહલઉ
સહિય ઉમાહલડ મુઝ ચિત્તિ. ૧

* * * *

---

માં દીક્ષા લીધી. જિનકુશલસૂરિએ દીક્ષા આપી સોમપ્રભ નામ પાડ્યું સં. ૧૪૦૬ માં જેસલમેરમાં વાચનાચાર્યની પદવી મળી. સં. ૧૪૧૫ માં ખંભાતમાં શ્રી તરુણપ્રભસૂરિએ તેમને સૂરિપદ આપીને જિનોદયસૂરિ નામ આપી જિનપદ્મસૂરિની પાટે સ્થાપ્યા. સં. ૧૪૩૨ માં સ્વર્ગસ્થ થયા.

અંતે

એહુ સિરિ જિણઉદયસૂરિ નિય સામિણા
કહિઉ મઇ ચરિઉ અઈ મંદબુદ્ધિ,
અમ્હ સા દિક્ખગુરૂ દેઉ સુપસન્નઉ
દમણ નાણુ ચારિત સુદ્ધિ ૪૩
એહુ ગુરૂરાય વીવાહલઉ જે પઢઈ જે ગુણઇ જે સુણંતિ,
ઉભયલોગે વિ તે લહઈ મણવંછિય
મેરૂનંદન ગણિ ઇમ ભણંતિ. ૪૪

—ખ૦ જિનોદયસૂરિ સં ૧૪૩૨ મા પાટણમા સ્વર્ગસ્થ થયા તેનો છેલ્લો ઉલ્લેખ કરી આ કાવ્ય પૂરૂ થાય છે તે વર્ષે તે રચાયેલું જણાય છે રચનાર પોતે તેના હસ્તદીક્ષિત શિષ્ય છે પ્ર જૈ એ ગૂર્જર કાવ્ય સંચય તેમજ ઐ રા સં ૩ ૧૫ મા સૈકાની ભાષા માટે આ કૃતિ ઉપયોગી છે.)

## (૨૬) +અજિત-શાંતિ સ્તવન

આદિ

મંગલ કમલાકંદ એ, સુત્ર સાગર પૂનમ ચંદ એ,
જગગુરૂ અજિત જિણંદ એ, શાંતીસર નયણાનંદ એ ૧
બિહુ જિનવર પ્રણમેવ એ, બિહું ગુણ ગાઇસિ સંખેવ એ,
પુણ્યભંડાર ભરેસુ એ, માનવભવ સફલ કરેસુ એ ૨

* * * *

અંતે

ઇમ ભગતિહિ ભોલિમ તણી એ, મિરિ અજિય સંતિ
જિણ થુય ભણીએ,
સરણિ બિહું જિણ પાય એ, શ્રી મેરૂનંદણુ ઉવઝાય એ ૩૨

—પ્ર૦ રત્નસમુચ્ચય અથવા રામ વિલાસ પૃ ૨૧૫-૨૧૯

ધીઉ દાઉ જઉ દીજઇ દાન, તુ રાઉલિ લાભઈ બહુ માન,
દાનિ ભૂતપ્રેત વસિ થાઈ, દાનિ દુકખ દુરિઅ સવિ જાઈ. ૯
જિમ કડિ થિકુ ઊપજઇ, દાન ઉદારિ તિમ નીપજઇ
દાન વિષઇ જેહ ઊપજઈ બુદ્ધિ, તીહ નર સઇવર આવઇ રિદ્ધિ ૧૦

* * * *

**અંતે**—છેવટનો ભાગ આ પ્રમાણે છે—
શશિ લછણુ ચંદણુ પીયૂપ, સેવતાનિ હણઇ સવિ દૂખ,
ઇંમિ પરિ મનિ ભાવણુ ભાવતા, કર્મ અણુતા ન્યાઇ પત્યા ૫૦
શાલિ દાલિ ધૃત મીઠા હોઇ, એય વાત જાણઇ સહૂ કોઇ,
ધરમુ માહિ તિમ ભાવણુ સાર, એહ વાત પાધરઉ વિચાર ૫૧
ષલકઈ ચૂડિ અતેવર હાથિ, નમિ રાજા પવિસઈ પરમત્થિ,
બહુ મળિએ કલિ કદ્દલ હોઇ, પરમાણુદ લહઇ ઇકે સોઈ ૫૨
પણિ પણિ ચ્યારિ ચઉરાસી જીવ, યોનિ વસઈ સસારિ સદૈવ,
ધરમુ એકુ સવિહૂ આધાર, ધર્મ લગઇ પામીજઇ પાર. ૫૩
સમરથ રાત્રિ દિવસિ મનિ ધર્મ, ધર્મ તણુઉ મન છડઉ ભ્રમ,
રાખઇ ધર્મ ચિહુ ગતિ દુક્ખ, ધર્મ લગઈ પામી જઇ મુક્ખ. ૫૪
સાયર મર્યાદા પુણુ રહઇ, ચદસૂર ગયણિ સચરઇ,
કુશલ પચ ને દિ આચાર, સોઇ સહગુરૂ બુઝવઇ વિચાર ૫૫
હિવ ગુર જાણુઉ સો સમારિ, જેહ ગુરૂ બૂઝઈ વિચાર,
પાલઇ અનઇ પલાવઈ સોઈ, એઉ સુહગુરૂ જાણુઈ સહુ કોઇ ૫૬
હાથિ ચડિઉં ચિંતામણિ રત્ન, જઉ લાભઈ જિણવરનુ વચન,
જિણવર દેવ ધર્મગુરૂ સાધુ, એય સમકિતુ શ્રેણિકરાઇ લદ્ધ ૫૭
ક્ષણ એકુ મન જઉ થાહર રહઇ, કર્મ વિવર નિશ્ચિ સો લહઈ,
કરમ વિવર સીઝઇ સવિ કાજ, લાભઈ મુગતિ તાણૂ સહ રાજ ૫૮
ક્ષાયક સમકિતુ નિશ્ચલ તાહ ચઉવિહ ધર્મ હીઈ છઇ જાહ,
સોઈ કહીઇ ક્ક્કર કર બદ્ધ, પઢના ગુણુતા હુઈ સર્વ સિદ્ધિ ૫૯
—મતિ સાગર સધિ ચઉપઈ સમાપ્તા ॥છા॥ લિખિત દેવગિરિ નગરે (સ ૨)

## ૨૧ વસ્તિગ ( વસ્તો ) ( સં. ૧૪૬૨ પહેલાં )

### (૨૯) ચિહુગતિ ચોપઈ*

આદિ—

સેત્તુજ વદિઅ તીરથરાઉ, ગોયમ ( ગુરૂયા ) ગુણુહર કરઉ પસાઉં,
વાગવાણિ હઉં સમરઉં દેવિ ચિહુ ગતિગમણુ કહ સખેવિ ૧
ચિહુગતિ માહિ કાંઈ નથ્થી સાર, દીસઈ દુખ તણુ ભડાર, ૨
ચિહુગતિ તણુ તીહા નહીં કોઇ ગમુ જિહિ ચિત્તિ એક વસઈ જિણુ ધમ્મુ.

× × ×

અંતે—

મૂરખમાહિ મૂ પહિલી લીહ, જિણુ ધર્મમાહિ વસઉ સવિ દીહ,
કાલઉં ગહિલઉં બોલિ ઠાઉં, તેઉ પુણુ સહગુરૂ તણુઉ પસાઉ ખુ.
રામતિની છઈ મૂ ધણી ટેવ, ગુરૂયા સઘની નિતુ કરૂ સેવ,
અજ્ઞાન પણુઇ આસાતન થાઈ, વસ્તિગ લાગઈ શ્રીસઘ પાય ૯૪
( મ બ. )

+ રાત્રિભોજન સ ૫૫ સ મા ભી
+ રહનેમી રાજીમતિ સ સ મા મી

---

* પ્રસિદ્ધ જૈન કવિઓમાં આ કવિની ગણના થાય છે આ ચિહુ-ગતિ ( ચાર ગતિ–મનુષ્ય, તિર્યંચ, નરક, દેવ ) એ સબધીની ૯૪ ટુકની ચોપઇમા અનેક–પ્રકારની યોનિમા ભટકતા જીવને કેવા કેવા ભયકર દુ.ખ ભોગવવાં પડે છે, તેનુ વર્ણન કરીને કવિ કહે છે કે જીવને અરિહત દેવ અને સાધુ ગુરૂ એ મોટા પુણ્યને બળે પ્રાપ્ત થાય છે માટે દૃઢ ચિત્તે જિન ધર્મ પાળી પાચમી ગતિ ( મોક્ષ ) ને પામવી ( મ બ ) સ્વ શ્રીમનલાલ ડાલાભાઈ દલાલે પાટણના ભડારોમાના સાહિત્ય ના લેખમા આ ગ્રથની પ્રતીક લખ્યા સં ૧૪૬૨ માથી આદિ ને અત આપેલ છે તેથી કર્તા તેની પહેલાનો છે તેમના કથન પ્રમાણે એક બીજા પ્રતમા મગલાચરણથી આદિ આમ મુકી છે'–' શેત્રુજ વ દિય તીરથરાઉ, પ્રભરત્ના ગુરૂ કરૂ પસાઉ '–આ પરથી કર્તાના ગુરૂનુ નામ પ્રભરત્ન અથવા રત્નપ્રભ હશે

અંતે-કલ્પ કામધેનુ એ હોઈ, એ ચિંતામણિ અવર ન કોઇ,
એહ જિ શિવપુરીનઉ પંથ, જીવન એહ જિ સવિ હુ ગ્રંથિ,
મૂલિ મંત્ર મણિ એ મનિ માનિ, તપ જપનઉં ફલ એહજ ધ્યાનિ
ઇણિ સવિસપદ આવઈ પૂરિ, ઈમ બોલઈ જયશેહર સૂરિ ૪૪૭
ત્રિભુવનદીપક એહ પ્રબંધ, પાપ તણઉ સાસઈ નઇ ગંધ,
—(પા૦ પાપ તણઉ ન સુહાઈ ગંધ)
જા ગયણાંગણિ ધ્રુ થિર થાઈ, જા મહિયલિ દિણયર શશિરાઉ ૪૪૮
—ઈતિશ્રી ત્રિભુવન દીપક પ્રબંધ સમાપ્તમિતિ
શ્રી જયશેખર સૂરિ કૃત શ્રી અચલ ગચ્છે
—પ્ર૦ કા૦, અમ૦,

—સ ૧૬૨૨ વર્ષે આષાઢ માસે બહુ પખે એકાદશી ૧૧ ગુરુવાસરે-શુભ નક્ષત્ર લગ્ને પુસ્તક લિખિત ચ ભટ્ટારક શ્રી પુન્યપ્રભ સૂરિસ્વરાણા શિષ્ય ભટ્ટારક શ્રી જયસિંહસૂરિણા લેખયાચક્રે ૨૮ (મો. સે, લા,), ૪૦-૮ (વિજય ધર્મસૂ૦)

પ્રગટકર્તા—અ ભ ગાંધી સંપાદક પંડિત લાલચંદ ભગવાનદાસ
વિ સં ૧૯૭૭

---

## ૨૩ હીરાનંદ સૂરિ (પીંપલ ગચ્છ વીરદેવ સૂરિ-વીરપ્રભ સૂરિ શિ૦).

### (૩૧) વિદ્યાવિલાસ પવાડો સં ૧૪૮૫

આદિ—

પહિલું પણમીય પઢમ જિણેસર, સિત્તુંજય અવતાર

---

ગુજરાતી ભાષા અર્વાચીન જણાઇ આવે છે આમાં જૂની ગુજરાતી છે અને અનેક છંદો જેવા કે દૂહા, ધ્રૂપદ, એકતાલી, ચોપઇ, વસ્તુ, સરસ્વતી ધઉલ, છપ્પય, ગૂજરી વગેરે છે આ પરથી જેમ પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને જણાયું કે 'ગૂજરાતી ભાષાને પ્રથમ ગુજરાતીનું રૂપ આપનાર જૈનોજ હોય એમ માનવાને બહુ કારણો છે' તેમ સ્પષ્ટ સમજાય તેવું છે

હીયડલઇ હીયડલઈ હરપ ધરેવિ કિ—
વીર જિણેસર પય નમીએ ૧

*   *   *   *

અંતે—

ઇણિ પિરિ જિણવર ગુણ થુણએ નાસઈ કશ્મલ દૂરિ કિ,
બોલઇ બોલઈ હીગણંદ સૂરિ કિ,
ઇણિપરિ જિણવર જિણવર વાદતા એ ૩૧

૩-૧૧ વિ ધ

(૩૩) જબૂ સ્વામીના વિવાહલો સ ૧૪૯૫

(૩૪) કલિકાળ



## ૨૪ દયાસાગર સૂરિ.

(૩૫) ધર્મદત્ત ચરિત્ર. સ ૧૪૮૬ —મિશ્ર

## ૨૫ જયસાગર.

(૩૬) વયર સ્વામિગુરૂ રાસ સ ૧૪૮૯ જૂનાગઢ

અંત--

જૂનઈગઢિ શ્રી નેમિ પસાઇ,
શ્રી જયસાગર વર કાય ઉવઝાઇ,
ચઉદ નિવ્યાસી વચ્છર હો ૫૪
ઇમિ ગણહર સુવિહાણ થુણીજઇ,
ઉચ્છવ મગલ રાસ રમીજઇ,
શ્રેય શાતિ સપત્તિ કરો ૫૫

પ્ર કા

(૩૭) કલ્યાણમદિર ભાષા ( ચો ) વિધા

## ૨૬ મેઘા (મેહો)

(૩૮) શ્રી તીર્થમાળા સ્તવન.

અંતે—

એહસઉ તીરથ વીસોથર નામ, ભવિ ભવિ હુઈ સવિહુ પ્રણામ,
ભાવક સુમતિશિ કુસખ જ્યા એહ તવન ભણિયો હો ભમા. ૯૧
મેહઉ ૪૯૯ સુમતિનું કામ સદા સિવિ તીર્થંકર નાંમ
તીરથમાળા ભણુઉ સાંભલઉ ત્યાહ પાપ ધર હુઈ નિરમ્મ, ૯૨
ઇતિ શ્રી તીર્થમાળા સ્તવન સમાપ્ત મિતિ.
આર્વિકા શ્રી મેઘી વાચનાર્થ. (પ્ર ક્ર.)

(૩_) ફાગુણપુર સ્તવન ૧૪૯૯ કાર્તિક

આદિ—

વીર જિણેસર ચલણે લાગી, સરસતી ત્હઈ સુમતિ મઈ માગી
વૃદ્ધિ હોઈ જિમ આગી. ૧

× × ×

અંત—

ભક્તિ કરી માહરમી તણી, એવ દરિસણુ દાન,
સિ_ર સિસિ કીરતી નિસ્તરી એ એ ધન ધરણુ પ્રધાન
સવન ચઉદ નવાણુઈ એ પુરિ કાતી માસે
મેહઉ ૪૯૯ મઇ તવન કીધઉં મનરમ ઉલ્લાસે. ૪૪

પ-૧ નાના ભાનીની જૂની પ્રત ભાંભરોલ.

---

## ૨૭ દેવરત્ન સૂરિ શિષ્ય.

(૪૦) દેવરત્ન સરિ ફાગ. સ ૧૪૯૯

આદિ—

પહેલા સરકૃત મંગલાચરણનાં શ્લોક છે પછી

## રાસ.

ત્રિભુવન ગગન વિભાસન દિણયર, નયર જીરાઉલિ વાસરે,
નમિય નિરજન ભવભય ભજન, સજ્જન રજન પાસરે,
કવિજન માનસ સરવરહ સીય, સરિસીઅ અવિચલ ભત્તિરે,
ધ્યાઇસુ ભાવિઇ દેવી સારદ, શારદ શશિકરકતિરે

* * + *

અંતે—

સવત ચઉદ નવાણુ વરિસઈ, રૂતુ વસત જન મહનઇ
દિવસિઈ, મનેરગિ હિ સુવિશાલ,
ફાગબંધી એ ગુરૂ વિનતી ભાવ ભગતિ
ભોલિમ સજુતી, કીધી રસ ચઉસાલ ૬૪
ગણુહર શ્રી દેવરત્ન સૂરિસર, ઇમિ વીનત્તિ કરી
જે નરવર, વદઇ ભગતિહિ સાર,
તિહ ઘરિ વિલસઈ નવનિધિ અહનિશિ, ગવિ
સુહસપદ નિતુ હુઈ તીહ વસિ,
વછિય સિદ્ધિ અપાર ૬૫

(આ ૬૫ કુકનુ જૂદા જૂદા પ્રાચીન છદમા સુદર કાવ્યના નમુનાઓ પૂરૂ પાડનારૂ કાવ્ય છે )

પ્ર૦ જૈ એ. ગૂર્જર કાવ્ય સચય

---

## ૨૮ ગુણરત્ન સૂરિ ( નાયલગચ્છીય ગુણસમુદ્ર સૂરિ—ગુણદેવ સૂરિ શિ૦ )

(૪૧) ઋષભરાસ

આદિ— પડિત શ્રી યશોવિમન સદ્ગુરૂભ્યો નમ

આદિ અક્ષર ૐકાર સિઉં, અરિહત પણુમ્યોસુ,
રામ બધ [1]રિસહેસતુ, નવ નવ રસ વન્નેસુ[2]. ૧

---

૧ ઋષભેશ–આદિનાથને ૨ વર્ણવીશ.

અંતે—

સતી ભણઈ સુણિ સાચુ વીરા, ગયવર માન કહિજિ,
એહ થકા ઉતરો અતુલીબળ, જિમ સવિ કર્મ દહિજિ ૩૯૩
બિહિનિ તણુઉ પ્રતિબોધ સુણીનઈ, હિઇ ઉપસમ વસિઉ
તાત જુહારૂ બંધવ વાદૃ, બાહુ એ હૃય વસાસિઉ ૩૯૪
માન તજ્યૂ તવ જ્ઞાન ઉપનુ, અમરે કીઉ ઉચ્છાહ,
સમોસરણિ કેવલની પાંતિ, બિઠો બાહુલી નાહ ૩૯૫
**નાભિ મરૂદેવ્યા ઋષભ જિણેસર, સુનદા સુમગલા રાણી,**
**ભરથ બાહુબલિ બ્રાહ્મી** સુદરિ, સતી શિરોમણિ જાણી ૩૯૬
એ જપતા અગિ પાપ ન લાગિ, અવિહડ સુખ અનત,
શ્રી ગુણરત્ન સૂરી ઇમિ બોલિ, શ્રી **આદિનાથ** જયવત. ૩૯૭

—ઈતિશ્રી ભરથ બાહુલી સબધે દ્વિતીયો પ્રંબધ સપૂર્ણો ય રાસ લિખિત વિદ્યાવિમલેન સ ૧૭૦૩ કાર્તિક શુદિ ૧૦ શનૌ

( દે૦ લા૦ કમળ વિજય મુનિ પાસેથી ) રત્ન૦ ડે૦

કર્તાનો સમય જાણવા માટે વિચાર કરતા જણાય છે કે તે સવત પદરમા સૈકાના અતમા વિદ્યમાન હતા, તેના કારણમા —

(૧) તેમના ગુરૂના શિ-ગુરૂભાઈ જ્ઞાનસાગરની કૃતિઓ ૧૫૩૧ મા જોવામા આવે છે તે માટે જુઓ જ્ઞાનસાગર પહેલા

(૨) તેમના ગુરૂ ગુણસમુદ્ર સૂરિએ અનેક બિબનીપ્રતિષ્ઠા કરાની છે - ઉપલીપાસર ગ્રામમા સ ૧૪૯૨ મા પચતીર્થીના બિબની પ્રતિષ્ઠા કરાવી છે તેનો લેખ આ પ્રમાણે છે —

સ ૧૪૯૨ મા વૈશાખ શુદિ ૩ ગુરૌ શ્રી શ્રીમાલી જ્ઞાતિય રાજા ભાર્યા જસમાદે સુત માહિરાજે નિજપિતૃ-માતૃ શ્રેયસે શ્રી સુવિધિનાથ પચતીર્થિબિબ કારિત પ્રતિષ્ઠિત નાગેન્દ્ર ગચ્છે શ્રી ગુણસાગર સૂરિ તત્પટ્ટે ગુણસમુદ્ર સૂરિભિ-ઉપલી પાસર ગ્રામે—જુઓ જૈન પ્રતિમા લેખ સગ્રહ ડભોઈના લેખ અક ૫.

રવિતલિ વરતઇ સોરીઅ પુરવરે અવય નયર સિગારરે
સમુદ્રવિજય તિહા રાજ કરતિ પતિ રતિપતિનઉ અવતારરે. ૪

× × ×

આમા ત્રણ ખડ છે ત્રીજા ખડની

અતે— આદોલ

પ્રથમ અશોક વિશાલ ફુલ પગર સુકુમાલ, નાદ મનોહરએ ચચલ ચામર એ,
હેમસિહાસણ કત ભામડલ઼ઝલકત, દુદુભિ અબરિએ ત્રિણિ છત્ર ઉપરીએ. ૩૩

ઇમ પ્રતિહારજ આઠ, કસર જિતો નગુપાડ, રચઇ પુરદરએ ભૂરિ ભગતિ ધરએ,
પાલીય જિનવર પાસિ, સયમ મન ઉલ્લાસિ, સિવપુરિ પુહતી એ રાજમતી એ સતીએ ૩૪

ફાગ

ધવલ આસાઢની આઠમી નાઠ મહા મેવ નારી
નેમિ જિણેસર સિવપુરિ બપુરિ ગયુ ગિરિનારિ ૩૬

પછી સસ્કૃતમા બે શ્લોક છે, તેમાના છેલ્લા શ્લોકની અદર કર્તાએ પોતાનુ નામ 'ભૂયાદુજ્જવલ સોમસુંદરયશા શ્રી સઘભદ્રકર' એમા બતાવ્યુ છે

—ઇતિશ્રી નેમિનાથસ્ય નવરસા વિચન ભવિકજનરજન ફાગ સમાપ્ત મિતિ

પત્ર ૪–૧૫ મોરબી પ્ર૦જુલાઈ–અગસ્ટ ૧૯૧૭માં જૈન કૉન્ફરન્સ હેરેલ્ડ તથા મુનિ ધર્મવિજય તરફથી શમામૃત અને આ સાથે છપાયેલ છે.

[ ધનદેવગણીએ સુરગાભિધાન નેમિફાગ સ ૧૫૦૨ મા રચેલ છે ]

## ૩૦ ભાવસુંદર ( ત૦ સોમસુંદર સૂરિશિ૦ )

**(૪૫) મહાવીર સ્તવન**—પાન વિહાર મડન સ્ત૦ ઉજ્જનમાના.

**આદિ—**

પણુમવિ સરસય માય પાય, નિતુ બે કરજોડિય,

× × × ૧–૨

( આ રાસમા થોડા વસ્તુ છદ અને મુખ્ય ભાગે ચોપઇ છદ
છે એક વિવાહછે કે જેમા ચોપાઇને દરેક પાદને અતે એ લગાડયો છે
(૪૭) વિક્રમચરિત્ર કુમાર રાસ સ. ૧૪૯૯ લખ્યાસાલ ૧૬૯૯

---

## ૩૨ માણિક્ય સુંદર (મેરૂતુંગ શિ૦) ૧૪૭૦ આસપાસ)

(૪૭) ચ દ્રધવલ ધર્મદત્ત કથા.

---

## ૩૩ તેજવર્દ્ધન (૧૫ સૈ. )

(૪૮) ભરત બાહુબલી રાસ

---

## (૩૪) સર્વાનંદસૂરિ (૧૫ મા સૈકામાં થયા સંભવે છે.)

(૪૯) મ ગલકલસ ચોપાઈ. ( પ્રાચીન છે )

આદિ— મ ગલાચરણ

સયલ મ ગલ સયલ મ ગલમૂલુ મુણિનાહ
આબુગિરિ આદિજિણ પાય પઉમ પણમેવિ ભાવિણ
કજ્જોલી મુખમ ડણ પાસનાહ ઉરવરિ ધરેવિણુ
વાણુવાણિ સુભ વયણે અન્તરી અક્ષરમાલ,
મ ગલકલસ ચરિત હિત ભણુસિઉ રલિઅ રમાલ ૧

દુહા—રલિઅ રમાલ નિસુણુના મ ગલકલસ ચરિત્ત,
ભવિઆ ભાવિઈ સભલુ કરીઉ મુનિચલ ચિત્તુ ૨
નિશ્ચલચિત્ત પસાઉલઈ વિઘન વિલીજઈ દૂરિ,
સુલલિત વાણી ઈમ ભણઈ શ્રી સર્વાનદસૂરિ ૩

—પા ભ

આ રાસના કર્તા સર્વાનન્દસૂરિ ક્રિયા ગચ્છના હતા અને તેમણે
આ રાસ ક્યારે રચ્યો તે જણાતુ નથી એક સર્વાનન્દસૂરિએ સ ૧૩૦૨
મા ચદ્રપ્રભ ચરિત્ર રચેલું છે આ ચોપાઇમા વસ્ત સામેરી દૂપદ

વગેરે રાગો વાપરેલા છે ચી. દ.—ભીમ સર્વાનન્દસૂરિએ જગડુચરિત રચ્યુ છે આ કૃતિ પ્રાચીન છે ને તે ૧૫ મા સૈકાથી અર્વાચીન નથી જ એમ જણાય છે તેથી અત્યારે તે તે સૈકામાં મૂકી છે

૩૫ મ ડલિક૪૯

(૫૦) પેથડરાસ

આદિ—

વિહુયણવયણિ પીનકઇ દેવિ સાણિણિ વાગેસરિ
હ સગમણિ આકાશગમણિ સિદ્ધમણિ પરમેસરિ
વીર જિણિંદ હ નમીય મઝાણુ મઝવિઉ શ્રી સંઘિહિ
કવઇ જાણ જણાણિયરાજ સમરીય મનરંગિહિ ૧
કરીય નયર નિવાસણીય વડઇ અંબિકદેવિ
શાસનદેવતિ મન ધરીય ગુરુચલણુ નમેવિ. ૨
રાસ રમેવઉ જિણભવણિ તાલામેલ દિવિ પાઉ
મધ તમાલન રોપીઉ એ સમ ગિરિવિમગિરિ મેવિ. ૩

× × × ×

અંતે—

સોમનાથ યાત્રા વદીય દેખીઉ વહીઉ જામ
તિણ પીથાણુ દિન મન રહિસઉ મડલિક ભણઈ ઇમ.
તહિ નામિન.

તિણ પીથાણુ નેમિ તહિ હરીયાળા સાઇ રે
સરવાઢે સચવ મનીવા સાઇ રે
—પ્રાગ્વાટ વંશ મંડલિક કૃત પેથડ રાસ સમાપ્ત
(પ્ર પ્રા. ભાંડ.)

[ વિક્રમના ૧૩ મા શતકમાં થયેલા પોરવાડ વણિક પેથડના સુકૃતો આ રાસમાં સક્ષેપમાં વર્ણવેલ છે રાસ ૧૫ મા શતકના આદિમાં રચાએલો લાગે છે પેથડના વિશેષ વર્ણન માટે સુકૃતસાગર કાવ્ય જુઓ. મિ. દ. ]

# વિક્રમ સોળમી સદી.



## ૩૬ દેપાલ.× ભોજક સં. ૧૫૦૦ થી ૧૫૨૨ સુધીમાં વિદ્યમાન કવિ.

(૫૧) જાવડભાવડ રાસ–પા. ૪
(૫૨) રોહિણીયા ચોરનો રાસ.
(૫૩) આર્દ્રકુમારનુ સ્રડ.

( દેપાલ ભણિ સાઙ્ગ ગઇલા મુગતિ આપુણી ધાનચી
સકતિ સયલ સત્ર પ્રસન ) પ્ર. કા

× પ્રસિદ્ધ નામી કવિ હતો તેનુ ટુંકુ નામ દેપો હતું શ્રી ઋષભદાસ કે જે ત્યાર પછી સત્તરમા સૈકામા જૈનેતર કવિ પ્રેમાનદને પણ ટક્કર મારે તેવો વણિક શ્રાવક કવિ થયો છે તેણે સવત ૧૬૭૦ મા રચેલા પોતાના કુમારપાળ રાસમા ઉલ્લેખ કરી તેના વખાણ કર્યા છે કે—

આગિ જે મોટા કવિરાય, તાસ ભાય ચરણરજ ઋષભરાય,
લાવણ્ય, લીંબો, ખીમો ખગ, સકલ કવિની કીરતિ કરો
હસરાજ વાછો દેપાલ, માલ હેમની બુદ્ધિ વિશાલ,
સુસાધુ સમરો સુરચદ, શીતલ વચન જિમ સારદચદ

વધુ હકીકત માટે કોચર વ્યવહારી રાસ જુઓ. તેમા જણાવેલું છે કે દિલ્લીના પ્રસિદ્ધ દેસલહરા શાહ સમરો અને સારગ એમનો તે આશ્રિત હતો,

ચાચક તેહના ઘર તણક વેધક નર વાચાલ,
જાણીતઉ જિનશાસની કહીઈ કવિ દેપાલ

આમા ચાચક એ વિશેષણ તેમજ બીજે સ્થલે તેજ રાસમા 'લેચોરે ઠાકુર તુમ જે ભાવઈ' એમ ઠાકુર શબ્દથી સબોધન સૂચવે છે, કે કવિ ભોજક હતો ( વિજયધર્મસૂરિ કૃત ઐતિહાસિક રાસ સગ્રહ ભાગ ૧લો ) આના એક કાવ્યની પ્રતિ સ ૧૫૦૫મા લખાયેલી છે દેપાલ ગુજરાતમાં ક્યાં હતો અને ગુજરાતમાં રહીને તેણે ઘણા કાવ્ય રચ્યા હતા એની જે કવિતાઓ મળી છે તે તે કવિતા બીજા ગુજરાતી જૈન કવિઓના જેવીજ ભાષામા છે દિલ્લીની ભાષાની કશી અસર તેમા જણાતી નથી (મ બ)

અંતે—

નદઉ સો સિરિ થૂલિભદ્દુ જો જુગહપહાણો
મલિયઉ જિણિ જગમલ્લ, સલ્લ રઈવલ્લહ માણો,
ચૈત્રમાસિ બહુ હરિસ રગિઈ જુ મુણિ ગાએવઉ,
ખેલહિ નિયમણિ ઊલટિ હિત સુ ફાગુ રમેવઉ ૨૭
—૨૭ ટુકાનુ સુદર કાવ્ય છે

(૫૯) આર્દ્રકુમાર ધવલ.

આદિ—

માઈએ નયરહ સીફ઼ફ઼યારિ, પાચ કન્યા રામતિ રમઈએ,
ચિહુપણુ વરીવલા ચભ ચિયારિ, વરૂનવિ પામઈ પચમીએ. ૧
વાવિ ચઉખડીએ ચ્યારિ એ ખભ, ચિહુ ચિહુ કુમારી ચ્યારઈ વરિયા એ,
રૂપિ નિરૂપમ જેમીય રભ, ધણુદત્ત ધૂચ તેહે ખીજ્વીય ૨

*　　　*　　　*　　　*

ધન પ્રભાવિઈ કવિ દેપાલ, આર્દ્રકુમર વલી આવિઉ એ ૪
ધવલ ૧

*　　　*　　　*　　　*

અંતે—

અભયકુમાર તૂ મીત્રીઉએ, ન્યાયઈ એ વડબુદ્ધિ તૂ.
અમ્હ પ્રીય વાછતઇ રહાવીઉ એ, રમતલઈ બાર વરીસ તૂ.
અખઈય હોઈ જે વાછ તૂ, વડઉ લેસાલીઉ એ.

(૬૦) +સ્નાત્ર પૂજા.

આદિ

પહેલા, ત્રણ પ્રાકૃત આર્યા–ગાથા છે, પછી ઢાલ–ચાલ
પવિત્ર ઉદક લેઇ અગ પખાલી, વિવિધ વસ્ત્ર જાદવ ચિરમાલી,
કુસુમાજલિ મ્હેલો આદિ જિણદા, તોરા ચરણકમળ સેવે
ચોમઠ ઇદ્રા–કુસુમા. ૧

*　　　*　　　*　　　*

ભવભંજણુ ભગવતનૂ આણુ અખંડ વહેસિ,
સીલ સિરોમણિ ગુણુ નિલઉ, જંબુ કુમર વણેસુ, ૨

* * *

અંતે—

સવત પનર બાવીસમઇં એવ રચિ ઇણુઇ (બાવીસ રચઉ આસોઇ)
પૂનિમઇએ,
ભણુઈ ગુણુઈ નરનારિ તેહ મનિ ઉપશમ રસ વસઈ એ ૧૭૮
કાવ્ય—શ્રી જંબૂ સ્વામી રિદ્ધિ ગામી ભવહ પંચતણુ ચરી,
ઉપગારકારી બુદ્ધિ સારી રચ્યઉ દેપઈ પપ કરી,
જે ભાવિ ભણુસઈ અનઈ સુણિસ્યઈ રહસ જાણી એહના,
જિણુ આણુ ધરસ્યિઈ ક્ષમા કરસ્યઇ કાજ સરસ્યઇ તેહના ૧૭૯

(વિ ધ)—અપૂર્ણ પ્રાચીન પ્રત મારી પાસે છે.
—સં ૧૬૯૩ વર્ષે આસો સુદિ ૭ શુક્રે લિખિત મુની જીવા-
મુનિ મેઘાજલ પઠનાર્થં—શુ વિ



## ૩૭ રત્નાકર સૂરિ.

### (૬૩) + આદિનાથ જન્માભિષેક.

આદિ— વસ્તુ

વિનીયનયરી વિનીયનયરી નાભિ નિયગેહિ
મરુદેવિહિ ઉયરિસર, રાય હંસ સારિચ્છ સામિય,
સિરિ રિસહેસર પઢમ જિણુ, પઢમ ગયવર વસહગામિય,
વસહ અલંકિય કણુય તણુ, જાગો જગ આધાર,
તસુ પય વંદિય તસુ તણો, કહિશુ જન્મ સુવિચાર. ૧

* * *

અંતે—

વસ્તુ

સિરસદ મંડિય સિરસદ અનન્ત મણિ સુરરાય,
ઉપાડિય જય જય કરિય, જનની પાસિ મેલ્હિવિ જિણ
નંદીશ્વર અટ્ઠ દિવસ કરિય દેવ દેવી નિય ઠામ પત્તા
મહિપરિ સયલ જિનેશ્વરહ, કરઉ નવણ નઈ ભત્તિ
મુનિ સમયાકર પાયડઈ, જિમ તુમ સિધઈ વરમુત્તિ. ૧૨

—પ્ર. દેપાલની સ્નાત્ર પૂજામાં અંતર્ગત વિવિધ પૂજા સંગ્રહ.

( દેપાલ કવિના સમકાલીન હોવા જોઇએ તેથી આ કવિને દેપાલ કવિ ભેળા મૂકેલ છે )

---

## ૩૮ સંઘવિમલ ( મેઘા સંઘવી ? ) ત૦ મુનિસુન્દર શિષ્ય.

(૬૪) સુદર્શન શ્રેષ્ઠિનો રાસ પ્રબંધ સં ૧૫ ૧ નો ૩૫૪ ગ્ર

આદિ—

પહિલઉં પણમિસુ અનુક્રમિઈ એ, જિનવર ચઉવીસ,
પછઇ શાસનદેવતાએ તીહ નામઉં સીસ.
સમરીઅ સામિણિ શારદા એ સાનિધિ સભારઉં
આપઈ પામઉં મતિપ તૂ એ કવિ સિઉં એમ કરઉં. ૧
તઉ તૂઠી તતખિણિ ભણઇએ દઉં આસિસ અંગઈ
સેઠિ સુદરસણ તણઉ રાસ રચિયો મન રંગઈ
જંબૂ દીવહ ભરહ ખેત્ર વસઈ ઘણી
ચંપા નગરી મહારબારૂ અમરપુરિ જેવી. ૨

× × ×

અંતે—

તીહઈ અવસરિ ભગવન વીનવઈ એ મા. નર અનઈ નારીવૃંદ, સુ.
શીલ મહાતમ સાંભળી એ મા વિમલ ભક્તિ કઈ સુ. ૪૭
તપગચ્છિ રાય ગાયમ સમાએ મા. શ્રી મુનિસુંદર સૂરિ, સુ.
નામઇ સંઘ સિદ્ધિ સંપજઈ એ મા. દુરિત પણાસઈ દૂરિ, સુ. ૪૮

તાસુ તણઈ સેવકિ રચઉં એ મા. ગસ હૃદય રહઈ રગિ, સુ
ચાપિઉ મીલ સોહામાગુ એ મા આનદ ઉપજઈ અગિ. સુ. ૪૯
સવત પનર એકાતરઈ, મા. જેઠહ ચાથિ વિશુદ્ધિ, સુ
પુષ્પ નક્ષત્ર ગુરૂવાર સિઉ એ, મા ચરિત્ર એ પહુવિ પ્રસિદ્ધ સુ. ૫૦
જા લગઇ મેરૂ મહીધરૂ મા. જા જલ સાયર પૂર સુ
શીલ સુદરિમન ગાઈઈ મા. જા લગઈ મસિ નઈ સૂર, સુ. ૫૧
જે નર શીલઇં નિરમલા એ, મા નારિ નવાહિઆ મૂલ સુ
એ કરજોડી કવિ કહઇએ મા હું ત્તીહ પગની ધૂલિ સુ ૫૨
શીલ હિ સવિ સુખ સપજઈ એ, મા શીલ લગઈ નવનિધિ, સુ
શીલઈ સુર સાનિધિ કરઈ એ મા. શીલહિ સયલ પ્રસિદ્ધિ સુ. ૫૩
શીલહિ ઉત્સવ નિતુ નવા એ મા શીલહિ કોડિ કલ્યાણ, સુ
શીલ લગઈ કહીયઇ કિસો એ, મા પામીઈ પચમ ઠાણ સુ ૫૪
શીલ પ્રબધ જે સાભલઇ એ માલ્હડતડે, નરનારીય તે ધન્ન, સુ.
સુદરિસન રિષિ કેવલી એ, મા૦ ચતુર્વિધિ સઘ પ્રસન્ન, સુણિ સુદ૦ ૨૫૫

—વિ. ધ ચોપડો પા. ૨૩–૩૭)

—સ. ૧૫૭૩ માજ લખાયેલ પ્રત ડેહલાના ભડારમા છે.

—કુલ પાચ ઢાળો અને ૨૫૭ પદ્ય સાગર ભ. પાટણ

[ આ કૃતિના કર્ત્તાનું નામ કોઈ પ્રતમાની અશુદ્ધતાને લઇને 'મેલો સઘવી' એવુ હોય એમ ઘડીભર લાગે છે પણ સૂક્ષ્મતાથી વિચારતા સવવિમલ એજ નામ ખરૂ જણાય છે ]

---

## ૩૯ ધનદેવ ગણિ.

### (૬૫) સુરગાભિધાન નેમિફાગ. સ ૧૫૦૨

આદિ—

પહેલા, સસ્કૃતમા મગલાચરણ શાર્દૂલ શ્લોકમા છે પછી પ્રાકૃતમા નીચે પ્રમાણે શાર્દૂલ છે—

શ્રી સોમસુંદર સૂરિ, સુણિ સુંદરે, શ્રી મુનિસુંદર સૂરિ માલ્હંતડે,
જયવંત જયચંદ્ર સૂરિ, સુણિ સુંદરે * * ૮
શ્રી ગુરૂરાજ વિશાલરાજ, માલ્હ. ચિહુ દિસિ કરઈ વિહાર, સુણિ,
સમકિત રયણ પ્રકાસતા, મા૦ સાસણ ભાસ ભાસણ હાસ. સુ૦ ૯
એ ચ્યારઇ ગુરૂ તપગચ્છ ગુરૂએ, મા૦ રત્નશેખર સૂરિરાય સુ૦
ઉદયનંદિ ગુરૂ વદિઇએ, મા૦ જગમતીરથ પ્રાય સુ૦ ૧૦
સંવત પનર પૂચોતરઈ એ, મા૦ માગસિર રચિઉ રાસ સુ૦,
તલવાડા પૂરિ નિપનુએ મા૦ સુણઉરસ કલસ સકાસ. સુ૦ ૧૧
—ઇતિ પં સંઘકલસ ગણિ વિરચિત સમ્યકત્વ રાસ સમાપ્ત
સં. ૧૫૩૮ વર્ષે ચૈત્ર સુદિ ૧ દિને, પૂજ્ય પં. જયહેમગણિ
શિષ્ય, લાવણ્યધીર ગણિના લિખિત—સા૦ ભ. પાટણ.

---

## ૪૧ આનંદમુનિ.

**(૬૭) + ધર્મ લક્ષ્મી મહત્તરા-ભાસ.** સં ૧૫૦૭
આદિ

ઢાળ પ્રથમ

સકલ સદા ફલ વિમલ ગિરિ, જિણ ચઉવીસ પ્રણામ,
કરિસૂ કવિતુ સોહામણુ એ, ગચ્છ રતનાગર નામ. ૧

* * * *

અંતે—

જાણુતી એ ગુરૂ ઉવયાર, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરાએ,
મંડવૂ એ નગર પ્રવેસિ, સંવત પનર મતોતરઈ એ,
શ્રી મુહત્તરૂ એ ભાસ કરેસિ, ઓસવંસિ આનંદમુનિ ૫૧
શ્રી સંઘૂ એ સિઉ અનદિન, મંડણ ભીમ સહોદર એ,
સોની એ ભોજા તન સંઘપતિ માણિક પય નમઇ એ
ધામિણિ એ ધો આસીસ, શ્રી રયણસિંહ સૂરિ પરિવાર સહ
જીવું એ કોડી વરીસ, શ્રી ધર્મલક્ષ્મી મુહત્તરા એ. ૫૨

—૪ ખડ છે. દરેકની અત કડીમા 'અસાઇત' એમ લખેલ છે સ ૧૫૨૩ વર્ષે પોષ વદિ ૧૨ વિપ્ર મુરારિકે—વિવેકવિજય ભડાર ઉદયપુર

—ઇતિ શ્રી હસ વત્સ કથાયાં ચતુર્થ ખડ સમાપ્ત સ. ૧૬૫૯ વર્ષે ભાદ્રવા સુદિ ૮ દિને ઋ૦ ઉદયચદ્ર શિ ઋ૦મનોહર લિ૦ નાદસમા મ્ગ્રે પાના ૨૩-૧૨-ન ૫૨. ડે કૉ.

---

## રત્નશેખર ૧૫૧૦ આસપાસ.

(૬૯) રત્નચૂડ રાસ. —ડે૦, ભા૦.

---

## ૪૪ કલ્યાણસાગર.

(૭૦) વીશી (૨૦ વિહરમાન જિન સ્તુતિ) પેકી ૧૪ જિનસ્તુતિ.

આદિ.

શ્રી સીમધર સાભલઉ, એક મોરી અરદાસ
સુગુણ સોહાવા તુમવિના, રયણી હોઈ છમાસો

—જીવન જગધણી.

× × × ×

અતે—

કલ્યાણસાગર પ્રભુસુ રમિઉ, હરીય ફરી મુઝ મીટ ૫. તુ
—ભુજગ સ્વામિ ગીત

[ પછીના ૬ જિનના ગીત સૌભાગ્યરત્ને પૂરા કર્યા છે. ]
૭-૧૩ આ ક

(૭૧) અગડદત્ત રાસ ( ૧૫૧૦ આસપાસ મ કી. )

—સં. ૧૬૬૯ વર્ષે શાકે ૧૪૮૫ પ્રવર્તમાને ચૈત્ર શુદિ ૧ ગુરૌ શ્રી અચલગચ્છે વ્યા૦ ઉદયકિરણ લિખાપિત (વિ ધ એક ચોપડામા પાના ૧૮૦ થી ૧૯૫. પંક્તિ ૧૮)

---

## ૪૬ મતિશેખર (ઉ૦ દેવગુપ્તિસૂરિ-સિદ્ધિસૂરિ-કક્કસૂરિ-શીલસુંદર શિ૦)

(૭૩) ધન્નારાસ. સં ૧૫૧૪

આદિ.

પહિલઉં પણમી પયકમલ શ્રીજિનચંદ દેવ,
ભવિય સુણઉ ધન્નાતણઉ, ચરીય ભણઉં સંખેવિ, ૧
જિણવરિ ચિહુ પરિભાસિયઉં, સામહિ નિર્મ્મલ ધર્મ્મ,
તિહા ધુરિ દાન પ્રસંગીયઇ, જિણિ ત્રૂટઇ સવિ કર્મ્મ ૨

વસ્તુ—

દાન ગિરૂઉ દાન ગિરૂઉ દાનિ જગ કિત્તિ,
દાનહિ વસિ ત્રિણ્ણઇ ભુવન, દાન માન આપઇ નરા હિત,
દાનિ દુરિય નાસઇ સયલ, દાનિ સેવ સારઇ સુરા હિત,
દાન જેમ ધનઇ દીયો, પુન્નહિ પામીય પાત,
સાવધાન તુમ્હિ સાંભલઉ, પૂરવ ભવ અવદાત ૩

* * * *

અંતે—

શ્રી ઉવએસ ગચ્છ સિણગારો પહિલો રયણપ્પહ ગણધારો,
ગુણિ ગોયમ અવતારો
જકખદેવ સૂરીય પ્રસિદ્ધો તાસ પાટિ જિણિ જગિ જસ લીધો,
સયમ સિરિ ઉરિહારો ૨૬

વસતમાસ શ્રી નેમતણુઈ ફૂલડે ફાગ પ્રબંધરે,
રંગિ હિ ચગ લેઈનઈ ગાસઈ, તિહિ દુપ તણુઉ ન ગધરે. ૧૦૮
—સં ૧૫૭૮ વર્ષે ચેત્ર માસે કૃષ્ણ પક્ષે ૧ તિથૌ સોમવાસરે
શિવલાભ લિખત–૬–૧૪ વિ. ધ

(૭૫) કુરગડુ (કૂરઘટ) મહર્ષિરાસ. ૨૪૫ ગાથા સં ૧૫૩૭.
—રત્ન, ચ, ડે

(૭૬) મયણરેહા સતી રાસ. સ. ૧૫૩૭.–ડે૦

[ હર્ષસૂરિ ( કક્કસૂરિ શિ ) કૃત ધન્ના ચોપઈ સં ૧૫૧૪ માણેક આ પ્રમાણે નોંધાયેલ છે, પણ કર્તાનું ખરૂ નામ તો ઉપરોક્ત મતિશેખર લાગે છે ]



## ૪૭ જિનવર્દ્ધન. ( સં. ૧૫૧૫ આસપાસ )

(૭૭) ધન્નારાસ ( પ્રત સં ૧૮૦૫ )–રત્ન, અમ
+ ઉપદેશકારક કક્કો પૃ ૩૩૭ સ મા બી



## ૪૮ ન્યાયસુંદર ઉ. ( ખ જિનવર્ધનસૂરિ શિ. )

(૭૮) વિદ્યાવિલાસ નરેંદ્ર ચઉપઈ. સ ૧૫૧૬.
અંતે—
ઇણિ પરિ પુર (ણ્ય ?) ઉપાલી આઉ દેવલોક પહુતઉ નરરાઉ,
ખરતર ગચ્છિ જિનવર્ધનસૂરિ, તાસુ સીસ બહુ આણંદ પૂરિ ૩૫૫
શ્રીઅ ન્યાયસુંદર ઉવઝાય, નરવર કિધ પ્રબંધા સુભાય,
સંવત પનર સોલ વરસંમિ, સત્ર વેયણુ એવિહિય સુરામ ૩૫૬
વિદ્યાવિલાસ નરિંદ ચરિત્ત, ભવય લોય કહ એવ પવિત્ર
જે નર પઢઈ સુણઇ સાંભલઈ, પુણ્યપ્રભાવ મનોરથ ફલઈ ૩૫૭
—સંવત્ ૧૬૬૨ વર્ષે જ્યેષ્ઠ શુદ ૬ રવઉ–ભાવ ( પૃ ૧૫૫. ૧૩)



## ૪૯ રત્નસિંહ શિષ્ય (૯૦)

(૮૮) જંબૂસ્વામિરાસ સં. ૧૫૧૬ બીજા શ્રાવણ શુ. સોમ૦
આદિ—

સરસતિ સામણિ સારદાએ ગોયમ ગણધાર,
રાસ ભણિ ગુણવંતર્ઈ એ સિરિ જંબુ કુમાર.
જંબૂદીવહ ભરહખેત્ર મઝ્ઝ વર દેસ,
નયર રાજગૃહિ જાણિઈએ શ્રેણિક નરેસ.
* * * *

અંતે—

સંવત પનર સોલોત્તરઈ એ આસત બીજઇ શ્રાવણ માસિ, સુણિ સુ-
શિવતિથિ દસી ઊજલી એ માસ સોમવારઈ કીઉ રાસ. ૧૦
તપગચ્છિ ગણધર અભિનવાએ માસ અનંતરિ ગોયમ સામિ સુ.
રત્નસિંહ સૂરિ પ્રણમીઈ એ માસ અઇ બહુ સિદ્ધિ નામિ. ૧૧
તાસ સીસ હરખિ કરિ ભણઈ માસ વિનય કરી અપાર, સુ.
રાસ ભણુ રલીઆમણૂરે મા પઢ કરી ભવિક ભગાર ૧૧
ગુણિસઈ ભણિસઈ નિસુણિસઈ એ જંબૂ સામિનુ રાસ
તસ ઘરિ અવિચલ પામિઈ એ નવનિધિ તણુઉ નિવાસ. ૧૨
ચંદ સૂરિ ન ઊગઇએ માસ મેરુ ગિરિ ધ્રુવ તાર,
તાં લગઈ હરઈ આણંદ માસ સામી જંબુ કુમાર ૧૩

—૬-૧૩ (વિ. ધ.)

---

## ૫૦ રાજતિલક ગણિ

(૮૯) શાલિભદ્ર મુનિરાસ. આ ૩૫ કુંકો પ્રાચીન રાસ છે
આદિ—

મંગલપુરિ પહુ પાસનાહ પણમેવિણુ ભત્તિએ

હઉં પભણિસુ સિરિ **સાલિભદ્દ** મુણિતિલયહ રાસુ.
ભવિયહુ નિસણહુ જેણુ તુમ્હ હુઈ સિવપુરિ વાસુ. ૧

* * * *

અંત—

સેણિય બોહિય ભદ્દા નિય ઘરિ, પત્તા સબ્બર્થ સિદ્ધિ તે મુણિવર,
રાજતિલક ગણિ સથુણઈ, **વીર** જિણેસરૂ **ગોયમ** ગણહરૂ
સાલિભદ્દ નહિ ધન્નઉ મુણિવરૂ, સયલસંઘ દરિયઈ હરઉ ૩૪
**સાલિભદ્** મુણિ રાસો જે ખેલા દિંતા,
તેસિ સાસણદેવી જણયાઉ મિવ સતી ૩૫

[ મ બુ. ]

[ પૂર્ણિમા ગચ્છમા એક રાજતિલક સૂરિ થયેલ છે કે જેના ધાતુપ્રતિમાપરના લેખ સં ૧૫૧૬ તથા ૧૫૨૮ ના મળી આવ્યા છે, તે કદાચ આ કવિ હોય–તેથી તેમનો સમય સોળમા સૈકામા પૂર્વાર્ધ મૂક્યો છે ]

---

## ૫૧ બ્રહ્મજિનદાસ. ( દિ૦ સકલકીર્ત્તિ–ભુવનકીર્ત્તિ શિ. )

**(૮૧) હરિવંશરાસ** સં ૧૫૨૦

આદિ—

અંતે—

લોભવાહિ જીવ ગમાર, મિથ્યા ધરમ થાપ્યો અપાર,
શાસ્ત્ર લોપ્યા બહુ જિનવરતણા, કુમત થાપ્યા તીણે આપણા ૩૫
હુંડા સર્પિણી કાલ વિશાલ, પંચ મિથ્યાત ઉપજે ગુણમાલ,
જિમ પૂનિમ થકી ચંદ્રકલા હાણિ, તિમ પંચમકાલિં જિનવરવાણિ ૩૬
જો(છ) લો કાલ તણો પરતાપ, બલિભદ્રે મિથ્યાત કીગ્રો વ્યાપ,
ઈણીપરિ જમ વાપ્યો અતિ ઘણો, બલિ દેવિ **નારાયણ** તણો ૩૭

તિહાં થકો નારાયણ હવો દેવ પ્રણ એક કરિ મનુ સેવ,
દયા ધરમ છોડયો તીણે ચગ, આપાર તણો મનુ કીધો ભગ. ૩૮

* * *

જિણ સાસણ નિરમલ અપાર ગારમ મુગતિ તણો ભવ પાર,
જિનવર નિરમળ સુવચન, જીવ દયા દીસે ઉત્તગ. ૪૧

× *

નેમી જિનેશ્વર ગિરનાર ઉપર આવી સ્થા તે સબંધી કહે છે કે-
સહસ્ર વરસ ભોગવ્યો સ્વામી આય, દશ ધનુષ નિરમલ ગુણ કાય.

* * *

શ્રી મૂલસંઘ અતિ નિરમલો, સરસતિ ગચ્છ ગુણવંત,
શ્રી સકલકીરતિ ગુરૂ જાણીઈ, જિણ સાસણિ જયવંત. ૧
તાસ પાટિ અતિ રૂઅડા, શ્રી ભુવનકીરતિ ભવતાર,
રતનત્રય કરી મંડીઆ, ગુણહ તણા ભંડાર ૨
તે મુનિવર પાય પ્રણમીનિ કીધો સવિ સાર,
બ્રહ્મજિણદાસ ભણે રૂવડો પઢતાં પુન્ય અપાર ૩
શિષ્ય મનોહર રૂવડા, મહિમદાસ ગુણદાસ.
પઢો પઢાવો વિસ્તરો, જિમ હોઇ સૌખ્ય અપાર. ૪
ભવીયણ જીવ સંબોધવા કીધો રાસ એ સાર,
અનેક કથા ગુણિ આગલો, ધ્યાતણો ભંડાર ૫
સંવત ૧૫ વીસોતરા વૈશાખ માસ વિશાલ.
શુક્લ પક્ષ ચઉદિસિ દિનિ રાસ કીધો ગુણમાલ. ૬

વસ્તુ

રાસ કીધો રાસ કીધો સાર મનોહર
અનેક કથા ગુણિ આગલો, હરિવંશ તણો સાર,
, એ કવિત કરી સાંભલો ભાવ ધરો મનમાહિ ઉલ્લાસ,
શ્રી સકલકીરતિ ગુરૂ પ્રણમીનિ, બ્રહ્મજિણદાસ ભણિ સાર.

પઢિ ગુણિ જે સાભલે, તેહનિ પુણ્ય અપાર.
—ઇતિ શ્રી હરિવંશરાસ સમાપ્ત સ ૧૭૫૧
વર્ષે માહ શુદિ ૧૪ શનૌ— (મ બ.)

(૮૨) યશોધર રાસ.—ખભાત ૧ ભડારમા

(૮૩) આદિનાથ રાસ.—પા ૨ ભડારમા

(૮૪) શ્રેણિક રાસ.

આદિ— વસ્તુ

વીર જિણવર વીર જિણવર નમુ તે સાર
તીર્થંકર ચઉવીસમુ વાછિત બહુ દાન દાતાર
સારદા સામિણિ વલી તવુ બુદ્ધિસાર હુ વેગિ માગુ
ગણધર સ્વામી નમસ્કરૂ શ્રી સકલકીરતિ ભવતાર
શ્રી ભુવનકીરતિ ગુરૂમનિ ધરૂ કરિસુ રાસ હુ સાર ૧

ભાસ જસોધરની

ભવિયણ ભાવઈ સુણો આજ મનિ નિશ્ચે આણી
શ્રેણિકરાજા તણો રાસ હું કહિસ્યુ વખાણી. ૧

* * * *

અંતે— વસ્તુ

શ્રેણિકરાજા શ્રેણિકરાજા તણો એ રાસ
પઢે ગુણે જે સાભલે એક મના ધરી ભાવ ઉજ્વલ
.સપડે, સરગ મુગતિ ફલ સસાર નિરમલ
શ્રી સકલકીરતિ ગુરૂ પ્રણમી . .
બ્રહ્મ જિણદાસ ભવણે નિરમલ સુનતા પુન્ય અપાર ૨૨

—સં. ૧૬૧૩ વર્ષે શ્રાવણ શુદિ ૧૧ શુક્રે કહુ લિપી બાઇશ્રી માનિક શ્રી લિષ્ય જિનમતિ શ્રી વાઈ લિષિત શ્રી વસા વનુ કાયથા. પા પર પક્તિ ૧૦ ભાવ

શ્રી પાસચંદસૂરિંદ સીસઈ સમરસિંઘ સવચ્છરઇ,
માઘ માસિઈ શુક્લિ અટમિ સોલસઇઙ્કુતરઈ. ૧૩

શાંતિજિન સ્તo

ચતુર્વિંશતિ જિન નમસ્કાર. સ ૧૫૮૮

વસુ વસુ બાન પરમ જુગ્યાન તપો અભિધાન વૃદ્ધિ દિન માસે,
જિના ચોવીસ જગત્રય ઇસ શુણ્યા સજગીસ સમર સુલ્લાસે. ૨૫

(૯) બ્રહ્મચારી—તેમા બ્રહ્મચર્યના ગુણનુ વર્ણન છે. કડી ૯૪ અને શ્લો. ૧૨૫ છે. —હાલાભાઇ ભ. પાટણ

આદિ—

ગોયમ ગણધર પાય પ્રણમી કરી,
બ્રહ્મવ્રત ભુવણિ ઉં હરષ હીઈ ધરી,
સૂધુ પાલી ભવસાગર તરી,
પ્રીણી પામઇ પામિસિ શિવપુરી. ૧

* * * *

અતે—

એકેક ઇંદ્રી વસિઈ આઠઇ કર્મ ગ્રથિ સુદૃઢ કરઇ,
અનાદિ અનઈ અનત ચઉત્રઈ કાલ અનતુ સચરઇ,
શ્રી પાસચદ સૂરીંદ સીસો સમરસિંઘ ઇમ ઉચ્ચરઇ,
ઇંદ્રી તણુઉ જે કરઇ સવર હેલા શિવરમણી વરઈ. ૯૪

—પ્ર કા.

(૧૦) ઉપદેશસાર રત્નકોશ–૧૧ બોલ સઝાય.

આદિ—

તિથકર ચઉવીસહઉ, વદુ સુગુરુ સુસાધુ
પ્રચયન જે સધો કહે, ષટ જીવ વીરાધાધ. ૧

× × × ×

(૧૯૫) ચાર પ્રત્યેક બુદ્ધિ ચોપઈ. સ. ૧૫૯૭
આદિ—જિણુ ચઉવીસઈ પઈકમલ, મનિ ધરિ હર્ષ નમેસુ,
સુગુરૂ વચન સુભ મત્ર જિ હીયડામાહિ ધરેસુ ૧
મનિવર જે જગ જાણીઈ, પ્રત્યય દેખી બુદ્ધ,
મન આણુદઈ વદિ કરિ, કહિસ્યઉં તાસ પ્રબધ ૨
જોઈ અસખ ઇણે પરિ થયા, તઉ પુણુ એ મુન ચ્યારિ,
ચવણુ દીખ કેવલ મુગતિ, સાથિ લહઇ સુવિચાર. ૩
અતે—

સાસણુ દેવત આપઇ લગ, સજમ પાલઇ રિષિ,
તે મુનિવર નઉ મનિ ધરિનામ હર્ષઈ બ્રહ્મકિ કરઈ પ્રણામ. ૬૮
( ગાથા × ) —કરકુડુ ચરિત્ર
—દુમુહ ચરિત્ર વગેરે

છેલ્લે

રતનાકર ગ્રહ સખ વરીસ, સમતિ ચદ સવતઇ જગીશ
પ્રત્યય બુદ્ધ તણુઉ એ ચરી, ભાવિઉ મન આણુદઇ ૭
સુધાસુધ જસ જગત્ર વિખ્યાત, વેલ તાત વિમલાદે માત,
શ્રી પાસચદ ગુરૂ સુગુણુ પ્રધાન, તસુ પય સેવ કરઉં તિ જમાન ૮
ઉતરાધ્યયન સખેપઈ કહિઉં, વૃત્તિમાથી વિસ્તર લહ્યઉ,
તેહથી બોલ્યઉ એ ઉદ્ધાર, ભણુતા લાભઇ શુદ્ધ વિચાર ૯
જિન ભાવિતથી કહિઉં વિરૂદ્ધ, પડિત જન તે કરજ્યો સુદ્ધ,
અમમિલતઉ કરઉ પ્રમાણુ, કરજોડી વીનવઇ સુજાણિ— ૧૦
મેરૂ મહીમડલિ થિર રહઈ, સૂરિજ જાસ ગઇણિઈ વહઈ
ચિહદિસિ રત્નાકર જલે ભર્યા, મિહુ પાસઈ જગતી પરવર્યા ૧૧
જા જગિ જિણુસામણુ થિર થાઈ, તા એ ભણુતા ચિત્ત સુહાઈ,
પ્રામીજઈ સિવ સુખ સપદા, પાસનાહ સુપસાઇ સદા. ૧૨

૮ —૧૬—૧૪ ઘો અશુદ્ધ પ્રત

જે કોઈ નરનારિ શીલ પાલે લજ્યા કજા
સો ઉપજે દેવ મઝાર ઉવાઇ સૂત્ર જેહની શાખ છે ૪
એમો શીલ નિધાન, ભવિયણ હિત કરી આદરો
જ્યો જાઓ નિર્વાણ દેવલોકમે સામો નહી ૫
એ ખટ દરસણમાહિ શીલ અધિકો વખાણીયો
તપ સંજમ ખેરૂ થાય શીલ વિના એક પલકમા ૬
કહા તાંઈ કીજે વખાણ શીલકા ગુણ તણો
જોવોને સુત્ર પુરાણ શીલ સાગેહિ અધિકો કહ્યો ૭
ઋષિરાય બ્રહ્મ ઉલાસ શીલતણા ગુણ વરણવ્યા
કીયો ચરિત્ર પ્રકાશ સુદર્શનજી ગેહકો, ૮
અધિકો ઓછો કહ્યો હોય તેહનો મિછામિદુકડ
સૂત્ર પ્રાકૃત જોય જેહને અનુસારે ભાષીયો. ૯
એ શીલ તણો વખાણ પટે સુણે નર જે સદા
પવિત્ર કરે જીભકાન, સુખ પાવે તે સાસતા. ૧૦
—સર્વગાથા ૮૩૯ લિ સ ૧૮૪૦ જેષ્ટ વદિ ૧૧ વાર ચદ્ર-
વારે ૧૫-૨૭ આગ્રાભડાર

(૧૯૮) અઢાર પાપસ્થાન પરિહાર ભાષા*

આદિ—

સુદર રૂપ વિચાર ચતુરપણ ઉત્તમ કુલ અવતાર,
ભોગ સંયોગ સપતિ સવિ અતિ ભલી, પામીઇ અરથ ભડાર
વિવેકી જીવદયા ધર્મ્મસાર, પાલીઇ કરીય વિચાર—આકણી
અગ નિરોગ નઇ જીવિત અતિ ઘણૂ, કીરતિ પ્રબલ સોભાગ,
જિનવર ગણધર અમરપતિ ચક્રધર, ઉત્તમ પદ લહિ લાગ વિ

* * * *

અંતે—

સમકિતધર છઈ થોડલા, નહી મિથ્યાતી પાર,
દેખી ઘણા ય રાચમઉ, પરખઉ સમકિત સાર ૧૩. આ૦

(૧૯૯) જિન નેમિનાથ ૪૪ ઢાલનું વીવાહલુ.

આદિ— રાગ ધન્યાસી.

સારદ સાર દયા કરિ દેવી, હીઅડા ભીતિરિ આણીજી,
નમિ નાથન ધવલ રેચિ સુસ સરસ સુકોમલ વાણીજી

અંતે—

એ ધવલ રચ્યઉ મઈ આણી મનિ આણંદ,
બ્રહ્મચારી નિરૂપમ ગાયઉ નેમિ જિણુંદ,
કહઈ શ્રી બ્રહ્મ સદા જિન વંદઈ બે કરજોડી,
તે અલવઈ પામઇ સુખ સંપતિની કોડી ૨૦૧
પદ અક્ષર માત્રાહીણુ કહિઉં હુઈ જેય,
પંડિત જન જોઈ નિરતઉ કરજ્યો તેય,
સૂત્ર વૃત્તિ ચરિત અનુસારઈ જાણી સાર,
લવલેસઈ ભાષ્યઉં એહ સયલ અધિકાર ૨૦૨

—ગ્રંથાગ્ર ૪૭૬ પ્ર કા.

(૨૦૦) ઉત્તરાધ્યયનના સર્વ (૩૬) અધ્યયન સ૦—

અંતે—

છત્રીસઈ ઉત્તરાઝયણુઈ રે, જિણુવર કહઇ,
અમૃત વયણુ, સમત જગસૂં મનિ ધરીયઈ રે,
જેહથી ભવસાયર તરીઈ જિન૦ ૨૦
એ ભાસ સખેપેઈ સારીરે છત્રીસઈ અધ્યયન વિચારી,
બ્રહ્મઉં કહઈ જે જન ભણુસ્યેરે,
મગલ કમલા લહિસ્યઇ ૨૧

—ઇતિ શ્રી જીવાજીવ વિભત્તી ગીત ॥ છ ॥ શુભ ભવતુ । કલ્યાણુમસ્તુ ॥ છ ૧ ગ્રથાગ્ર ૭૦૦ શ્લોક સખ્યા જાણુવી શ્રી શ્રી સં ૧૬૪૪ વર્ષે વૈસાખ વદિ ૭ સોમે શ્રીમાલી જ્ઞાતીય ૫૦ તેજા સુતા ૫૦ લાલજી પઠનાર્થ ॥ ૭ ॥ ૭ ॥ (પ્ર કા. પાસેનો ચોપડો)

## ૧૧૨ કવિયણ (સં. ૧૬૫૨ પહેલાંના-હીરવિજયસૂરિના વખતના)

(૧) ચોવીશી (૨૪ જિનસ્ત૦)—ચઘાઉલા છદમા

આદિ—

સાહિબા વાલેસર અરિહત કે નિસુણો વિનતીરે લો.
સસનેહા ગુણવંત કે હીયડે જે હતી રે લો. સા.

× × × ×

અતે—

ગિરૂઆરે ગુણ તુમતણા—એ દેશી.
તુઝ ગુણગાઉ કથારસે મે સમકિત ગુણ દિપાવ્યોરે,
કવિયણ જગમા જીતના યણ ગુહિર નિસાણ વજાવ્યારે
—વીર જિનનેરે જાઉ ભામણડે. ૫

—ઇતિ સ ૧૭૮૯ ભા સુ ૧૩ દિને સૂરત બદરે ૮-૧૬ આ ક.

(૨) પાંચ પાંડવ સઝાય

આદિ—

હસ્તનાપુર વર ભલુ, તિહા રાજા પાંડૂ સારરે

અત—

શ્રી હીરવિજયસૂરિ ગછ ધણી, તપગચ્છનો ઉદ્યોતકારરે,
કરજોડી કવિઅણ મુઝ આવાગમણ નિવારોરે;
મુઝ આવાગમણ નિવારો પડવ પચ વદતા મનમોહરે. ૧૯

—સુમતિરૂચિના લેખિ સ ૧૬૫૯ વ. શ્રા સુ ૫ દિને વિક્રમ પુરે નગરે૦ ગ દેવકુશલ પઠનાર્થ. ૧-૧૭ મા.

(૨૦૪) તેતલીપુત્ર રાસ. ૧૫૯૫ (?)-પાના ૧૨, અમ.
(૨૦૫) અમરકુમારરાસ.

( કલશ )

જા પવર મહિર સકલ સસિહર વિપુલ અંબર મંડલ.
ઉદયગિરિ જાં ઉદય કરઉ દિનદિન રત્ન મહીતલ.
તા એહ શ્રી કૃતકર્મ્મ રાજા તણુ ચરિત્ર સોહામણું.
કંપાણુ જયકર ભવિક નરનઇ અચલ દિઉ વધામણું. ૮૦

( ઇડરની બાઇઓનો ભં )

[ સૌભાગ્યહર્ષ સૂરિના પ્રતિમા લેખો સં ૧૫૮૪ અને ૧૫૯૦ ની સાલના મળે છે-જુઓ ધા-સંગ્રહ ભાગ ૧ લો લેખાંક ૧૮૬ અને ૭૧૯ આ પૈકી સં. ૧૫૯૦ ના લેખમાં સાથે આનંદવિમલસૂરિ પણ છે. આ બંને સૂરિઓ હેમવિમલસૂરિના શિષ્યો અને બંનેની પાટ જુદી થઈ. આણંદવિમલ સૂરિએ સં ૧૫૮૨ માં ક્રિયોદ્ધાર કર્યો તે વખતે તેમણે ગચ્છનો સમસ્ત ભાર સૌભાગ્યહર્ષને સોંપ્યો હતો સૌભાગ્યહર્ષે લઘુશાલા નામે એક શાખા ચલાવીને પોતાની પાટે સોમવિમલસૂરિને સ્થાપન કર્યા હતા જ્યારે બીજી બાજુ આણંદવિમલ સૂરિએ પોતાની પાટે વિજયદાન સૂરિને સ્થાપન કર્યા હતા ]

---

## ૨૧૪ ખીમો.

### (૨૦૭) +શત્રુજય ચૈત્ય પ્રવાડી. (પરિપાટી).

આદિ— ચુપઇ

આરાહ સામિણિ સારદા, જિમ મતિ તૂઠી દિઇ મતિ સદા,
શ્રી સેત્રજ તીરથ વદેવિ, ચૈત્ર પ્રવાડિ રચસિ સંખેવિ ૧
પાલીતાણઇ પ્રણમૂ પાસ, જિમ મનિ વંછિત પૂરઇ આસ,
લલતાસુર વદૂ જિન વીર, સોઇ સાયર જિમ ગુહિર ગભીર ૨

* * * *

અંતે—

એહ સ્વામીં તુમ્હ ગુણ જેતલા, મઈ કિમ બોલાઇ તેતલા,
તૂ ગુણ રયણાયર સમ હોઈ, એહ સંક્ષા નવિ જાણઈ કોઇ ૩૧

જે તાહરા ગુણ માહિં સાર, તેહ ધરિ મગધ જનાજનધાર,
કે દુગ્ધ નાંખિઈ નિત્ય આંખડા ને કસ્તોરી પીખુ ભક્કુઈ. ૩૨

—આ સદબસ્ત ગણિ પુસ્તકયૌન ભાત ૧૧૧૯ માં (વિ. પ. ઓપવે ૧૭૧-૧૭૩) ર પ્રા. ગી. સ. પૃ ૧૫૫-૧૫૭.

(આ સોળમા સૈકામાં અસિદ્ધ કવિઓમાંનો એક હશે એમ તેના પછી થયેલ સુપ્રસિદ્ધ શ્રાવક કવિ ઋષભદાસે પોતાના સં. ૧૬૭૦ માં બનાવેલા કુમારપાળ રાસમાં બીજા કવિઓ સાથે આ પાસાઈ નામ પણ ઉલ્લેખી પોતાની લઘુતા દર્શાવી છે એ પરથી ભાસે છે—

"આગિ જે હોયા કવિરાય તાસ તણા પ્રણમું પાય
લાવણ્ય લીંબો ખીમો ખરો સકલ કવિની કીરતિ કરો. ૫૩

---

## ૧૧૫ લીંબો.

### (૨૦૮) પાર્શ્વનાથ નામના સવૈઅરસ અઢાળિયા.

આદિ— (રાગ મેવાડો)

સકલ સુરિંદ નમિ સમરે પાસ જિણેસર દેવો
માનવ ભવ પામી કરિ અહનિસિ કીજિ સેવો.
અહનિસિ સેવા કરીજઇ જિનવર, તો નિશ્ચય પામીજઇ શિવપુર
તુમ્હ ગુણ જેનાં હરા ન માઈ સકલ સુરિંદ સઘ ગુણ ગાઈ.
છઈછ પાસ જિણંદ સ્યામ પાએ લાગસુંછ
તોરે રમણ અભરા નામ ચિંમતિ સાપસું છ આંખની

* * * *

અંતે—

મઉ મઇ જલનિધિ છગ્યોરે તહિ પરિભ્રમણ કરતિ
જનમ જરા મરણઇ કરિ, દુખ અનંત સહંતિ
દુખ અનંત સહંતિ આપાર, મેહિ તુમ્હારી પાખઇ જિનવર
કૃપા કરી ભવદુખ નિવારો, મઝમાઈ જલનિધિ પાર ઉતારો. ૪૮

લીંબો કહિ તુમ્હે સાભલોરે, અભય તણા દાતાર
શરણ તુમ્હારિ આવીઉરે સ્વામી જગદાધાર
સ્વામી ધ્યાઉં શ્રી જિનચંદ, ધ્યાન ધરતા પરમાનંદ
જે છઇ સાસ્વત સુખ અનંત, લીંબાનઇ આપો ભગવંત ૪૯ ૭.

—ઇતિશ્રી પાર્શ્વનાથ નામ્ના સંવેગરસ ચંદ્રાઉલા સંપૂર્ણા લિખિતં પં૦ રવિવર્દ્ધન ગણિના ધનવર્દ્ધન વાચનાય શ્રીપાટણ મહાનગરે. ૪-૧૫

( વિ. ધ )

[ સત્તરમા સૈકામાં થયેલ પ્રસિદ્ધ શ્રાવક કવિ ઋષભદાસે લીંબા નામના પોતાનાથી પૂર્વ કવિઓ પૈકી એક તરીકે સભાર્યો છે તે આજ લીંબો હોવો જોઇએ, તેથી તેને સોળમા સૈકાના અંતે મૂકવામાં આવેલ છે.

---

## ૨૧૬ વિજયગણિ.

**(૨૦૯) આરાધના રાસ. સં. ૧૫૯૨ માઘ શુ. ૧૩—આમોદમાં.**

---

## ૧૧૭ લાવણ્યદેવ ( ત૦ ધનરત્નસૂરિ અને સૌભાગ્યસાગર સૂરિ-ઉદયધર્મ-જયદેવ શિ૦ )

**(૨૧૦) કર્મ વિવરણનો રાસ.**

આદિ— ધુરિ—વસ્તુ

સકલ જિણવર સકલ જિણવર ભગતિ પ્રણમેવિ,
સરસતિ સામિણિ ધરીય મનિય ગોયમ ગણધર સામિય
તાસ પસાઇ હુ તવુય ચૌદ ગુણઠાણીય,
ગુરૂ વયણે સુપસાઉલે બોલિસું વચન વિશાલ.
જે સુણતા સુખ સપજે ટલિઈ તિ ભવભયપાસ ૧

* * * *

મર શિષ્યો હતા, આ બન્નેના સમયપરથી આ કવિ સોળમા સૈકાના અંતમાં ગણી શકાય તેમ છે

---

## ૧૧૮ કુશલહર્ષ. (ત. વિજયદાનસૂરિ–હર્ષસંયમ શિ૦)

**(૨૧૧) નાગપુરમંડન શાંતિજિન સ્તવન.** ષટ્ભાવ ગર્ભિત.

અંતે—

ઇમ તવિઉ નિરમલ સકલ કેવલ કુશલ મંગલદાયગો,
બહુ ભાવ ભેદી તત્ત્વવેદી સુખ પ્રવેદી નાયગો,
સુર જિનવર નમઇ અસુર શ્રી વિજયદાન સૂરીસરો,
શ્રી હર્ષસંયમ ચરણ સેવક કુશલહર્ષ કૃપા કરો. ૩૯

(પત્ર ૪ પ્ર. કા)

(વિજયદાનસૂરિ–આચાર્યપદ સં–૧૫૮૭ સીરોહી, સ્વ ૧૬૨૨)

---

## ૧૧૯ ધર્મસિંહ ગણિ (ત૦ આનન્દવિમલસૂરિ શિ.)

**(૨૧૨) દીવાળી રાસ**—પા ૬ અમ,

**(૨૧૩) વિક્રમરાસ**— –જેસ

(આનન્દવિમલ સૂરિ–આચાર્યપદ સં ૧૫૭૦, ક્રિયોદ્ધાર સં ૧૫૮૨, સ્વ ૧૫૯૬),

---

## ૧૨૦ દોલતવિજય (ત૦ સુમતિસાધુ વંશે પદ્મવિજય–જય–વિજય–શાંતિવિજય શિ૦)

**(૨૧૪) ખુમાણરાસ.**

આદિ— ગાહા.

ૐ ઐં મંત્ર અપાર, સારદ પ્રણમામિ માય સુપ્રસન્ન, ૧
સિદ્ધ ઋદ્ધિ બુદ્ધિ સિર પૂર વરવેદ પડિપુન્ન.
વરવેદ પુત્યહત્થા વીણા સુરવદ કમલ કરવિમલા,
હંગણમી હંસરૂઢા, વિજ્જા વૈજંતિયા માલા ૨

દુહા-કમલવદન કમલાસના કવીઉર મુખકે વાસ
વસે સદા વાગેશ્વરી, વિધવિધ કરે વિલાસ
વિદ્યા બુદ્ધિ વિવેકવર, વાચક બ્યાપક ચિત્ત,
આવેં જે આપ તુઠે, ગરથ સમાવે ચિત્ત. ૪
સેવકસું સાનિધ કરો, મહેર કરો મહામાય
ત્રિપુરા ઔર તારકો, સંનિધ કરો સદાય. ૫
આઈ દો અક્ષર અલખ, અધિકી બુધ ઉકતિ
કૃપાતિસુ કીજે કૃપા સેવક જાણી સકતિ. ૬
કવિત-આવજાવ જગમાવર ભગતિ કીજે ભારતિ,
જાગ જાગ જગમાત સત સંનિધ સકતિ,
સુપ્રસન્ન હોય સુરસતી, વયણ વાચા વર દીજે
બાલક એમ બોલે, પ્રીતકર પ્યાલો પીજે
મહારાજ રાજ રાજેશ્વરી, કૃપાવંત કીજે કૃપા,
ધન મોજ મહિર માતંગિની, મયા કરો મોસુ મયા. ૭
દુહા-શિવ સુત સુખદાયો સમય સેવે સકલ સુરેશ
વિઘનવિડારણ વરદાયક, ગવરીપુત્ર ગણેશ. ૮
કવિત-ભ્રુકુટિમંડ ઝલકંતે, ગંગ ઝલકંતે સમુજ્જલ
એકદંત ઉજ્જલો, શુકલ લલાટે કુમકુમ,
પુહપ ધૂમે પ્રમાણે, સેસ સહજે ઉજ્જલ
ધ્રુમ નેત્ર મનસે ભગ ભાલે અતુલ બલ
ગમ ગમેં વિઘન દલિ ભંજન અમર હવેં ઉજ્જલ કમલ,
સુખદ દેવ રિદ્ધ સિદ્ધ દીયણ, સમરી ગણપતિ સબલ. ૯
દુહા-વૃષભદેવ વનિતાધિપતિ, નાભિનંદ સુખકંદ,
ઉર અભુજ બાભર પ્રભુ, ચિત્ત મોહર જિનચંદ ૧૦
અષ્ટિ હુવ અષ્ટિ પ્રતિમ સમત સાગર સુરેત,
પારસ સમા પરમેશ્વર, વીતરાગ દેવ કર સેત. ૧૧

ગ્યાન જ્યોતિસુ પ્રકાસ ગુરૂ, કર ધરી સાસત્ર કત્થ,
ત્રિભુવનમે તારણુ તરણુ, સૌ વાતો સમરત્થ. ૧૨

* * * *

વચમા. બીજા ખડને અતે

એટલે ખડ એ પૂરો થયો, અલપ બુદ્ધિ મેં ઉદ્યમ કીયો,
સુકવિ સુધારે વાચો સહી, કૂડ સાચ કવિયણ જે કહી,
ત્રિપુરાસકત તણે સુપસાય, રચ્યો ખડ દૂજો કવિરાય,
તપગચ્છ ગિરૂઆ ગણધાર, સુમતિ સાધુ વશે સુખકાર.
પડિત પદ્મવિજય ગુરરાય, પટોદયગિરિ રવિ કહેવાય,
જય બુધ શાંતિવિજયનો શિષ્ય, જપે દોલત મનહ જગીશ.

—ઇતિ શ્રી ચિત્રકોટાધિપતિ શ્રી રઘુવશે બાપા ખુમાણુ ચરિત્રે રતિસુદરી અભિગ્રહકરણુ ચિત્રકારિકા ચરિત્ર રમણુ, રાજકુમારી પાણીગ્રહણુ, પચસહેલી ચિત્રગઢમિલણુ દોલતવિજયવિરચિતે દ્વિતીય ખડ સપૂર્ણુ —

ત્રીજા ખડને અંતે

જયવિજય એ નામ આપેલ છે. ને તેના શિષ્ય શાતિવિજય ને તેના શિષ્ય દોલતવિજય

(આ રાસ રાજસ્થાની–મારવાડી ભાષાના શબ્દોથી ભરપૂર છે. તેમા ચિતોડના રાણા ખુમાણુ તેના વશજો વગેરેનો ચારણુશાહી ઇતિહાસ મૂકેલો છે, આની પ્રત. ડે. કો લાયબ્રેરીમા છે તેનો ન ૨૫૮ સને ૧૮૮૨–૮૩ આનાં પાના ૧૩૯ છે અને અપૂર્ણુ છે, જૈનસાધુઓ રાજદરબારમા રહી તેના જૂદા જૂદા વર્ણનથી ચિત્ત રજન કરતા એ આ પરથી જણાય છે ને તે માટે ગણેશને વદન પણુ કરેલ છે. આની પ્રત ડેક્કન કૉલેજની લાયબ્રેરી હાલ ભાડારકર ઇન્સ્ટીટ્યૂટ–પુના મા છે)

## ૧૨૧ વાસણ (ત૦ વિજયદાનસૂરિ શિ૦)

(૨૧૫) +આનંદવિમલસૂરિ રાસ સં ૧૫૯૭ આસો.

આદિ—

સકલ મનોરથ પામીઈ જપતાં શ્રી જિનનામ
પ્રથમ તિર્થેસર પાએ્ઈ આપણ૭ કરૂં પ્રણામ.

* * * *

અંત—

શ્રી આણંદવિમલસૂરિસર તસ પટોધર પવિત્ર,
તે શ્રી વિજયદાનસૂરિ સુખિ નિત્ય, વાસણ પ્રણમિ

એ આણી નરમલ ચિત્ત. ક્ષ ૧૮૭

—આણંદવિમલસૂરિ સં ૧૫૯૭ ના ચૈત્ર શુ ૭ને દિને સ્વર્ગસ્થ થયા—તે અરસામાં આ કૃતિ રચાઈ છે તે માટે જુઓ ઐ. રા. સં ૩

—(આ રાસની માંગરોલ ભંડારમાં પ્રત છે તેમાં છેલ્લે નીચે પ્રમાણે છે.—અને તે રાસનું નામ સાધુગુણરત્નમાલ રાસ આપેલ છે)

સંવત પનર સત્તાણૂઈ આસો આસુર આસો માસ
સાધ નામ ગુણરત્નમાલ એ રાસ.
રચતા એ મનનઈ અતિ ઉલ્લાસ ઉલ્લાસ. ૧૮૮
સુરગિર રવિ શશિ સોહ સાસતા, મેરુ મહીધર જ્યાં.
વસ્તુ વધિ સય પરવાર સહિત, પ્રતપો એ અવિચલ નિત્ય. ૧૮૯
જયવંતા આણંદવિમલસૂરીંદ્ર,
ભટ્ટારક સાજિનિલાવાસૂરિ, કહે વાસણ પ્રભુ આણંદ. ૧૯
—સુર પ્રસણ સાધના. ૯–૧૧ મો.



## ૧૨૨ વિનયસમુદ્ર (ઉપકેશગચ્છ સિદ્ધસૂરિ—હર્ષસમુદ્ર શિ૦)

(૨૧૬) મૃગાવતી રાસ.

(૨૧૭) અંબડ ચોપાઈ સં ૧૫૯૯ આષાઢ શુ ૨ રવિ વિક્રમપુરમાં.

અંતે—

અંબડ મોટઉ હૂયો વિસાલ, તાસુ ચરિત્ર સુણી રસાલ,
શ્રી મુનિરત્નસૂરિનો કહ્યો, તેહથકી ભાવારથ લહ્યો. ૯૧
ચઉપઇ વિધિ કીયો મઇ એમ, ભણતા ગુણતાં ધરિ હુયઇ પેમ,
ઉવએસ ગછિ સપઇ સિધિસૂરિ, તાસુ પસાયઇ આણુદપૂરિ. ૯૨
હરપસમુદ્ર વાચક તસુ સીસ, તિમરા મડણ શ્રી જગદીસ,
પાસ જિણંદ તણુઇ સુપસાઇ, વિનયસમુદ્ર કહ્યો મનિ ભાઇ ૯૩
પનર નિવાણૂ પ્રવર પ્રસિદ્ધ, એ પ્રબંધ મઇ સુલલિત કિદ્ધ,
મહા સુકિલ દ્વિતીયા રવિવાર, રચ્યો તિમરા નયરિ મઝારિ ૯૪
અધિકો મઇ ઉછો છદમસ્ત, કહતા મઇ બોલ્યો પરમત્થ,
જે ગીતારથ વરતઇ વલી, પમજ્યો કહજ્યો મુઝ ગુણ મિલી ૯૫

—ઇતિ અબડ ચઉપઇ સમાપ્ત. ૨૦–૧૫ આ. ક

(મુનિરત્ન તે પૃણિમા ગચ્છના સ્થાપક ચદ્રપ્રભસૂરિના પટ્ટે ધર્મઘોષસૂરિ અને તેમની પાટે સમુદ્રઘોષસૂરિ કે જેમના ત્રણ શિષ્ય નામે સૂરપ્રભ, મુનિરત્ન અને તિલકચદ પૈકીના બીજા શિષ્ય થયા કે જેમણે અબડ ચરિત્ર સસ્કૃતમાં ૧૨૬૦ શ્લોકનુ રચ્યુ હતુ. તે ચરિત્રમાથી ભાવાર્થ લઇ આ રાસ પોતે રચ્યો એમ કવિ જણાવે છે આજ મુનિરત્નસૂરિએ ભાવી તીર્થંકર અમમસ્વામિનું ચરિત્ર સ. ૧૨૫૨ મા અને મુનિસુવ્રતચરિત્ર સસ્કૃતમા રચેલા છે.

(૨૧૮) પદ્મચરિત્ર ૧૬૦૪ (આમા રામચદ્ર અને સીતાજીનાં ચરિત્ર છે)

અંતે—

શ્રી ઉવએસ ગચ્છ ગુણ ભૂરિ, ગણહર ગુરૂ રયણપ્પહસૂરિ,
તસુ અનુક્રમિ સિદ્ધસૂરિ વસિટ્ઠ, બઇઠા થાપ્યા ગુણ ગરિટ્ઠ ૫૮
કક્કસૂરિ જયવત ગણેસ, તેહ તણુઉ પામી ઉપદેશ,
વાચક હર્ષસમુદ્ર તસુ સીસ, વિનયસમુદ્રઇ વાણરીસ ॥ ૬૦
વીકાનયરિઇ વીર જિણચદ, તાસુ પસાઇ પરમાણદિ,
ચઉવિહ સઘ તણુઇ સુપ્રસાદિ, સોલ ચિડોત્તર ફાગુણ આદિ ૬૧

## ૧૨૫ ગજરાજ પંડિત.

(૨૨૧) હીરવિજયસૂરિના બારમાસ સ ૧૫૯૬ કા ૨.

આદિ— રાગ સામેરી

સરસતી ભગવતી વરસતી, વાણી દીઓ રસાલ,
વીણા હસ્તક ધારિણી, કવિજન દીઓ આધાર.
કરજોડી ગજરાજ પડિત ભણે, વારજા સુભવેલ,
તાસ તણે ઉસાઉલે, આજ કરૂ રંગરેલ

* * * *

અંતે— ચાલ

કારતક માસે આવીઓ, ભાવીઆ સરવે પરિવારરે,
અનુમતિ દીધી બેનડી, લેવા તે સજમભારરે
શ્રી વિજયદાન સૂરિને હાથે, તે પાટણ નયર મઝારરે,
સવત ૧૫ છનૂએ, કરતગ બીજે માસગે,
કરજોડી ગજરાજ પડિત ભણે, વરતો તે જયજયકારરે.
વિમલાદી બેની એમ વીનવે.

—ઉનાના મોરારજી વકીલનો ચોપડો ૧૬૯—૧૭૩.

---

## ૧૨૬ ગુણમાણિક્ય શિષ્ય (બ્રહ્માણગચ્છ-બુદ્ધિસાગરસૂરિ -વિમલ-ગુણમાણિક્ય )

(૨૨૨) હરિશ્ચદ્ર રાસ.

આદિ—

સરસતિ સામણિ વીનવૂ, ત્રિભુવન જાણી માય,
રચૂ ચરિત્ર હરિચદ તાણૂ વહ પસાય. ૧
કૃપા કરૂ મઝ સ્વામિની, વછિતદાયક દેવ,
એક મનુ નતુ ઉલગુ, સદા કરૂ તહ્મ સેવ
સીલ સયમ તપ નિર્મલુ, બુદ્ધિસાગર ગુરૂ જાણિ,
ગછ બ્રહ્માણ ગુણનિલુ, શ્રી વિમલેદ વખાણિ. ૩

તાસ તણુઈ શિષ અતિશઈવર, ગુણમાણિક્ય ગુણ ગેહ,
તેહ તણુઈ સુપસાઉલઈ કવિત કહ તે સાર. ૪

* * * *

(છેલ્લું અને પ્રથમનું પાનું મળ્યું છે તેથી કવિનું નામ તેમજ તેમની કૃતિની રચનાનો સમય નિર્ણીત થઈ શકે તેમ નથી.) પત્ર ૫-૪ મ.

(આગમ ગચ્છમાં અનેક બુદ્ધિસાગરસૂરિ અને વિમલસૂરિ થયા લાગે છે કારણ કે બુદ્ધિસાગરસૂરિ નામના પ્રતિમા લેખો સં ૧૩૮, ૧૩૮૯ ૧૪૨૯ ૧૪૩૫ ૧૪૯૩ ૧૫ ૬ ૧૫૨૮ ૧૫૩૨ ૧૫૪૩ ૧૫૪૪ ૧૫૫૪ ના મળી આવ્યા છે અને વિમલસૂરિ નામના લેખો સં ૧૨૬૩ ૧૩૬૯ ૧૩૭૧ ૧૪૪૫, ૧૫ ૭ ૧૫ ૮ ૧૫૧૧ ૧૫૧૩ ૧૫૧૫ ૧૫૧૬ ૧૫૧૭ ૧૫૨ ૧૫૨૩ ૧૫૨૪ ૧૫૩૨ ૧૫૪૩ ૧૫૬૧ ૧૫૮૯ ના મળી આવ્યા છે જુઓ ધા લે. સં ભા ૧ અને તથા નાહરકૃત જૈન લે. સં ત્રણ ભાગ પહેલો. આ પૈકી બુદ્ધિસાગરસૂરિ તેમના સં ૧૫૨૮ ૧૫૩૨ ૧૫૪૩ ૧૫૪૪ અને ૧૫૫૪ માં વિમલસૂરિ પટ્ટે બેઠેલા જણાવ્યા છે અને વિમલસૂરિ તેમના સં ૧૫ ૭ ૧૫૧૫ ૧૫૧૬ ૧૫૧૭ ૧૫૧૯ માં ચોથે બુદ્ધિસાગરસૂરિ પટ્ટે બેઠેલ જણાવ્યા છે સં ૧૫૮ માં બેઠેલ વિમલસૂરિ કે ? બુદ્ધિસાગરસૂરિ પટ્ટે બેઠેલ તે આ કવિના ગુરુ સમજીએ તો સોળમા સૈકાના અંતે આ કવિને મૂકી શકાય.)

---

## ૧૨૭ નયસિંહ ગણિ (વડતપગચ્છ-ધનરત્નસૂરિ-મુનિસિંહ શિ)

(૨૨૩) ચતુર્વિંશતિ જિનસ્તુતિ. પાવાપુર

—ચંદ્રગચ્છે ગુરુરાજ શ્રી રત્નસિંહસૂરિ, તત્પટ્ટે શ્રી ઉદયસાગરસૂરિ, તત્પટ્ટે શ્રી જ્ઞાનસાગરસૂરિ, તદાઽમ્ને શ્રી વિજયસાગરસૂરિ—તત્પટ્ટે શ્રી લબ્ધિસાગરસૂરિ—તત્પટ્ટે શ્રી ધનરત્નસૂરિ તદાત્ત શ્રી મુનિસિંહગણિ શિષ્ય પં નયસિંહ ગણિના પાવાપુરે કૃતા શ્રી ચતુર્વિંશતિ જિનાનાં સ્તુતયઃ

(ગુર્જર ભાષામા–આ૦ ભ. પાટણ)

(આ પૈકી લબ્ધિસાગરસૂરિએ ૧૫૫૭ મા શ્રીપાલકથા રચેલ છે તેના શિષ્ય ધનરત્નના પાટે અમરરત્નસૂરિ અને તેજરત્નસૂરિ થયા ને તેના દેવરત્નસૂરિ થયા કે જેના સમકાલીન નયસુદર ૧૬૨૮–૧૬૬૯ થયા ઉક્ત ધનરત્નસૂરિના પ્રતિમા લેખો સ. ૧૫૭૨, ૧૫૭૬, ૧૫૭૯ ૧૫૮૭, ૧૫૯૧ ના મળી આવે છે જુઓ. [ધા. પ્ર. લે સ. ના બને ભાગ આથી આ કવિને સોળમી સદીના અતમા મૂકી શકાય.]

---

## ૧૨૮ જ્ઞાનાચાર્ય.

**(૨૨૪) બિલ્હણ પચાશિકા.** ર ૧૬૨૬ પહેલા ૧૬ મા શતકમા.

આદિ— ચુપઈ

મકરધ્વજ મહિપતિ વર્ણવૂ, જેહનૂ રૂપ અવનિ અભિનવૂ,
કુસુમ બાણ કરિ કુજરિ ચડઇ, જાસ પ્રયાણિ ધરા ધડહડઈ ૧
કોદડ કામિની તણુ ટકાર, આગલિ અલિ ઝઝા ઝકારિ,
પાખલિ કોઇલિ કલ રવ કરઈ નિમલ છત્ર શ્વેત શિર ધરઇ ૨
ત્રિભુવન માહિ પડાવઇ સાદ, છઈ કો સુર નર મડઇ વાદ ?
અબલા સૈનિ સબલ પરવરિઉ, હીંડઇ મનમથ મચ્છરિ ભરિઉ ૩
માધવ માસ સોહઇ સામત જાસ તણુઈ જલનિધિસુત મિત,
દૂતપણૂ મલયાનિલ કરઈ, સુર નર પન્નગ આણુ આચરઈ ૪
તાસ તણા પય દ્રૃ અણુસરી, સરમતિ સામિણી હઈડઇ ધરી,
પહિલૂ કદર્પ કરી પ્રણામ, ગરૂઉ ગ્રથ રચિસિ અભિરામ ૫

* * * *

અતે—

આપિ વારૂ એક અવાસ, મણિ માણિક ધન મૂપૂ તાસ
પૂરવ પ્રેમ મિહિ જણુ ઘણુઉ, પાર ન પામિ કવિ તે તણુઉ ૧૫૧
કામિ કાજિ કીધ ચૂપઈ, ખતિ કરી નિરખઉ થિર થઈ,

આ બિલ્હણ પચાશિકા ચૌપઈ ઉપર સ્વ૦ સાક્ષર શ્રી ચીમનલાલ ડાહ્યાભાઈ દલાલ એમ. એ એ લખેલો લેખ ગુજરાતીના સવત ૧૯૭૨ ના દીવાળીના ખાસ અકમા પૃ ૧૯૨૬ પર છપાયો છે તે ઘણી જાણવા જોગ હકીકત પૂરી પાડે છે બિલ્હણ નામના કાશ્મીરી પડિતે ગૂજરાતમા આવી અણુહિલવાડમા કેટલોક સમય નિવાસ કર્યો હતો ત્યારે કર્ણદેવ રાજ્ય કરતો હતો. ત્યા તેણે કર્ણસુદરી નામની નાટિકા કે જે અણુહિલવાડમા શાન્ત્યુત્સવ દેવગૃહમા મહામાત્ય સપત્કરે પ્રવર્તાવેલા

---

રાજકુમારી સાથે ભોગવેલા ભોગનૂ બિલ્હિણના મૂખનૂ ઉન્માદક ચિત્ર છે

પ્રસ્તુત પચાશિકા કોઇ અણઘડ જોડનારને હાથે કાલાતરે કથીરમા જડાઈ અને विल्हण काव्य નામ પામી. પૂર્વે બિલ્હણ ગૂજરાતમા આવ્યો હતો ને ત્યાથી અત્યત અપ્રસન્ન ચિત્તે ચાલ્યો ગયો હતો, એ વાત એ અરસામા તાજી હતી અને પજાબના ક્ષિતિપાલની હકીકત વીસારે પડી હતી એને લીધે ઐતિહાસિક ક્ષિતિપાલ તથા તેની પુત્રીને ઠેકાણે बिल्हण काव्य મા ગૂજરાતનો વીરસિહ તથા રાજકુમારી શશિકલા એ બે કલ્પિત વ્યક્તિઓ સ્થાપિત થયેલી જોવામા આવે છે જૈન સાધુ જ્ઞાનાચાર્યે જૂની ગૂજરાતીમા બિલ્હણ કાવ્ય રચ્યૂ છે, તેમા શશિકલાના પિતાનુ નામ પૃથવીચદ્ર આપ્યુ છે ને તેને પાટણનો રાજા કહ્યો છે,

બિલ્હણ કાવ્યમા ગાડી લીધેલી बिल्हण पचाशिकाએ જ્ઞાનાચાર્યને શશિકલાના પ્રલાપના કાવ્યની રચના સુઝાડી જણાય છે તે સાધુ કવિએ ભાગ્યા તૂટયા સસ્કૃત સાથે ગૂજગતીમા શશિકલા કાવ્ય રચ્યુ છે, તેમા વીસ સસ્કૃત શ્લોક અને ચાલીસ ગૂજરાતી ચોપાઇ છે, બિલ્હણ કાવ્ય અને શશિકલા કાવ્યની ભાષાની વિશિષ્ટના ઉપરથી જ્ઞાનાચાર્ય ઇસવીસન પદરમી સદીમા થયેલ લાગે છે પ્રસ્તુત કાવ્યોની જૈન મરોડના દેવનાગર અક્ષરની હાથપ્રત ( મુબઇની દેવચદ લાલભાઈલાયબ્રેરીની ) જે મને મળી હતી તે વિ સ ૧૬૨૬ ની છે

જ્ઞાનાચાર્યની ભાષા મધ્યકાળની ગૂજરાતી છે. એ કવિનુ શશિકલા કાવ્ય ટૂક છે ને કંઈક ફીકૂ પણ છે. —કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

ભગવાન્ ઋષભનાથના પ્રાસાદોત્સવ પ્રસંગે પ્રથમ ભજવવામાં આવી હતી. કર્પૂરદેવની વિદ્યાધર કન્યા કર્પૂરસુંદરી સાથે સ્નેહ તથા પરિણય એ તેની વસ્તુ છે ગુજરાતમાં સોમનાથની યાત્રા કરી પાછો રામેશ્વર સુધી જતાં ઉપર દક્ષિણની ચાલુક્ય રાજધાની કલ્યાણમાં આવ્યો. ત્યાં વિક્રમાદિત્ય ત્રિભુવનમલ્લ રાજાએ તેને પોતાનો વિદ્યાપતિ બનાવ્યો. તેનું વિક્રમાંક કાવ્ય એ ઉક્ત રાજાની પ્રશસ્તિ રૂપ છે ત્રિભુવનમલ્લના પૌત્ર સોમેશ્વરદેવ ભૂલોકમલ્લે પણ તેનું એક વિક્રમાંકાભ્યુદય નામનું ગદ્ય કાવ્ય રચેલું છે તેની એક ત્રુટક પ્રત પાટણના સંઘવીના પાડાના તાડપત્રના ભંડારમાં છે બિલ્હણનો સમય ઈ સ. ૧ ૬૫ થી ૧ ૮૯ નિર્ણીત કરવામાં આવ્યો છે

અદ્યાપિ તાં એ પદથી શરૂ થતું ૫ વસંતતિલકામાં સ્વ-ચેલું અજ્ઞાત સંસ્કૃત સાહિત્યમાં પ્રસિદ્ધ છે કેટલાક તેનો કર્તા ચૌર કવિ માને છે બીજો વર્ગ બિલ્હણકૃત માને છે આ ૫ શ્લોકના પૂર્વ ભાગ તરીકે પૂર્વપંચાશિકા-નામનું ૭૪ શ્લોકનું નવીન કાવ્ય કોઈએ રચ્યું છે તેમાં પંચાશિકાનો પ્રસંગ એવો વર્ણવેલો છે કે—

અણહિલપુર પત્તનના રાજા વૈરિસિંહ (ઇ સ. ૯૨૦) ને ભારતપુરના રાજાની પુત્રી સુતારાની કુક્ષિથી શશિકલા નામની પુત્રી થઈ પુત્રી મોટી થતાં રાજાને અભ્યાસ માટે ચિંતા થઈ એટલામાં કાશ્મીરી પંડિત બિલ્હણ રાજસભામાં આવ્યો વિદ્વાન્ જાણવાથી રાજાએ શશિકલાને ભણાવવા વાસ્તે તેને રાખ્યો. વ્યાકરણ, કાવ્ય સંગીત વગેરે શાસ્ત્રનું અધ્યાપન કરાવ્યા બાદ કામશાસ્ત્ર શરૂ કર્યું આ અરસામાં તેમને વચ્ચે સ્નેહ બંધાયો અને ગાંધર્વ વિધિથી લગ્ન થયાં. ઉભય કામશાસ્ત્રે કથિત વિલાસ સુખ ભોગવવા લાગ્યાં રક્ષકોએ શશિકલાનું વિકૃત રૂપ જોઈને રાજાને આ વાત નિવેદન કરી રાજાએ બિલ્હણને શૂળી ઉપર ચઢાવવાનો હુકમ કર્યો.

આ પછીની વાર્તા આપણી કૃતિ-ગૂજરાતી ભાષાન્તરની વાર્તાના સરખીજ છે તે ચોપાઈનો સાર પણ આ લેખમાં આપ્યો છે આમાં

ઉપર જે મગલાચરણ આપ્યુ છે તે આપી પછી જણાવે છે કે ઉત્તરદેશમા શ્રી પુરપાટણમા પૃથ્વીચદ રાજા રાજ્ય કરે છે તેની પટરાણીનુ નામ પ્રેમાવતી છે નગરની બાલાઓના નયનો જોનારને વીધીને પાડી નાખે એવા મોહક છે પ્રેમાવતીની કુક્ષિથી શશિકલા નામની પુત્રીનો જન્મ થયો તે શશિકલા ક્રમે કરીને યૌવનદશા પામી. કવિ તેણીના રૂપ તથા વિદ્યાભ્યાસનુ વર્ણન કરે છે. કાવ્યશાસ્ત્રમાં નૈષધ શરૂ થયુ, પણ પાચ સર્ગ ભણ્યા પછી પડિત પચત્વ પામ્યો. બીજા પડિતની શોધ કરતા કલિગ દેશથી બિલ્હણ પડિતની પ્રાપ્તિ થઈ રાજાએ તેને કુમારીના શિક્ષક તરીકે નીમ્યો પરતુ રાજાએ બને યુવાન હોવાથી તેઓ વચ્ચે કઇ કુત્સિત કર્મ ન થાય, તે માટે બ્રાહ્મણને કહ્યુ કે કુમારી આધળી છે અને કુમારીને કહ્યુ કે બ્રાહ્મણ કુષ્ટરોગી છે, અને તે વાસ્તે બંને વચ્ચે પડદો મકાવ્યો અને કુવરીને પર્યંકે બેસાડી. અભ્યાસ કરાવતા એક વિકટ શ્લોક આવ્યો શશિકલાએ તેના ઉપર રહેલી વૃત્તિ જોઇ નહી, તેથી બ્રાહ્મણે કહ્યુ કે, તુ આધળી છે તેથી જોઇ શકતી નથી, કુમારીએ કહ્યુ હુ પોથીમા લખ્યુ છે તે બોલુ છુ બ્રાહ્મણે જાણ્યુ કે આ આધળી નથી, માટે પરીક્ષા કરવાને બે દુહા કાગળમા લખીને તેણીના ઉપર નાખ્યા આ દુહા તે **निरर्थकं जन्मगतं नलिन्यां यया न दृष्टं तुहिनांशुबिंबं.**

દુહા—જેણિ અણુજિ અબરથિકુ, નિર્મલ ચદ્ર ન દિઠુ
તે કમલિનિ કલિમા રહી, જવાર ઘણ ધ્રુઠુ ૩૭
જેણિ મયકિ મહિયલિ થિકી, વિકસતિ નવિણી ન જોઇ,
અવનિમા હિઇ તે અવતરી, નિશ્ચઇ નિષ્ફલ હોઇ ૩૮

કુમારીએ તેનો અર્થ વિચાર્યો અને હૃદયમા રણઝણી રહી પડદો કાઢી નાખ્યો ને બ્રાહ્મણને મદન જેવો જોયો નયણે નયણ મળ્યા ને દૃષ્ટિ સ્થિર થઈ લજ્જા ટલી ગઇ.

કરિ કટાક્ષ લખઈ શર સમિ, ભ્રચુહ ભાવિ કુલાલઈ ભમિ,
ડસણે સરસી અહરા ડસઈ, વલી કુચકી કરસ્યુ કસઇ ૪૩

૮ સોમે લિખિત મત્રિ શ્રી પક્ષ પઠનાર્થા. બ્રાહ્મણની પ્રતના કુલ ૨૮ પત્ર છે આમા બિલ્હણ પચાશિકા ઉપરાત શશિકલાના વિરહ પ્રલાપના ૧૨૩ દુહા ચોપઈ વધારે છે. પચાશિકાના અતની ટુક ઉપર જણાવી છે તે છે.

'ભણે બિલ્હણ મમ વાણી એહ, જ્ઞાનતણે રસિ રાતો નેહ '

શશિકલાને વિપ્રના બધનની વાત દાસીએ સભળાવી કે, તેણીની આખમાથી સમુદ્રની પેડે આસુ સરવા લાગ્યા સખીએ સમજાવીને છાની રાખી. શશિકલા વિપ્રની સાથેની પોતાની રતિક્રીડાને સ્મરીને વિલાપ કરવા લાગી. આ વિલાપ પચાશિકાથી જાય તેવો નથી આ પછી તેમાથી ૧૦ મી કડીથી ૨૧ કડી આપી છે ને પછી પ્રલાપનો અત- ભાગ ૧૨૦ થી ૧૨૨ કડીનો આપ્યો છે.

આ કાવ્યના કર્ત્તા સબધી ચર્ચા કરતા દલાલ જણાવે છે કે બિલ્હણ વૈરિસિહના વખતમા નહિ, પણ કર્ણદેવના સમયમા થયો જણાય છે. વળી "ગૂજરાતી ભાષાન્તર કર્ત્તાનુ નામ મારી પાસેની પ્રતો ઉપરથી બિલ્હણ હોય એવુ જણાય છે, પણ ગુજરાતીઓમા આવા નામ હોવાનો સભવ નથી જૈનશ્વેતામ્બર કૉન્ફરન્સ તરફથી છપાયેલી જૈન રાસમાળા નામની રાસોની યાદીમા બિલ્હણ પચાશિકાના કર્ત્તા તરીકે સારગનુ નામ આપેલુ છે, તે નામ ખરૂ હોય, પરતુ તે પ્રત જોયા વિના નિશ્ચયથી કહી શકાય નહીં. આ ચોપાઇ સવત ૧૬૫૫ ના પૂર્વે મારા ધારવા પ્રમાણે વિક્રમના ૧૬ મા શતકના અતમા રચાયેલી હશે પચાશિકાનો અગ્રેજી કવિતામા અનુવાદ સર એડવીન આર્નોલ્ડે કર્યો છે."

—વધુ માટે જુઓ ગૂજરાતીનો ઉક્ત અક ૭-૧૧-૧૯૧૫

આમા વિશેષ ઉમેરવાનુ એ કે આમા ટાંકેલી લેખકની પ્રશસ્તિમા જે સ. ૧૬૨૬ ની છે તેમા બીજી કૃતિ નામે શશિકલા પચાશિકામાં શ્રી ન્યાનાચાર્ય કૃત એવુ લખેલુ છે તે ન્યાનાચાર્ય કર્ત્તા હોય એવુ બિલ્હણ પચાશિકાના અતની ટુકમા 'જ્ઞાન તણઇ રસિ રાતા જેહ ' એવુ છે

તેમાં ગાન એ પરથી સમર્થિત છે અને તે આચાર્ય જન દેવાનુ સાગર શ્રી કેશવલાલ ધ્રુવ જણાવે છે તે વાસ્તવિક ભાસે છે સારંગ-નામક રત્નશિષ્યના ભંડારની ટીપમાં આ ચોપાઇ નામે ત્રિદશ પચાશિકા નોંધાઇ છે તે પ્રત હું જોઇ શક્યો નથી આ સમયમાં સારંગ નામનો કવિ નોંધાયો છે કે જે મડાહડ ગચ્છના જ્ઞાનસાગર સૂરિના શિષ્ય પદ્મસુંદર અને તેના સુપ્રસિદ્ધ ગોવિંદનો શિષ્ય છે અને જેણે ભોજ પ્રબંધ ચોપાઇ સં ૧૬૫૧ મા. વ. ૯ જાલોરમાં રચ્યો છે તેના નામ-નીચે આ પચાશિકાને પણ મૂકી છે પણ તે સંબંધી વિશેષ હકી-કત ત પ્રત જોયા પછી મળી શકે

---

આ સોળમા સૈકામાં ગદ્યબદ્ધ ભાષામાં નીચે જણાવેલા રચાયેલા જાણવામાં આવ્યા છે—

૧ સં ૧૫૦૧ દિપોત્સવદિને તપાગચ્છે સોમસુંદરસૂરિથી મુનિસુંદરસૂરિ શ્રી જયચંદ્રસૂરિ શિ. હેમહંસ ગણિએ ષડાવશ્યકપર બાલાવબોધ રચી પૂર્ણ કર્યો (હા. ભ.)

૨ સં ૧૫ ૧ કાર્તિક શુદિ ૧૩ ગુરૂ વૃદ્ધતપાગચ્છના ભટ્ટારક રત્નસિંહ સૂરિના શિષ્ય પંડિત માણિક્યસુંદર ગણિએ મલધારી શ્રી હેમચંદ્રસૂરિ રચિત ભવભાવના સૂત્રપર બાલાવબોધ દેવકુલપાટકમાં કર્યો. (હા. ભ.)

૩ તપા સોમસુંદર સૂરિ શિષ્ય વિશાલરાજે ગૌતમપૃચ્છાનો બાલાવબોધ કર્યો. સં ૧૫ ૫ આસપાસ. (હા ભ.)

૪ સં ૧૫૨૯ માં વૃદ્ધતપાગચ્છના ભટ્ટારક જયતિલક સૂરિના શિષ્ય પંડિત દયાસિંહ ગણિએ ક્ષેત્રસમાસનાપર બાલાવબોધ ર. પે. (હા.ભ.)

---

# વિક્રમ સત્તરમી સદી.

---

## ૧૨૯ સુમતિ મુનિ ( ત૦ હર્ષદત્ત શિ૦ )

(૨૨૬) અગડદત્તરાસ સ. ૧૬૦૧ કાર્તિક શુ. ૧૧ રવિ.

આદિ—

આદિ જિણેસર પ્રણમી પ્રાય, સમરૂ સરમતિ સામિણિ માય
કરજોડી જઈ માગુ માન, સેવકનઇ દેજે વરદાન ૧
તુઝ નામઈ હુઈ નિરમલ ગ્યાન, તુઝ નામઈ વાધઇ અવિ વાન,
તુઝ મુખ સોહઈ પૂનિમ ચદ, જાણે જીહ અમીનઉ કદ. ૨
મૃગલોચના કહીઈ સવિશાલ, અધર રગ જિમ્યા પરિવાલ,
વેણી જાણે જિસિઉ ભુયગ, કઠિન પયઉહર અતિહિ ઉતગ ૩
નલવટિ ટીલી રયણે જડી, મસ્તકિ મનમોહઇ રાખડી
કાને કુડલ કરિ બહિરખા, હીઈ હાર સોહઈ નવલખા. ૪
તુઝ તનુ સોહઈ સવિ સણગાર, પાએ ઘૂઘરનઉ ઘમકાર,
હસગમનિ ચાલઈ ચમકતી, તુ બ્રહ્માણી તુ ભારતી. ૫
તુમ્હ ગુણ કહઇતા ન લહુ પાર, સેવકનઈ દેજે આધાર,
સારદ નામિઇ રચઉં પ્રબધ, સુણિજ્યો અગડદત્ત સબધ. ૬

× × × ×

અંતે—

સારદ નામ હીયડઈ ધરી, ચઇપઇબદ્ધ રાસ જે કરી
અધિકુ ઉછઉં કહિઉં હુઈ જેહ, ભવીયણ જણ સામઇજો તેહ ૧૩૪
શ્રી ચદ્રગચ્છ સૂરીસર રાય, શ્રી સોમવિમલ સૂરિ પ્રણમુ પાય,
એ ગુરૂ મહિમા મેરૂસમાન, તાં ચિર નદઉ ગયણે ભાણ. ૧૩૫
સવત સોલ એક કાતી માસી, સુમતિ ભણઈ મઈ કરિઉ ઉલ્હાસિ,
શુક્લ ઈગ્યારમિ આદિત્યવારિ, એ ભણતા હુઈ હરખ અપાર. ૧૩૬

શ્રી વિજયદાન સૂરીંદએ, દીઠઈ હુઇ આણુંદએ,
આણુંદ એ સાથઈ ચરણકમલ નમુંએ.
શ્રીપતિ રિષિ પંડિત નમું હું, સમકાલઈ ધનધનૂએ,
ધન ધન રત્નત્રય સિઉ સોભતા એ
એહ ભણીનઈ જે સર્દૃહઇરે, રત્નત્રય હુ તે લહઈ,
તે લહઇ અવિચલ પદવી સિધનીએ. ૧૨૭
—ગ્રથાગ્ર ૨૦૪ પા ૮ પ્ર. કા.

---

## ૧૩૨ સોમવિમલસૂરિ* (ત૦ હેમવિમલસૂરિ–સૌભાગ્ય હર્ષસૂરિ શિ૦)

(૨૨૮) શ્રેણિકરાસ (સમ્યકત્વસાર રાસ) સ ૧૬૦૩ ભાદ્રપદ સુદિ ૧ કુમારગિરિમા

---

* હેમવિમલસૂરિ તપગચ્છના પટ્ટધર–તેમની પાટે સૌભાગ્યહર્ષસૂરિ થયા, અને તેમની પાટે સોમવિમલસૂરિ ન. ૫૮ મા થયા. તેમનો જન્મ ખભાતમા સમધર મત્રી વશજ રૂપવતને ત્યા તેની સ્ત્રી અમરાદેથી થયો. જન્મનામ જસવત હેમવિમલસૂરિ પાસે સ ૧૫૭૪ મા વૈશાખ શુદ ૩ ને દિને દીક્ષા લીધી દીક્ષા નામ સોમવિમલ. પછી તે સૂરિએ સ.૧૫૮૩ મા સૌભાગ્યહર્ષને સૂરિપદ આપ્યુ ને સૌભાગ્યહર્ષસૂરિએ પડિતપદ સોમવિમલને શીરોહીમા આપ્યુ. અને વીજાપુરમા અમદાવાદના સઘે આવી ઉપાધ્યાયપદ અપાવ્યુ સ ૧૫૯૭ મા આસો સુદ ૫ ને ગુરૂવારે અમદાવાદમા સોમવિમલને આચાર્યપદ આપ્યુ. અને બીજા લઘુ-આચાર્ય સકલહર્ષસૂરિ સ્થાપ્યા. પછી ખભાતમા ગચ્છનાયકપદ સોમ-વિમલસૂરિને આપવામા આવ્યુ–સ ૧૬૦૫ મહા સુદ પાચમને દિને. આ તેમના શિષ્ય આણુદસોમે સ ૧૬૧૯ મા કરેલા સોમવિમલસૂરિ રાસ (પ્ર૦ જૈન ઐ ગૂ કા. સચય–શ્રીજિનવિજયજી સપાદિત) માથી લીધેલુ છે. સોમવિમલસૂરિ સ ૧૬૩૭ માર્ગશીર્ષમા સ્વર્ગભાક્ થયા

સોભાગી સોહામણુ એ, મા૦ તસ નામે ગહગાટ
હેમપરે જગવલ્લહુઓ, મા૦ શ્રી હેમવિમલસૂરિ,
સૌભાગ્યહર્ષસૂરિ પાટધરા મા૦, નામિઇ સપદ ભૂરિ ૯૮
સોમવિમલસૂરિ તાસ પાટે, મા૦ પામી સુગુરૂ પસાય,
શ્રી વીરજીણેશ્વર મહિમા ધરીએ, મા૦ ગાયો શ્રેણિકરાય
૩ ૦ ૬૬
ભુવન આકાશ હેમકર કલાએ, મા૦ સંવત હિ નાણુ,
ભાદ્રવા સુદ સોહામણી એ, મા૦ પડવે ચડયો પ્રમાણ
કુમારપાળરાય થાપીઓ મા૦ કુમરગિરિ પુરસાર,
શાંતિ જિણુદ પસાઉલે, મા૦ રચીઓ રાસ ઉદાર
દુહા ચોપાઈ વસ્તુ ગીત મા૦, સર્વ મળી કીધો માન,
છસે એકાશી આગલે એ મા૦ જાણે સહુએ જાણ.
અધકુ ઓછુ મે ભણ્યુ એ મા૦, જે હોય રાસ મોઝાર,
તે પડિત સર્વ શોધજ્યો એ, મા૦ આગમને અનુસાર
સુણી જે નરનારી ગાયસે એ, મા૦ સુણુસે આણિ રગ,
તે સુખ સપદા પામસે એ, મા૦ ભોગ ભલીપરે ચગ.
જ્યા લગે મેરૂ મહીધરૂ એ, મા૦ જ્યા લગે શશધર તાર,
ત્યા લગે રાસ ચિરજયુ એ મા૦ નિત્ય મગલ જયકાર

ગાથા ૬૮૧ લી. પા. ૩-૪, ડે.

લિ૦ શ્રી કુમરગિરિનગરે શ્રી સોમવિમલસૂરિણા શ્રી રસ્તુ-પા-શ્રી મયમધીરગણિ ગુરૂભ્યો નમ ગષ્ય ચેલા જયવત લપિત-શ્રી ॥ છ ॥

—ચેનસાગર ભ. ઉદયપુર

—સ. ૧૬૧૯ શ્રાવણ સુદ ૧૧. ૨૧-૧૬ લી, રત્ન.

(૨૨૯) ધમ્મિલરાસ સ ૧૬૧૫ (૧૫૯૧ ?) પોષ સુદ ૧ રવિવાર ખભાતમા

અતે—

શ્રી તપગણુ શિણગાર, શ્રી રતનશેખર સૂરિસાર,
સિરિ લખિમિસાગરસૂરિ, જસ નામઈ પાતક દૂરિ. ધન ૮૬

ગુરૂ સુમતિ સાધુજનિ રોપઈ શ્રી સુમતિસાધુસૂરિ ઉપઇ ૪
જિમ હેમવિમલ ગુણ ગેહ તિમ હેમવિમલસૂરિ દેહ,
સંઘ નઈ દિઈ સોભાગહરિષ, સૂરિ સોભાગહરિષ. ૫
હેમ સીસ તાસ પટ્ટધાર, સૂરિ સોમવિમલ ગણધાર,
તિણિ તવીઉ ક્ષુલ્લકકુમાર, શ્રી સંઘનઈ જયજયકાર ૬
શ્રી ગુજરદેશ પવિત્ર, તિહા નગર અછઇ સુપવિત્ર,
નામિ શ્રી અહમ્મદવાદ, સુરપુરસ્યુ જે લિઈ વાદ ૭
તિહા પુર છઈ પવિત્ર અનેક, સિરિ રાજપુર સુવિવેક,
તિહા રચીઉ રાસ રસાલ, જે ગાતા સુખ વિશાલ ૮
વસ્તુ દૂહા ચોપાઈ પરમાણ, સત ત્રિણિ ત્રિડોત્તર જાણ,
શત ચ્યારિ પચવીસ શ્લોક, ભણતા હુઈ પુણ્યમિલોક. ૯
સંવત્સર સોલતેત્રીસ ૧૬૩૩ ભાદ્રવા વદિ આઠમિ દીસ,
શ્રી નેમિ જિણેસર સામી, તસુ નામિ નવનિધિ પામી. ૧૦

—ઇતિ શ્રી ક્ષુલ્લકકુમાર રિષિ રાસ સંપૂર્ણઃ-ઇલદુર્ગ નગરે પુજ્યપંડિત શ્રી લક્ષ્મીકુલગણિ શિષ્ય મુ૦ રાજકુલ ૮-૧૯ લી.

**૧ કુમરગિરિમંડણ શ્રી શાંતિનાથ સ્તવન.**

આદિ—

સરસ વચન દિઉ સરસતી, સંતિ જિણેસર રાય,
ભગતિઈ ભાખુ વીનતી, પામી શ્રી ગુરૂ પાય ૧

* * *

અંતે—

સા(ડ)ત્રીસે દૂહે કરી, વીનવિઓ અતિ જિણંદ,
શ્રી સોમવિમલ સૂરિ ઈમ ભણઈ, કુમરગિરિઈ આણંદ. ૩૮

૨ સઝાય-આદિ—કપૂર હોવે અતિ ઉજલું. (મારી પાસે છે)

૩ સઝાય—આદિ—નગર રતનપુર જાણીયઈ, સુરવર સમવડિ જાણીયઈ (મારી પાસે છે.)

**સૌભાગ્યહરિષ સૂરિ** ગુણિસરૂરે, મા૦ મહિમા કેર કદ, સુ૦
તસુ પટિ સુવિહિત સુદરૂરે મા૦ **સોમવિમલસૂરિદ.** સુ૦ ૬૯
પડિતતારે ચંદલુરે મા૦ બુદ્ધિઈં **અભયકુમાર,** સુ૦
સાધુશિરોમણિ દીપતારે મા૦ ચારિત્ર પાલઈ સાર સુ૦ ૭૦
**સંઘચારિત્ર** નામઈ ભલારે મા૦ મૂરતિ મોહણવેલિ સુ૦
પીહરને પીડયા તણારે મા૦ સાધુ ગુણ કેરઈ વેલી સુ૦ ૭૧
તાસ તણઇ સુપસાઉલઈ રે, મા૦ **નટ્ટપદ્ર** રહી ચુમામી સુ૦
રાસ રચીઓ નુકારનોરે મા૦ મીપિઇ હિયર્યા ઉલ્લાસી સુ૦ ૭૨

ચુપઈ

સવત્ **સોલ પચોતેર સાર,** સુદિ પડવઇ સોહઇ ગુરૂવાર
સરવડિ વરમઇ શ્રાવણમાસ, જગ સઘલાની પુહુચઇ આસ
રાજસિહ રાસઉ જે ભણઇ, રત્નવતી કથાસુ ગણઈ
નવનિધિ મગલમાલા મિનઈ, **વિમલ** ચારિત્રઇ વાછિત ફલઈ

—૧૦—૧૬ પૂજ્યારાધ્ય શ્રી આચાર્ય રા શ્રી વિમલચારિત્ર સૂરિ (પદ) કમલ સેવક શિષ્ય હેમચારિત્ર ગણિ લિખિત ( આ પ્રશસ્તિ સ્વ૦ ચિમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ એ એ લખી **મોકલી** હતી આ પ્રત વડોદરાની સેટ્રલ લાયબ્રેરીમા હોય તેમ જણાય છે ) હેમવિમલસૂરિ જુઓ ન ૬૫ અને સોમવિમલસૂરિ જુઓ ન ૧૩૦

---

## ૧૩૫ રાજપાળ ( પીપ્પલક ગ૦ સ્થાપક શાતિસૂરિ તેના સંતાન ને પટ્ટપરંપરામા પૂર્ણચંદ્ર શાખામા ૧૫ મી પાટે પદ્મતિલકસૂરિ–ધર્મસાગરસૂરિ–વિમલપ્રભસૂરિ–શિષ્ય.)

**(૨૩૪) જબુકુમાર રાસ** સ ૧૬૦૬ (?) માહ વદ ૭ રવિ

આદિ—

સકલ જિનવર સકલ જિનવર સકલ સુખકાર,
સકલકલા સોભિત વિમલ મુખ મયક સમ અમલ સોહે.

ધર્મસુંદરસૂરિના પટ્ટધર છે, જ્યારે ઉપર પ્રશસ્તિમા જણાવેલા ધર્મસાગરસૂરિ તે પૂર્ણચદ્ર શાખામા થયેલા પદ્મતિલકસૂરિના પટ્ટધર છે આ રાસનો સવત બરાબર નક્કી થઈ શક્યો નથી.

---

## ૧૩૫ ક હર્ષવિમલ (ત૦ વિજયદાનસૂરિ–આણંદવિમલ શિ૦)

**બારવ્રત સઝાય** (૧૬૧૦ પહેલા).

**અંતે—**

તપગચ્છ મડણ જાણીઇએ, મા૦ **આણદવિમલ** સૂરીંદ,
તસુ પાટઈ ગોયમ સમાએ મા૦ **વિજયદાન** મુણિંદ. ૬૪
શ્રી **આણદવિમલ** તણુએ મા૦ **હર્ષવિમલ** ગણીશ,
મીસ કહઇ ભણતા હુઇએ મા૦ નવનિધિ તસુ નિશિદીસ ૬૫
(પ્ર૦ કા૦ ચોપડામા લિ. ૧૬૧૦)

---

## ૧૩૫ ખ પ્રમોદશીલ શિ૦

**૧ શ્રી સીમધર જિનસ્તોત્ર**–વિચાર મયુક્ત સ. ૧૬૧૩ ફાગુ શુદ ૧૦

**આદિ—**

સરસતિ સામિણિ બે કરજોડી, ગુણ ગાયસુ આલસ સવિ છોડી,
સીમધરજિન રાયતુ, જયુજયુ સીમ૦
પુષ્કલાવતી વિજયનૂ નામ, પુડરીકિણી નયરી અભિરામ,
આમ મિ કરીયસુ ગોભતુ–જયુજયુ સીમ૦ ૧

**અંતે—**

અનઇ **સોલતેરોત્તરઈ** સાર, શુદિ ફાગણ દસમી ઉદાર.
ઇમિ ગાયુ ઉલટ આણી, તુમ્હે વદઉ ભવિઅણ પ્રાણી ૩૯
કલસ
ઇય સીમધર જિનવર નમિઈ, અસુરાસુર બાસુરસમ જિનરાય દુહ,

૪ ખધકસૂરિ સઝાય

આદિ—

પહિલૂ પ્રણમુ સરસતિ સામિણી, ગજગતિ ચાલઇ હંસાગામિણી,
ગજગતિ ચાલઇ હસાગામિણી.
હસગામિણિ નમી પહિલૂં પછઇ સહિગુરૂ મનિ ધરૂં,
તે પ્રભાવિઇ ક્ષમાસબંધ શાસ્ત્ર જોઇ હુ કરૂ,
સાવત્થિ નયરી ભલી નયરી રાજા શ્રી જિતશત્રુ એ;
પુર ગામ દેસે કરી મોટઉ ખધક નામિઇ પુત્ર એ. ૧

અતે—

ખધક સૂરિનિઇ ઘાણુઇ ઘાલી પીલએ,
અગનિકુમાર પદવી પાવએ,
પાવ એ પદવી ક્રોધ કારણિ દેસ તિહા બાલિઉ ઘણુઉ,
દડકારણ્ય નામ હૂર્ઉ ક્રોધ ફ્લ એહવા સુણ્ઉ,
તેહ તણે શિષ્યે પાચસિઇ તિહા મુગતિ હેલામાહિ વરી,
પ્રમોદશીલહ શીસ જપઇ ધર્મકરૂ ક્ષમા મનિ ધરી ૮

---

## ૧૩૬ જયવંત સૂરિ* ( અપરનામ ગુણસોભાગ્ય. વડતપાગચ્છ વિનયમડન ઉપાધ્યાય શિ૦ )

(૨૩૬) શૃંગારમજરી સ. ૧૬૧૪ ( આમા શીલવતીનુ ચરિત્ર છે. )

---

* વડતપાગચ્છના સ્થાપક વિજયચદ્રસૂરિ થયા કે જેણે પહેલાં તપગચ્છીય (નવીન કર્મ ગ્રથાદિના કર્ત્તા ) દેવેન્દ્રસૂરિ પાસે દીક્ષા લીધી હતી ને ત્યાર પછી સૂરિપદ લઇ તેમનાજ સમયમા જૂદી પ્રરૂપણા કરી અને પોતે ખભાતમા વડી પોશાળમા રહ્યા, તેથી તેમનો ગચ્છ વૃદ્ધ પૌશાલિક તપગચ્છ અને ટુંકમા વડો તપગચ્છ ઓલખાયો ( આ સ ૧૩૦૦ ની પછીના ૨૫ વર્ષમા બન્યુ ) ત્યાર પછી આ વડતપગચ્છમા રત્નાકર સૂરિ થયા કે જે પ્રસિદ્ધ રત્નાકર પચીશીના કર્ત્તા ગણાય છે, તેમણે સં ૧૩૭૧ મા શત્રુંજયપર સમરાશાહે કરાવેલી ઋષભદેવની

બીજી પ્રતમાં નીચે પ્રમાણે આદિમાં છે.

દુહા—ઉદય અધિક દિન દિન હવઈ, જેહનઈ લીધઈ નામ,
તે પાચે પરમેષ્ઠિને, હુ નિત કરૂં પ્રણામ. ૧
શાસન સોહકરી સદા, શ્રી વિદ્યા શુભરૂપ,
તે મન સમરૂ જેહનેં, સેવે સુરનરભૂપ. ૨

---

પાઠક રાખી સંઘ સાથે ચાલી નીકળ્યા. તે પાઠક પાસે કર્માશાએ ધાર્મિક અભ્યાસ કર્યો, આ ધર્મરત્નસૂરિના બે પ્રધાન શિષ્યો હતા—૧ વિદ્યામંડન (કે જેને સૂરિએ આચાર્ય સ્થાપ્યા) અને રજા ઉપરોક્ત વિનયમંડન

ગુજરાતના બાદશાહ બહાદુરશાહને જ્યારે પોતાનો મોટો ભાઇ સીકંદર ગાદીપર હતો ત્યારે ગીમાઇ ચિતોડ ગયો તે વખતે કર્માશાએ એક લાખ રૂપિયાની મદદ કરી હતી, પછી જ્યારે બહાદુરશાહ બાદશાહ થયો, ત્યારે કર્માશાને બોલાવી તેણે બહુ માન આપ્યું, કર્માશાએ બાદશાહનુ ફરમાન લઇ શત્રુંજય પર ઋષભનાથ તથા પુંડરીકની મૂર્તિની સં. ૧૫૮૭ વૈશાખ વદિ ૬ રવિવારને દિને પ્રતિષ્ઠા કરી અને તે આ વિદ્યામંડન સૂરિના હસ્તેજ કરવામા આવી આ વિદ્યામંડન સૂરિના પ્રતિમાલેખ સં ૧૫૮૭ નો ભાગ બીજામા અને સં ૧૫૯૭ નો ભાગ પહેલો લેખાંક ૧૧૦૭ મળે છે આ સૂરિના શિષ્યો નામે જયમંડન, વિવેકમંડન, રત્નસાગર, સૌભાગ્યરત્ન (પછીથી થયેલા સૂરિ કે જેનો પ્રતિમા લેખ ભાગ બીજામા સં ૧૬૩૪ નો મળે છે) અને સૌભાગ્યમંડન હતા, કે જે બધા શત્રુંજયપર ઉક્ત ઉત્સવ પ્રસંગે હાજર હતા. આ પૈકી વિવેકમંડને ચિતોડમા પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથના ઉક્ત કર્માશાએ મંદિરો બંધાવેલા તેમા પ્રતિષ્ઠા કરી હતી

વિનયમંડન પાઠક ઉપાધ્યાયે પણ ઉપરોક્ત શત્રુંજયના ઉત્સવમા સારો ભાગ લીધો હતો તેમના શિષ્ય વિવેકધીર ગણિ અને આપણા કવિ જયવંત સૂરિ વિવેકધીરે ઉક્ત ઉત્સવની પ્રશસ્તિ સંસ્કૃતમા રચી. તે ઉપરાંત તેજ સમયમા લાવણ્યસમયે (જુઓ નં ૬૬) આ કર્માશાના ઉદ્ધારની નાની પ્રશસ્તિ સંસ્કૃતમા પોતાના હસ્તથી લખી છે (સં. ૧૫૮૭) કે જે પ્રશસ્તિ હાલ શત્રુંજયપર કોતરેલી વિદ્યમાન છે વિવેક-

(૨૩૬) ઋષિદત્તા રાસ સં. ૧૫૪૩ માગશર શુદ ૧૪ રવિ.
આદિ—
દુહા
નમમ નાથ દાતા નમમ, જગગુરૂ નમમ મુણાકિ
નમમ જિણંદ પ્રથમજ નમું, જોડિ કરી નમમ પુણ્યકિ. ૧

* * * *

પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. આ સૂરિનો ગચ્છ રત્નાકર ગચ્છ કહેવાયો. આ ગચ્છની વૃદ્ધતપાગચ્છીય (ભરૂચી) શાખામાં અનેક આચાર્ય થયા તેમાં જિનરત્ન સૂરિ નામના એક પ્રતિષ્ઠિત આચાર્ય થયા કે જેના પ્રતિમા લેખો સં. ૧૫૩૭ ના ધા. પ્ર. સં. ભાગ પહેલાના લેખાંક ૩૪ ૫૮ ૫૨૭ માં અને ભાગ બીજામાં સં. ૧૫૧૩-૧૫૨૯ અને ૧૫૩૭ ના અને નાહરકૃત સંગ્રહમાં સં. ૧૫૩ ના મળી આવે છે તે પૈકી એક પરથી જણાય છે કે તેઓ જિનધર્મસૂરિના પટ્ટધર હતા (જિનધર્મસૂરિ તે વિજયતિલક સૂરિના પટ્ટધર હતા) આ જિનરત્નસૂરિના ધર્મરત્નસૂરિ નામના શિષ્ય થયા કે જેના પ્રતિમા લેખો સં. ૧૫૩૪-૫૩-૬૧ ૬૫-૬૬ ના ઉક્ત ભાગ બીજામાં મળી આવે છે આ ધર્મરત્નસૂરિએ સંઘપતિ ધનરાજના સંઘમાં આબુ વગેરે તીર્થોની યાત્રા કરી તે સંઘ સાથે મેદપાટ (મેવાડ) માં જઈ ચિત્રકૂટ (ચિતોડ) પર્વત ગયા ત્યાં તે વખતના મહાન્ રાણા (સંગ્રામસિંહ) રાણા (રાજ્ય સં. ૧૫૬૫ થી ૧૫૮૫) એ મહા ઉત્સવથી પુરપ્રવેશ કરાવ્યો તે નગરમાં પ્રખ્યાત કર્માશાના બાપ તોલાશાહ તે સૂરિની ભક્તિ કરવા લાગ્યા. રાજસભામાં તે સૂરિએ પુરુષોત્તમ નામના બ્રાહ્મણને વાદમાં પરાજય કર્યો, તોલાશાહે શત્રુંજયપર પહેલાં વસ્તુપાલે (સં. ૧૨૮૮) કરાવેલી પ્રતિમા અને ત્યાર પછી સમરસિંહ સોનીએ સં. ૧૩૭૧ માં ઉપરોક્ત રત્નાકર સૂરિ પાસે પ્રતિષ્ઠિત કરાવેલી પ્રતિમા પર મુસલમાનોએ આક્રમણ કરેલ હોવાથી તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છા કરતાં ધર્મરત્નસૂરિએ જણાવ્યું હતું કે તે મનોરથ તેના બાળ પુત્રોમાંથી સૌથી નાનો કર્મશા પૂર્ણ કરશે અને તેની પ્રતિષ્ઠા પોતાનો શિષ્ય કરશે. પછી ત્યાં સ્વશિષ્ય નામે વિનયમંડન

બીજી પ્રતમાં નીચે પ્રમાણે આદિમાં છે.

દુહા—ઉદય અધિક દિન દિન હવઈ, જેહનઈ લીધઈ નામ,
તે પાચે પરમેષ્ઠિને, હું નિત કરૂં પ્રણામ. ૧
શાસન સોહકરી સદા, શ્રી વિદ્યા શુભરૂપ,
તે મન સમરૂ જેહને, સેવે સુરનરભૂપ. ૨

---

પાઠક રાખી સંઘ સાથે ચાલી નીકળ્યા. તે પાઠક પાસે કર્માશાએ ધાર્મિક અભ્યાસ કર્યો, આ ધર્મરત્નસૂરિના બે પ્રધાન શિષ્યો હતા—૧ વિદ્યામંડન (કે જેને સૂરિએ આચાર્ય સ્થાપ્યા) અને ૨જા ઉપરોક્ત વિનયમંડન

ગૂજરાતના બાદશાહ બહાદુરશાહને જ્યારે પોતાનો મોટો ભાઇ સીકંદર ગાદીપર હતો ત્યારે રીસાઇ ચિતોડ ગયો તે વખતે કર્માશાએ એક લાખ રૂપિયાની મદદ કરી હતી, પછી જ્યારે બહાદુરશાહ બાદશાહ થયો, ત્યારે કર્માશાને બોલાવી તેણે બહુ માન આપ્યું. કર્માશાએ બાદશાહનું ફરમાન લઇ શત્રુંજય પર ઋષભનાથ તથા પુંડરીકની મૂર્ત્તિની સં ૧૫૮૭ વૈશાખ વદિ ૬ રવિવારને દિને પ્રતિષ્ઠા કરી અને તે આ વિદ્યામંડન સૂરિના હસ્તેજ કરવામાં આવી આ વિદ્યામંડન સૂરિના પ્રતિમાલેખ સં ૧૫૮૭ નો ભાગ બીજામાં અને સં. ૧૫૯૭ નો ભાગ પહેલો લેખાંક ૧૧૦૭ મળે છે આ સૂરિના શિષ્યો નામે જયમંડન, વિવેકમંડન, રત્નસાગર, સૌભાગ્યરત્ન (પછીથી થયેલા સૂરિ કે જેનો પ્રતિમા લેખ ભાગ બીજામાં સં ૧૬૩૪ નો મળે છે.) અને સૌભાગ્યમંડન હતા, કે જે બધા શત્રુંજયપર ઉક્ત ઉત્સવ પ્રસંગે હાજર હતા. આ પૈકી વિવેકમંડને ચિતોડમાં પાર્શ્વનાથ અને સુપાર્શ્વનાથના ઉક્ત કર્માશાએ મંદિરો બંધાવેલાં તેમાં પ્રતિષ્ઠા કરી હતી

વિનયમંડન પાઠક ઉપાધ્યાયે પણ ઉપરોક્ત શત્રુંજયના ઉત્સવમાં સારો ભાગ લીધો હતો તેમના શિષ્ય વિવેકધીર ગણિ અને આપણા કવિ જયવંત સૂરિ વિવેકધીરે ઉક્ત ઉત્સવની પ્રશસ્તિ સંસ્કૃતમાં રચી. તે ઉપરાંત તેજ સમયમાં લાવણ્યસમયે (જુઓ નં ૬૬) આ કર્માશાના ઉદ્ધારની નાની પ્રશસ્તિ સંસ્કૃતમાં પોતાના હસ્તથી લખી છે (સં. ૧૫૮૭) કે જે પ્રશસ્તિ હાલ શત્રુંજયપર કોતરેલી વિદ્યમાન છે વિવેક-

રૂ૦

જે જગિ ધર્મસહાય ગુણાકર સુવિહિતનઇ ધુરિ, કિધ
તસ સીસ ગુણસોભાગ સુનામઈ, જયવંતસૂરિ પ્રસિદ્ધ,
તેણઈ રસીકજન આદર જાણી વિરચઉ સતીસુચરિત્ર,
ઉત્તમ જન ગુણ સુણતા ભણતા, હુઈ જન્મ પવિત્ર ૫૨૮

સંવત સોલ સોહામણો હો, સુલાકરૂઉહો ત્રિત્તાલઉ ઉદાર (સં ૧૬૪૩)
માગસિર સુદિ ચઉદસિ દિનઈ હો દીપતુ રવિવાર ૫૬૧

રૂ૦

દીપતુ રવિવાર સુરોહિણિ સસિ, વરનઇ રૂપરાશિ.
એ ઋષિદત્તા ચરિત્ર વખાણિઉ, જયવંતસૂરિ ઉહલાસિ,
ન્યૂન અધિક જે કંઈ આગમથી મિછા દુક્કડ તાસ,
કવિતા વક્તા શ્રોતાજનની, ફલયો નિતિ દિનિ આસ. ૫૬૨

(પૃ ૨૨ પ ૧૫ ગુ. વિ) ડે૦ ખ ૧,

—ઇતિ ઋષિદત્તા રાસ સંપૂર્ણ ગ્રંથાગ્ર ૯૦૦ શુભ ભવતુ પા ૪૯ પ ૯ આ ક,૨૩–૧૩ મા; ૩૫–૧૨ વી પા, ૧૯–૧૭ લીં,

—સં ૧૭૦૬ વર્ષે ભાદ્રવા વદિ ત્રયોદશી વાર સોમે ગ્રંથાગ્ર ૯૦૦. ૨૮–૧૪ બાલવિજયજી, ૧૯–૧૫ લીં.

## (૨૩૭) નેમિરાજુલ બાર માસ વેલ પ્રબંધ.

આદિ— રાગ મલ્હાર–ધૂરિ દૂહા—

વિમલ વિહંગમવાહિની, માતા ઘઉ વરદાન,
દ્વાદશ માસ સોહામણા, ગાઉં જિન ગુણ ગાન. ૧
વેધક જન મન રીઝવઈ, માનનિ મોહણ વેલિ,
ગુણસોભાગ સોહામણી, વાણી ઘઉ રંગરેલિ. ૨
મુગતિ માનિની મનિ ધરી, રાજુલિ છંડિ નેમિ,
પિઉ વિછુરત ભોજકુયરિકુ, વિરહ કહઈ જિઉ નેમિ. ૩

× × × ×

## ૧૩૬ ક. સહજરત્ન ( આં. ધર્મ્મમૂર્તિ શિ૦ )

**૧ વૈરાગ્યવિનતિ.** સ. ૧૬૦૫ કાર્તિક શુ ૧૩ રવિ નિધરારી ગામમા

આદિ—

આજ સફલ મનોરથ મનતણા, ભગતિઈ ગુણ ગાઉ જિનતણા,
શ્રીય કુંથનાથ દેવ અતિહિ ચંગ, **ની**ધરારિ નયર છઈ બહુઅ રંગ. ૧

*  *  *  *

અંતે—

તૂ સ્વામીય દુખભયભંજણ, તૂ અ સ્વામી શિવપુરમંડણ,
સવત્સર સોલ પચોત્તરઈ કાર્તિક શુદિ તેરસિ રવિ દિનઈ. ૧૩
વિધિ પખિ ગછિ ગિરૂઅડિ ગુણભંડાર, શ્રીય ધર્મ્મમૂરતિ સૂરી સુવિચાર;
આગમ જે સુત્ર વિચારસાર, પડિબોહઈ ભવીયણ તે ઉદાર. ૧૪
ચાલિ—ઈય મંગલકારણ દુરીનિવારણ તરણતારણ જગગરો,
**ની**ધરાર ગામિઈ સુકૃત ઠામિઈ શ્રી શ્રીમાલી જયકરો.
જેહ ભાવ ભગતિઈ એક ચિત્તઈ કુંથનાથ તીર્થંકરૂ,
વણારીસ સહજરત્ન બોલઈ, એહ જિનવર સુરતરૂ ૧૫

—સ. ૧૬૧૮ વર્ષે માહવદિ ૧૩ શનૌ. લક્ષત.

( વિ. ધ. ચોપડો પાના ૧૭૦–૧૭૧ )

**૨ ૨૦ વિહરમાન સ્ત૦** સ ૧૬૧૪ આસો શુદ ૧૦ કાવિઠામા.

આદિ—

સરસતિ દેવીય નમીય પાય, ઊલટ અંગિ આણીય,
મહીયલિ મહાવિદેહ ખેત્ર સાર, જિનવર ગુણ જાણીય.
વિહરમાન વીસહ જિણંદ, થુણિશુ જિન વગતિઈ,
શ્રી સીમધરિ પ્રથમ દેવ ગુણ ગાઉં ભગતિઈ ૧

*  *  *  *

અંતે—

સવત સોલ ચૌદોત્તરઈ એ, આસો માસિ ઉદાર,
શુદિ દશમીં વિજયા દિનિહિ શ્રી ધર્મ્મમૂરતિ ગણધાર. ૮

કર્મફલા ફલ જાણવા મિત્રાનંદ ચરિત્ર
બોલિસિ બહુ બુદ્ધિ કરી સુણજ્યો સહુ ઇકચિત્ત

*  *  *  *

અંતે—

બેવંદણીક ગચ્છે સહિગુરૂ સાર, સકલ કલા કેરો ભંડાર,
શ્રી દેવગુપ્ત વદ્ધ સૂરીસ, કરજોડી કહે તેહનો સીસ  ૧૬
સંઘ કથન થયા ઉલટ ઘણો, રચ્યો રાસ મિત્રાનંદ તણો,
કુંથુ જિણેસર તણે પસાય, રચી ચોપઇ ઉંઝામાંહિ,  ૧૭
કુણ સંવત્સર કેહે માસ, રચ્યો રાસ તે કહું વિમાસ
સંવત સોલ છિંડોત્તરા જાણ, શાકે ચૌદ બહુત્તરિ વખાણ  ૧૮
વદિ વૈશાખ ચોથિ તિથિમાર, મૂલ નક્ષત્ર નિર્મલ રવિવાર
તેણે દિને નિપાયો રાસ, સાંભલતા સવિ પુહચે આસ  ૧૯
સર્વ ગ્રંથની સંખ્યા સુણો, દુહા ચોપાઈ એકઠા ગુણો
ગાહા વસ્તુ તેહમાંહે ભલી, શતકપંચ બાવીસા મિલી.  ૨૦
વસ્તુ એક ચોપઇ સો ચાર, વલી એકતાલીસ અધિક વિચાર,
પ્રાકૃત ગાથા જાણો પંચ, દુહા પંચોત્તરનો સંચ.  ૨૧
અધિકો ઓછો કહિયો જેહ, સહિ ગુરૂ સાખે ખમાવું તેહ
કૃપા કરી કવિ ઉપર બહુ, ખરો કરીને ભણજ્યો સહુ,  ૨૨
ભણે ભણાવે ભાવે જેહ, સંકટ નાસે દૂરે તેહ
એક મના સંભલિસે જેહ, મુગતિ સવિ લહસે તેહ  ૫૨૩

—રાજકોટ યતિના અપાસરાનો ભંડાર.

( દ્વિવંદનીકગચ્છ ઉપકેશગચ્છની શાખા જણાય છે, તેમાં થએલ દેવગુપ્ત સૂરિના પ્રતિમા લેખો સં ૧૫૬૭, ૧૫૯૦, ૧૫૭૩, ૧૫૯૩ અને ૧૫૯૮-ધા મં બને ભાગ તથા નાહરકૃત સંગ્રહમાં મળે છે, તેમાં તે સિદ્ધાચાર્ય સંતાનીય ઓળખાયેલ છે.

તસ પાય પણમી સીસ નામી, દુરિઅદુરગતિખંડણ,
સેવઈ સુરાસુર, થુણઇ ભાસુર, ગરભવાસવિભંજણો.
દ્વિજ ભણઈ દેવીદાસ સેવક, સકલ સંઘ મંગલકરો. ૬૬

—જીર્ણપ્રત. સા. ભં. પાટણ; પત્ર ૪ અને પત્ર ૩. પ્ર. કા.; વિ. ધ.
—ચૈત્ય૦ આદિ સંગ્રહ ભા. ૩

## ૧૩૯ પ્રીતિવિજય (ત. વિજયદાનસૂરિ–આનંદવિજય શિ.)

**(૨૪૦) બારવ્રત રાસ. ૧૬૧૨, માગ શુ. ૧૩ ગુરૂ. સુહાલીમાં.**

આદી—

પ્રણમી સાંતિ જિણેસર સ્વામ, સંપતિ લહીઇ જેહને નામ,
શાંતિ જિણંદતણો ઉપદેશ, સુણજ્યો ભવિકા કહું લવલેશ. ૧
પંચ પ્રમાદ રહિત જિનધર્મ, કીજે જિમ ટાલીજે કર્મ,
જતી શ્રાવક ભેદે દોય, ધર્મ કરે તે સુખીયો હોય. ૨
પ્રથમ ધરમ જતીનો કહું, શાંતિનાથ ચરિત્રથી લહું,
ક્ષિતિપ્રતિષ્ઠિત નગર મઝાર, ધનો સાર્થવાહ તિહાં સાર. ૩

* * * *

અંતે—

સંવત સોલ બહોતરે માન, માગસિર સુદિ તેરસિ જાણ,
સુહાલા નગરે ગુરૂવાર, રચ્યો બારવ્રત રાસ ઉદાર. ૧૮
તપગણગગનવિભાસન ભાણ, શ્રી વિજયદાન સૂરિ ગુણમણિ ખાણ,
તાસ સીસ પંડિત પરધાન, આનંદવિજય ગણિ ગુણહનિધાન. ૧૯
તસ પદપંકજ ભ્રમર સમાન, જસ નામેં સઘલેં જસ માન,
પ્રીતિવિજય કહે ભણતાં એહ, વંછિત સંપદ આવે ગેહ. ૨૦
જિહાં લગેં અવિચલ મેર ભૂધર, ગગને દીપે શશિ દિનકર,
તિહાં લગે પ્રતિપો એહ ચરિત્ર, ભણતાં સુણતાં ચિત્ત પવિત્ર. ૨૧

—ગાથા ૪૬૧. ૧૬–૧૪ લીં.

## ૮૪૦ હર્ષરાજ (પૌ. વિદ્યાચંદ્રસૂરિ–લબ્ધિરાજ શિ.)

(૨૪૧) સુરસેન રાસ. સં. ૧૬૧૩ જેઠ શુ. ૨ શનિ. અમદાવાદમાં.

અંતે—

સંવત સોલ તેરોતરઇએ (૧૬૧૩), જ્યેષ્ઠ માસ સુવિશાલ,
સુદિ પખિ દિન બીજતું, શનિવાર રચ્યું રસાલ. ૨૯
શ્રી પાર્શ્વનાથ પસાઉલઇ, શ્રી ગુરુનઇ ઉપગારિ,
સાધુ પુનિમા પક્ષિમંડણુએ, ઉદયાચલ જિમ દિનકાર. ૩૦
સવેગ રંગિ મલપતા એ, શ્રી ઉદયચંદ સૂરીંદ,
તાસ પાટિ સોહાકરુએ, તારકમાંહિ જિમ ચંદ. ૩૧
શ્રી મુનિચદ્ર સૂરીશ્વરુએ, તાસુ પાટિ પ્રગટ પ્રભાવિ,
વિદ્યમાન વિદ્યાનિધુ એ, ક્રિયાપાલ સુભ ભાવિ. ૩૨

* * * *

નૃપમાંહિ ચક્રીસરુએ, બૂઝાબલિ જિમ ગોવિંદ,
સપ્રતિ શ્રી ગુરુ દીપતાએ, શ્રી વિદ્યાચંદ સૂરીંદ. ૩૫
તાસ સીસ સોહામણાએ, પંડિત શ્રી લબ્ધિરાજ,
રાસ રચિઉ નિય મનિ કરીએ, પંડિત શ્રી હર્ષરાજ. ૩૭
ગુણિ મુનિ સુંદર ગુણનિલોએ, ભાવરાજ ઋષિરાજ,
દેવરાજ મુનીસરુએ, ચેલા શવસી સાર. ૩૮
અહિમદાવાદ નગરમાંહિએ, વિજય સુન્દરન અભિરામ,
હર્ષરાજ પંડિત ભણુઇએ, સીઝઇ વંછિત કામ. ૩૯

—૨૩ પત્ર હામડો ૮૨-હાલા. ભં-પાટણ; ખં ૧.

( સાધુ પૂર્ણિમાગચ્છમાં વિદ્યાચંદ્રસૂરિ–મુનિચંદ્રસૂરિના પટ્ટે થયેલાનો લેખ સં. ૧૫૯૬ નો મળી આવે છે. લેખાંક ૧૧૨૮ ધા. સં. પહેલો ભાગ. )

## ૧૪૧ સિદ્ધિસૂરિ (બિવંદણીકગચ્છ દેવગુપ્તસૂરિ–જયસાગર શિ.)

**(૨૪૨) સિંહાસન બત્રીશી.** સં. ૧૬૧૬ વૈશાખ વદ ૩ રવિ, બારેજા (અમદાવાદ પાસે)માં.

આદિ— વસ્તુ છંદ.

વિશ્વજનની ૨ પાય પણમેવિ,
સયલ વિશ્વસુખકારણી, મુગ્ધજન બુદ્ધિદાતા,
કવિયણ મન આનંદની જગત્રમાંહિં તૂંહિ વિખ્યાતા,
કરજોડી તુમ્હ, વીનવું, દીઓ મુઝ નિરમલ મત્તિ,
કહું કથા વિક્રમતણી, તે સુણજો એક ચિત્તિ. ૧

ચોપઇ.

સરસતિ શુભમતિ દીઓ મુઝ સદા, જિમ વિક્રમ ગુણ ગાઉં મુદા,
પર ઉપગારી રાજ જિય, તારુકથા બોલીસ બહુભિય. ૨
ત્રિભુવનમાંહિ વિક્રમરાય, સત્વવંત ધુરિ સહી કહવાય,
ભૂમંડલ ભડવાઈ કરી, જસ કીરતિ ત્રિભુવન વિસ્તરી. ૩
તાસ કથા બત્રીસે જેહ, ભોજ ભૂપ આગલિ કહી નેહ,
સવિ સંબંધ અછે પ્રત્યેક, તે સુણજો સહુ ધરી વિવેક. ૪
સિંહાસન બત્રીસી તેહ, લોકમાહિં સુપ્રસિદ્ધિ જેહ,
તાસ કથા હું બોલીસ ભલી, સાંભલતાં પૂગી મન રલી. ૫
પહિલું સિંહાસન ઉત્પત્તિ, સાંભલયો તે સહુ એક ચિત્ત,
જોયણ લાખતણે વિસ્તાર, જંબુદ્રીપ છે વૃત્તાકાર. ૬

* * * *

અંતે—

જે છે સંસ્કૃતકથા પ્રબંધ, તે કહ્યો ભોજ તણો સંબંધ,
પ્રાસ રસ અધિકો જાણીઇં, તેહ કારણિ એહ વખાણીઇ. ૬૯
કહી કથા આગેં જેહવી, કેતી કથા કહી કેલવી,
કવિ કહે તેહમાં મદેઘો ખોડિ, ખમાવીઈ સવિહું કરજોડિ. ૭૦

(૨૪૩) કુલધ્વજ કુમાર રાસ. સં. ૧૬૧૮ શ્રા. વ. ૮ રવિ.

અંતે— ઢાલ-માલંતડનુ.

ત્રિવિંદણીક ગચ્છ ગુણનિલું પામી, શ્રી દેવગુપ્તિ સૂરિરાય, સુ.
ગચ્છપતિ ગણનિધિ ગુણનિલુએ, મા૦ સરોમણિ સીસ કહિવાય, સુ.
પંડિત શ્રી જયસાગરૂએ, મા૦ જ્ઞાનતણુ ભંડાર. સુ. ૫૧
તસ પદકમલજ સેવતુએ, મા૦ સિદ્ધિસૂરિ ગણહાર, સુ.
કરજોડી તિ ઈમ કહિ એ મા૦ સીલ તણું સુવિચાર. સુ. ૫૨
કુમર કુલધજ ગાઈઆએ, મા૦ જે જગિ ગુણહ ભંડાર,
સંવત ૧૬૧૮ રોતરઈએ, મા૦ શ્રાવણ માસ રસાલ.
વદિ આઠસ તિથિ જાણીઈએ, મા૦ રવિવાસર સુવિશાલ. ૫૨
તિણઈ દિનિએ રચિઉ રાસએ, મા૦ હરષ ધરી મનરંગિ સુ.
જે ભણઈ સુણઈ નરનારિએ, મા૦ સવિ સુખ તેહનઇ અંગિ. ૫૩
તે લહિ વંછિત સંપદાએ, મા૦ તેહ ધરિ હુઈ ઋદ્ધિ વૃદ્ધિ,
પુત્ર કલત્ર પરિવાર સિઉએ, મા૦ વંછિત પામીઈ રિદ્ધિ. ૫૪

ઇતિ શ્રી કુલધ્વજ કુમાર રાસ સંપૂર્ણઃ-યતિ શ્રી ન્યાનવિજય તત્ શિષ્ય ગ. વિનયવિજયેનાલેખી ( ગુ. વિ.

(૨૪૪) શિવદત્ત રાસ. શકે ૧૪૮૮ (સં. ૧૬૨૩) વર્ષે કૃતઃ-લખ્યા પ્રતિ. સં. ૧૬૬૭ પત્ર ૮ દા૦ ૮૨ હા. ભં. પાટણ.

---

## ૧૪૨ હેમરત્નસૂરિ ( પૌ૦ દેવતિલકસૂરિ-જ્ઞાનતિલકસૂરિ-રાજગણિ શિ. )

(૨૪૪) શીલવતી કથા. ૧૬૦૩ (૧૬૭૩?) પાલીમાં.

અંતે—

પૂનિમ ગછપતિ ગુણનિલો શ્રી ન્યાનતિલક સુરીસ,
જસ પયપંકય સેવતાં પૂજ્યે સયલ જગીસ. ૬૯
તસ પટા પંકજ સૂર સમ શ્રી હેમરતન સૂરીંદ,
સીલ કથા તિણિએ કહી પ્રતપો જાં રવિચંદ. ૭૦

સંવત સોલત્રિસેતરે પાલી નયર મઝારિ,
શીલકથા સાગી રચી પ્રવચન વચન વિચાર. ૭૧
—લિખિતં ગણિ કેશરવિમલ ગણિ શ્રી હાઠ્ઠવાસ મધ્યે–વિ. ધ. ભંડાર.

(૨૪૫) લીલાવતી. ૧૬૦૩—વિ. ધ.
(૨૪૬) મહિપાલ ચોપાઈ-ગાથા ૬૯૬ સં. ૧૬૩૬.
(૨૪૭) ગોરાબાદલ કથા-પદમણી ચોપાઈ. સં. ૧૬૪૭, (૫) ચૈ.
વ. ૧૪ ગુરૂ. સાદડીમાં
(દીપમાં ૧૬૪૫–સોલહરિસ પણૂવાલ–સાદડીપુરમાં.)

આદિ— દૂહા.
સકલ સુખદાયક સદા સિદ્ધિ બુદ્ધિ સહિત ગુણેશ,
વિઘનવિડારણ વિઘકરણ, પહિલો તુઝ પ્રણમેશ. ૧
ચઉ વિશ્ન શિવરંસ ગુણી, નિજુ સમરૂં જસ નાગ,
તિણ દેવી સરસતિ તણું, પદપંકજ કરૂં પ્રણામ. ૨
પદગરાજ વાચક પ્રભૂતિ, પ્રણમું સદગુર પાય,
કેલવંત સાગી કથા, તથા ન લાગેં કાઇ. ૩
નવરસ દાખેં નવનવા, સયણ સભા સિણગાર,
કવીયણ મુઝ કીજ્યે કૃપા, વદના વયણ વિચાર. ૪
વીરા રસ શૃંગાર રસ, હાસ રસ દિન દેજ,
ગાંનિ કમ વિધિ સાંભલો, જ્યું વાધિ તનતેજ. ૫
ગીસ સાગ જગિ ભાખીયે, જસુ પ્રસાદિ શુભ હોઇ,
પદમણિ જિણ પરિ પાલીયો, સાંભલિયો સહુ કોઇ. ૬
ગોરો વાદલ જિંણ ગહિલ, જિન્હ શુધ્ધ બલિવંત,
બોલિસ વાત કઈ યથા, સુણજો સગલા સંત. ૭
રતનસેન રાજા તણું, છલિ રાખી કુલટેક,
ગોરો વાદલ સરિખા, સતધારી સુવિવેક. ૮
ગાનિ કેમ જ્યો ગાજ્યો, વીરા રસ અવિરોધ,
સદસ મેં ગોભા સદી, રહી બાવનવટ રેસ. ૯

યુદ્ધ જીતૌ, જસ પટીયૌ, વસુ પુડિ હુઆ વિખ્યાંત,
ચિત્રકોટ ચાવૌ કિયૌ, સુણુયો તે અવદાત. ૧૦
નર નર પતિ પંડિત સભા, સાંભલયૌ સહુ કોય,
પરચા દાંભન ધન દીઇ, ધ્રમ સંત ધારી કોઇ. ૧૧

અંતે— × × ×

ગોરા વાદલની એ કથા, કહી સુંણી પરંપર યથા,
સાભલતાં મનવંછિત ફલૈ, રોગ સોગ દૂષ દોહગ ટલૈ. ૯૦૧
સાંમ ધરમ સાપુરસા હોઇ, સીલ દ્રિઢ કુલવંતી જોઈ,
હીંદૂ ધ્રમ સત પરમાંણુ, વાગા સુજસ તણા નિસાંણુ. ૯૦૨
ધનિ નારી પદમણિનો સીલ, સંકટ માહિ પાલ્યો સીલ,
સીલ પ્રતાપૈ છૂટૈ રાઈ, ગઢ રાખ્યો જસ હુયો સવાઈ. ૯૦૩
ધનિ પગધારિ નર રજપૂત, સગલી વાતે રાષૈ ભૂત,
ઉતમ પુરસ ચરિત્ર સુપકદ, સુણતાં લહીયૈ પરમાણુંદ. ૯૦૪
પૂનિમ પક્ષ ગિરૂઆ ગણધાર, દેવતિલકસૂરિ સુપકાર,
ગ્યાંનતિલક સૂરીશ્વર તાસ. પ્રતપે પાટૈ બુદ્ધિ નિવાસ. ૯૦૫
પદમરાજ વાચક પરધાંન, પુહવી પ્રગટ સકલ ગુણવાંન,
તાસ સીસ મનરંગૈ ઘણૈં, હેમરતન વાચક ઇમ ભણૈ. ૯૦૬
વાત રચી એ વાદલ તણી, સાંમ ધરમ અતિ સોહાંમણી,
વીરા રસ સિંગાર વિસેષ, સીલ સધર પદમણિ સુવિવેક. ૯૦૭
સુણતાં સુપ ચતુરાઇ વધૈ, નીતરીત સૂરાતન સધૈ,
ઊજમ તેજ હુઇ અતિં ઘણો, વિવિધ કરી જાણૈ મંત્રણો. ૯૦૮

બીજી પ્રતમાં નીચે મુજબ છે.

"સંવત સોલહસૈ સૈતાલ, શ્રાવણ સૂદિ પાંચિમ સૂવિસાલ,
પોહવી પીઠ ઘણુ પરગડી, સબલપૂરી સોહે સાદડી.
પ્રથવી પ્રગટ રાંણુ પ્રતાપ, દિન દિન ચડતે તેજ વિખ્યાત,
તસ મંત્રીસર બુધિનિધાન, કાવેડ્યા કુલતિલક સમાંન.
સાંમ ધરમ ધૂર ભાંમોસાહ, વૈરી વંસ વિધુસણ રાહ,

તસ લઘૂ બાઇ તારાચંદ, અવની નાંખી અવતરીયો ઈંદ.
ધૂરિમ અવિચલ પાલૈ ધરા, સત્રુ સોદ કીયા પાધરા,
તસ આદેસ લહી સદભાવ, વાદલવાન રચી સદભાવ.
સૂંણો તિણો બાંધ્યો પરબંધ, સાંમ ધરમ વીરારસ સંબંધ,
ઉત્તમ આગ હુવૈ અતિ ઘણો, મોદ કમ કર નહિ મંત્રણો."
સાંમ ધરમ પાલંતા સદા, પામૈ નવનિધિ ઘર સંપદા;
[ સુર નર સહુ પ્રસંસા કરે, વરમાલા લે સિવશ્રી વરે ] ૯
ગઢ સિત ગાથા પોઢ સંબંધ, સૂંણતાં પાંમૈ આણંદ કંદ.

કલસ કવિત.

હેમરતનકી બુદ્ધિ છંદ ચોપઈ પ્રથમ કીય,
આગ કછુ વયણ વિશેષ સુકવિ રાજન ગુણ થપીય,
સુદિઢ બંધ સંગ્રામ, સૂર ચિતવેધક વાઇક,
કવિત દૂહા ચોપઈ, ધરે નૌતન નવ લાઇક,
મહિલા અય ઉજ્જલ કરી વીયનરૂપ જીપણ સજે,
રંગ રેપ ભરે ચિત્રામ, ચિર શુભ ક્યારી દરશન ઉપવન મજે. ૯૧૦

દૂહા

કહૂં દોહા કહુ ચોપઈ કહુ કહુ કવિત સુચંગ,
વયણ નીરજ્યુ મિલિ રહૈ, મન હું ત્રિવેણી ગંગ. ૯૧૧
અમરરાણ જેગીંદ સુત, તપે ભાણ દીઢવાંણ,
પ્રિથીનાથ પ્રમાણ પદ મોજલહિર મહિરાંણ. ૯૧૨
પાટ ભગત દિલ્લી પુરા સામ ધરમ પરધાન;
સીધ સકજ રૂપા સુતન, નિરમલ બુધિ નિધાંન. ૯૧૩
ચરાતન વેધક ચતુર, ભેદા લગ ભૂપાલ,
બલ છલ અણુકલ ગાંમ ગ્રમ, વાદલ જ્યું વિરદાલ. ૯૧૪
ગુણગ્રાહક સાયક સુગણ, દન મોજાં દરિયાવ,
સીધ સાદ રાંખૈ સદા, ભાગવિજયનું ભાવ. ૯૧૫

તાસ પિઆરી ચોપઇ મનમાંની અતિમોજ,
તેં દાતા ચિત રીઝવણ બંધે કવિત્ત સચોજ. ૭૧૬
વદિ ચૈતહ સાઠૈ વરસ તિથિ ચોદસિ ગુરૂવાર,
બંધે કવિત્ત સુવિત્ત પરિ, કુંભલમેર મઝાર. ૭૧૭

—ઇતિ શ્રી ગોરાવાદલરિ એ કૌતિક વિષયે પદમણી ચોપઇ સંપૂર્ણમ્. સંવત ૧૭૬૭ વર્ષે પોષ વદિ ૧૦ દિને લિપિચક્રે બ્રહ્રાંમપુરવરે. શુભં ભૂયાત્ દીર્ઘાયુષાં શ્રીરસ્તુ. ( પ્ર૦ કા૦ )

—વિવેકવિજયનો ઉદયપુર ભં.— ( દે. લા. પુ. ફંડ )

---

## ૧૪૩ કુશલલાભ ( ખ૦ અભયધર્મ શિષ્ય. )

**(૨૪૭)+ માધવાનળ કથા**—પ્રબંધ–ચરિત ( અથવા માધવાનલ કામકુંદલા ચોપાઈ રાસ ) સં. ૧૬૧૬ ફાગણ શુ. ૧૩ રવિવાર જેસલમીરમાં.

આદિ—

વસ્તુ.

દેવિ સરસતિ ૨ સુમતિ દાતાર,
કાસમીર મુખમંડણી બ્રહ્મપુત્ર કર વિણ સોહેં
મોહન તરવર મંજરી મુખમયંક ત્રિભોવન મોહેં
પયપંકજ પ્રણમી કરી આણી મન આણંદ.
સરિસ ચરિત્ર શૃંગાર રસ પભણીસ પરમાણંદ
માધવાનલ ૨ રૂપ નકરંદ. ૧
ચનદહ વિદ્યાધર ચતુર વિદુર જાણિ સુરગુરૂ વિચક્ષણ,
નારદ તું વરનાદ ગુણ લહું અવે બત્રીસ લક્ષણ.
કલા બહુત્તર અતિકુશલ અભિનવ ઇંદ્ર કુમાર;
સુગુરૂ મુખે જિમ સાંભલું વિરચિત તેહ વિચાર. ૨

* * * *

અંતે—

સંવત સોલ સોલોતરઈ, જેસલમેર મઝારિ;
ફાગણ સુદિ તેરમિ દિવસે, વિરચી આદિતવારિ. ૫૪૫
ગાહા દૂહા નેં ચુપઈ, કવિત કથા સંબંધ;
કામકંદલા કામિની, માધવાનલ પ્રબંધ. ૫૪૬
કુશલલાભ વાચક કહઈ, સરસ ચરિત સુપ્રસિદ્ધ;
જે વાચઈ જે સંભલઈ, તીઆં મિલઈ નવ નિધિ. ૫૪૭
ગાથા (ગ્રંથસંખ્યા પૂરાં છસેં) સાડા પાંચસઈ, એ ચુપઇ પ્રમાણ;
તાહ (તેહ) સુણતાં સુખ દીઈ, જિમ જિમ (જે નર) ચતુરસુજાણ. ૫૪૮
રાઉલ (રાઉલ) માલ સુપાટ ધર (માન પટોધર) કુંયર શ્રી હરિરાજ,
વિરચ્યા એહ સિણગાર રસ, તાસ કુતૂહલ કાજ. ૫૪૯
સારદ સુપસાઈ કરી, શીલ તણુઇ અધિકારિ,
ભણઈ સભલઈ તેહ નર, સુખ પામઈ સંસારિ. ૫૫૫

—ઈતિશ્રી માધવાનલ કામકંદલા ચુપઈ રાસ સમાપ્ત.
—ઇતિશ્રી માધવાનલ ચઉપઇ સંપૂર્ણ—ગણિ કનકસાગર લિખિતં.
સંવત ૧૭૪૯ વર્ષે ફાગણ સુદિ તિજ સોમવારે લિખિતં ડોસારીવા મધ્યે
(આ પ્રત મુનિમહારાજશ્રી સિદ્ધિ મુનિજી પાસે છે.
—લિખિતં ગણિ સુમતિવિજય ૧૭-૧૫ આ૦ ક૦
—સ. ૧૮૪૮ જ્યેષ્ઠ શુદિ ૫ શુદિ ૫ શનૌ લં. મુ. ધર્મવિજય
૧૯-૧૮ માં.
+ સાહિત્ય માસિકમાં (સને ૧૯૧૫) ના છુટક છુટક પ્રસિદ્ધ થયેલ છે

(૨૪૮) મારૂઢોલાની ચોપઈ× સં. ૧૬૧૭ વૈશાખ શુદ ૩ ગુરુવાર. જેસલમેરમાં.

આદી—

સકલ સુરાસુર સામિની, સુણિ માતા સરસત્તિ,
વિનય કરીને વીનવું, મુઝ દ્યો અવિરલ મતિ. ૧

જોતાં નવરસ પણ જગિ, સવિહું ધુરિ સિણગાર,
રાગે સુર નર રંજીયે, અબલા તસુ આધાર. ૨
વચન વિલાસ વિનોદ રસ, હાવ ભાવ રતિ હાસ,
પ્રેમ પ્રીતિ સંયોગ સુખ, એ સિણગાર આવાસ. ૩
ગાહા ગૂઢા ગીત ગુણ, ઉક્તિ કથા કલ્લોલ;
ચતુર તણા ચિતરીઝવણ, કહિયે કવિ કલ્લોલ. ૪

ગાહા:—

મણહર નવરસ મજ્જે સુંદરનારીણ સરસ સંબંધ,
નિરૂવમ કઅહિ નિબદ્ધા ગુણ નુ સયણાજણા સુગુણા.
નલવર નયર નરિંદો નલરાય સૂય ઉય સલહ કુમરવરો.
પિંગલરાય તસુ ધૂઆ વનિતા મારવણિ વરણ વસ્તુ.

* * * *

અંતે—

ગાથા સાતસઈ એહ પ્રમાણ, દૂહા નઈ ચઉપઈ વષાણ;
યાદવ રાઉલ શ્રી હરિ(મેઘ)રાજ, જોડી તાસ કુતૂહલ કાજિ. ૭૦૦
જેણી પરિ કવિ મુષિ સંભલી, તિણિ પરિ મઈં જોડી મનરૂલી;
દૂહા કેઇ પુરાતન અછઇ, ચઉપઇ બંધ કીઉ મઈં પછઇ. ૧
[ અધિકો જે જોડયો છેં બહૂ, 'કવિયણ તે સાંસહજ્યો સહૂ,
પાડયો જિહાં વલી પાંતરો, તેહ વિચારી કરજ્યો ખરો. ]
સંવત **સોલસય સત્તરોતરઈ**, આષાત્રીજિ વાર સુરગુરૂઈ
જોડી જેસલમેર મઝારિ, સુણતાં સુખ પામઈ સંસારિ. ૨
ખરતર ગચ્છ સુગુરૂ ગહગહઇ, વાચક **કુસલલાભ** ઇમિ કહઈ,
મારવણીની એ ચઉપઈ, એ સુણીજ્યો એકમના થઈ. ૩
[ સાંભલતાં પામે સંપદા, રિદ્ધિ વૃદ્ધિ સુખ તિતિ સદા. ]

[ મારવાડમાં ઢોલામારૂની લોકવાર્ત્તા ઘણીજ પ્રસિદ્ધ છે. તેના સંબંધમાં જેસલમેરના રાઉલની પચ્છાથી કવિએ આ કૃતિ બનાવી છે. કૃતિ રસભરેલી અને કૌતુકી છે.] પાનાં ૧૭ ડા. ૮૨ હા. ભં. પ્રાટણ.

—ઇતિ ઢોલા મારૂવણી ચઉપઈ સંપૂર્ણ સં. ૧૬૭૧ વર્ષે વૈશાખ માસે શુક્લપક્ષે ૧૫ દિવસે ગુણરત્નેન લિખિત મિદં જેમ.; ચ.; લી.; આણં.; પાનાં ૨૪-પ્રે. ૨.; ૨૨-૧૯ માં.

× બારોટ કવિ ગોવિંદ ગિલ્લાભાઈ વાફસોંદર્યના ૧૯૭૩ ના માર્ગશીર્ષના અંકમાં પૃ. ૧૭૭ જણાવે છે કે પોતાનીપાસે સં. ૧૬૧૫ ના વૈ. શુ. ૩ ગુરૂવારે જેસલમેરના મહારાજ હરરાજજીની આજ્ઞાથી આ કવિએ બનાવેલી શુદ્ધ અને સમ્પૂર્ણ પ્રત છે. આ પરથી તેણે 'મારૂ ઢોલાની વાર્તા' ના મથાળે વર્તા લખી તેમાં પ્રકટ કરાવી છે.

(૨૪૯) તેજસાર રાસ—સં. ૧૬૨૪ વીરમગામમાં

આદિ— દૂહા.

શ્રી સિદ્ધારથ કુલતિલુ ચરમ જિણેશર વીર
પાઉલિગ પ્રણમી તસતણા ગોયિમનામગિરીર. ૧
જિનહર શ્રી મુનિ ઉપદિસઇ ભવિક લોક સુણ કાજિ
જિન પ્રતિમા જિન સારખી ભાખિ શ્રી જિનરાજિ ૨
પ્રતિમા જિનની જિનપરિં આરાહિ એકંતિ
અહિ ભવિ પરભવિ સુખ લહઈ ઈમ ભાખઈ અરિહંત. ૩
જિણહર જિનવર આગલિઈ પૂરઈ જિકા પઇવ
તેજસાર નૃપ તણીપરિં સુખ ભોગઈ સદૈવ. ૪
ચ્યાર રાજ તિણિઈ પામીયા પૂજન તણઈ પ્રંમાણિ
સર્વારથ સિધિ અછઈ લહિસિ શિવ નિર્વાણ. ૫

* * * *

અંત—

શ્રી ખરતર ગચ્છિ સહિ ગુરરાય, ગુરુ શ્રી અભયધર્મ ઉવઝાય
સોલહસઇ ચઉવીસિ સાર, શ્રી વીરમપુર નયર મઝાર. ૧૫
અધિકારઈ જિનપૂજા તણુ, વાચક કુશલલાભ ઇમ ભણુ,
જે વાંચઈ નઈ જે સાંભલઇ, તેહના સહ મનોરથ ફલઇ. ૧૬

—ઇતિ તેજસાર દીપપૂજા વિષયે રાસ સમાપ્ત. સં. ૧૬૪૪ વર્ષે પોસ સુ. ૧૪ રાજપુર નગરે. તપાગચ્છાધિરાજ શ્રીશ્રી. પરમગુરૂ ભટ્ટારક શ્રી હેમવિમલ સૂરિ, તત્ શિષ્ય મુખ્ય પંડિત શ્રી સુમતિમંડણ ગણિ. તત્ શિષ્ય (ચેલા) સહજવિમલેન લિખિતો અયં રાસ,

(પૃ. ૧૩ પં. ૧૫ ગુ. વિ.) રત્ન. ડે.; વીર. પા.

—સંવત્ પાડેશ નવનવતિ સંવત્સરે માર્ગશીર્ષ માસે કૃષ્ણપક્ષે ચતુર્થી દ્વિવસે તિથૌ બુધવાસરે વિધિપક્ષ ગચ્છેશ ભટ્ટારક મુગટામણિઃ શ્રીશ્રી ૫ ગજસાગર સૂરીંદ્ર તત્ શિષ્ય પંડિતપ્રવર શ્રીશ્રી ૪ લલિત-સાગર તત્સિષ્ય ઋષિ મતિસાગર દ્વિતીય ભ્રાતૃ ઋષિ જયસાગર પાર્શ્વે સતિ શ્રી તેજસાર નૃપરાસોઽડ લિષિતોઽસ્તિ. (ઈડર બાઇઓનો ભં.)

—૧૬-૧૫ સંવત્ ૧૭૪૨ વર્ષે શ્રાવણ વદિ ૧૨ દિને આદિત્ય-વારે. સકલગણિગજેંદ્રગણિ શ્રી શ્રી ૧૦૮ સૌભાગ્યવિજય ગણિ તતશિષ્ય પ્રેમવિજય લિ૦ કંઠારીયા મધ્યે (પાલણપુર ભ.)

**(૨૫૦) અગડદત્તરાસ. (પ્રત સં. ૧૬૫૩)**

**૧ સ્તંભન પાર્શ્વનાથ સ્ત૦** ખંભાતમાં.

આદિ—

પ્રભુ પ્રણમુરે પાસજિણેસર થંભણો.
ગુણ ગાવારે મુઝ મન ઉલટ અતિ ઘણો.
ગ્નાંની વિણુરે એહની આદ ન કો લહે.
તોહેં પણિરે ગીતારથ ગુરૂ ઇમ કહે—'

* * * *

અંતે—

ઇમ સ્તવ્યો સ્થંભણ પાસ સ્વાંમી નયર શ્રી ષંભાયતેં,
જમ સદા ગુરૂ શ્રીમુખ સુણિઅ વાંણિ સાસ્ત્ર આગલ સંમતે,
એ આદ મૂરતિ સકલસુરતિ સેવતાં સુખ પાંમીએ,
મનભાવ આંણિ લાભ જાંણિ, કુસલલાભ પજંપએ.

૫—૯ આ. કં.

૨ ગોડીપાર્શ્વનાથ સ્તo

આદિ—

સરસતિ સામની આપ સુરાણી, વચન વિલાસ વિમલ બ્રહ્માણી,
સકલ જેતિ સંસાર સમાણી, પાદ પરણમું જોડિ યુગ પાણિ. ૧

× × × ×

કલસ.

અંતે—તેણિ ધરા જસ તુઝ ઉદધિ નિહાં દ્વિપ અસખિન,
વ્યોમ ધરણિ પાયાલ આણ સુર વહે અખંડિત,
અસુર ઇંદ્રિ નર અમર વિવિધ વ્યંતર વિદ્યાધર,
સેવે તુઝ પાય સય ન માઝ સુજપે નિરંતર,
જગનાથ પાસ જિનવર જયો મનકામિત ચિંતામણી,
કવિ કુશલલાભ સંપતિ કરણ ધવલધીંગ ગોડીધણી. ૨૩

પ્ર. કા.; ૧૪વિ. ધ. ૨-૧૪

૩ +નવકાર છંદ—

આદિ—વંછિત પુરે વિવિધ પરે, શ્રી જિનશાસન સાર,

અંતે—કલશ.

નિત્ય જપીઈ નવકાર સંસાર સંપતિ સુખદાયક;
સિદ્ધમંત્ર શાશ્વતો ઇમ જપે શ્રી જગનાયક,
શ્રી અરિહંત સુસિદ્ધ શુદ્ધ આચાર્ય ભણિજે
શ્રી ઉવઝાય સુસાધુ પંચ પરમેષ્ઠી થુણિજે;
નવકાર સાર સંસાર છે કુશલલાભ વાચક કહે,
એક ચિત્તે આરાધીઈ વિવિધ ઋદ્ધિ વંછિત લહે ૧૭ (ગુ. વિ. મ.)

## ૧૪૪ લાવણ્યકીર્ત્તિ ( ખ૦ ખેમશાખા ગુણરંગ-જ્ઞાનવિલાસ શિ૦ )

**(૨૫૧) રામકૃષ્ણ ચોપાઈ.** સં. ૧૬૧૭ વૈ. શુ. ૫ વિક્રમપુર (વીકાનેર)માં

**અંતે—** ઢાલ નવમી (આઇસઉરે આઇમિત્તઉ મુનિવર ગાઇયઇ)

ભાવ ધરીનઈ ગુણ ગરૂઆ તણા, ગાઇજઇ સસનેહ,
ઉત્તમ સંગઈ ઉત્તમ ફલ હુવઈ, વાત કહઈ સવિ એહ. ૫૩
તિણિ કારણિ નપ સમકિતનઈ વિષઈ, રામ અનઈ ગોવિંદ,
ચરિતાઈ ચારૂ મૂલ જનમ થકી, થુણિયઈ સોહગકંદ. ૫૪
રાજઇ સૂરનસિંહ નરિંદનઈ વિક્રમપુરિ ગહગાહ;
સંવત **સોલહ સય સત્તાહત્તરઈ**, સુદિ પંચમિ વઇસાહ. ૫૫
ખેમ સાખિ જાણીતા જગત્રમઈ, વાચક શ્રી ગુણરંગ.
તાસુ સીસ વાચક ગુરૂ ચિરજયઉ **જ્ઞાનવિલાસ** અભંગ, ૫૬
તાસુ સીસ લવલેસઈ ઉપદિસઇ, **લાવણ્યકીરતિ** એમ
ભણતાં ગુણતાં સાંભલતાં છતાં, થાયઇ અવિચલ ખેમ. ૫૭
કુસલસુગુરૂ સુપસાયઈ નવમી, ઢાલ ધન્યાસી રાગિ,
**લાવણ્યકીરતિ** પભણઈ વાચતાં અધિક વધઇ સોભાગ. ૫૮
ચતુર ચિત્તરંજન એ દાખીયઇ ઇમ લઇ છઠઈ ખંડ;
ભુવનકીરતિ બંધવ સંગમ, સદા, દિન દિન સુજસ અખંડ. ૫૯

—ઇતિશ્રી રામકૃષ્ણ ચરિત્ર ષષ્ટમખંડ સમાપ્ત. સં. ૧૭૧૩ વર્ષે આગસિર વદિ ૪ દિને શ્રી બ્રહાનપુર મધ્યે લિખિતા ચતુઃપ્પદિકા ગ્રંથાગ્રંથ ૧૭૦૦ શ્લોક સંખ્યા. ગાથા ૧૨૦૦ સર્વ સંખ્યા.—પા. ૪૨-૧૫ આ. ક.

**(૨૫૨) ગજસુકુમાલ રાસ.**

**અંતે—**

બંદીવાન છુડાવીયારે, સગલા નગર મઝારો,
મુહમાંગ્યા દીધા ઘણારે, મણ માંણક ભંડારો.
મહમાંણુ કમહું દીધા દેખી, મનરી અંછા કોઇ ન રાખી,
**લાવણકીરતી** ઢાલ જ ભાખી, ચોથી પાંચમાએ તહું સાખી,
જી માતાજી જી હો. ૬

દુહો.

હાથીનો હુ ત્રેતાલવો, દેવકીસુત સુકમાલ,
બાલક જનમ્યો તેહવો, નામૈ ગજસુકુમાલ. ૧

—ઈતિશ્રી ગજસુખમાલજીકી ૯ ઢાલ સંપૂર્ણ. લિખિતં. જૈપર મધ્યે. શ્રી. સમત ૧૯૬૭ શ્રાવણુ સુદિ ૧૧ લિપિકૃતા. (પૃ. ૩. પં. ૧૭ ગુ. (વ.)

## ૧૪૫ વિનયસાગર (ખ૦ જિનહર્ષસૂરિ સંતાનીય માનકીર્તિ–દેવકલશ–સુમતિકલશ શિ૦)

(૨૫૩) સોમચંદ રાજાની ચોપાઈ. સં. ૧૬૧૭ શ્રાવણુ શુદિ ૧૫ બુધ જૈનપુરમાં.

અંતે—

સંવત સોલહ સત્તરઈરે, સવચ્છર સુવિચાર,
સાવણુ માસ સુહાવનઉરે, પૂનિમ તિથિ બુધવાર. ૧૫
નગર જૈણપુર જાણીયરે, નદી ગોમતી તીર,
સકલ સંઘકઈ આગ્રહઈરે, રચી કથા સુગંભીર. ૧૬

* * * *

શ્રી જિણુમદિર સોભતોરે, અજિત જિણેસર નામ. ૧૭
' વડ ખરતર ગચ્છ ભલઉરે, શ્રી જિનહર્ષ સંતાન,
શ્રીમાનકીર્તિ પાઠક ભલારે, વિદ્યારયણુ નિધાન. ૧૮
તાસ શિષ્ય સોહઈ ભલારે, દેવકલસ મુનિરાય,
શ્રી સુમતિકલસ મુનિ જાણીયઈરે, નરવર વંદઈ પાય. ૧૯
તાસ શિષ્ય મુનિ રંગસુરે, વિનયસાગર મુનિ નામ,
સોમચદ ભૂપાલકીરે, કરી કથા અભિરામ. ૨૦

—૩૨૧ પદ્યો. સાગર ભં. પાટણુ.

(૨૫૪) ચિત્રસેન પદ્માવતી રાસ.—૨.

## ૧૪૬ માન ( ખ૦ શિવનિધાન શિ. ) જિનસિંહસૂરિ રાજ્યે.

**(૨૫૫) કીર્ત્તિધર સુકોસલ પ્રબંધ** સં. ૧૬૭૦ દિવાલી. પુષ્કરણમાં.

**અંતે—**

શ્રી ખરતરગચ્છ છાજઈ, શ્રી જિનસિંહ સૂરિ રાજઇ,
સંવત સોલહ સત્તરિ, દીવાલી દિનિ શુભવારિ. ૫૦
ગુણિજન સુણિ ઘણું રીજઈ, મૂરખ કિસું ય કહીજઈ,
હિયઈ હરખ બહુ આણી, મતિ દેઈ સાંભળઉ પ્રાણી. ૫૧
એ સંબંધ રસાલ, સુણતાં લીલવિલાસ,
શ્રી શિવનિધાન ગુરૂ સીસ, કહઈ મુનિ માન જગીસ. ૫૨
શ્રી પુષ્કરણ ચઉમાસઇ, રહતાં ચિત્ત ઉલ્લાસઈ
ભણતાં સંપ સુખદાઈ, સુણતાં લીલ વધાઇ. ૫૩

—(ચંડર બાઇઓનો ભં.)

---

## ૧૪૭ સાધુકીર્તિ ( ખ૦ મતિવર્ધન-મેરૂતિલક-દયાકલશ-અમરમાણિક્ય શિ૦ )

**(૨૫૬) સત્તરભેદી પૂજા.** સં. ૧૬૧૮ શ્રા૦ શુ. ૫ અણહિલપુરમાં

**આદિ—** રાગ પરપદો દૂહા.

જ્યોતિ સકલ જગિ જાગતી હૈ, સરસતિ સમરસુ ભંદ,
સત્તર સુવિધિ પૂજાતણી, પભણિસુ પરમાનંદ.

ગાહા

નવણ વિલેવણ વથ જુગ, ગંધારોહણં ચ પુપ્ફરોહણયં,
માલારુહણ વન્નયં ૨, સુન્નં પડાગાય આભરણે,

*   *   *   *

**અંતે—**

અણહલપુર **શાંતિ** શાંતિ સબ સુખદાઈ, સો પ્રભુ નવનિધિ સિધિ
વાજૈ. ૨ ભ.

શ્રી જિનચંદ સૂરિ ગુરૂ ખરતરિપતિ ધરિ મનવચન તસુ રાજે,
સંવત સોલ અઢાર શ્રાવણ સુદિ પંચમિ દિવસ સમાજે. ૩ ભ.
દયાકલસ ગુરૂ અમરમાણિક (ગુરૂ) તાસ પસાઈ સુવિધિ હું ગાજે.
કહે સાધુકીરતિ કરત જિનસંસ્તવ, ભવિ લીલા ભવિ સુખ પાજે. ૪ ભ.
—સં. ૧૮૨૫ મિતિ જ્યેષ્ઠ સુદિ ૧ શ્રી વિક્રમપુરમધ્યે. (પત્ર. ૪ પ્ર. કા.)
—શ્રી બીકાનેર મધ્યે સંવત ૧૮૧૯ વર્ષે મિતિ જેઠ માસે કૃષ્ણપક્ષે દ્વિતીયા દિને સોમવારે પા ૮-૯. ક. મુ. (મારી પાસે છે.)
(૨૫૭) આષાઢભૂતિ પ્રબંધ. સં. ૧૬૨૪ વિજયાદશમી ગોગિ-ણીપુરમાં.

અંતે—

ખરતર ગચ્છ વાચક થયઉ, મતિવર્ધન નામ
મેરૂતિલક તસુ સીસ જે ગુણ ગણ અભિરામ. ૧૮૨
તાસુ વિનય ગુણી આગલઇ, દયાકલશ મુણીસ
તાસુ સીસ રંગઇ કહઇ, સાધુકીરતિ જગીસ. ૧૮૩
ધમ્મ સોલહ ચઉવીસઇ સમઇ ગોગુણિપુર ઠાણિ,
કિયઉ વિજયદશમી દિણઇ, યહુ ચરિત્ત વિનાણ. ૧૮૪
એ પ્રસ્તાવ મનોહર, નવ રસ સંબંધ,
સાધુકીરતિ મુણિવર રચ્યઉ, આષાઢ પ્રબંધ. ૧૮૫
પાપડ ગોત્રઈ પરવડઉ, શ્રીવંશ શ્રીમાલ
સાહ તેજપાલ કરાવિયઉ, સંબંધ રસાલ. ૧૮૬
ભણિસ્યઈ સુણ જે ગાવિસ્યઈ નરનારી વૃંદ,
કુશલમંગલ અવિચલ ધરઇ, સુગુના આણંદ. ૧૮૭

૨—શત્રુંજય (ચૈત્રી) સ્ત. ૧૬ કડીનું—

આદિ—

પય પ્રણમી રે જિણવરના શુભ ભાવ લઇ,
પુંડરગિરિ રે, ગાઇસુ ગુરૂ સુપસાઉલઇ,
* * * *

અંતે—

કલશ.

ઇમ કરીય પૂજાય થાજો ગહિ સંઘ પૂજા આદરઈ,
સાહમ્મિવચ્છલ કરઈ ભવિયાં, ભવસમુદ્ર લીલા તરઈ,
સપદા સોહગ તેહ માનવ, રિદ્ધિ વૃદ્ધિ બહુ લહઇ,
અમરમાણિક સીસ સુપરઇ, સાધુકીરતિ સુખ લહઇ. ૧૬

—૧—૧૫ (મારી પાસે છે.)

૨-પ્રભાતી ૪ કડી.

આદિ--

રાગ દેશાખ.

આજ ઋષભ ઘરિ આવે, દેખો માઇ૦

અંતે—

ઉત્તમ દાન અમૃતરસ ઊપમ, સાધુકીર્ત્તિ ગુણ ગાવે૦ ૪ આજ૦

( મારી પાસે છે. )

**૧૪૮ દેવશીલ** (સૌભાગ્યહર્ષસૂરિ–સોમવિમલસૂરિ–લક્ષ્મી ભદ્ર–ઉદયશીલ–ચારિત્રશીલ–પ્રમોદશીલશિ. )

(૨૫૮) *વેતાલ પંચવીસી રાસ—સં. ૧૬૧૯ બીજો શ્રાવણ વદ ૯ રવિ વડવા ગામમાં.

---

* "આ રાસ સં. ૧૬૧૯ માં રચાયેલો હોઇ એની ભાષા ૧૬ મા ૧૭ મા સૈકાની છે, અને વિમલપ્રબંધ તથા કાન્હડદે પ્રબંધની ભાષા સાથે તે ઘણી રીતે મળતી આવે છે; અને આથી તે તે સૈકાની ભાષાનું સ્વરૂપ સમજવાને ઉપયોગી થઇ પડશે. કવિ શામળભટ્ટની મડાપચીસીની વાતો મૂળરૂપે જૂની ભાષામાં આમાં છે. વૈતાલપચીસીનું મૂળ કથાસરિત્સાગર અને બૃહત્મંજરી વગેરે સંસ્કૃત ગ્રંથોમાં છે; અને તેમાંથી હિંદી, મરાઠી, બંગાલી વગેરે અનેક ભાષાઓમાં તેમાં કંઈ કંઈ ફેરફાર અને વધારા સાથે ગદ્યમાં કે પદ્યમાં ભાષાન્તરો થયાં છે. બંગાળાના પંડીત જીવાનંદ બી. એ. પ્રકાશિત શ્રી જંભલદત્ત પ્રોક્ત પણ સંસ્કૃતમાં એક વૈતાલ પંચવિંશી છે. એ બધામાં વાર્ત્તાઓની ઘટનામાં કંઈ કંઇ ફેરફાર છે અને કોઈ કોઈમાં એક બીજાથી જુદી જુદી વાર્ત્તાઓ છે.

—રા. જગજીવન દ. મોદી.

આદિ—

સરસતી સામિણિ પય નમી, માગુ ઉચિત પસાય,
કાસમીર મુખમંડણી, વાંણી દિઉ મુઝ માય. ૧
બ્રહ્માપુત્રીનિં નમું, કમલ કમંડલ સાથ;
એક કરિ વીણા ધરી, પુસ્તક જમણિં હાથિ. ૨
હંસવાહનિ હરખિં રમિં. કરિં જગત્રીલ વિલાસ;
જે જગ મૂરખ માંનવી, તેહની પૂરે આસ. ૩
હીઈ ગુખ દુખીઆ નરા, સુખીઆ સંપતિ કોડિ;
મૂરખનિ વિદ્યા દિઈ, જું સમરે પરહોડિ. ૪

× × × ×

અંતે—

તપગચ્છ નાયક ભુવન દિણેહ, શ્રી શ્રી સાૈભાગ્યહર્ષ સુરિંદ,
તસપટિ સોહિં ગુંણગેહ, જયવંતા વહિંરી જગમેહ. ૮૧૩
ગુરૂ શ્રી સોમવિમલ સૂરિરાય, પ્રણમું અહનિસિ તેહના પાય,
તસ પંડિત વર પ્રધાન, લક્ષ્મીભદ્ર નાંમિ સુવિહાણ. ૮૧૪
સીસ સીરોમણિ પંડિતરાય, ઉદયશીલ ગણી પ્રણમું પાય,
ચારિત્રશીલ પંડિત તસ સીસ, સપરિવાર વદુ નીસદીસ. ૮૧૫
પ્રમોદશીલ પંડિત ગુરૂરાય, તેસહિ ગુરૂના પ્રણમી પાય;
કરી ચોપાઈ નાંમ વેતાલ, પચવીસેં એ કથા રસાલ. ૮૧૬
સવત સોલ ઉંગણીસા વર્ષ, બીજે શ્રાવણ શાંમલ પખ્ખ;
નુમ તણો દિન રવિવાર, નક્ષત્ર પુનર્વસુ આવ્યું સાર. ૮૧૭
વડવે ગાંમિ રહ્યા ચોમાસ, રચિઉ વાસુપુજ્યનિં પાસ,
ચાૈપૈકથા સબધ વિનોદ, સાંભલતાં ઉપજે પ્રમોદ. ૮૧૮
દૂહા ગાહા બંધ ચોપાઈ, આઠસિ નિ ત્રેવિસ જે હુઈ;
સાંભલતાં સંકટ સવિ ટલેં, ભણતા સવિ સુખ આવિ મિલે. ૮૧૯
નવિ ચાવે તસ ભૂત વેતાલ, સાહાસ તણી એ વાત રસાલ;
વિનોદરસ રચિ દેવસીલ, ભણતાં ગુણતાં લહીઈ લીલ. ૮૨૦

ઈં સવિમાંહિ મૂરખ ધરી, હઈડે મત નહિં તેહની ખરી;
અક્ષર આઘું પાછું કર્યું, હીન અધિક પાયું નવિ લહ્યું. ૮૨૧
કરજોડી પ્રણમુ કવિરાય, શોધી અક્ષર હવજ્યો હાય;
જિહાં લગે તારા રવિચંદ, કથા રહિજ્યો જિહાં તપેં જિણંદ. ૮૨૨

—ઇતિ શ્રી વેતાલપચવીશી રાસ સંપૂર્ણ. ૧૮૨૯ વર્ષે ચૈત્ર શુદિ ૨ બુદ્ધે સિદ્ધિયોગે પં. શ્રી ૫ શ્રી રાજવિજયગણિ શિષ્ય પં. કૃષ્ણવિજય ગણિ લિપિકૃતં આંતલપુરે શાંતિનાથપ્રસાદાતઃ શ્રે. —પ્ર. કા.

—ઇતિ શ્રી વિક્રમ મહારાજેંદ્ર ગુણોત્કીર્ત્તન વેતાલપંચવીસી કથાયાં વિવિધવિનોદવાર્ત્તાયાં પંચવિંશતિ કથા સંપૂર્ણાઃ સંવત્ ૧૬૯૧ વર્ષે ફાગુણ શુદ્ધિ બીજ રવૌ શ્રી ૬ પુન્યજી વરસિંઘજી લગ્યુ તસ્ય સીક્ષ્ય પંડિત સરોમણિ ઋ. શ્રી ૫ વર્ધમાનજી તસ્ય શિષ્ય ઋ શ્રી ૫ તુલસીદાસ તસ્ય સીસ્ય મુનિ કલ્યાણ લિખિતં શુભં ભવતુ:

—(ચેનસાગરજી ભં. ઉદયપુર)

( સોમવિમલ સૂરિ માટે જુઓ નં. ૧૩૦ )

+ સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા રા. જગજીવનદાસ દયાળજી મોદી, સબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર ખાંભા મહાલ, વડોદરા રાજ્ય. સં. ૧૯૭૨ કિંમત દોઢ રૂપીઓ.

---

## ૧૪૯ આણંદસોમ (ત૦ સોમવિમલસૂરિ શિ૦)

(૨૫૯) + શ્રી સોમવિમલસૂરિ રાસ. સં. ૧૬૧૯ માહ ૧૦, નંદુરબારમાં.

આદિ—

સકલ સદાફલ સેવીઇ, શ્રી ગૌતમ ગણધાર;
મણુહ મનોરથ પૂરણુ, લબધિ તણુ ભંડાર. ૧
સરસતિ સામિણી તુઝ નમું, માગું અવિરલ બુદ્ધિ;
જાસ પસાઇ સંપજેઇ, વચન તણી વર સિદ્ધિ. ૨

સોમગચ્છ ગયણિ ગણિ, સોમવિમલ ગુણધાર;
શ્રી સોમવિમલ સૂરિ તણુ, રચિસુ રાસ વિસ્તાર. ૩
સાર સુગુરૂ ગુણ ગાયતાં, દુઃકૃત દૂરિં જાઈ,
રિદ્ધિ વૃદ્ધિ સુખ સંપદા, નિશ્રઈ નિય ઘરિ થાઈ. ૪
સુરતરૂ સમ સદ્ગિુરૂ સુગુણ, સદાચાર વિચાર;
ભાવિ ભલઇ ભેટઉ ભવિક, જિમ પામુ જયકાર. ૫

× × × ×

અંતે—

લોઢી ગણુડે પાએ લાગું, ગુરૂ સેવા અહનિસિ માગું;
આણંદસોમ પ્રણમઇ પાય, કરિ મઝ ગુરૂ સુપસાય. ૧૫૦

રાગ—મલ્હાર. મોરી આખડી ફરકઇરે. એ ઢાલ.

યુગ પ્રધાન જાણઈ સહુ, જિનશાસન સુરતાનરે.
ગુરૂ ગુણ ગાતાં સંપદા, ચડી વાધઇરે અધિકું વાન. ૧૫૧
મોરા સહિ ગુરૂ વધાવુંરે. સોહાવુંરે તપગચ્છરાય,
નિત પ્રભુમુરે શ્રીગુરૂપાય, જિમ કીજઇરે નિરમલ કાય,
જિમ હુઇરે બહુલું આય, મોરા સહિ ગુરૂ વધાવુંરે.
વિન અમરાદે કુખડી, રૂપરાજ કુલ મિન્ન રે
ધિન્ન સુગુરૂ છજાઈ દીખીઆ, રૂડા સુવિહરે સંઘ સુપ્રસન્ન મો૦ ૫૨
સોભાગહરિય સૂરિ પટિ જયુ, શ્રી હેમવિમલસૂરિ સીસરે.
ચઉવિહ સંઘ ઇણિ પરિ ભણઈ, જયુ ગચ્છપતિરે કોડિ વરીસ મો૦ ૫૩
જા દુ સાયર ચંદલુ, જાં તપઈ તેજિ દિણિંદરે;
તા સોમવિમલસૂરિ ચિર જયુ, સુખ સંપદરે દિઉ આણંદ મો૦ ૫૪
આણંદ સોમકલા મિલી, સંવત ઓગણીસઈ માઘ માસિરે,
દસમી ગુરૂવારિ રચિઉ નંદરબારિ રે રાસ ઉલ્હાસિ. ગો૦ ૫૫
મનરંગિ જે ભણઇ ગુણઈ, સાંભલઇ રાસ રસાલરે,
નવ નિધિ તસ ઘરિ અવતરઇ, સખિ ફૂલીરે અમર રસાલરે. મો૦ ૧૫૬

પ્ર૦ જૈ. ઐ ગુર્જર કાવ્ય સંચય.

( આનો સાર સોમવિમલ સૂરિ ન. ૧૩૦ની નીચે આપ્યો છે. )

(૨૬૦) સ્થૂલભદ્ર સ્વાધ્યાય. સં. ૧૬૨૨ શ્રાવણ શુદિ ૧૦ વૈરાટમાં.

અંતે—

તપગચ્છિ નિર્મલચંદ્ર, શ્રી સોમવિમલ સુરિંદ,
તસ સીસ રચિઉ સઝાય, સાંભલતાં (મન) નિર્મલ થાય.
પૃથિવી રસ સંવત એહ, રુચ કળશુ પ્રમાણિ જેહ,
શ્રાવણુ શુદી દશમી દિવસિં, વયરાટિ થુણિઉ મન હરસિ,
જાં તારા ગયણિ દિણુંદ, જાં સાયર મેરૂ ગિરિંદ,
તાં પ્રતપું જાવલી સોમ, ઇમ ભણઇ આણુંદસોમ.

—વૈરાટ (બૈરાટ) જયપુર રાજ્યમાં આવેલું છે. (૫૩ કડી પ્ર. કા૦)

---

## ૧૫૦ વેલામુનિ અથવા મનસત્ય [ ત૦ વિજયદાન સૂરિ શિ૦ )

(૨૬૧) નવતત્વ જોડિ. ( ચોપાઇ ) સં. ૧૬૨૨ પહેલાં.

આદિ— મંગલ કમલાકંદુ એ ઢાલ.

આદિ જિણુંદ નમેવિએ, નવતત્ત્વ કહઉં સંખેવિગો,
જીવતણા દસ પ્રાણુ એ, પંચઇંદ્રી પંચ પ્રાણુ એ. ૧

* * * *

અંત—

ઇય નવતત્ત્વ વિચારતાં, અધિકી ઉછી ભાખિરે;
વોલી હુઇ અજાણવઇ, તે પામઉ સંઘ સાખિરે. ૬૪
તપગચ્છનાયક સિર ગુરૂ, વિજયદાન ગણધારરે.
વેલઉ મુનિ તસુ આણધરી કહઇ સ્વપર ઉપગારરે. ૬૫

૮—૧૧ ( વિ. ધ. )

બીજી પ્રતમાં નીચે પ્રમાણે છે તે પરથી રચનાર કવિનું નામ મનસત્ય જણાય છે.

અંતે—

ઇય નવ તત્ત્વ વિચારતાં અધિકૂં ઉછૂં ભાખ્યૂંરે,
બોલ્યૂં હુઈ અણુજાંણુવઈ તે પાંમૂં સંઘ સાખિરે,
તપગચ્છનાયક શ્રી ગુરતો શ્રી વિજયદાન ગુણધારરે.
ચેવ્રૂ મનસત આણુધરઇ તુ કહસૂં પરઉપગારરે.
—સંવત્ ૧૬૫૮ વરસે આષાઢ વદિ ૨ સોમે. લેખક પાઠક શુભં
ભવતુ—પત્ર ૮ પ્ર૦ કા.

બને નામના કવિઓ એકજ લાગે છે—(વિજયદાન સૂરિનું સૂરિપદ ૧૫૮૭, સ્વર્ગવાસ સં. ૧૬૨૨. તેથી આ કૃતિ સં. ૧૬૨૨ પહેલાંની છે.

---

## ૧૫૧ ભીમ ભાવસાર.

(૨૬૨) શ્રેણિક રાસ. સં. ૧૬૨૧ ભા૦ શુ૦ વટપદ્ર (વડોદરા) માં

આદિ— રાગ કેદારો.

ગોતિમનઇ સિર નામીય, મનવંછિત ફલ પામીય;
સ્વામીય સેવકની દયા કરીએ. ૧
સારદાનઈ ચરણે લાગુ, સુદ્ધિ બુદ્ધિ માતા હુ માગુ,
ઘો મુઝનઇ વાણી અનોપમ રૂઅડી એ. ૨
ઉલાલાઉ.
રૂડી તે વાણી આપો મુઝ માતા, સિદ્ધાંત સૂત્ર વિસ્તાર
લાખ જોયણનૂ જંબુદીપ, ભરતખંડમાંહિ સાર. ૩
* * +

અંતે—

વટપદ્ર નયર સવત સોલ એકવીસઇ, ભાદ્રપદ સુદિ શુભ (ત)
કલસ. વારે પ્રારંભ દીસઇ.
કાંઇ એક કવિમતિ, કાંઇ એક સાસ્ત્રમનિ સાધસંગતિ પામીઈ,
શ્રેણિક રાસ કીઉ અનિ ઉલ્હાસઇ, જિનવાણી સિર નામીઇ. ૧

ગણતમ પાએ, સારદમાએ, ચિત રાખું ચરણે સમું,
ભાવસાર ભીમ કરજોડી બોલિ, સાધ સહુને ચરણે નમું.
—સંવત ૧૭૦૩ વર્ષે માઘ વદિ ૧૪ ભોમે લિખિતં [ ગુ. વિ. ] ડે.
—સંવત ૧૬૭૨ વર્ષે ફાગુણ વદિ ૮ શુક્રે લિ૦ જોસી સવજી શ્રી સ્તંભતીર્થ સ્થાને લ૦ સુરત ભં. ગોરજી રવિદંસજી દીપહંસજી-છાપરીયા શેરી-સુરત પાસેની પ્રતિ. મ૦ બ૦

---

## ૧૫૨ સુમતિકીર્તિસૂરિ (દિ૦સરસ્વતિગચ્છ જ્ઞાનભૂષણસૂરિશિ.)

(૨૬૩) ધર્મપરીક્ષા સં. ૧૬૨૫ માગશર શુદ ૨ હાંસોટ નગરમાં.

આદિ— ઢાલ રાસની.

ચંદ્રપ્રભ સ્વામી નમીઈ, ભારતી ભુવનાધાર તુ;
મૂલ સંઘ મહીયલિ મહીત, બલાત્કાર ગણ સાર તું. ૧
વિદ્યાનંદિ સ્વામી વિબુધ, મલ્લિભૂષણ મુનિરાય તુ;
લક્ષ્મીચંદ ગુરૂ ગુણનિલોએ, પ્રણમીય તેહના પાય તુ. ૨
વીરચંદ ચર્ચિત ચતુર, ભટ્ટારક ભુવિ ભાણતુ;
જ્ઞાનભૂષણ જ્ઞાનિ ભલોએ, વિદ્યાનું દીઈ દાન તુ. ૩
પંચગુરના પાય નમીય, રચું રાસ મન રંગિ તુ;
ધરમ તણી પરીક્ષાતણુ એ, શાસ્ત્ર જોઈ નિચંત તુ, ૪
ભવીયણ ભલી પરિ સાભલોએ, ધરમાધરમ વિચાર તુ;
દોષ મ લેસ્યો કેહતણુંએ, કહિતાં ન લહું પાર તુ. ૫

* * * *

અંતે— દૂહા.

મૂલ સંઘ મુનિવર ઘણા હવા, સરસતિ ગછિ શૃંગાર,
કુંદકુંદાચારિજ કુલિ, પદ્મનંદ ભવતાર. ૧૧
દેવેંદ્રકીરતિ હવા આગલો, તેહ પટોધર ચંગ;
વિદ્યાનંદિ સ્વામી જયો, મલ્લિભૂષણ ઉત્તુંગ. ૧૨

લક્ષ્મીચંદ શ્રી ગુરૂ નમું, દીક્ષાદાયક એહ;
ધીરચંદ વાંદુ સદા, સીવાંદાયક તેહ. ૧૩

તેહ પાટિ પટોધર, જ્ઞાનભૂષણ ગુરરાય;
આચારિજ પદ આપીયું, તેહનાં પ્રણમું પાય. ૧૪

તેહ કુલકમલદિવસપતિ ,પ્રભાચંદ્ર યતિરાય;
ગુરૂ ગચ્છપતિ પ્રતપો ઘણું, મેરૂ મહીધર જાવ. ૧૫

સુમતિકીરતિ સૂરી રચ્યો, ધર્મ્મપરીક્ષા રાસ;
શાસ્ત્ર ઘણો જોઈ કરી, કીધુ બહુ પ્રકાશ. ૧૬

રયણભૂષણ રાય રંજ્યો, ભંજ્યો મિથ્યા માગ;
જિનભવનાદિક ઉધરઈ, કરઈ બહુવિધ ત્યાગ. ૧૭

મહુઆ કરી શ્રાવક ભલા, ધના આદિ ઉપદેસ;
બહ પ્રેરે પ્રારંભીયો, રચીયો તિહાં લવલેશ. ૧૮

પંડિત તે પ્રેર્યા ઘણું, વણાયગ નિં વારદાસ;
હુંમીટ નયરિ પૂરો કર્યો, ધર્મ્મપરીક્ષા રાસ. ૧૯

સવત સોલ પચવીસ નિં, માર્ગસિર શુદિ બીજવાર;
રાસ રૂડો રલીયામણો, પૂર્ણ હવો છિ આર. ૨૦

ભવીયણ ભાવિ ભાવિજ્યો, કીધો એહ પ્રતિબોધ;
ડાહ્યા હોઈ તે ટાલિજ્યો, જિહાં હોઈ શાસ્ત્રવિરોધ. ૨૩ (?)

પઢઈ ગુણિ જે સાંભલિ, લખઈ લખાવઈ જેહ;
(મુગતિ સુગતિ ને વર લહઈ, સુર નર સેવઈ તેહ.
રૂડો ને રલીયામણો, રાસ રચ્યો છિ એહ.
છઠો અધિકાર પૂરો હવો, ધર્મ્મપરીક્ષા ભેદ. ૧૩ (?)

—ઈતિશ્રી ધર્મ્મપરીક્ષા ષષ્ઠોઽધિકારઃ સંપૂર્ણ સમાપ્તઃ

પૃ. ૮૩ પં. ૧૬ આ. કે.; ખં. ૧; પા. ૩

---

## ૧૫૩ જિનચંદ્રસૂરિ + ( ખ. જિનમાણિક્ય સૂરિ શિ૦ ને પટ્ટધર )

(૨૬૪) દ્રૌપદી. જેસ૦

(૨૬૫) બાર ભાવના અધિકાર. જેસ૦

(૨૬૬) શિયલવતી. જેસ૦

+ જિનબિંબ સ્થાપન સ્ત૦ ૨૪૪. સ. મા. બી.

(૨૬૭) શાંબ પ્રદ્યુમ્ન ચોપઈ. સં. ૧૬૨૦ આસપાસ.

(૨૬૮) બારવ્રતનો રાસ. સં. ૧૬૩૩ ફા. વ. ૫.

આદિ— ( નિગ્રંથી સાધુની ઢાલ )

પાસ જિણેસર પય નમીજી, નામઉં સહગુરૂ સીસ;
દેસવિરતિ હું આદરૂંજી, મનમાહિ ધરિય જગીસ. ૧

---

+ વડલી ગામવાસી રીહડ ગોત્રીય શાહ શ્રીમંત પિતા અને સિરિ-યાદેવી માતાથી સં. ૧૫૯૪ માં જન્મ થયો. દીક્ષા. સં. ૧૬૦૪ માં લીધી. સં. ૧૬૧૨ ના ભાદરવા શુદિ ૯ ને દિને જેસલમેરમાં ત્યાંના રાજા માલદેવે કરેલા ઉત્સવ પૂર્વક આચાર્યપદ મળ્યું, ત્યાર પછી કર્મચંદ્ર મંત્રીના આગ્રહથી વીકાનેરમાં જઈ ક્રિયોદ્ધાર કર્યો ને ત્યાંથી અમદાવાદ શત્રુંજય જઈ ઉક્ત કર્મચંદ્રના આમંત્રણથી દીલ્હીમાં અકબર બાદશાહને પ્રતિબોધી તેમની પાસેથી આષાઢ શુદિ ૯ થી આષાઢ શુદિ ૧૫ સુધીના સાત દિવસો અમારી—જીવવધનિષેધનો હુકમ બહાર પડાવી ફરમાન લીધું હતું અને તે ફરમાન બાદશાહે પોતાના અગિયાર પ્રાંતોમાં મોકલી આપ્યું હતું. ( આ ફરમાન પત્ર હિંદી સરસ્વતી માસિકના ઈ. સ. ૧૯૧૨ ના જૂનના અંકમાં પ્રસિદ્ધ થયું છે. ) વળી બાદશાહે તેમને 'યુગપ્રધાન' એ બિરૂદ આપ્યું હતું. આ મહાપ્રભાવક આચાર્ય થયા છે અને જૈનોન્નતિ માટે અથાગ પરિશ્રમ સેવી અનેક મહાન્ કાર્યો કર્યાં છે. સં. ૧૬૭૦ ના આસો વદિ ૨ ને દિને બેનાતટમાં સ્વર્ગસ્થ થયા.

લક્ષ્મીચંદ શ્રી ગુરૂ નમું, દીક્ષાદાયક એહ;
વીરચંદ વાંદુ સદા, સીક્ષાદાયક તેહ. ૧૩

તેહ પાટિ પટોધરૂ, જ્ઞાનભૂષણ ગુરૂરાય;
આચારિજ પદ આપીઉં, તેહનાં પ્રણમું પાય. ૧૪

તેહ કુલકમલદિવસપતિ ,પ્રભાચંદ યતિરાય;
ગુરૂ ગચ્છપતિ પ્રતપો ઘણું, મેરૂ મહીધર જાંવ. ૧૫

સુમતિકીરતિ સૂરી રચ્યો, ધર્મ્મપરીક્ષા રાસ;
શાસ્ત્ર ઘણા જોઈ કરી, કીધુ બહુ પ્રકાશ. ૧૬

રૂપગુરૂભણ રાય રંજ્યો, ભંજ્યો મિથ્યા માગ;
જિનભવનાદિક ઉધરઈ, કરઈ બહુવિધ ત્યાગ. ૧૭

મહુઆ કરી શ્રાવક ભલા, ધના આદિ ઉપદેસ;
બહુ પ્રેરે પ્રારંભીયો, રચીયો નિર્દ્ધ લવલેશ. ૧૮

પંડિત તે પ્રેર્યા ઘણું, વણાયગ નિં વાગ્દાસ;
હુંગોટ નગરિ પૂરો કર્યો, ધર્મ્મપરીક્ષા રાસ. ૧૯

સંવત સોલ પંચવીસ નિં, માર્ગસિર શુદિ બીજવાર;
રાસ રૂડો રલીયામણો, પૂર્ણ હવો તિ સાર. ૨૦

ભવીયણ ભાવિ ભાવિજ્યો, કીધો એહ પ્રતિબોધ;
ટાલ્યા હોઈ તે ટાલિજ્યો, જિહાં હોઈ શાસ્ત્રવિરોધ. ૨૩ (?)

પઢઈ ગુણિ જે સાંભલિ, લખઈ લખાવઈ જેહ;
(સુગતિ મુગતિ તે વર લહઈ, સુર નર સેવઈ તેહ.
રૂડો તે રલીયામણો, રાસ રચ્યો છિ એહ.
છઠો અધિકાર પૂરો હવો, ધર્મ્મપરીક્ષા એહ. ૧૩ (?)

—ઇતિશ્રી ધર્મ્મપરીક્ષા ષષ્ઠોઽધિકારઃ સંપૂર્ણ સમાપ્ત

પૃ. ૮૩ પં. ૧૬ આ. ક; ખં. ૧; પા. ૩

## ૧૫૩ જિનચંદ્રસૂરિ + ( ખ. જિનમાણિક્ય સૂરિ શિ૦ ને પટ્ટધર )

(૨૬૪) દ્રૌપદી. જેસ૦

(૨૬૫) બાર ભાવના અધિકાર. જેસ૦

(૨૬૬) શિયલવતી. જેસ૦

+ જિનબિંબ સ્થાપન સ્ત૦ ૨૪૪. સ. મા. બી.

(૨૬૭) શાંબ પ્રદ્યુમ્ન ચોપઈ. સં. ૧૬૨૦ આસપાસ.

(૨૬૮) બારવ્રતનો રાસ. સં. ૧૬૩૩ ફા. વ. ૫.

આદિ—

( નિગ્રંથી સાધુની ઢાલ )

પાસ જિણેસર પય નમીજી, નામઉં સહગુરૂ સીસ;
દેસવિરતિ હું આદરૂંજી, મનમાહિ ધરિય જગીસ. ૧

+ વડલી ગામવાસી રીહડ ગોત્રીય શાહ શ્રીમંત પિતા અને સિરિયાદેવી માતાથી સં. ૧૫૯૪ માં જન્મ થયો. દીક્ષા. સં. ૧૬૦૪ માં લીધી. સં. ૧૬૧૨ ના ભાદ્રવા શુદિ ૯ ને દિને જેસલમેરમાં ત્યાંના રાજા માલદેવે કરેલા ઉત્સવ પૂર્વક આચાર્યપદ મળ્યું, ત્યાર પછી કર્મચંદ્ર મંત્રીના આગ્રહથી વીકાનેરમાં જઈ ક્રિયોદ્ધાર કર્યો ને ત્યાંથી અમદાવાદ શત્રુંજય જઈ ઉક્ત કર્મચંદ્રના આમંત્રણથી દીલ્હીમાં અકબર બાદશાહને પ્રતિબોધી તેમની પાસેથી આષાઢ શુદિ ૯ થી આષાઢ શુદિ ૧૫ સુધીના સાત દિવસો અમારી-જીવવધનિષેધનો હુકમ બહાર પડાવી ફરમાન લીધું હતું અને તે ફરમાન બાદશાહે પોતાના અગિયાર પ્રાંતોમાં મોકલી આપ્યું હતું. ( આ ફરમાન પત્ર હિંદી સરસ્વતી માસિકના ઈ. સ. ૧૯૧૨ ના જૂનના અંકમાં પ્રસિદ્ધ થયું છે. ) વળી બાદશાહે તેમને 'યુગપ્રધાન' એ બિરૂદ આપ્યું હતું. આ મહાપ્રભાવક આચાર્ય થયા છે અને જૈનોન્નતિ માટે અથાગ પરિશ્રમ સેવી અનેક મહાન્ કાર્યો કર્યાં છે. સં. ૧૬[illegible] ના આસો વદિ ૨ ને દિને બેનાતટમાં સ્વર્ગસ્થ થયા.

સુવિનાણી પ્રાણી શ્રાવક વ્રતિ ચિત લાય,
મુનિમારગ અતિ દોહિલઉછઈ, એ સુખિ સિદ્ધિ ઉપાય.
—સુવિ૦—એ આંકણી.
તિહ પહિલઉ સમકિત ખરઉછઈ, જિમ મંદિર થિર થંભ,
સમકિત સુરસુખ પામિયઇછઈ, સમકિત સિદ્ધિ સુલભ સુવિ૦ ૨

* * * *

અંતે—

**સંવત સોલહ સય તેતીસઈ,** ફાગુણ વદિ પંચમિ ઉલ્હાસઈ,
**ખરતર** ગછિ ગરૂઉ ગુણ રાજઈ, શ્રી **જિણચંદસૂરિ** ગુરૂપાસિ. ૯૨
શ્રાવિકા ગેલીએ વ્રત લીધા, કીધા નરભવ સફલા આજ,
**પાસ** પસાયઇ એ વિધિ કરતાં, પામિસિ સિવનગરીના રાજ. ૯૩
બારહવ્રત સુધા પાલેવા એમ કરઇ પરિગહ પરિમાણ;
લીલ વિલાસ સદા સુખ પામઇ, વાધઇ દિન દિન કલા વિનાણ. ૯૪
—ઇતિ શ્રી ઇચ્છાપરિણામટિપ્પનકે સંવત્ ૧૬૩૩ વર્ષે ફાગુણ વદિ પંચમી દિને શ્રીમચ્છી ખરતરગચ્છાધિરાજ શ્રી જિનમાણિક્યસૂરિ પટ્ટાલંકાર શ્રી જિનચંદ્રસૂરિ રાજાનાં સ્વહસ્તેન ગેલી સુશ્રાવિકયા ગૃહીતં.
( કુલ ૯૩ કડી છે. આમોદના યતિ ચંદ્રવિજય પાસે પ્રત છે. )



**૧૫૪ રત્નસુંદર.** ( પૌ૦ ગુણમેરૂ સૂરિ શિ૦ )
**(૨૬૬) પંચોપાખ્યાન ચતુષ્પદિ.** ૧૬૨૨ સાણંદમાં.

* * * *

આદિ—

સુગુરૂચરણનુ લહી પસાય, પૂનિમપક્ષપ્રવર ગુરૂરાય;
ગિરૂઆ શ્રી **ગુણમેરૂ સૂરીશ,** વચનભાર તસ બોલે શીસ. ૧૫
દૂહા.
વચનસાર અતિ સરસ, દિઓ જનરંજન દેવ;
વિઘનરહિત વિદ્યા વિભવ, આપિ સદા મુજ એવ. ૧૬

સિદ્ધ વેદ આગમ નિગમ, વ્યાકરણ સ્મૃતિ પુરાણ;
તર્ક છંદ લક્ષણ ભરહ, જ્યોતિષ વૈદ્ય કુરાણ. ૧૭
કામ કાક્ રતિ રહસ્ય વિધિ, સ્વપ્ન શંકુન લખ કોડિ;
નીતિ બુદ્ધિ શ્રુત બલ વિના, નવિ કોઇ જાણે ખોડી. ૧૮
શ્રુતસાયરતટ પામવા. નીતિ બુદ્ધિ દોઇ નાવ,
ધર્મ કર્મનુ પામીએ, જો હોઇ બુદ્ધિ પ્રભાવ. ૧૯
**વિષ્ણુશર્મા વાડવ ભલો, શ્રીગોડ** નાતિ સુજાણ;
સરસ કથા રસ વીનવે, નામે **પંચાખ્યાન**. ૨૦
નહિ વિદ્યા બુદ્ધિ તેટલી, તો કવિસ્યું સ્યો વાદ;
કાંઇ જે અક્ષર લહું, તે ગુરૂચરણપ્રસાદ. ૨૧

ચોપઈ.

**પંચતંત્ર** અછે જેહમાંહિં, નામે **પંચાખ્યાન** કહેવાઇ;
જાણ અજાણ જિમ પ્રીછે બાલ, **બોલિશ ચોપઈમાંહિ** રસાલ ૨૧

આમાં પહેલો અધિકાર પૂરો થાય છે તે અને તે અધિકારમાં કર્તાનું નામ નથી મળતું કારણ કે આના જેવું લખ્યું હોય છે કેઃ—

પંચાખ્યાન પ્રથમ અધિકાર, મિત્ર ભેદ બોલ્યો વિસ્તાર;
પક્ષ પુનિમ શ્રી ગુણમેરૂસૂરિ, **સુગુરૂ સીસ બોલે રસપૂરિ.** પર
કુમર રહ્યા મનમાં રણઝણી, વચન વિષ્ણુશર્માના સુણી;
પ્રથમ કહ્યો મિત્રભેદ વિચાર, ભણી સુણી લહીએ જયકાર.

—ઇતિ શ્રી પંચાખ્યાન રાજનીતિબુદ્ધિશાસ્ત્રે મિત્રભેદ પ્રથમો—ધિકારઃ સંપૂર્ણમ્.

પરંતુ બીજામાં કહ્યું છે કે

મિત્રપ્રાપ્તિ બીજો અધિકાર, વિષ્ણુશર્મા કહે સુણો કુમાર,
પુનિમ ગચ્છ શ્રી ગુણમેરૂ સૂરિ, **રત્નસુંદર** બોલે રસપૂરિ.

—ઇતિ શ્રી પંચાખ્યાને રાજનીતિ બુદ્ધિશાસ્ત્રે મિત્રપ્રાપ્તિ દ્વિતીયો-ધિકારઃ—

૩ જા અધિકારની અંતે પણ ૧ લા પ્રમાણે છે.

૪ થામાં.

પક્ષ પૂનિમ શ્રી ગુણમેરૂસૂરિ, સુંદર શીસ બોલે રસપૂરિ,
૫ મો અધૂરો આમાં છે.

પૃ. ६२ (ખંડિત પ્રશસ્તિ નથી મો. સે. લા.)

પૃ. ७८ અમ૦; દિ. ધ.

( ડા. હર્ટલે પંચતંત્ર સંબંધી ઘણી જબરી શોધખોળ કરી છે; તે પરનાં સર્વ પુસ્તકો દરેક ભાષામાંના જોઇ જોઇ સિદ્ધ કર્યું છે કે પંચતંત્રના મૂળ ઉત્પાદક જૈન છે. આ ચોપાઈ પણ તેમણે જોઈ છે. )

**(૨૭૦) શુકબહોતરી.** ૧૬૩૮ આશો શુદ ૫ સોમ. ખંભાતમાં.

**આદિ—**

ગાથા.

સયલ સુરાસુર ભાથા, મંગલ કલ્યાણ સુજસ જય નિલય,
વરવિજ્જાવયણદાયા, સા શારદ પઉમ પણમામિ. ૧

છપ્પય.

આદિ રિસહજિણનાહ, અજિય સંભવ અભિનંદણ,
સુમઇ પઉમ પ્પહદેવ, સુપાસ ચંદપ્પહ વંદણ.

* * * *

**અંતે—**

( સરસ્વતી સ્તુતિ મોટી છે. પછી ગુરુ સ્તુતિ. )

વસ્તુ— સયલ મંગલ સયલ મંગલ, કરણ જિનરાય,
ચઉવીસે પણમી કરી, ધરિય ચિત્ત સરસત્તિ સામિણિ.
ગુરૂ ગોયમ ગણહર નમી, રિદ્ધિ બુદ્ધિ સુવિશુદ્ધ કરણિ,
સરસ ઝમક પદબંધસ્યું, કથસ્યું કથા રસાલ
અદ્ભુતરિ બુદ્ધેં આગલી, સુગ્રપો ભાલગોપાલ. ૩૩

દુહા— આગે કવિ કહુતાં રહ્યું અધિકિવિ કાંઇ હુંણ,
ધરિ છેહડે ઓછું અધિક, તેં કરસ્યું પરિપુન્ન. ૩૪

ચોપઇ— **સોલસેં અઠત્રીસો** સાર, આસો શુદિ પંચમિ શશિવાર,
પૂનિમપક્ષ ગચ્છપતિ ગણધાર, શ્રી ગુણમેરૂસૂરિ ગુરૂસાર. ૩૫

તાસ સીસ પ્રણમી ગુરૂ પાય, કથા પંડિત દેખી સજિ થાય,
કથા તણો કીજે ઉદ્ધાર, દોષ ન દેસો કોઇ લિગાર. ૩૬

કરૂં કવિત પૂરૂં મનકોડિ, યુગતિ સગતિસ્યૂં બાંધી જોડિ,
સરસ વચન સહૂનાં સાર, કવિ મુખ કહતહૂ જયો જયકાર.

* * * *

અંતે—

સારદ ગુરૂ પસાઈ કરી, ગુરૂ ગચ્છપતિ પાએ અણુસરી,
શ્રી ગુણમેરૂ સૂરિવર સીસ, રત્નસુંદર સૂરિ કહે જગીસ. ૧૬
ગુજ્જરદેશ ત્રંબાવતિ ઠામ, થંભણપાસ તીરથ અભિરામ,
સાંનિધિ શ્રી જિન શાસણિ કરી, એ કહી કથા શુકબહોતરી. ૧૭
છપ્પય ગાહા દૂહા ચોપઈ, વસ્તુ અડયલ પદ બંધેં થઇ,
સંખ્યા સર્વ સુંણિયો સહી, શત ચોવીસ ઉપરિ એકહી. ૧૮
(પંચત્રીસ આગનાઈ)

પ્રસિદ્ધ નાંમ એ શુકબહુત્તરી, બીજો નામ એ રસમંજરી,
મુજ શિરિ બુદ્ધિમતી નહી તેહરી, રચું કવીશ્વરની પરિ જિસી. ૧૯
જાં ધ્રુ તારી શશિહર સૂર, જ્યાં મહિમેરૂ જલનિધિ પૂર,
ભણો ભણાવો નિર્મલબુદ્ધિ, જિમ લહો મન વચ કાયજ સુદ્ધિ. ૨૦
મંગલ પહિલો જિન ચોવીસ બીજો મંગલ ગોયમસીસ,
ત્રીજો મંગલ ગુરૂ અભિધાન, ચોથો જિનશાસન પરધાન. ૨૧

—ઇતિ શ્રી રસમંજરી કથા શુકબહુત્તરી ચોપઇબદ્ધ-લિ. સં. ૧૮૪૦ માગં૦ શુ. ૭ રવિ. શ્રી દ્રાફા મધ્યે. રાજકોટ. યતિ. **અ.; ડે.**

—પાનાં ૧૧૦ સં. ૧૭૫૦ વર્ષે વૈશાખ માસે શુકલ પક્ષે ચતુર્દશ્યાં તિથૌ શનિવાસરે શ્રી જસનગર મધ્યે લિખિતં ગણિ ગિનાંનવિજય ॥ ઉદેપુર. યતિ ચેતનસાગરજીનો ભંડાર.

( પૂર્ણિમાગચ્છના ગુણમેરુ સૂરિ તે સૌભાગ્યરત્નસૂરિના પટ્ટધર હતા. તેમના પ્રતિમાલેખ સં. ૧૫૮૮ અને ૧૫૯૧ ના મળે છે-જુઓ લેખાંક ૧૦૭૦ ભાગ પહેલો અને ૨૯૨ ભાગ બીજો ધા. સં.)

---

## ૧૫૫ હીરકલશ (ખ૦ દેવતિલક ઉ.-હર્ષપ્રભ શિ.)

(૨૭૧) સમ્યકત્વ કૌમુદીરાસ. ૧૬૨૪ માહ શુ. ૧૫ બુધ. સવાલખ દેશમાં.

* * * *

અંતે—

( ઢાલ ધન્યાસી ચઉપઈરી છેહિલી. )

શાસન નામક વીરજિણેસર, પૂજો જઇ નિતુ ચંદણુ કેસરિ,
તસ પટિ સોહમ વંસિ,
ગુણ વરણઉં બહ કંઈ ન જાણઉં, શાખા વયર કુમરની જાણું,
ખરતર ગછિ પ્રશસિ. ૮૭
શ્રી જિણમાણિકસૂરિ ગુરૂપાટ, નામ જપંતાં હુઇ ગહગાટ,
શ્રી જિણચંદ સૂરિંદ,
જસુનામિઈ સવિ વાદી ભાજઇ, કેસરિની પરિ ગુહિર ગાજઇ,
રાજઇ મુણિવરવૃંદ. ૮૮
શ્રી સાગરચંદ્ર સૂરિ આચારિજ, જીએ કીયા મોટા જગિ કારિજ,
જિણિ ઊથાપિ કુશીલ,
થાપિઉં શીલવંત ગછનાયક, એ છઇ મહીમતિ મોટાં વાયક,
પાઇ નમઇ જસુ લીલ. ૮૯
મહિમરાજ વાચક તસુ શીસ, પાટિ તાસુ વલિ વાણારીસ,
દયાસાગર તસુ નામ,
તાસુ સીસ પદવી વાણારી, ન્યાનમંદિર ગુરૂ મહાવિચારી,
પુહવી સારી મામ. ૯૦

મહીયલિ તાસ પાટિ વિખાય, ગુરૂ શ્રી દેવતિલક ઉવઝાય,
તાસુ સીસ સુખદાય,
હર્ષપ્રભુ નામઈ મુનિરાય, હીરકલસ તસ સીસ કહાય,
પામી સુગુરૂ પસાય. ૯૧
**સંવત સોલહસઈ ચઉવીસ**, માહી પૂનિમ બુધ સરીસ,
પુષ્પ નક્ષત્રઈ લેહ,
દેશ **સવાલખ** નયરી જેહ, ધર્મ્મ તણઉ જિહાં વાધ્યુ નેહ,
તિહાં કીધ ચઉપઇ એહ. ૯૨
ઇતિ શ્રી **સમકિતકૌમદિ** ચરીય, મઈ સંખેપઈ એ ઉદ્ધરિય,
વિસ્તરિ ગુરૂમુખિ વાણિ,
ભણઈ ગુણઇ જે સુણઈ અહોનિશિ, ઘરિ બઇઠાં તસુ થાઇ સવિ વસિ,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાંણ. ૬૯૩

—સં. ૧૬૫૨ વર્ષે ભાદ્રવા વદિ ૪ ભોમવારે લિ. વનાસુત પરીખ વીરદાસ સ્વપઠનાર્થં લખાપિતં ગ્રંથાગ્રં ૧૦૫૦ શ્લોકઈ ૩૧–૧૬ (વિ. ધ.)

**(૨૭૨) સિંહાસન બત્રીશી.** સં. ૧૬૩૬ આસો વદ ૨. સવાલખ દેશમાં મેડતામાં.

**આદિ—**

આરાહિ શ્રી **રિષભપ્રભૂ**, યુગલા ધર્મ નિવાર,
કથા કહિસ્યુ **વિક્રમ**તણી, જસુ સાકઉ વિસ્તાર. ૧
સાકઉ વરતિઉ દાંનથી, દાન વડો સંસાર,
વલિ વિસેષે જિણ સાસણે, બોલ્યા પંચ પ્રકાર. ૨
અભવ્ય સુપાત્ર દાંન બિહુ, પ્રાણી મોક્ષ સંયોગ,
અણુકંપા ઉચિય કીરતિ ઉચિત, એ ત્રિહુ દાંને ભોગ. ૩

યતઃ ગાથા—

અભયં સુપત્તદાંણું અણુકંપા, ઉચિય કીત્તિદાંણેય,
દુન્નિ વિમુખો ભણિઉં, તિન્નિ વિભોગાં ઇયં હોઇ. ૪

ભેદ અનંત જિનાગમેં, શ્રાવક કરણિમાંહિ,
તે સવિ વિક્રમ આચર્યા, પ્રગટ્યા પૂન્ય પસાય. ૫
પ્રરવે શ્રી સિદ્ધસેન ગુરૂ, વિક્રમ ગુણ સંબંધ,
કીધી સિંઘાસણકથા, બત્રીશે પરબંધ. ૬
સિંઘાસણરી પૂતલી, વિક્રમનૃપ ગુણપૂર
ધારાધિપ આગલ કહ્યા, બેઠી સભા પડૂર. ૭
હીરકલસ મુનિ તસુ ચરિય, સે આગમ અનુસાર,
સરસતિ ગુરૂ સુપસાઉલે, કીય ચઉપઇ ઉદાર. ૮
પુરૂષારથ ચઉ પરગડો, માલવદેશ મુઝાર,
ધાર નયરી શ્રી ભોજનૃપ, પ્રજાલોક સુખકાર. ૯
ન્યાતિ ચઉરાસી તિહાં વસેં, ધન પરચે નિરકંત,
એસે મહાજન તિહા મલિ, સાદી બારહ પંતિ. ૧૦

શ્રીપુર[૧] ઉસ્પા[૨] મેડતો[૩] પાલી[૪] પોકરવાલ,
ન્યાતિ[૫] પાંટ[૭] હરસિઙર[૮] ટીંડૂ[૯] ડીંડૂવલ.[૧૦] ૧૧
વાયવધેર[૧૧] નરાણિયા[૧૨] પડૈલે પઠેલ[૧૩];
આદી બારહ ન્યાતિ મલિ જિમે ગોઠો મેલ. ૧૨
શ્રીમાલે એસ નાંમ નગરે પલ્લીપુરે મેડતે,
વગો રતહડિડવાંણુ નગરે પટ્ટાણકે પુષ્કરે,
રાજનદર્પ પુરે નરાંણ નગરે ડિંડુકે બાયલે;
પડે પડલિકે સ્થીના દશમિના આર્થ્ય કૃપા પંકાયઃ ૧૩

* * * *

અંતે—

[ઢાલ ઇકિવીસાની.

શ્રી ખરતરે ગણધર ગુરૂ ગોયમ સમઙ, નિતિ કીરે જિનચંદ્ર
સૂરિ પયનમોઃ
તસુ ગચ્છધરે સપ્રતિ પાઠક ગુણતિલક, વડવાગીરે શ્રી વિજય-
રાજ વસુધાતિલક. ૧૪

છંદ.

વસુધાતિલઉ તસ સીસ બોલઈ સંઘનઈ આગ્રહ કરી,
દિસઈ સવાલિખ મે(ડે)હ નયરા સદા જય આણંદ ભરી
સંવત સોલેસે છત્રીસઈ બીજ આસો વદિ કયા,
તિહ કહિય સિંહાસણ બત્રીસી હીરકલસ સુણી યથા. ૧૫
ઇણી ચરિત્તેરે દૂહા ગાહા ચઉપઇ, સહુ અંકેરે બાવીસસઈ;
(એક પ્રત પનરસઇ ૧૫૨૪) બાવીસ (બાવન). થઈ,
કંઈ અધિકઉ ઉછઉ જે ભાસિઉ અલી, તે સદગુરૂ પાએ
નમિ પાંમઉ વલી. ૧૬

છંદ.

પાંમઉ વલી હૂં સંઘ સહૂ મુખિ માન છોડિય આપણઉ,
જે શાસ્ત્ર સાથઈ હવઇમિલતાઓ, તેહ નિરતઉ થાપણઉ.
એ ચરિત સાંભલિ જેય માંનવ દાંન આપઈ નિજ કરઈ,
તે પુન્ય પસાયઈ સુખી થાયઇ રિદ્ધિ પાંમઈ બહુ પરઈ. ૧૭

—ઇતિ શ્રી કલિયુગપ્રધાન દાનાધિકાર શ્રી વિક્રમરાઇ શ્રી ભોજ-નરેંદ્ર સિંહાસણ બત્રીસી ચઉપઈ સંપૂર્ણ સંવત્ ૧૭૧૬ વર્ષે ભાદ્રપદ માસે સિતેતર પક્ષે દિગ્દિશિ તિથૌ પૃથ્વી...વારે લિખિતં મુનિશ્રી વૈરાગ્ય સમુદ્રેણ. શ્રી આગરા નગરે મુનિશ્રી ક્રિયાસાગરગણિ વાચનાય લિખિત. ગ્રંથાગ્ર ૩૩૫૧ માજને. (ગુ. વિ., વિદ્યા.)

—સં. ૧૯૦૧ માહ વ. ૮ લિ. માંડવી મધ્યે જાની વાસદેવ મુરારજી લિખાવિતં ચિરંજીવી પઠનાર્થં તેનેદં પૂસ્તકં જ્ઞાનવૃદ્ધિકરં. શુભં ભૂયાત ૧૧૨-૧૨ ધો.

—ઇતિ દાનાધિકારે શ્રી વિક્રમરાઇ સિહાસણ બત્રીસી પ્રબંધ ચઉપઇ સંપૂર્ણં સંવત ૧૬૯૭ વર્ષે કાતીસુદિ ૧૩ ભુમિ. (મ. બ.)

—ઇતિશ્રી કલિયુગ પ્રધાનાધિકારે શ્રી વિક્રમરાય સિંહાસણ બત્રીસી ચરિત્ર ચોપઇ સંપૂર્ણં છગ સંવત્ ૧૬૭૬ વર્ષે માસે ચૈત્ર વદિ ૧૨ દિને શ્રી અંચલગચ્છે વાચિક પ્રવર વાચિક શિરોમણિ વાચનાચાર્ય વા૦

શ્રીપ રાજકીર્ત્તિ ગણિનાં બાંધવ પંડિત પ્રવર પંડિત શિરોમણિ પંડિત સિરિચક્ર ચૂડામણિ પંડિતોત્તમઃ ॥ પં શ્રી શ્રી ગુણવર્દ્ધન ગણિ શિષ્ય મુનિશ્રી શ્રુત સાગર ગણિ મુનિ દયાકીર્ત્તિ ગણિ પ્રુઃ વિજયકીર્ત્તિ સહિતે લખિતં પાલિગ્રામ સુભસ્થાન મધે. (મ. બ.)

—અધૂરી પ્રત ૧૨-૨૦ માં (બત્રીસપુતલીની વાર્તા એ નામ છે.)

—ઇતિ શ્રી કળિજુગ પ્રધાંન દાંનાધિકારિ શ્રી વિક્રમરાઈ શ્રી ભોજ નરિંદ્ર સીગામણ બત્રીસી ચરીત્ર ચઉપાઇ સંપૂર્ણ...સં. ૧૭૧૦ વર્ષે શ્રાવણ સુદિ ૪ ચોથિ દિનિ સોમિ ઉત્તરા નક્ષત્રિ યાદસા શ્રી સાદા જોહારજિ શ્રી સમારય ગછિ ભણુસાલી લાધાદાસ ભણુસાલી લહૂઆ સુત લિષતં. હીર કીઉ વિક્રમ ચરીત, સહિતિ ત્રીમસતર સિલોક, ભણિ ગુણિ ઈહિરને પરતિ, તિયા નરવછિત થોક. ૧ સમસ્ત શ્લોકા ૩૩૭૦ (મારી પાસે એકજ તે તે છેલ્લું પાનું છે તે પરથી.)

(૨૭૩) કુમતિવિધ્વંસ ચોપાઈ સં. ૧૬૭૭

[આમાં અ-મૂર્ત્તિપૂજક લુંકાને કુમતિ ગણી તેનો નિરાસ કરવાં પ્રયત્ન થયો છે.]

* * * *

અંતે—

જિન સાસન જિન પ્રતિમા નમૈ, સિવસાસન હરિ મદિર રમૈ,
મુસલમાન માનૈ મહિરાબ, પુછો લુકા તુમ્હ કુણ જબાબ. ૮૩
નવિ જિન નવિ સિવ નવિ તૌરકી, મત માંડયો સહુએ મનથકી,
ન ગમૈ આગમ વેદ પુરાણ, ઉતર આપે ગલ્લ પુરાણ. ૮૪
જિનપ્રતિમા પૂજી દ્રૂપદી, તિહાં લુકાને ઉત્તર સદ,
તિણ તો પૂજી પરણણ ભણી, સુરયાભસુર કરણી ઘણી. ૮૫
જંઘાચારણ જે અણગાર, તિહાં કહૈ લબ્ધ તણો ભંડાર,
ઇમ જે ભાખીજે સૂત્ર ઈહાં, તિહાં તિહાં પાપી કહૈ અછૂત્ર. ૮૬

ખંડયો શક્ર સ્તવન યકાર, ખંડયો પડકમણો આચાર
ખંડયા આગમ અંગ ઉપાંગ; તે નરનો નવિ કીજૈ સંગ. ૮૭
મુખ બોલૈ એ સૂત્ર ઉદાર, અક્ષર કાના માત મઝારિ,
ઉછઈ ભણતાં હોઈ અતિચાર, તે પડિકમિયે સુણો વિચાર. ૮૮

........................................................

લુંકે એ ઊખાણો ગ્રહ્યો, અક્ષર કાન્હાઈ પણ લહ્યો,
માહા આના વા દોષ ન કોઈ, પાખંડિયા ઈમ પ્રગટયા જોઈ. ૯૦
ઈણ મતરી સંભલજ્યો વાત, ગુજ્જરદેસ અહમદાવાદ,
લુંકો લેહો તિહાંકિણ વસૈ, મુનિવર પરત લિખૈ અહ નિસૈ. ૯૧
પુસ્તક લિખી લિયૈ મુહમદી, સુખઇ સમાધઇ વસઈ તિહાં સદી,
એક દિવસ નિસુણો તસુ વાત, લિખતાં પાના છોડયા સાત. ૯૨
મુનિવર પારતિખ દેખી ચુક, લુંકા હાથિ પેઠકી ભુખ,
રીસાણો લેહો મનમાંહિ, લુંકા મત માંડયા તિણ ઠાઇ. ૯૩
સંવત પનરહસઈ અઠોતરઈ, જિનપ્રતિમા પુજા પરહરૈ,
આગમ અરથ અવર પરિહરઇ, ઈણ પરિ મથ્યિામતિ સંગ્રહૈ. ૯૪
લખમસીહ તસ મળિયો સીસ, વક્રમતી નૈ બહુલા રીસ,
બિહુ મિલી નિષેધઇ દાન, વિનય વિવેક આણૈ ધ્યાન. ૯૫
પનહર ચોત્રીસૈ સમૈં, ગુરૂવિણ વેસ ધરી અનુક્રમઈ,
સંઘ માહિ તિણ કારણ નહીં, વીતરાગ ઈમ બોલે સહી. ૯૬
પરંપરા નવિ જાણૈ નાથ, જો કિમ લહૈ જિન સાસણ કામ,
વિણ પરંપરા ન લાભઇ ધરમ, કહિ અનુજોગ સૂત્રના મર્મ. ૯૭

* * * *

માહોમાહિ મિથ્યાતી કહૈ, જિન વેલા સમકિત કિમ રહઇ,
મોટા ખરતર તપમત વૈર, માહો માહિ ન ભાજૈ વૈર. ૪
બેટા લુંકા બહુ મનમતી, બેટી કહે મ્હારૈ પાશ્ચંદ જતી,
એક એક સહિસો નવિ મિલૈં, તિણ ઘર સમકિત કિણ પર પલૈ. ૫

* * * *



સોલસઇસૈં સત્તોતર વાસ, કર્ણપુરી નયરી ઉલ્હાસ,
જેઠિ પુનિમ નૈ બુધવારે, શ્રી અવિજિ જોગ અવતાર. ૧૦
ખરતર ગચ્છ સુવિદિત સિણગાર, શ્રી જિનચંદ સૂરિ ગણધાર,
વાદીગંજન સિંઘ અપાર, જેહનિ કોઇ તરણો યંકાર. ૧૧
ગુરૂશ્રી દેવતિલક ઉવઝાય, હરખ પ્રભુ તસુ સીસ કહવાઈ,
નિજ સદગુરનો આયસ લહી, હીરકલસ એ ચોપઈ કરી. ૧૨

—ઇતિ શ્રી કુમતિવિધ્વંસન ચોપઈ સમાપ્ત સં. ૧૬૫૯ વર્ષે ભાદવા વદિ ૧ દિને પંડિત શ્રી ૫ વૃદ્ધિવિજય ગણિ શિષ્ય મુનિ ઉત્તમવિજય લિખિતં આસોપ નગર મધ્યે. (મ. બ.)—વિદ્યા.

## ૧૫૬ હરખચંદ ૧૬૩૯ પહેલાં.

(૨૯૪) પુણ્ય પાપ રાસ (પ્રત. ૧૬૩૯)

## ૧૫૭ લાઉઆ ઋષિ શિ. સં. ૧૬૪૦ પહેલાં

(૨૯૫) માહાભાર રાસ. (પ્રત સં ૧૬૪૦)-વિદ્યા.

(હીરવિજય સૂરિના સમયમાં કર્ણઋષિના ચેલા જગમલના ચેલા જગમાલ ઋષિના ચેલા લહુઆ ઋષિ હતા કે જેનો ઉલ્લેખ 'સૂરીશ્વર અને સમ્રાટ' મા પૃ. ૨૯ મે કરવામાં આવ્યો છે તે અને આ લાઉઆ ઋષિ એક હોવાનો સંપૂર્ણ સંભવ છે. ઉપરોક્ત જગમાલ ઋષિએ સં. ૧૬૩૦ માં પોતાના ગુરૂ પોથી નથી આપતા એવી હીરવિજયસૂરિને જોરસદમા ફર્યાદ કરી પણ એવી ફર્યાદ યોગ્ય નથી એમ જણાવ્યા છતા તે ન સમજ્યો ત્યારે તેને ગચ્છ બહાર કર્યો તેથી જગમાલ પોતાનાં શિષ્ય લહુઆ ઋષિને લઈ પેટલાદ ગઈ ત્યાંના હાકેમને ફર્યાદ કરતાં હીરવિજયસૂરિને પકડવા સીપાઇઓ મોકલાયા વગેરે. આ ૧૬૩૦ નો સમય ને કૃતિનો લખ્યા સં. ૧૬૪૦ અને લગભગ મળે છે.)

અજ્ઞાતકવિ—

અંતે—ધન્ના શાલિભદ્ર રાસ. સં. ૧૬૨૪ આસો સુ. ૭ રવિ

સંવત સોલચઉવીસા સાર, આસો સુદ ૭ આદિતવાર
રંગવી સંઘવીનો સુતજ ખોલિં, એહ સરલોક મેરૂનિ તોલિ. ૪૬

—ઉદયપુર ભં.

આ કદાચ ઋષભદાસની કૃતિ હોય.)

---

## ૧૫૮ હીરવિજયસૂરિ

**(૨૭૬)શાંતિનાથ રાસ** (૧૬૩૦ આસ.)

**(૨૭૭) દ્વાદશ જલ્પ વિચાર** પ્ર. ૧૧ ગા. ૨૫૦ અમ.

**મૃગાવતી**—કે.

**પ્રભાતીઉં** અજબ જ્યોતિ મેરે જિન કી. ૩૦૦ જૈ. પ્ર,

**અંતરીક્ષ પાર્શ્વનાથસ્તવ.**

આ મહાપ્રભાવક અકબર બાદશાહ પ્રતિબોધક જૈનાચાર્યનું સવિસ્તર વર્ણન માટે જૂઓ સૂરીશ્વર અને સમ્રાટ્, તેમણે જંબૂદ્રીપ પ્રજ્ઞપ્તિ પર ટીકા સંસ્કૃતમાં રચી છે. તેમનો જન્મ સં. ૧૫૮૩ માગશર શુદિ ૯ વૃદ્ધશાખીય ઓસવાલ શા કુંરા (કુંવરજી) ને ત્યાં ભાર્યા નાથીથી થયો હતો. જન્મ નામ હીરજી; દીક્ષા પાટણમાં વિજયદાનસૂરિ પાસે સં. ૧૫૯૬ કાર્તિક વદિ ૨ સોમે લીધી. સં. ૧૬૦૭ માં નારદપુરી-નાડલાઇમાં પંડિતપદ અને ત્યાંજ સં. ૧૬૦૮ માઘ શુદિ ૫ ને દિને વાચક પદ અને સં. ૧૬૧૦ પૌષ શુદિ ૫ ને દિને શીરોહીમાં સૂરિપદ મળ્યું હતું. અકબર બાદશાહને ત્રણ વખત મળ્યા હતા, પહેલી મુલાકાત સં. ૧૬૩૯ જેઠ વદિ ૧૩ ને દિને ફતેહપુર સીકરીમાં લીધી ને બાદશાહે પ્રસન્ન થઈ પુસ્તકોનો ભંડાર ભેટ ધર્યો કે જે આગ્રામાં રાખવામાં આવ્યો. પછીની મુલાકાતથી શ્રાવણ વદિ ૧૦ થી ભાદરવા સુદિ ૬

એમ બાર દિવસ જીવદિંસા બંધ રહે તે માટે બાદશાહે ફરમાનપત્રો કાઢયાં હતાં પછી ધીમે ધીમે બાદશાહને જીવદયા પ્રત્યે વાગણી લીધા હતા અને બાદશાહે પોતાના રાજ્યમાં એક વર્ષમાં છ માસ સુધી જીવદયા પાળવાના હુકમો બહાર પાડ્યા હતા. ઘોડા, ગાય, બળદ, ભેંસ અને પાડા વગેરે જીવોનો વધ બિલકુલ બંધ કરાવ્યો હતો. ઘણાં પક્ષીઓને પાંજરાઓમાંથી છુટાં કર્યા હતાં, ઘણા કેદીઓને મુક્ત કર્યા હતા અને આચાર્યના ઉપદેશના પ્રભાવે જીજીયા વેરો બંધ કરી હતો અને શત્રુંજયાદિ તીર્થો કરમુક્ત કર્યા હતાં. તે આચાર્યને 'જગદ્ગુરૂ' નું બિરૂદ પણ આપ્યું હતું. તેમના સંબંધમાં હીરસૌભાગ્ય મહાકાવ્ય સંસ્કૃતમાં દેવવિમળ ગણિએ રચ્યું તેમાંથી તેમજ કૃપા રસકોશ, જગદ્ગુરૂ કાવ્ય વગેરે પરથી અનેક ઉપયોગી હકીકત મળી આવે છે. તેમણે છેવટે ઉનામાં સં. ૧૬૫૨ ના ભાદરવા શુદિ ૧૧ ના દિવસે સ્વર્ગવાસ કર્યો અને ત્યાં તેમના સ્તૂપ માટે અકબર બાદશાહે વીસ વીઘા જમીન આપી હતી અને ત્યાં લાડકીબાઇએ સ્તૂપ બનાવી પદ સ્થાપના કરી હતી. હાલ તે મોજૂદ છે.



## ૧૫૯ ચારિત્રસિંહ (મતિભદ્ર શિ.)

(૨૯૮) મુનિમાલિકા—સં. ૧૬૩૬ વિમલનાથ દીક્ષા કલ્યાણક દિને રાણપુરમાં પ્ર૦ રત્નસમુચ્ચય તથા રાસવિલાસ પૃ. ૨૫૧-૨૯૫.

આદિ—

ચિંતામણિ પ્રમુખ જિન પાયકમલ, પ્રણમું શિવસુખદાય હિ મન ઉલ્લાસ,
પુંડરીક શ્રી ગૌતમ આદિક, ગણધર ગુરૂ મનકમલવિકાસ. ૧

પ્રહ સમઇ શ્રી સાધુ નમું નિત, બાવીસ શ્રમણ સુગુણ ભગવંત,
નામ ગ્રહણ કરિ પાપિ પખાલું, પરમાણંદ સુમતિ વિકસંત. ૨

× × × ×

અંતે—

સંવત સોલ છત્રીસ એ, શ્રી વિમલનાથ સુરસાલ,
દિક્ષા કલ્યાણક દિનઈ, ગ્રંથ શ્રી મુનિમાલ. મ૦ ૩૧
રાણપુરઇ રલીઆંમણઉ, શ્રી શીતલ જિનચંદ,
સૂરવિજય રાજ્યે સદા, સંઘ અધિક આણુંદ. મ૦ ૩૨
શ્રી મતિભદ્ર સુગુરૂ તણઈ, સુપસાયઇ સુપકાર,
ચારિત્રસંઘ વખાણીયઇ, શબ્દ શબ્દ જયકાર. મ૦ ૩૩
મનોહર શ્રી મુનિમાલિકા, ગુણ ગણ પરમાત્મ પુર,
કંઠ ઠવઈ ઉત્તમ જિકો, પામઈ સુખ ભરપુર. મ૦ ૩૪
મહા મુનિસર ગાવતાં, સુરતરૂ સફલ સંભણ,
અષ્ટ મહાસિદ્ધિ ઘર ફલઇ સદા કલ્યાણ.
—મહામુનિ નિત નમુંજી. મ૦ ૩૫

—૩-૧૦ (મારી પાસે છે) જેસલ. પ્ર૦ રત્નસમુચ્ચય
(જેસલમેરની ટીપમાં કવિના ગુરૂનું નામ જિનચંદસૂરિ ખોટું આપ્યું છે.)

---

## ૧૬૦ પુણ્યરત્ન (આં૦ સુમતિસાગરસૂરિ-ગજસાગરસૂરિ.)

### (૨૯૯) નેમિરાસ-યાદવરાસ

આદિ—

સારદ પાય પ્રણમી કરી, નેમિતણા ગુણ હીયઈ ધરેવિ,
રાસ ભણું રલીયામણો, ગુણ ગાઇસ ગિરૂઆ સંખેવિ. ૧
હું બલિહારી યાદવા.
એક રસઉ રથ પાછો વાલિ, અપરાધ ન માઈ કઉ કીઉ
કાંઇ છોડઇ નવ જોવન બાલ, રાજલ પ્રીઉ પ્રતિ ઇમ કહઈ. ૨
હું બલિહારી યાદવા.

× × × ×

ચાસ જિનવર અમર સુખકર તરણુતારણુ તતપરા,
તસ્ય આસ પૂરઇ વિઘન ચૂરઇ સધાસિરવર જિનવરા. જયુ૦ ૭૫
—ઇતિ સનતકુમાર ચક્રવર્તી રાસ સંપૂર્ણ. ૧૪-૧૮ આ. ક. ભં.

---

## ૧૬૧ ભાવરત્ન.

(૨૮૧) કનક શ્રેષ્ઠીનો રાસ સં. ૧૬૩૨ આસો વદ ૭ રવિ.
રસને ચંદ્ર યુગ્મં ત્રીસે મેલી બાંધુ સંવત્સરિરે,
આસો વદિ તીજ ચંદ્ર સાતમિરે, શુભયોગિ રવિવાસરિરે.
(પ્ર૦ ૧૬૬૫ ચૈત્ર વદી ૭ લીં; રત્ન.; ડે.)

---

## ૧૬૨ કનકસોમ (ખ૦ અમરમાણિક્યશિ૦) જુઓ સાધુકીર્ત્તિ નં. ૧૪૭.

(૨૮૨) આષાઢભૂતિ સ૦ સં. ૧૬૩૮ વિજયાદશમી ખંભાત (?)
આદિ—
શ્રી જિનવદનનિવાસિની, સમરી સારદ માયારે
આષાઢભૂતિ ગુણ ગાવતાં, સામણિ કરઉ પસાયારે. ૧
ચતુર સનેહી મોહનાં૦
ચતુર સનેહી મોહનાં, સબગુણજાંણ સયાણારે;
આષાઢભૂતિ મહા મુણી, દેખત ચિત્ત લુભાણારે. ચતુર૦ ૨
× × × ×
અંતે—
ઇણિ પરિ ભાવન ભાવીજઇ, તપ કરી દાન વલિ દીજઇ,
જિન શાસનનઉ સિણગાર, એ મુનિવર થયા ઉદાર. ૫૯
સંવત સોલઇ અઠતીસઇ, દિન વિજય દસમિ સુજગીસઇ,
કહિ કનકસોમ સુવિચાર, સબશ્રી સંઘસું સુપકાર. ૬૦

—चार ढाळ=चोढालीउं. पा. ३–१४ क. मु (मारी पासे छे.)

—२८ तपागच्छे भट्टारक श्री भुवनकीर्त्ति सूरि तत्पट्टे भट्टारक श्री रत्नकीर्त्तिसूरि शिष्य सुमतिविजयेन सं. १७२२ वर्षे शाके १५८७ द्वि० श्रावण कृष्णपक्षे सप्तमी दिने राजनगरे लिखितं. पा. ६–११ गु. वि. भं १, अम०

(२८३) आर्द्रकुमार चोपई सं. १६४८ श्रावण पडवे अमरसरमां-

आदि—

सकल जिनगुरु प्रणमुं पाया, वागदेव सुझ करउ पसाया,
गाइसु आद्रकुमर रिषि राया, जिणि मुनि पाली प्रवचन माया. १
सकल सुहावा लोइ वधावा, आद्रकुमर मुनिकेरे गुणगावा,
मगधदेश त्रिभुवन विख्याता, पुरव मंत मेक रच्यउ विधाता
वसइ सामाइक नाम कुटुंबी, सरल चित्त माया न विडंबी. २

* * * *

सत्रह सूयगडगड़ ए भणयउ, सज संबंध रसाल,
निसुणि आणुसारइ परिसि गाइयउ, छविदयाप्रतिपाल. धन० ४७
संवत सोल चमाला श्रावण धुरई, नयरि अमरसरि सार;
कनकसोम आणंद भगतिभरई, भणुतां सब सुखकार. धन० ४८

—३–१५ मारी पासे छे. जूनी प्रत.

(२८४) मंगलकलश चउपाई सं. १६४९ मागशर शु. मुलतानमां

आदि— फाग ढाळ.

सामणदेवीय सामिणीओ, मुझ मानिधि कीजइ,
पुण्यतणा फल गाइयए, सुणतां मन रीझई,
मंगलकलस तणो प्रबंध, करैवा मुझराग,
शांतिनाथ जिनचरितथी, उधरिस्युं फाग.

* * * *

અંતે—

સંવત સોલહઇ ઉપરિ ગુણ પંચાસ, એ કીધો મંગલકલશ
ચરિત્રવિલાસ૦ ૧૩૯

(દૂહા).

અધિકઉં ઉણઇ જે કહઉ, મિચ્છા દુક્કડ તાસ,
મુંલતાણ માહિ એ રચ્યઉં, મગસિર શુદિ ઉલ્લાસ. ૧૪૦
શ્રી જિનચંદ્ર સૂરીંદ ગુરૂ વર્ત્તમાન ગણધાર,
સુવિહિત મુનિચૂડામણિ યુગપ્રધાન અવતાર. ૧૪૧
ખરતરગચ્છ સુહાગકર અમરમાણિક ગુરૂ સીસ,
કનકસોમ વાચક કહઇ મંગલચરિત્ત જગીસ. ૧૪૨

—પંડિત સમયકીર્ત્તિ ગણિનાઽલેખિ, શ્રી મેદિની તટે;
ચેનસાગર યતિભં. ઉદયપુર.

—લિખિતં વીકાનેર નયરે પા. ૭-૧૩ ક. મુ. (મારી પાસે.)

---

## ૧૬૩ મંગલમાણેક (આગમ-બિડાલંબગચ્છ મુનિરત્ન-સૂરિ-આણંદરત્ન-જ્ઞાનરત્ન-ઉદયસાગર-ભાનુભટ્ટ શિ૦)

(મુનિરત્નસૂરિના પટ્ટધર આણંદરત્નના પ્રતિમા લેખ સં. ૧૫૭૫, લેખાંક ૪૨૧ ભાગ પહેલો અને સં. ૧૫૭૬ લેખાંક ૧૯૫ ભાગ બીજો ધા. સં. માં મળી આવે છે.)

**(૨૮૫) વિક્રમરાજ અને ખાપર ચોરનો રાસ—સં. ૧૬૩૮**
મહા સુદ ૭ રવિ. ઉજ્જયિનીમાં

અંતે—

વિક્રમ સિંહાસન છઇ બત્રીસ, કથા વૈતાલીણી પંચવીસ,
પંચદંડ છત્રની કથા, વિક્રમચરિત્ર લીલાવઇ કથા. ૨૯
પ્રવેસપરકાયની વાત, સીલમતી ખાપરની ખ્યાતિ,
વિક્રમપ્રબંધ અછઈ જે ઘણા, કહઈતા પાર નહી ગુણા. ૩૦

મતિ ડોમાદૂ અભિગૃં ધરી, ગુરુ કવિ મંત ચરણ અનુસરી,
ગદ્યકથા ગ્રંથ ઉદ્ધાર, રચિઉ પ્રબંધ શૃંગારસ સાર. ૩૧
વિદ્યાવતગચ્છ આગમ, આણંદરત્ન સૂરિ અનુપમ,
નામ શીષ્ય મંગલમાણિક્ય, વાચક કરિ કથા આધિક્ય. ૩૨
સંવત સોલ આઠની ત્રીસ ભાદ્ર શુદિ સાતમિ રવિ દીસ,
અંબેલા શુભયોગિ રહી, ઉજ્જેણીઈ કથા એ કહી. ૩૩

........................

—સં. ૧૭૧ () વર્ષે આસો વદિ ૧૩ દિને વાર શુક્ર મહોપાધ્યાય શ્રી ૫ શ્રી વિનયરાજ ગણિ શિષ્ય ગ. શ્રી અમરવિજય લિખિતં ડમાણિ ગ્રામે. (મ બ.)

(૨૮૬) આભડ કથાનક ચોપાઈ શરૂ કરી-૧૬૩૮ જેઠ શુ.૫ ગુરુ-પૂર્ણ કરી ૧૬૩૯ શ્રા. શુ. ૧૩ ઉજ્જેણિમાં-નિગમના ગચ્છમાં

આદિ—

વસ્તુ.

સકલ સુખકર સકલ સંપદ રૂપ ઓંકાર,
પરમેષ્ઠી પંચઈ સહિત, દેવગણિ સારદા ચિત્ત;
આદ્યજ્ઞાન આનંદમય યજ્ઞ બીજ યોગીંદ વંદિત,
ભુવન ત્રણિ ગુણ ત્રણિમય, વિદ્યા શૌદ નિવાસ;
હું પ્રણમૂં પરમાતમા, સર્વ સિદ્ધિ સુખવાસ. ૧

દૂહા.

પરમ જ્યોતિ પરમેશ જે, શ્રી ગુરુ સારદ માય,
આદિ જિનેશ્વર અંતગત, નિત વંદૂં નમ પાય. ૨

* * * *

અનાનિશ અતિ ભક્ષા ભેદ, કથી શાસ્ત્ર પથિ આણ્યા ભેદ,
તે કવિ સાંભ નામા ઉપદેશ, મદી કથા કહું લવલેશ. ૧૨
મિત લાઠજી કીવાગુણી, કરી પ્રાર્થના તેણઈ ઘણી,
મુનિ લાડણના આદર વતી, આભડ કથા કહું રસવતી. ૧૩

વામન પરઈ મંદ હૂં મૂલ, ઉંચા ફૂલ લેવા અનુકૂલ,
વીરકથા કહિવા રસ થાય, તે ગુરૂ ભાનુભટ્ટ મહિમાય. ૧૪
વિડાલંબીયા આગમ પક્ષ, શ્રી મુનિરત્નસૂરીશ્વર દક્ષ,
અષ્ટવિદ્યાની બિરૂદ જેહનું, અંબડ ચરિત રચિઉં તેહનું. ૧૫
ગદ્ય પદ્ય બંધી તે કથા, તાસ સીસ સહૂ સમઝઈ યથા,
મંગલરૂપ રસિક પાવની, કહઇ વિશેષિઈ જનરંજની. ૧૬
અંબડવાત જેણિ નવિ સુણી, તે કિમ નામ ધરાવઈ ગુણી,
નવરસરૂપ સુણઈ જન એહ, અન્ય કથા આદરઈ ન તેહ. ૧૭
સંવત સોલ અડતીસઈ સાર, જેઠ શુદિ પંચમિ ગુરૂવાર,
માંડિઉં રાસ મૂલ સિધિયોગિ, રહી ઉજેણિ પુરી સંયોગિ. ૧૮
અંબડ વિદ્યાધરની કથા, સરસ વિનોદ બુધિમય યથા,
આદર કરી ભણઈ જે નિત્ત, સુણતાં સાહસીક હુઈ ચિત્ત. ૧૯
ધર્મ્મઈ લષિમી દીરઘ આય, ધર્મિઈ વિદ્યા નિર્મ્મલ કાય,
ધર્મઇ યશ પરમારથ સિધિ, ધર્મ્મઇ અખંડ પામિઉ રિધિ. ૧૦
તે ક્ષિત્રી કુણ થાનકિ હૂઉં, કિહાં ગયું સુખી કિમ થયું,
કરિઉ કિસ્યું કાજ કિહાં રહી. મૂલ કથા જોઇઈ તે કહી. ૨૧

વસ્તુ

વીરઅંબડ વીરઅંબડ હૂઉ વિખ્યાત,
વારઈ શ્રી જિન વીરનઈ, પ્રથમ વઇ તે હૂઉં નિર્દ્ધન.
ધનકારણિ તે સેવિવા, ગયુ પાસિ ગોરષ યોગિનિ,
માતપરઈ તસ હિતકરી, દીધ સત્ત આદેશ,
સાહસ બલિ તેણઈ કીયા, થિઉ બલવંત નરેસ. ૨

× × × ×

અંત—

ભટીપાંન નિઝાંમ પસાય, વિદ્યા ભણી ભાનુભટ પાય,
મિત્ર લાડજી સુણિવા કાજિ, વાંચી કથા વિડાલંબી રાજિ,

વિક્રમ પછી ભૂમિગત કરિઉં, તે પીઠ ભોજ વારઇં નીસરિઉં,
સિંહાસન બઇસણિ મન ધર્યું, પૂતલી એ વારિઉં તો રહિઉં. ૩૮
પૂતલી એ વિક્રમરાયના, ગુણ તણી કીધી વર્ણના,
તથા બત્રીસઇં પૂરી હુઈ, પછઇં પીઠ અદૃશ થિઉં સહી. ૩૯
એ બત્રીસ પૂતલી ચરિત્ર, જે સિંહાસનિ હતી વિચિત્ર,
આદિ થિકી જાણિવી કથા, વિદુરે કહી પ્રથમ સર્વથા. ૪૦
ઇમ શ્રી ગોરખ યોગિની તણી, પામી કૃપા અંબડિ ઘણી,
કીધ સિદ્ધિ લિધી તેણઇં સાત, કર્યા આદેશ વિશ્વ વિખ્યાત. ૪૧

વસ્તુ.

એક અંબડ એક અંબડ, સાત આદેશ,
કેશ વ્રત સુંદર રૂવડું, અંબાઈ યોગી વખાણી,
વિમલ રત્નહાર જાતુરાણુ, વળી નવલખી માંકડી જાણી,
રવિ ચંદ્ર દીપક સરસ, આકાશ શંકર દંડ,
સુહડમાંહિ પછે વડઉ, એ સવિ કીધા અખંડ. ૪૨

ચોપઈ.

એ ચિત્ર રૂપ આગઇં નવિ હુઆ, તેણઇં નહીં તે કીધા જાજુઆ,
કીધા જેજે વિકટ ઉપાય, તે સવિ સત્ત્વ તણો મહિમાય. ૪૩
સુવિહિત ગચ્છ આગમીયા નાંમ, વિશાલંબી પાટનઉ ઠામ,
તે અણહિલપુર પાટણિપાસિ, ગુર્જર દેશિ મધ્યનઇં વાસિ. ૪૪
શ્રી મુનિરત્નસૂરિ ગઢ ધણી, આનંદરત્નસૂરિ પટિ ગુણી,
જ્ઞાનરત્ન ગુરગણશૃંગાર, ઉદયસાગર વાચક પરિવારિ. ૪૫
તાસ પટિ મંગલમાણિક્ય, વાચક વિદ્યા ગુણિ ચાણિક્ય,
પંડિત આગલિ તે મતિમંદ, ભાનુભટ ગુરુ વિદ્યાવંદ. ૪૬
રચી ચઉપઇ તાસ પ્રસાદ, અંબડકથા તણો અનુવાદ,
લાડકુંય સુત જીવાતણો, કીધો સાંભલિવા ચૂપ ઘણો. ૪૭
શિષ્ય સાધુ વંચિવા કાજિ, ભણિવા સજ્જનતણી સમાજિ,
ઉમાહો અંગઇં અતિ ધરી, ગુરુ કવિ મત ચરણ અનુસરી. ૪૮

ગયબંધ ચઉપઇનઇ બંધિ, કીધો મિલી નવે સંબંધિ,
ઉછઉં અધિક કહિઉ મઇ જેહ, શુદ્ધ કરી સંત ગુરૂ તેહ. ૪૯
માન આદેશે અંબડ પર્વ, દુહા ચોપઇ વસ્તુ થઇ સર્વ,
શ્લોક સહિત સવાઇ સહી, બાવીસ સઇ સવાને કહી. ૫૦
સિયઇ ચઉરાસી પ્રથમાદેશ, બીજઇ સિયઇ આઠસઠિ અશેષ,
સિયઇ નવ્યાસી ત્રીજઇ ભંખિ, ચોથઇ ત્રિણિસઇ છક વખાંણિ. ૫૧
ત્રિણિ પાંત્રીસ પંચમઇ જોઇ, છઠઇ સિયઇ બિયાસી હોય,
સાયઇ સતાવન સાતમઇ, ચોપઇ સાત આદેશે સવઇ. ૫૨
સંવત સોલ ઉગણ્યુચ્યાસીસ, કાર્તિક સિત તેરશિ શશિદીસ,
સિદ્ધિયોગ શ્રવણ અશ્વિની, અંબડરાસ ચઉપઇ નીપની. ૫૩
ભણતાં બુદ્ધિ શરીરહ સોય, બુદ્ધિથિ કઇ સિદ્ધિ મતિ હોય,
સિદ્ધઇ દેવ ધર્મ ગુરૂભક્તિ, ગુરૂભક્તિથી પામીઇ મુક્તિ. ૫૪
નવરસમય અંબડરાયની, શ્રોતા વક્તા જનપાવની,
વીરકથા બાવઇ જે કહઇ, આદિ પદારથ સહિજઇ લહઇ. ૫૫
જાં રહઇ અંબર અવની ચંદ, જાં વિદ્યાધર ગિરિ ઇંદ,
સાગર મેર દીપનો વાસ, તાં લગિ રહો એ કથા પ્રકાસ. ૫૬
ઊજેણીઇ રહી ચોમાસિ, કથ રચી એ શાસ્ત્ર વિમાસિ,
વિનોદ બુધિ વીર રસ વાત, પંડિત રસિકમાંહિ વિખ્યાત. ૫૭
ભણી પાંન નભજનમ પસાય, વિદ્યા ભણી ભાનુભટ પાય,
મિત્ર લાડકી ગુપ્તિવર કાજ, વાંચી કથા વિકાસંખી રાજિ. ૫૮
કહઇ વાચક મંગલમાણિક્ય, અંબડ કથા રચી અધિકય,
તે ગુરૂ કૃપા તણો આદેશ, પૂરા સાત કર્યા આદેશ. ૫૯
—ઇતિ શ્રી મુનિરત્નસૂરિ વિરચિતે શ્રી ગોરખ યોગિની દત્ત સપ્તાદેશ અંબડ કથાનક ચતુષ્પદિકા સંપૂર્ણ.
—ઇતિ શ્રી મુનિરત્નસૂરીસ, ગોરખયોગિની દીધા સીસ, અંબડ કથાનકઇ આદેશ, કીધા સાતઇ કહિયા વિશેષ. સંવત ૧૭૬૪ વર્ષે વૈશાખ શુદિ દ્વિતીયા દિને વાર બુધે, શ્રી સુરત બંદિર મધ્યે લિખાપિતા.
પા. ૧૭૬ પં. ૮ આ. ક.

## ૧૬૪ હીરકુશલ (ત૦ વિમલકુશલ શિ.)

(૨૮૭) કુમારપાલ રાસ. સં. ૧૬૪૦ અક્કમપુરિમાં.

આદિ— દૂહા.

પયપંકજ જસ પ્રણમતાં, પાંમીજિ સુરરિદ્ધિ,
ત્રિશલાનંદન દુઃખ હરઈ, નામં ગંત્રિ બહુ સિદ્ધિ. ૧
ગજગતિ સરસતિ સમરતાં, લહીઈ વચન રસાલ,
કવિ કોટિ સેવા કરિ, નિમીલયાત મરાલ, ૨
નિજ ગુરુના હૃદયે ધરી, વિમલકુશલ સુપવિત્ર,
હીર કુશલ કહે કવિ જિ સુણીઉ, કુમારપાલ ચરિત્ર. ૩
ત્રિહું ભુવનિ જિશ તેહનું, શાં કીધાં તેણિ કામ,
કહિતાં કવિજન સાંભલઉ. નામ ઠામ તસુ ગામ. ૪

* * * *

અંતે—

શ્રી સોમસુંદર સૂરિ સીસ વાચકવર, તેણિં કરિઉં કુમરનૃપનઉં ચરિત્ર,
તેહ ઊપરિ રચિઉં સંવત સોલોત્તરઈ વર્ષ ચ્યાલીસ અક્કમપુરિ
પવિત્ર. ૧૬ આ.
પ્રવર તપગચ્છપતિ હીરવિજય ગુરૂ, જયવિજય તનૂ વિજયસેન સૂરી,
જણે સોહમ્મ જંબુ સ્વામિગણધરા સેવતાં સંપત્તિ સકલ પૂરી. ૧૭
સુરવધૂ નૃપનઈ કરિ ભામણા.
તસ ગચ્છમાંહિ તેજે કરી દીપતુ, જીપતુ કામરિપુ શીલ શુદ્ધિ,
વિમલ યશ કુમર જસ લીધો ભિચો વિબુધપદ મંડલી
માંહિ પ્રસિધ્ધો. ૧૮
અકલ સીદ્ધ કમલિ રમઈ ભમર પરિ, વીણિ મકરંદ પીઇ મનહ રંગિ,
હીરકુશલ કહિ કુમર નૃપ કંરઝઉં રાસ ભણતાં હુઈ આણંદ અંગિ—
૧૯ સુરવધૂ કુમર.

—સં. ૧૭૦૨ કારતગ સદ ૨ દન સન ઝંઝુવાડા મધે કોઠારીઃ અમંચા લપ નં. ૪૦–૧૩ (આ.)

## ૬૬૫ *નયસુંદર (વડતપગચ્છ ધનરત્નસૂરિ-ભાનુમેરૂ ગણિ શિ.)

(૨૮૮) +રૂપચંદ કુંવર રાસ. સં. ૧૬૩૭ માગશર શુદિ ૫ રવિ. વીજાપુરમાં

આદિ— શ્લોક.

અર્હતસિદ્ધગણીંદ્રોપાધ્યાય સાધૂંશ્વ શારદાં ।
શુરૂં પ્રણમ્ય વક્ષ્યે રૂપચંદરાસં મનોહરં ॥ ૧

શૃંગાર હાસ્ય કરુણારૌદ્ર વીર ભયાનકાઃ ।
બીભત્સાદ્ભુત શાંતાશ્ચ ઇતિ નવરસૈર્યુતં ॥ ૨

વસ્તુ છંદ.

આદિ જિણવર આદિ જિણવર અજિત અરિહંત,
સંભવ અભિનંદન સુમતિ પદ્મપ્રભ સુપાસ શશિપ્રભ (ચંદ્રપ્રભ),
સુવિધિ શીતળ શ્રેયાંસજિન વાસુપૂજ્ય જગગુરૂ વિમલનંદ,
અનંત ધર્મ શાંતિ કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત સ્વામિ,
નમિ નેમિ પાર્શ્વ વીરજિણ, વંદૂં વાંછિત કામિ. ૧

પછી ૨૦ વિહરમાનજિન, પંચપરમેષ્ટી, ગણધરો, ચક્રેશ્વરી આદિ દેવીઓનું, ચાર કડીમાં સ્મરણ કરી પછી સરસ્વતીની તથા ગુરુની સ્તુતિ ૩૫ કડીમાં કરી નીચે પ્રમાણે જણાવે છે—

આગે કવિજન હુઆ અપાર, તે સર્વેને કરી જુહાર,
નિર્ગુણ મન જાણી ઉપકાર, કહું હોય ત્યાં કરજો સાર. ૩૬

* આ કવિવરનું ચરિત્ર મેં સવિસ્તર લખ્યું છે તે માટે જુઓ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૬ ઠું, કે જેની અંદર આ કવિનાં રાસાઓ (આ રૂપચંદ કુંવર રાસ, નળદમયંતી રાસ અને શત્રુંજય ઉદ્ધાર રાસ પ્રકટ થયા છે.) પ્રસ્તાવનામાં કવિચરિત્ર ઉપરાંત મેં આ રૂપચંદ કુમાર રાસનો સાર પણ આપ્યો છે.

કવિત કવિત કરી સહુકો કહે, કવિત ભાવ તો વિરાગ લહે,
સોઈ કવિત જેણે દુશ્મન દહે, પંડિતજન પરખી ગહગહે. ૩૭
શારદ માત વસિ મુજ અંગિ, કરશું કવિતા રૂડે રંગિ,
સુણતાં સરસ સુવેધક બોલ, હર્ષ તણા વધશે કલ્લોલ. ૩૮
ઇષ્ટદેવ પ્રણમી ગુરૂપાય, ગાઈશું રૂપચંદ-ઋષિરાય,
શ્રવણસુધારસ રાસ પવિત્ર, સાંભળજો રૂપચંદ ચરિત્ર. ૩૯
શ્રોતા કવિ વાણિ મત ધરો, રખે કોઈ વિચ વિકથા કરો,
અપ્રતિબદ્ધ સભામાંહિ જોય, કવિ ચતુરાઈ નિષ્ફળ હોય. ૪૦
જિમ નારી સોળે શૃંગાર, આગળ વિફળ અંધ ભર્ત્તાર,
તે ભણી તુમે ચતુર છો સહુ, જાણ પ્રતેં શું કહિયે બહુ. ૪૧
નિદ્રા વિકથા છાંડિ દૂર, ઈક ચિત્તેં સહુ આણંદપૂર,
રૂપચંદ સુકથા-કલ્લોલ, સાંભળજો સહુ કરી નિરોલ. ૪૨

* * * *

અંતે—

ઇમ જે રૂપચંદ મુનિ પરે, ભોગાદિક વિલસી પરિહરે,
સાધે સોઇ કાજ આપણું, ઇહિ ભવેં પરભવેં સુખ લહે ઘણું. ૧
રૂપચંદનો ઇણીપરે રાસ, રચ્યો અંગે આણી ઉલ્હાસ,
કવણ શિષ્ય તે કવિતા હોય, કુણ સંવત્સર કીધો સોય. ૨
શ્રી જિનવર શાસન સુવિવેક, હૂવા અભિનવ ગચ્છ અનેક,
ચંદ્રગચ્છ મૂળગો ઉદાર, સકળ ગચ્છમાં સોહે સાર. ૩
તે શ્રી ચંદ્રગચ્છ શિણગાર, શ્રી ધનેશ્વર સૂરિ ઉદાર,
ચિત્રપુરિ દેશન વિખ્યાત, પ્રતિબોધ્યા દિગપટ સયસાત. ૪
થાપ્યો ચૈત્રગચ્છ ઇતિ નામ, તિહાં ગુરૂ ભુવનચંદ્ર અભિરામ,
સૂરીશ્વર ગિરૂવા ગછપતિ, તાસ શિષ્ય મહા મુનિવર યતિ. ૫
દેવભદ્ર ગુરૂ ગણિ અવતંસ, વીરવચનમાનસસર હંસ,
સંવત બાર પંચાસીએ ચંગ, શુદ્ધ ક્રિયા તપ કર્યો અભંગ. ૬

લઘુ વિનયી **નયસુંદર** વાણિ, છઠ્ઠો ખંડ ચડયો પરિમાણિ;
**મુનિ શંકરલોચન રસમાન**, ભેળે ઈંદુ (૧૬૩૭) જો સાવધાન. ૨૦
એ સંવત્સર સંખ્યા કહી, માર્ગશીર્ષ મંસવાડો સહી. ૨૧
શુદિ પંચમી નિર્મળ રવિવાર, નક્ષત્ર ઉત્તરાષાઢ ઉદાર.
વિજય મુહૂર્ત વૃદ્ધિ યોગ કહ્યો, તવ આ રાસ સંપૂરણ થયો. ૨૨
**વીજાપુર** નર નયર મઝાર, રચ્યો રાસ શારદ આધાર,
હું મૂરખ માનવી અજાણ, જે બોલ્યે તે માત્ર પ્રમાણ. ૨૩
જે જગ વિબુધ સંત કવિપતિ, કરજોડી તસ કહું વીનતિ;
અસદ્વચન જે જાણો અહીં, તે તમે સૂધો કરજો સહી. ૨૪
કેતો ચરિત્ર માંહેલો ચરી, કેતો કહ્યો સ્વબુધ્ધેં કરી,
કેતી વાત સુણી તે કહી, અધિકું ઓછું ખામું સહી. ૨૫
વીતરાગના વચન વિરૂદ્ધ, જે મેં કાંઈ કહ્યું અશુદ્ધ.
જિનવર સંઘ સાખેં જાણજો, તે મુજ મિથ્યા દુષ્કૃત હજો. ૨૬
પ્રથમ (શૃંગાર) રસ થાપિયો, છેડો શાંતરસે વ્યાપિયો,
બોલ્યા ચાર પદારથ કામ, 'શ્રવણસુધારસ' રાસ સુનામ. ૨૭
એ ભણતાં ગણતાં સુખસિદ્ધિ, એ સુણતાં વાધે વરબુદ્ધિ,
એ સુણતાં જાએ મતિમંદ, એ સુણતાં ઉપજે આણંદ. ૨૮
એ સુણતાં સવિ આરતિ ટળે, એ સુણતાં મનવંછિત મિળે.
આવે હર્ષતણા કલ્લોલ, એ સુણતાં મંગળ રંગરોળ. ૨૯
એકમના આણી ઉલ્હાસ, **નયસુંદર** જાણી એ રાસ,
જે નરનારી ભણે સાંભળે, તે ઘર નિશ્ચે અફળાં ફળે. ૩૦

**(૨૮૯) શત્રુંજય (સિદ્ધાચલ) ઉદ્ધાર રાસ.** સં. ૧૬૩૮ આશો શુદિ ૧૩, અમદાવાદમાં.

આદિ— વસ્તુ છંદ.

વિમલગિરિવર વિમલગિરિવર, મંડણો જિનરાય,
શ્રી રિસહેસર પાય નમિ, ધરિય ધ્યાન **શારદા** દેવિય;
શ્રી સિદ્ધાચલ ગાયશુંએ, હીયે ભાવ નિર્મલ ધરેવિય,

શ્રી શત્રુંજગિરિ તીરથ વડો, સિદ્ધ અનંતી કોડી,
જિહાં મુનિવર મુગતેં ગયા, તે વંદું બે કરજોડી. ૧

* * * *

અંતે—

સોલ અડત્રીશે આશો માસે, શુદિ તેરસ કુજવાર,
અહમ્મદાવાદ નયરમાંહિ, મેં ગાયોરે શત્રુંજય ઉદ્ધારકે—ભેટયો. ૧૨૧
વડ તપ ગચ્છ ગુરૂ ગચ્છપતિ, શ્રી ધનરત્ન સુરિંદ,
તસ શિષ્ય તસ પટ જયકરૂ, ગુરૂ ગચ્છપતિરે અમરરત્ન સુરિંદકે— ભેટયો. ૧૨૨
વિજયમાન તસ પટધરરે, શ્રી દેવરત્ન સુરીશ,
શ્રી ધનરત્ન સુરીશ તણારે, શિષ્ય પંડિતરે ભાનુમેરૂ ગણીશકે— ભેટયો. ૧૨૩
તસ પદ કમલ ભ્રમર ભણે, નયસુંદર (દિ) આશીષ,
ત્રિભુવનનાયક સેવનાં, હવે પુગીરે શ્રી સંઘ જગીશકે— ભેટયો. ૧૨૪

કલશ.

ઇમ ત્રીજગનાયક મુગતિદાયક, વિમલગીરીમંડણ ધણી,
ઉધાર શેત્રુંજે સાર ગાયો, સુણ્યો જિન મુગતી ધણી,
ભાનુમેરૂ પંડીત સીસ, દોઇ કરજોડી કહે.
નયસુંદર પ્રભુ પાય સેવા, દેહી દરીશણ જયકરૂ. ૧૨૫

—લિ. લખમિચંદ સિધપુર નગરે-સં. ૧૮૫૫ વઇશાખ વદ ૮ મગલવાસરે. ૪-૧૭ પ્ર૦ શા. ભીમશીમાણેક તેમજ આ. કા. મહો. મૈ. ૬ હું.

(૨૯૦) પ્રભાવતી રાસ. સં. ૧૬૪૦ આશો સુદ ૫ બુધ વિદ્યાપુરી (વીજાપુર)માં.

આદિ— પ્રથમ ઢાલ વેવિનો-આમાકરી દુહા.
પ્રથમ નાથ દાતા પ્રથમ, જગગુરૂ પ્રથમ જુગાદિ,
પ્રથમ જિણંદ પ્રથમ નમુ, જેહે કરી પુણ્યાદિ.

* * * *

અંતે—

ચઉદ્ સિત્તિરી વિદ્યાપુરીને, મઇ રહીયા ચુંમાશિ,
શ્રી સંઘને આગ્રહે ઉલ્લહી, જિન વીર વંદી ઉલાસી. ૩૨૫
સોલ ચ્યાલિશિ વરષિ હરષે, આસો પંચમી ઉજલી,
બુધવાર અનુરાધા નક્ષત્રે પ્રીતિયોગે મનિરૂલી. ૨૬
લઘુવૃત્તિ ઉત્તરાધ્યયનની વર ચૌદ સહસ્રીમાંહિ,
અધ્યયન જોઈ અઢારમું આખ્યાન રચ્યું ઉચ્છાંહિ. ૨૭
આખ્યાન એહ પ્રભાવતીનું નૃપ ઉદાયી ચરિત્ર,
ચદમાદ પરહો પરિહરી, સાંભલો પુણ્ય પવિત્ર. ૨૮
શ્રી વીરશાસન વર વિભાસન ચંદ્રગચ્છ વિશાલ,
ગુરૂ ભવનચંદ્ર વિનેય ગણીવર દેવભદ્ર દયાલ. ૨૯
સંયમ ક્રિયા શુદ્ધ ઉદ્ધરી જેણે કરિઓ તપ ઉદ્દામ,
સંવત બાર પંચાશીઈ થાપ્યું તપાગછ નામ. ૩૦
જુગપવર એ ત્રણિઇ સીસ તેહનાં સૂરિ શ્રી જગચંદ્ર,
દેવેન્દ્રસૂરિ સુદક્ષ ગણધર વિજયચંદ્ર સૂરીંદ. ૩૧
બૃહત્ કલ્પ સુવૃત્તિને, અવસાને એ અધિકાર,
શ્રી વિજયચંદ્ર સૂરીંદથી વૃદ્ધ તપાગચ્છ ઉદાર. ૩૨
મહા પભાવક ગણધર જસ નામે પરમાનંદ,
પાટાનુપટ્ટ અનુક્રમે શ્રી રત્નસિંહ સૂરીંદ. ૩૩
ગુરૂ વલ્લભ જ્ઞાનસાગર ઉદયસાગર સૂરિ,
શ્રી લબ્ધિસાગર ગચ્છપતી પ્રણમતાં પાતિક દૂરિ. ૩૪
તસુ પાટિ મહિમાવંત ગણધર શ્રી ધનરત્ન સુજાંણ,
શીષ અમરરત્ન સૂરીસરૂ, વ્યાકરણ લીહ પ્રમાણ. ૩૫
તેજરત્ન સૂરીવર ગુરૂ, સહોદર તાસ કેરા દોઇ,
શ્રી દેવરત્ન સૂરીસરૂ સહિ ગુરૂ પટ્ટોધર જોઈ. ૩૬
ચારિત્રરયણભંડાર બુધ શ્રી ભાનુમેરૂ ગણીંદ,
ધનરત્ન ગચ્છપતિ તણાં સેવક જયુ જાં રવિચંદ. ૩૭

તસ શિષ્યમાંહિ દક્ષ પંડિત મુખ્ય માણિક્યરત્ન,
લઘુ બાલ કહે નયસુંદરો, કરૈ ભવિકધર્મે યત્ન. ૩૮
દોહિલું માણુસ જન્મ પામી, કરો આલસ દૂરિ,
પૂજા કરો જિનરાજની, પ્રહિ ઉદય.દુતિ સૂરિ. ૩૯
અષ્ટ પ્રકારી સતર ભેદી સારિઈ જિનની સેવી,
પાપ સઘલો પરિહરી આરાધિ દેવાધિદેવ. ૪૦
લક્ષ્મી લહી કર વાવરો, મમ થાઓ કૃપણ અજાંણ,
પામીરે ધન મદ માણ્યો, મ કરશો આપ વખાણ. ૪૧
સત્યવાણી સાર જાણી, વદૂં ગીડડી બાહડી,
તપ ભાવ ભગતેં કરો સગતેં, આરાધો વ્રત આહડી. ૪૨
પરનારિ દોષી ગુણ ઉવેખી, ચપલ મ કરો આંખડી,
આંગી અગિ સુકૃતિ કારણિ જ્ઞાન દરશન પાંખડી. ૪૩
ક્રોધ તાપ શમવાને આરોગુ સરસ સમતા સેલડી,
જિન આણ સાંધી કરો વરેણી સિદ્ધિવધુશિઉ ગેલડી. ૪૪
પરભાંગ ચ્યારે લહી દુર્લભ પુણ્ય પાવડીએ ચડી,
પરમાદ પાપી વશિ પડિનેં રખે જાઓ રડવડી. ૪૫
નહિ વાર લાગે કામ જાગે દુતા ઋદ્ધિ પીઆરડી,
પરપુણ્ય કેરા કાજ કરિવા કો વિલંબ કરો ઘડી. ૪૬
સંપૂરણ આદરી ભગતિ પહિલી ચલાવુ ધર્મવારડી,
ઓસરે સુઆણીઆ વિ અંગે દયા દક્ષણ ઘાટડી. ૪૭
ગુણ સુણી સાધુ ઉદારી કેરા જાણો કર્મદ કાંચડી,
આખ્યાન સુણી પ્રભાવતીનું સુકૃત ભગો ગાંઠડી. ૪૮
ગુણવંત અતિગુણ ગાયતાં જે પુણ્ય સંતતિ કરે ચડી,
સંઘે નિપુણ નયસુંદર કહે થી સઘ હાજો સંપદ વડી. ૪૯

—ઇતિ શુભાવિશ શ્રી પ્રભાવતી રાણી આખ્યાનં ચરમ રાજઋષિ ઉદા. સાધુ ચરિત સંપૂર્ણં. લેખા લાવણ્યસમયગણનાર્થ સં. ૧૧૫૩ વર્ષે

પોસ માસે શુદિ પક્ષે ચતુર્દશી ગુરૌ લષિતં-૧૮-૧૧ લીં (કવિના સમય-માંજ લખાયેલું છે.)

**(૨૯૧) સુરસુંદરી રાસ.** સં. ૧૬૪૬ જેઠ શુ. ૧૩.

આદિ— ( રાગ કેદારો–એકતાલી. )

આદિ ધરમને કરવા એ, ભીમ ભવોદધિ તરવા એ
ભરવા એ સુકૃતભંડાર ભલી પરેંએ,
ભવિયણ ભગત ઉદ્ધરવા એ, કર્મ કઠિન નિરજરવા એ,
વરવા એ શિવસુંદરો સ્વયંવરેં એ. ૧

ત્રૂટક—સ્વયંવરે શિવરામાં વરિવા કરવા ઉત્તમ કાજ,
મરૂદેવી માતાની કૂખેં અવતરિયા જિનરાજ,
આષાઢી વદિ ચોથ તણે દિન અજૂઆળું જિણે કીધૂં,
ગરભ અવતરિ સુપન દેખાડી મહોત માયને દીધૂં. ૨

પછી ઋષભનાથની સ્તુતિ છે.

* * * *

શ્રી નવકાર મંત્રનો મહિમા આગમેં કહિયો જિણંદે,
કોડિ વરસસું કોડિ જિવ્હાએ નાવે પાર સુરિંદે,
આગે જિણે એક ચિત્ત ધ્યાયો સો પરમાનંદ પાયો,
સુરસુંદરી સતીએ સમર્યો તવ તસ કષ્ટ ગમાયો. ૭

કવણ સતી સા હુઈ સુરસુંદરી કિમ રાખ્યું તિણે શીલ,
શ્રી નવકાર મંત્ર મહિમાયે કિમ સા પામી લીલ,
ચરિત તાસ પવિત્ર પભણેસું વંદી જિણ ચઉવીસ,
શ્રી શ્રુતદેવી કેરે સાનિધિ પૂરો મનહ જગીસ. ૮

સુણજ્યે સુઅણ સરસ શુભ વાણી આણી પ્રેમ અપાર,
કહે કવિજન વિશેષે વારૂ તે સરસતિ આધાર,

* * * *



પૂરવજનમિ પારેવુ રાખ્યુજી, સો સ્વામી દયાધર્મ ભાખ્યુજી. ૧
ભાખ્યુ દયાધર્મ દુખવિમોચક, સકલજનસુખકાર
સો સોલમ તિત્થેસરૂ, હું નમું વારોવારિ. ૨

ઢાલ ત્રૂટક,

અચિરા ઉયરિં અવતરી, જેણિ કરિઉ હિત એકાંતિ,
જગમાહિ અહિત શમાવીઉં, તેણઇ નામ પામ્યું શાંતિ. ૩

*        *        *        *

ભારતીલબ્ધપ્રસાદ બુદ્ધ, શ્રી હરષ સરિષા જેહ,
કવિતા રે કીરતિ જેહની, નવિ ત્રપતિ પામિ તેહ. ૧૩
માણિક્યસૂરિ મહાયતી, તિણિ કરિઉ નલાયણ ગ્રંથ,
નવરસ પયોધિ વિરોલિવા, કરિ થયુ જો સુરમંથ. ૧૪
સ્વસમય નિ પરસમયનું, એકત્ર જિહાં અધિકાર,
શતસર્ગ જેહના વાંચતાં, ઉલ્લાસ થાઇ અપાર. ૧૫
અનુસરી તેહનિ મુખિં કરી, અહો જોડિસ્યું સંબંધ,
મનરંગ એહવું ઊપનું, બોલસ્યું પુણ્ય પ્રબંધ. ૧૬
કિહાં સતી પુણ્યસિલોક કીરતિ, કિહાં માહરી મતિ;
ઉત્તકીર્ણ મુક્તાફલ વિધિ, ગુંણતણી પરિ હું ગતિ. ૧૭
કહુ મંદ કિમ કવિયશ લહઇ, કિમ ચઢઇ પર્વત પંગુ,
તુલણાઈં કહુ કિમ તોલીઇ, વરસાલિ સરિસુ કંગુ. ૧૮
નિજ બુદ્ધિ સારૂ બોલતા, હસતા રખે કવિ સોઇ;
પંષીઆ નિજ ભાષા વદઈ, તસ કરઇ વારણ કોઇ. ૧૯
અનુક્રમિ નલાયન અનુસરી, ભાષસ્યું નલ અધિકાર,
તિહાં સગુરૂ નઇ શ્રુતદેવતા, કવિતણી કરયો સાર. ૨૦

*        *        *        *

અંતે—

સંતી શિરોમણિના ગુણ કહિયા, જેહવા ગુરૂપ્રસાદિં મિં લહિયા,
કહિઉ ધનદસુર પૂર્વચરિત્ર, ગાયુ પુણ્યશ્લોક પવિત્ર. ૮૪

એ મિં અભિનવ મંગલકાર, ગ્રંથ નલાયન પેષી સાર,
તેમાંહિં જેણી પરિ છિ અધિકાર, ચરિઉ રાસ સો લેઇ અનુસાર. ૮૫
નેમિચરિત્રાદિકમાહઈં વલી, કાંઈ એક ભિન્ન કથા સંભલી,
ભાદરૂ દોષ રખે કો લહી, પ્રબંધ શત મુખ પંડિત કહિ. ૮૬
પ્રથમ બહુશ્રુત પૂછી કરી, સરસ કથા મન સાથઈં ધરી,
ગ્રંથ નલાયનનિં અનુસરી, લિષીઉ પુણ્યશ્લોકનું ચરી, ૮૭
વીતરાગનાં વચન વિરૂદ્ધ, જિ મતી કલ્પી હુઈ અશુદ્ધ,
તે મિછાદુક્કડ વલી વલી, થામૂ સાખિ સહ કેવલી. ૮૮
ચતુર ચમત્કરિવા ચિતમાહિં, એ મઈં ગ્રંથ રચિઉ ઉછાહિ,
ગુણીઅણુ ગુણ જાણી પરષયો, વાચા વિશુદ્ધ જના હરષયો. ૮૯
સજ્જન દુર્જન છિ જગમાહિં, પરગુણ દોષ ગ્રહિ સો પ્રાહિ,
સ્વોચિત કર્મ કરેસ્યઇ કોઇ, નહીં મત્સર તસ ઊપરિ કોઇ. ૯૦
જે બહુશ્રુત ગત મત્સરી, તેહનિં કહુંછઉં પ્રણમી કરી,
અશુદ્ધ હુઈ તિહાં કરયો શુદ્ધ, સો મીઠઉં યમ સાકરદૂધ. ૯૧
સંવત સોલ પાંસઠઉ જાંણી, પોષ શુદિ અષ્ટમી વખાંણિ,
તિણિ દિન મંગલ મંગલવાર, ઉડૂ ઉત્તમ અશ્વની ઉદાર. ૯૨
કુંજે જયા તિથિવાર સુયોગ, ભૌમાશ્વની અમૃતસિદ્ધિ યોગ,
એકવીસમુ અમૃત ઉપયોગ, સુંદર સાધ્ય દિનઈં ઉપોગ. ૯૩
તેણિ દિનિ ગ્રંથ સંપૂરણ થયુ, કવણુ ગછ કુણ ગુરૂ કવિ કહિઉ,
ઋષભાદિક જિનવર ચઉવીસ, પહિલૂં તેહનિ નાંમૂ સીસ. ૯૪
મહાવીર સાસન જયવંત, પ્રથમ શીષ્ય ગૌતમ ગુણવંત,
સ્વામિ સુધર્મા-પંચમ સીસ, જંબૂસ્વામિ નમૂં નસિદીસ, ૯૫
પ્રભવ શિજ્જંભવ શ્રુતકેવલી, યશોભદ્ર વંદું મનિ રૂલી,
શ્રી સંભૂતિવિજય ભદ્રબાહુ, થૂલિભદ્ર શ્રુતકેવલી સાહુ. ૯૬
આર્ય મહાગિરિ આર્ય સુહસ્તિ, વયરસ્વામિની પ્રગલ પ્રશસ્તિ,
વયરસેન તેહના સીસ ચ્યારિ, ચંદ્ર નાગેંદ્ર નિવૃત્તિ વિચારિ. ૯૭
ચઉથી શાષા વિદ્યાધરી, એમાંહિં ચંદ્ર ગચ્છ વિસ્તરી,

એણી શાષાઈ ધનેશ્વરસૂરિ, ચૈત્રગછ થાપિઉ ગુણભૂરિ. ૯૮
ભવનચંદ્ર ગુરૂ કરૂં વપાણુ, દેવભદ્ર ગુરૂ આગમ જાંણુ,
હાંમ પ્રમાદ સકલ પરિહરી, જિણિ જગિ શુદ્ધ ક્રિયા ઉદ્ધરી. ૯૯
પ્રથમ સૂરિવર શ્રી જગચંદ્ર, સૂરીશ્વર બીજા દેવેંદ્ર,
વિજયચંદ્ર ગુરૂ ત્રીજા કહૂં, એક એક અધિકા ગુણ લહૂં. ૧૦૦
વિજયચંદ્ર સૂરીશ્વર તણી, વૃધ તપાગછ શાષા ભણી,
ક્ષમાકીર્ત્તિ સદ્ગુરૂ તસ પાટિં, પ્રજ્ઞા વયરસ્વામિનિ ધાટિ. ૧
બૃહત્કલ્પ ટીકા જેણિ કરી, સહિસ બિતાલીસ જગિ વિસ્તરી,
હેમકલસ રત્નાકરસૂરિ, પ્રજ્ઞાઈ જીતુ સૂરસૂરિ. ૨
મુનિશેષર ધર્મદેવ મુણંદ, અભયસિંહ તપસી સૂરિંદ,
જેહના તપનુ ન લહું પાર, શ્રી જયતિલકસૂરિ ગણધાર. ૩
રત્નસિંહ શ્રી સદ્ગુરૂતણા, અહમદસાહ ગુણ બોલિં ઘણા,
પાતસાહ પ્રતિબોધક સૂરિ, સપ્રભાવ વંદું મદપૂરિ. ૪
ઉદયવલ્લભ જ્ઞાનસાગર નામ, ઉદયસાગર ગુરૂ કરૂં પ્રણામ,
લબધિસાગર ગુરૂ લબ્ધિ નિધાંન, શ્રી ધનરત્ન સૂરીસ પ્રધાન. ૫
શ્રી અમરરત્ન સૂરી પ્રણમું પાય, શ્રી તેજરત્ન સૂરીશ્વરરાય,
જિમ જિમ તે સદ્ગુરૂ સંભરિ, તિમ તિમ હર્ષ હીયડિ વિસ્તરી. ૬
ગછપતિ દેવરત્ન સૂરિતણા, ગુણ સંભારઉં હીયડિ ઘણા,
શ્રી દેવસુંદર સૂરિ આણંદપૂરિ, વિજયમાંન વિજયસુંદરસૂરિ. ૭
શ્રી ધનરત્ન સૂરીશ્વરતણા, સીસ સકલ ગુણ સોહામણા,
શ્રી ભાનુમેરૂ વિબુદ્ધગણિરાજ, વંદિ સીઝઇ વંછિત કાજ. ૮
તસ જામેય સીસ દોભાય, માણીક્યરત્ન જ્યેષ્ટ ઉવઝાય,
મહાતપીશ્વર મુનિવરરાય, પરમભાવિ વંદુ તસપાય. ૯
નયસુંદર લઘુ બંધવ તાસ, વાણી થાપિત વચનવિલાસ,
પુણ્યસિલોક સતી અધિકાર, ગાયુ ધનદ પૂર્વ અવતાર. ૧૦
સો સમકિતધર નિજ ગુણ સુણી, મનસ્યું પ્રેમધરી આપણી,
સંઘ વિઘન અપહરયો ગુણી, મનિ કામિત દેયો નિધિ ધણી. ૧૧

રાજઋદ્ધિ રમા ભંડાર, નંદન મહિમા જગમાહિ અપાર,
બાહરિ એહની કારનિ ભણિ, એ સવિ લહીઇ પુણ્યઇ ધણિ. ૧૨

રાગ ધન્યાસી.

ધણિ પુણ્યઇ લહી નરભવ, વીરવચન આરાધીઇ,
જિ(ન)રાજ કેરૂં લહી દર્શન, ભવ ભેદ્ર ફલ સાધીઇ. ૧૩
જિનરાજ વાણી ચિત્ત આણી, અશુભ કર્મ ન બાંધીઇ,
મહાસતી પુણ્યશ્લોક ગાઇ પુણ્ય રિદ્ધિ બાધીઇ. ૧૪
ઉવઝાય નયસુંદરવાણી......(બાકીનું એક પાનું નથી.

(મોહનલાલજી જ્ઞાનભંડાર સુરત. પૃ. ૮૫ પં. ૧૫)

બીજી પ્રતમાંથી...

ઉવઝાય નયસુંદર સુવાણી, ભવિક પ્રાણિ મંગલીક,
ઉપગાર મતિ મનિ ધરી રાસુ, કોયથી કરિ ટલુ,
શ્રી શાંતિ જિનવર સદા સુખકર પૂજતાં સંપત્ત મળુ,
એ ચરિત ભાવે સુણે ગાવે, તાસ ઘરિ સુરતરુ ફલુ. ૨૬

ચુપઇ.

ગ્રંથ રચ્યા હવઇ જોયુ શુદ્ધ, કહ્યા શ્લોક કાવ્ય ગાહા સિદ્ધ,
ભાખ્યા છંદ ગોઠ......કે, સહસ્ર તીનસઇ આસાન. ૨૭
સતપાંત્રીસ શ્લોક અનમાન, હરખધરી સહુ કરયો ગાન,
એ સંબંધના શિવસુખ હોઇ, માનવંત વિશ્વ (શ્વ) જોઇ. ૨૮
ગ્રંથ નલાયનનુ ઉદ્ધાર, નલચરીત નવરસ ભંડાર,
વાચક નયસુંદર સુંદર શુભભાવ, એનહિ એ ષોડસ પરનાવ. ૨૯

—ઇતિશ્રી નલાયન ચરીત સંપૂર્ણ—સંવત ૧૬૮૨ વર્ષે ફાગુ વદિ બીજ રવૌ. ખરતર ગચ્છે લખિતં શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ ઇતિશ્રી નલાયનોદ્ધારે નલચરીતે રાજ્યલાભ વૈરાગ્ય સંયમ ગ્રહણ સ્વર્ગગમન પ્રશસ્તિ વર્ણનો નામ ષોડસ પરનાવ સમાપ્ત. ગ્રંથાગ્રં ૪૫૭૬ પ્ર. કા.: (પ્રસિદ્ધ આનંદકાવ્ય મહોદધિ મૌ. ૬ ઠો.)

(૨૯૩) **શીલશિક્ષા રાસ** સં. ૧૬૬૯ ભાદ્રપદ (વિજય વિજયા શેઠની કથાગર્ભિત.)

અંતે—

વડતપા ગચ્છ **ધનરત્ન** સૂરીસ કિ, પંડિત શ્રી **ભાનુમેરૂ** ગણિ સીસકિ,
તસ વિનયી **નયસુંદરો** દોઇ કરજોડી કહઇ ઉવઝાઇકિ
સીલવંતહતણા નિત નમું પાયકિ—૧૫ સીલ.
**દેવસુંદરસૂરિ** પાટિ પ્રધાન કિ, સૂરિવરિ વિજયસુંદર વિજયમાનકિ,
તાસ આદેસ લહી કરી,
હૃદય થિર રાખિવા રચ્યુ એ રાસકિ, **સોલ ઉગણોતિરૂઈ** ભાદ્રપદ માસકિ—૧૬ સીલ.

કલસ.

ઇમી સીલ રખ્યા ગુણ પરિખ્યા સકલ શિષ્યા સંગ્રહી
સિદ્ધાંત વાંણી સાર જાણી આપ પર હિતનઈ કહી,
બુધ **ભાનુમેરૂ** વિનેય વાચક વદઇ **નયસુંદર** સદા
મુઝ સુમતિ શુભ ફલ બોધિ નિર્મલ હજ્યો શિવસુખ સંપદા. ૧૭

—ૐ. પ્ર. કા.; ખં. ૧.

---

## ૧૬૬ ધર્મરત્ન (ખ૦ જિનમાણિક્યસૂરિ—માણિકયમંદિર—કલ્યાણધીર શિ.)

(૨૯૪) **જયવિજય ચોપાઈ** સં. ૧૬૪૧ વિજયાદશમી શુક્રવાર. આગરામાં

અંતે—

ખરતર ગચ્છિ ઉદાર, ચોપડા સાખિ શૃંગાર
પાટ ત્રેવીસમઈ રાજઈ, શ્રી **જિનમાણિક્યસૂરિ** ગાજઈ. ૪૦
સીસ તેહનઉ સુંદર ગુણ ગણિ **માણિકમંદિર**. ૪૧
શ્રી કલ્યાણધીર વાચક, નામઈ નાસઇ પાતક

રીસ તાસ વર ભાવઈ ધરમરતન ગુણ ગાવઈ. ४२
શ્રી જિનચંદ્ર સૂરિ ગચ્છ કથા કહી શુભ કાજઈ
સંવત સસિકલા આનંદ ઇંગિતાલઈ શુભ પ્રમાનઈ ४३
આગમસાર ઉદારઈ વિજયદશમી સિતવારઈ
આગરા નયર મઝારઈ સારદ તણઈ આધારઈ ४४
(વિ. ધ.)

---

१६६८ કુશલવર્દ્ધન (ત. હીરવિજયસૂરિ શિ૦)
સિદ્ધપુર જિન ચૈત્યપરિપાટી સ્ત૦ સં. १६४१.
અંતે—
ચંદ નાઈ રસ જાણીઈ, શુભ મરશી, વેદ વેલસગિ જોઇ
તે સંવત્સર નામ કહું શુભ મરથી, ભાદ્રવ શુદિ છઠિ હોઈ
કલસ.
સીધપુર નયર મઝારી વિધિ ચઉતિ પરિ પાટી ભણી,
જે ભાઈ ભવિયણ કહઈ કવિયણ, તાસ ઘરિ સંપદ ઘણી,
તપગચ્છમંડન દુરિયખંડન શ્રી હીરવિજય સૂરીસર,
કવિ કુશલવર્ધન સીસ પભણઈ, સકલ સંઘ મંગલકર.
ઇતિ શીધપુર જિનચૈત્ય પરિપાટી સ્તોત્ર સંપૂર્ણ.
૫૭ બાંધાદેતુગર્ભિત વીર જિનસ્ત૦ વસીગાં.
આદિ—
સકલ મનોરથપૂરણો, વાંછિત ફલદાતાર,
વીર જિનેસર નાયક, જય જય જગદાધાર. १
* * * * *
બાંધવાનાં કારણ બહુ, તું જાણઈ જિનરાય,
મલ પ્રકૃતિ આઠ અંતર, આશ્રવ શોભાય. ५
સત્તાવન વિધિં કરી, કરમ બંધ વિચારિ,
બંધણ બાંધ્યો ગોર જિમ, ભાખીઈ આધાર. ६

કરમવિપાક તણો ઘણો, અરથ કહ્યો તઈં જેહ,
ગુરૂમુખઈ મઈં શ્રવણઈં સુણ્યો, સુણજ્યો ભવિયણ તેહ. ૭

* * * * *

અંતે—

કલસ.

ઇય વીર જિણવર સયલ સુખકર, નયર વડલી મંડણો
મિં થુણ્યો ભગતિં ભલીય સુગતિં, રોગ સોગ વિહંડણો.
તપગચ્છ નિરમલ ગયણ દિનકર શ્રી વિજયસેન સૂરિસરો,
કવિ કુશલવર્દ્ધન સીસ પભણઈ, નગા ગણિ મંગલ કરો. ૫૨

—સં. ૧૭૧૦ લિ૦ ગંધાર બંદરે સુશ્રાવિકા મૃલિ પઠનાર્થં.

૫-૧૨ આ. ક.

---

## ૧૬૭ વચ્છરાજ (પાર્શ્વચંદ્રસૂરિ-સમરચંદસૂરિ-રત્નચંદ (ચારિત્ર) શિ૦ )

(૨૯૫) સમ્યકત્વ કૌમુદી રાસ. સં. ૧૬૪૨ માઘ શુદિ ૫ ગુરૂ. ત્રંબાવતી (ખંભાત)માં

આદિ—

વસ્તુ છંદ.

વીર જિણવર વીર જિણવર સુગુણ ભંડાર
સર્વ સંઘ કલ્યાણકર, જાસુ તિત્થ જયવંત જાગઇ,
મનવંછિત ફલ તે લહઇ, જય જીવ તસુ ચરણિ લાગઇ,
અકલ રૂપ તિહુયણતિલઉ, ત્રિભુવનુ આધાર,
ચઉવીસ જિનપતિ નમું, જિમ લહઉ હર્ષ અપાર. ૧
વડ તપા ગચ્છિ વડ તપા ગચ્છિ શ્રી પાસચંદ સૂરીસર
તસુ પય પ્રણમી હું ચરચઉં, સરસ સાર સંબંધ
શ્રી સમકિત ગુણ કૌમુદી, વિમલકથા પ્રબંધ. ૨

ચઉપઈ.

ગૌતમ ગણધરનઉ લ્યઉ નામ, શ્રી રયણચંદ ગુરૂ કરૂં પ્રણામ,

જાસ પસાંઇ અવિચળ બુધિ, લીજઇ સઘળી વંછિત સિદ્ધિ. ૩
કહઉં સમકિત કૌમુદી વૃત્તાંત, આણુંહિઇ સાંભલિયો સંત.
સમકિત ધરતાં સુણતાં થાઇ, પાપ સવે તે દુરિ પલાઇ. ૪

* * * * *

અંતે— ચુપી.

શ્રી મહાવીર સોહમગણધાર, તાસ પરંપર આવ્યા સાર,
વડ તપ ગછ નાયક મુનિચંદ, શ્રી પૂજ્ય પાસચંદ સૂરિ. ૪૫
તાસ પટોધર અધિક જગીસ, શ્રી સમરચંદ સૂરીંદ સુણીસ.
તાસ પાટિ પ્રભાવક ભલા, શ્રી રાજચંદસૂરિ ચડતી કલા. ૪૬
શ્રી સમરચંદ સૂરિ સીસ પવિત્ર, વાચક શ્રી રત્નચરિત્ર,
તાસ સીસિ રચી ચુપઈ, ગુરૂપ્રસાદિ પૂરી થઇ. ૪૭
ગુરૂપ્રસાદિ ટલઇ અજ્ઞાન, ગુરૂપ્રસાદિ જગિ બહુમાન,
ગુરૂપ્રસાદિ સંકટ હરિ, ગુરૂપ્રસાદિ મહિમા ભરપૂર. ૪૮
ગુરૂ દીવઉ ગુરૂ તારણહાર, ગુરૂ છઈ ત્રિભુવનનુ દિનકાર,
વાધઇ ચંદ્ર થીકી જિમ વેલિ, તિમ ગુરૂથી વાંણી રસ કેલિ. ૪૯
ત્રંબાવતી નગરી સુખવાસ, થંભણ શ્રી નવપલ્લવ પાસ,
તાસ પ્રસાદિ રચી ચુસાલ, શ્રી સમકિતગુણ કથા રસાલ. ૫૦
મધિ કહી કથા કેવલી, કહિઉ ઉછઉ અધિકઉ મેલવી,
દૂષણ લાગું તે સંઘ સાખિ, ખમાવઉં ચોખું ચિત્તિ રાખી. ૫૧
આપઉ પાછઉ અક્ષર જેહ, મિલતું જોતાં નાવઈ તેહ,
રચિયો ઠામિ સોધી કવિ કહુ, કરજોડી કવિ ભાખઇ બહુ. ૫૨
નવ નવ રસ ઉત્તમ નવખંડ, સમકિત ગુણ રચીયા અખંડ,
ભણઇ ગુણઈ સુણઇ સદ્દહઈ, ઋધિ વૃદ્ધિ સુખ તે નર લહઈ. ૫૩
ચંદ સૂર મેરૂની આકાસિ, સુરગિરિ ધ્રુ તારઉ સુવિકાસ,
વરતઇ અવિચલ એહ જિહા જગઈ, એહ પ્રબંધ જયુ તિહાં લગઇ. ૫૪
સંવત સોલબાઇતાલા તણુઉ, માઘ માસ અતિ રલીયામણુઉ,
ઉજલિ પખિ પંચમિ ગુરૂવારિ, સિધિ યોગ શુભ મહુર્ત્ત સાર. ૫૫

સમકિતકૌમુદી ગ્રંથ નિહાલિ, એહ ચુપઇ કીધી સુવિશાળ,
એહમાંહિ અણમિલતુ જોય, સોધી સૂધઉ કરિયો તેય. ૫૬
કાવ્ય શ્લોક દૂહા ચુપઇ, વસ્તુ છંદ સવિ એકઇ થઇ,
ચૌદસઇ ચુરાસી હોઇ, એહ ચઉપઇની સંખ્યા જોઇ. ૫૭
સમકિત સહિત જિનભાષિત ધર્મ્મ, આચરતાં હુઇ શિવપદ શર્મ,
ઋષિ વછરાજ કહિ આણંદ આણિ, નવખંડ ઉપરિ ચૂલિકા જાંણિ. ૫૮

—ઇતિશ્રી સમ્યકત્વ કૌમુદી ચુપઇ સંપૂર્ણ, સંવત સોલ ચઉરાસી વર્ષે પોષ માસે શુકલપક્ષે ચઉથ દિને લિખિતં ઋ. કુંવરજી પઠનાર્થ. શુભં ભવતં. (મ. બ.)

**(૨૯૬) નીતિશાસ્ત્ર પંચાખ્યાન (પંચતંત્ર) ચોપઈ. સં. ૧૬૪૮ આસો શુ. ૫ રવિ.**

**આદિ—**

આદિ જિણવર આદિ જિણવર વિમલ ગુણ ગેહ
ત્રિભુવનમંડન જગિ જયઉ, સકલ મંગલ વૃદ્ધિકારક,
લોકાલોકપ્રકાશકર નાણભાણ જગજીવતારક,
નાભિરાય મરૂદેવિ સુત મનવાંછિત દાતાર,
પરમપુરૂપ એ પ્રણમતાં સુખસંપત્તિ ફલ સાર. ૧
વિમલદેવી તણુ વેલગસુઉ પ્રાગવંશ સિંગાર
સિરિપાસચંદસૂરી ભવિયણ સુહદાયણગો જયઉ. ૨
દૂહા—ગુરૂ મોટા ગુરૂ સાગર, ઉત્તમ મેરૂ સમાણ,
ભવિયકમલ પડિબોહિવા, દિનકર મહીમંડાણ. ૩
નિર્મ્મલ મહિમા અતિઘણુ, પસરઈ કીરતિપૂર;
શ્રી ગુરૂસેવા સાધતાં, દુરિય પણાસિ દૂરિ. ૪
સોમકલા ગુણિ ચંદ્રમા, શ્રી પાસચંદ સૂરિરાય,
ભવજલતારણ પોતસમ, પ્રણમું તેહના પાય. ૫
નમતાં શ્રી ગુરૂચરણકમલ, હિયડઈ હર્ષ ન માઇ,
શ્રી ગુરૂનામ સુમંત્ર જિમ, સમરતાં સુખ થાઇ. ૬

ગુરૂ આધારઈ પામિયઇ, ધ્યાન કલા અભિરામ,
વિનય વિવેક સવિ સંપદા, વંછિત સીઝઇ કામ. ૭
જગિ જે જે વિદ્યા અછિ, તે સવિ સુગુરૂ પ્રમાણિ,
તેલબિંદુ જિમ જલિ મિલ્યઉ, પસરઇ સંસયમાણિ. ૮
જઉ ગુરૂ તૂસી ભાવસ્યઉં, અક્ષર એક દીયંતિ,
વટવૃક્ષના બીજ જિમ, સય સાખઈ પ્રસરંતિ. ૯
માતપિતા બંધવ સગા, જેતઉ હિત ન કરંતિ,
જંગમ તીરથ અતિ ભલા, તેતઉ સુગુરૂ કરંતિ. ૧૦
શ્રી ગુરૂ સંગિઈ રંક જીવ, આરાધી ચારિત્ર,
સંપ્રતિ રાજ્ય પામિયઉ, રાજ વિશાળ પવિત્ર. ૧૧
કરઈ કર એસિ હુ જીવની, ઉપમારી ઉલ્લાસ,
તે ગુરૂ વંદઉં ભાવસ્યઉં, જેહથી ધ્યાન પ્રકાસ. ૧૨
બ્રહ્મચર્ય સુધઉં ધરઇ, સીહ જેમ અબીહ,
સત્તવંત ગુણ નિર્મલા, ધર્મવંત ધુરિ લીહ. ૧૩
મધુકર લીનઉ કમલરસિ, જિમ જલિ લીનઉ મીન,
તિમ શ્રી ગુરૂપદપંકજઇ, મુઝ મન મધુકર લીન. ૧૪
ગુણ ઘણા શ્રી ગુરૂતણા, વદનઇ જિહ્વા એક,
તિણિ એહ જાણુ વાનગી, પંડિત જાણુ સવિવેક. ૧૫
શ્રી ગુરૂના પ્રસાદથી, અવિચલ અવિહ્વલ વાણિ,
હુજ્યો સાનિધિ મુઝ ભણી. ગ્રંથ કરંતાં જાણિ. ૧૬

ચુપઇ—શ્રી રયણચંદ ગુરૂ પ્રણમી કરી, આણંદ હિયડઈ અધિકઉ ધરી,
પંચાખ્યાન તણી ચુઉપઈ, રચિસ્યું સાવધાન હું થઈ. ૧૭
કવિતા કહિ શ્રોતા સુણિ લહઈ, વિગતા અર્થ વિચારી ગ્રહઇ,
ત્રિણિ રંગ જુ એકઠ મિલઈ, તુ સવિ કારિજ સહજઈ ફલઈ. ૧૮
પંડિત મોટા આગિ હૂઆ, બુદ્ધિપ્રપંચ તેહના જૂજૂઆ,
તે આગલિ મુઝ બાલી બુદ્ધિ, પૂરી ન લહઉં અક્ષર સુદ્ધિ. ૧૯

ઉત્તમ ગ્રંથ ભણી ઊમાહ, આવઇ મનમાંહિ બહુ ઉછાહ,
જેહથી વાધિ બહુલી બુદ્ધિ, લહિયઇ ચિહું પુરૂષારથસિદ્ધિ. ૨૦
ગ્રંથજ્ઞાન થોડાઉ છિ ચિત્તઈ, શાસ્ત્રરાગ પ્રેરઇ મુઝ પ્રતિઈ,
કરઇ કોઇલ જે મધુરઉ નાદ, વિકસિત આંબાતણું પ્રસાદ. ૨૧
નીતિશાસ્ત્ર સુણઉ દેઇ કાન, જેહથી વાધિ કીરતિમાન,
સંપત્તિ પામઇ કીરતિવંત, મહિયલિ હુવઇ મહિમાવંત. ૨૨
શ્રુતસાગર ઊતરિવા પારિ, નીતિ બુદ્ધિ દોઇ પ્રવહણ ધારિ,
જુ પ્રજ્ઞા બલચિત્તિઈ હોઈ, ધર્મ કર્મ તે પામઇ દોઈ. ૨૩
પંચ અધિકાર ઇહાં જાણિવા, આદર કરિ હિયડઈ આણિવા,
જાણ અજાણ જિમ સમઝઇ બાલ, ચઉપઈ તિમ કરિસ્યું સુવિશાલ. ૨૪
વિષ્ણુશર્મ્મા બ્રાહ્મણ મતિનિલઉ, શ્રીગોડન્યાતિ વડઉ કુલતિલઉ,
સરસકથા તિણિ કહી કેલવી, પંચાખ્યાન આખ્યા અભિનવી. ૨૫
કવિયણ કલ્પિત બોલ જે કહ્યા, રાજાપ્રજારંજક તે લહ્યા,
જેહથી દુરજન નામઇ સીસ, દિન દિન વાધઇ અધિક જગીસ. ૨૬
તસુ ઉતપતિ ભાખી કુણ દેશ, ગામ ઠામ કહિસ્યઉં સુવિશેષ,
કથા કવિત રસ હિયડઈ ગ્રહી, વાત વિચારી વિગતિઈં લહી. ૨૭

* * * *

ચઉપઈ નાંમ કથા કલ્લોલ, પંચઈ તંત્ર રચ્યા અમોલ,
ગુરૂપ્રસાદ સુંદર સંધતું, તિણિ પ્રારંભ પૂરઉ નીપનું. ૪૩
વડતપગછ સોહઈ અતિભલા, શ્રી સાધુરતન પંડિત નિરમલા,
તાસ સીસ શિરોમણિ રાય, શ્રી પાસચંદ સૂરિ કોમલ કાય. ૪૪
પોરવાડ વંશઇ સિણગાર, વેલગતાત કુલઇ અવતાર,
વિમલાદે માતા ઉદાર, શ્રી પાસચંદ થયા ગણધાર. ૪૫
તાસ પાટિ હૂઆ મુનિ સુદ્ધ, શ્રી સમરચંદ સૂરિંદ પ્રસિદ્ધ,
પાટપ્રભાવક તેહના સીસ, શ્રી રાજચંદ સૂરિ અધિક જગીસ. ૪૬
શ્રી સમરચંદસૂરિ શિષ્ય ઉદાર, શ્રી રતનચંદ પંડિત તસ વિચાર,
શ્રી ગુરૂનો પામી સુપસાય, ગણિ વચ્છરાજ જિન પ્રણમઇ પાય. ૪૭

## ૧૬૮ કલ્યાણદેવ (ખ૦ જિનચંદ્રસૂરિ શિ૦)

**(૨૯૭) દેવરાજ વચ્છરાજ ચઉપઈ** સં. ૧૬૪૩ વિક્રમપુર (વીકાનેર)માં.

અંતે—

સંવત **સોલત્રયાલી** વરસિઇ, એહ પ્રબંધ કિયઉ મન હરસિઇ,
વિક્રમનયરઈ રિષભજિણેસા, જસુ સમરણ સવિ ટલઇ કિલેસા. ૮૪

—રચના સાધારણ છે—માણેક૦

## ૧૬૯ સકલચંદ્ર ઉપાધ્યાય (ત૦ હીરવિજયસૂરિ શિ૦)

**(૨૯૮) મૃગાવતી આખ્યાન**-રાસ ૧૬૪૩ પહેલાં.

આદિ—

રાગ ગુડી દેશી દિ દિ દરિસન આપણું.

સિધારથ નરપતિ કુલિં અષાઢિ સુદિ છઠિ
આયુસુપિનાં દેષાડતુ, તઅ તિલસા હુઇ તૂઠિ. ૧

ત્રુટક.

ચૈત્ર શુદિ તેરસિં જાયુ, સૂરી ગાયૂ હરિ નમિઉ,
મગસિર સુદિ દશમિ વીરો, જો જે નોસયશમિ રમ્યો.
વિશાખી સુદિ દશમિ કેવલ, ગ્નાન ત્રિભોવન યશિ ભમ્યો,
કાત્તિકી વદિ અમાવાસ્યાઈ, તસ નમ્યો જિણિ ભવગમ્યો. ૨

× × × ×

અંતે—

ચેડક મહારાયની પુત્રી શાંતિશીલ પવિત્રીજી,
સકલ ચંદ્રમુનિ ભાસઇ સમરૂ મૃગાવતી સપ્રવિત્રીજી.
મૃગાવતી સુસતી આખ્યાનં, શીલ રયોપા કીજેજી,
સતી સવે નિતુ સુણયો ભણયો, હીરવિજિઈ ગુરૂરાજઇજી.

—ઇતિ મૃગાવતી શીલવતી મહિમાવતી શીલવર્ણન આખ્યાનં સમાપ્તમિતિ-શ્રી ૧૬૭૦ વર્ષે શ્રાવણ માસિ કૃષ્ણપક્ષે ત્રયોદશ્યાં શનિવારરે-શ્રી પૂર્ણિમપક્ષે ચતુર્થ શાખાયા શ્રી શ્રી તિથિ ભટ્ટારક શ્રી શ્રી શ્રી પુન્યશ્રીહર્ષસાગરસૂરિણા શિષ્ય હરજી લિખિતં. એકાવારા મધ્યે લિખિતં. ૧૩-૧૭. (પ્ર. કા.)

બીજી પ્રતમાં અંતે એમ છે કેઃ—

અંતે—

કલશ—પાપ પરધનસાધિ જોતાં બાંધી ઇમિ મન માંકડા,
સકલમુનિ કહઇ પાત્ર દાનઇં, હાથ મ કરિયો વાંકડા.
શ્રી હીરવિજયસૂરિંદ વંદી સુકૃત બાંધુ આંકડા,
મૃગાવતી આખ્યાન સુણતાં ભરૂ પુણ્યતણા ધડા. ૪૨૧

—ઇતિ મૃગાવતી આખ્યાનં સમાપ્ત સં. ૧૬૪૭ વર્ષે શ્રાવણ સુદિ ૧૦ ગુરૌ માલવદેશે તાલપુર નગરે પંડિત શ્રી વીરવિમલ ગણિ ગ૦ દાનવિમલેન. (પૃ. ૧૭ પં. ૧૩ શુ. વિ.)—ગ્રંથાગ્ર. ૭૨૫. (પ્ર.કા.)

—સં. ૧૬૪૭ વર્ષે વૈશાખ સુદિ ૮ દિને લ૦ સ્થંભતીર્થે મહિપાલેન. ૨૫-૧૧ લીં. ૧૧-૧૫ લીં.

(૨૯૯) વાસુપૂજ્યજિન પુણ્યપ્રકાશરાસ. (જુદા જુદા રાગમાં છે)

આદિ—

રાગ. ગુડી. દિઇ દિઇ દરીસન આપણું-એ ઢાલ.
ઋષભ અજિત સંભવ જિનો, અભિનંદન સુમતીશો,
પદ્મપ્રભ સુપાસો બીહા, ચંદ્રપ્રભ સુવિધીશો. ૧

ત્રોટક—સુવિધિ શીતલ જિન શ્રેયાંસો, વાસુપૂજ્ય જિણંદરે,
નમો વિમલ અનંત ધર્મો, શાંતિનાથ મુણિંદરે.
કુંથુ અરજિન મલ્લિસુવ્રત, નમો શ્રી નમિ નેમરે,
પાસ જિનવર વીર જગગુર, ત્રિવિધ ધુરિ સમરેમિરે. ૨

× × × ×

અંતે— ઢાલ ૬૧ રાગ ધન્યાસી.

શ્રીમદાનંદવિમલેંદુ ગુરૂવંદીઇ, પટિ તસ શ્રી વિજયદાનસૂરો.
તાસપતિ પ્રશોનો રૂપલો વંદીઇ, હીરવિજય ગુર સુગુણિસૂરે શ્રી. ૪૫૩
સકલમુનિ સૂપકરો સકલ સંયમધરો દિનકર શ્રી તપાગચ્છ કેરો,
હીરવિજય ગુરૂરાજથી આજ જગિ કોપિ અધિઅરુ ન દીસઇ
અનેરો શ્રી. ૪૫૪
શ્રી વાસુપૂજ્ય પૂણ્ય પ્રકાશો વસુ શ્રવણ હૃદયાંમુજે જાવ સૂરો.
સકલમુનિ ચિંતિઉ શ્રીસંઘ સંતિઉ નિર્મલો સુરભિ યમ જગિ
કપૂરો-શ્રી. ૪૫૫
નગર ત્રંબાવતી જેણિ બહુ ધનવતી, જયતિ જિહાં થાંભણો પાસનાહો
સતત ધરણેંદ્ર પદ્માવતી પૂજિતો સકલ સિરિસંઘ સુખ વિજય
લાહો શ્રી.. ૪૫૬

—૨૫-૧૧ (વિ. ધ.) ખં. રત્ન.—ઉદયપુર ગોડીજીનો ભંડાર.

—સં. ૧૬૯૨ વર્ષે જ્યેષ્ઠ શુદિ પંચમ્યાં રવિવારેણ. પંડિતશ્રી કીર્તિવિજયગણિ તત્ શિષ્ય મુનિ અમૃતવિજય પઠનાર્થં શ્રીનવાનગર મંડન શ્રી આદિદેવ સુપસાયે પરોપકારાય શ્રી નવાનગર વાસ્તવ્ય શ્રી શ્રીમાલજ્ઞાતીય વસા વસ્તા સુત રાજધર તત્ લઘુભ્રાતા ઋષભદાસ. શુભં ભવતુ-તપાગચ્છાધિરાજ સકલ ભટ્ટારકમાલ તિલકાયમાન ભૂપામિની સકલ ભટ્ટારક પુરંદરશ્રી વિજયદેવ સૂરીશ્વર પ્રભોઃ તસ્ય ગચ્છે મહોપાધ્યાય શ્રી નયવિજયગણિ તત્ શિષ્ય પંડિત શ્રી કીર્તિવિજય તત્ શિષ્યગણિ લબ્ધિવિજય તત્ શિષ્ય મુનિ હર્ષવિજયમુનિ અમૃત વિજય મુનિ પીમા વિજય સમસ્તાને વાચનાર્થં ૧૮-૧૭ માં;—૧૮-૧૪ લીં. ૩૪-૯ મો૦

(૩૦૦) સાધુવંદના (જુદા જુદા રાગમાં છે)

આદિ—

તું જિનવદન કમલની દેવી, તું સરસતિ સુરનરપતિસેવી,
તું કવિજન માતા સુઅદેવી, દિઇ મુઝ નિર્મલ પ્રતિભા દેવી. ૧

મિઈં મુનિવર સુરવેલી કરેવી, તેણિઈં કારણિઈં તું સમરેવી,
તિહાં પૂરવમુનિ સેણિ ગણેવી, તસ ગુણગતિ નિત ભવિક જપેવી. ૨
ત્રિવિધિઈં તસ કરણી તનુ લેવી, તેણિઇ નિજ પાતક ખાંણિ હણેવી,
તે મુનિવેલી કંઠે કરેવી, તેણિઇ ભવજલનિધિ વલિ તરેવી. ૩

* * * *

અંતે—

સિરિ આણંદવિમલ ગુરુપટ્ટે, સિરિ વિજયદાન ગુરુપટ્ટે,
સિરિ હીરવિજયચંદે, વંદે તં સકલચંદ મુણી. ૧૪૪

—સાધુવંદના મુનિવર સુરવેલી સમાપ્ત. ગ્રંથાગ્ર. ૨૦૦
પા. ૬-૧૩ માં.

**(૩૦૧)+ સત્તરભેદી પૂજા.**

આદિ—

અરિહંત મુખકજવાસિની, ભગવતિ ભારતી દેવિ,
સમરિ પૂજા વિધિ ભણુ, તુ મુખકજ સેવિ.

ગાહા.

ન્હવણ વિલેવણ અંગમિ, ચખુજુઅલં ચ વાસપૂઆએ,
પુપ્ફારોહણ માલા, રોહણં તહ વણ્ણયા રોહણં. ૧
ચુન્નારોહણ જિણપું, ગવાણ (જુંયારોહણ) આહરણરોહણં ચેવ,
પુપ્ફગિહ પુપ્ફપગરં, આરત્તી મંગલપઇવો. ૨
દીવો ધૂવુક્ખેવા, નેવજ્જ સુહફલાણ ઢોવણયં,
ગીય નટ વજ્જં, પૂયાભેયા ઇમે સત્તર. ૩

× × × × ×

અંતે— કળશ. ધનાશ્રીરાગેણ ગીયતે.

થુણીયો થુણીયોરે પ્રભુ તું સુરપતિ જેમ થુણિયો,
તીન ભુવન મનમોહન લોચન, પરમહર્ષ તબ જણિયોરે. પ્રભુ. ૧
એકશત આઠ કવિત નિત્ય અનુપમ, ગુણમણિ ગુંથી ગુણિયો,
ભવિક જીવ તુમ થય થુઈ કરતાં, દુરિત મિથ્યામતિ ખણિયોરે.
પ્રભુ. ૨

શ્રી તપગચ્છ અંબરિ દિનકર સરિખો, વિજયદાન ગુરૂ મુણિયો,
જિનગુરૂ સંઘ ભગતિ કરી પસરી, કુમતિ તિમિર સબ હણિયોરે.
પ્રભુ. ૩

ઈણીપરિ સત્તર ભેદ પૂજાવિધિ, શ્રાવકકું જિન ભણિયો,
સકલ મુનીસર કાઉસગ્ગ ધ્યાને, ચિંતવિ સબફલ ચુણિયોરે. પ્રભુ. ૪

—પ્ર૦ કા. વડોદરા. —પ્ર૦ વિવિધપૂજા સંગ્રહ.

## (૩૦૨) +એકવીસ પ્રકારી પૂજા.

આદિ— દોહા.

પ્રણમું પ્રથમ જિણંદને, ભગવતી કર સુપસાય,
પૂજા એકવીસ દ્રવ્યશું, ભાવમંગલ ઉપાય. ૧
ન્હવણ વસ્ત્ર ચંદન કરી, કુસુમ વાસ પૂનાર,
માલા અષ્ટમંગલ ભણી, દીપ ધૂપાક્ષત ધાર. ૨
ધર્મધ્વજ ચામર સહી, છત્રે મુકુટ વિશેષ,
દર્પણ દર્શન દાખવે, નૈવેદ્ય ફલ સુગ્રહેશ. ૩
ગીત નટ્ટ વાજિંત્રશું, જન પૂજે જિન ઈંદ,
કાઉસગ્ગધ્યાને જેણે કરી, પૂજા સકલ મુનિચંદ. ૪

* * * *

અંતે— કળશ

થુણિયો થુણિયોરે, પ્રભુ ચિત્ત અંતરમેં થુણીયો,
ત્રણ્ય ભુવનમાં નહીં તુજ તોલે, તે મેં મનમાં ધરિયોરે. પ્રભુ. ૧
એકશત પંચ કવિત કરી અનુપમ, તુજ ગુણ ગુંથી ગુણીયો,
ભવિક જીવ તુજ પૂજા કરતાં, દુરિત તાવ સવિ ટળિયોરે. પ્રભુ. ૨
એણીવિધ એકવીશ પૂજા કરતાં, શિવ સુખ ફળ સહુ મળિયો,
સકલ મુનીશ્વર કાઉસગ્ગધ્યાને, ચિદાનંદશું ભળિયોરે. પ્રભુ. ૩
શ્રી તપગચ્છે દિનકર શોભે, વિજયદાન ગુરૂ ગુણિઓ,
શ્રી હીરવિજય પ્રભુ ધ્યાને ધ્યાતાં, હેમહીરા જેમ જડિયોરે. પ્રભુ. ૪

—પ્ર૦ વિવિધપૂજા સંગ્રહ.

(૩૦૩)+ બાર ભાવના સઝાય.

૧ લી ઢાલ—વિમલકુલ કમલના હંસ તું જીવડા.

૨ જી ઢાલ—ભાવના માલતી ચૂશીયે,

અનિત્ય ૧ લી ભાવના-મૂઝમાં મૂઝમાં મોહમાં જીવ તું.
૨ અશરણ ભાવના-કો નવિ શરણં કો નવિ શરણં.
૩ સંસાર ભાવના-સર્વ સંસારના ભાવનું,
૪ એકત્વ „ -એ તુંહિ આપકૂં તુંહિ ધ્યાઓજી,
૫ અન્યત્વ „ -ચેતના જાગિ સહચારિણી,
૬ અશુચિ „ -મંસ મલ મૂત્ર રૂધિરે ભર્યો,
૭ આશ્રવ „ -જગ શુભાશુભ જેણે કમતતિ વેલિજે,
૮ તપો „ -તાપે મીણ ગલે જિમ માખણ,
૯ ધર્મ „ -ધર્મથી જીવને જય હોયે,

—રત્ન. જેસ.

પ્ર૦ શશીકાસસંઘ બી. મા; સઝાય પદસંગ્રહ પૃ. ૧૫૪
થી ૧૨૮ પૃ. (૨૦).

(૩૦૪) વીરવર્દ્ધમાન જિનવેલી. જન્માદિ અભિષેક કલ્યાણક પાંચ વર્ણનરૂપી સ્ત૦

આદિ— આશાવરી રાગ.

નંદનકું તિસલા હુલરાવઈ, પૂતઈ મોલ્યા ઈહારે,
તુઝ ગુણ લાડેકડાના ગાવતિ, સુરનરનારિના વૃંદારે, '
નંદનકું ત્રિસલા હુલરાવઈ. ૧

* * * *

ઢાલ ૩—હમચીની.

અમરી સરસ્સી પૂરની કુમરી, રાલેઈ રંતિ ભમરી,
પ્રભુનઈ ધ્યાનઇ હમચ્ચી ખુંદે, વીરતણા ગુણ સમરીરે. હમચડી. ૩૫

હમચ્ચી વીરતણી જે ગાતી, નાકે માતી જોતી,
જનની માતા રોતો રાખઇં, ટોલામાંથી જોતીરે. હમચડી. ૩૬

× × × ×

અંતે—

વર્દ્ધમાન જિનગુણ સુરવેલી, હીઅડા કરીરે સહેલી,
સકલ કહિ ગુણ મત્સર મેલ્હી, નિસ દિન જિન ગુણ સુરખેલીરે.
હમચડી. ૬૫

વીર પટોધર શ્રેણિઈ આયો, હીરવિજય ગુરૂ હીરો,
સકલ કહિ એ સો નિતિ સમરો, ચરમ જિનેશ્વર વીરોરોરે.
હમચડી. ૬૬

—લિ૦ ૧૮૧૫ ભાદ્રવી અમાસ સોમવતી, ૩–૧૧ આ. ક.
(પ્ર. કા.)

—વિ. ધ. ના મારી પાસે આવેલા એક ચોપડામાં–ઉદયપુર ગો. ભં.

(૩૦૫) ગણધરવાદ સ્તવન.

કલશ.

ઇતિ વિગતમોહં વિજિતકોહં ભુવનબોહં પારગં,
સંસારમોહં કુગતિરોહં વિજતસોહં પારદં,
કેવલાલોકં નમતલોકં વીર પુરૂષોત્તમ વરં,
સિરિ વિજયદાન મુણિંદ સેવક સકલચંદ શુભાકરં.

(પૃ. ૩ પદ્ય ૪૮ પ્ર. કા.)

(૩૦૬) સાધુ કલ્પલતા. (વિદ્યા.)

(૩૦૭) મહાવીર હીંચસ્તવન. સં. ૧૬૬૦ પહેલાં.

આદિ—

આસીન્મથો યસ્ય રસે પ્રશાંતે,
યસ્યાતુલક્ષા ક્ષાંતિરભૂદુપાંતે;
સુવર્ણકાંતે કૃતસંગવાંતે,
નમોડસ્તુ તે વીર વિભો નિશાંતે.

૧

—લિ૦ વૃદ્ધિચંદેન શ્રી ગોડીજી સત્ય છે. ૪ાા-૧૨ આ. ક. લ. ૧૭૮૫ વર્ષે, પ્ર. કા.

**૩. કુમતદોષ વિજ્ઞપ્તિકા શ્રી સીમંધર સ્ત૦**

ઇમ સવ શર્મ સુધર્મદાયક કુમત કર્મ સુધાકરો,
મુઝ દંભમર્મકુકર્મકર્દમ ધર્મ તું **સીમંધરો**,
નિજ ધ્યાન મંદિરિ ધરી વિનવ્યો કરિ સુનિર્મલ કિંકરો,
સિરિ **વિજયદાન** સૂરિંદ સેવક **સકલચંદ** કૃપા કરો.

(પૃ. ૨ પ્ર. કા.)

**૪. ગૌતમપૃચ્છા.**

**આદિ**—

જિનવર રૂપ દેખી મન હરખી, સ્તનમેં દૂધ કરાયા,
તબ મન ગૌતમ હુયા અચંભા, પ્રશ્ન કરણકું આયા. ૧
ગણધર એતો મેરી અમ્માં.

* * * *

શ્રી તપગચ્છ નાયક **હીર**વિજય સૂરીશ્વર દીઈ મનોહર વાણી,
**સકલચંદ** પ્રભુ ગૌતમ પૂછઈ, ઉલટ મનમાં આણી—ગણધર. ૧૧
(પ્ર. કા.)

૫-૨૩ વૈરસ્વામિસઝાય–સિંહગિરિસીસ ધનગિરિસુતો વયરસામિ ધિન સોઇરે.
આત્મા ઉપરિ ધ્યાનરસ સ૦—તું જિનવદન ભવનની દેવી.
સ્વાધ્યાય —પભણતિ જગગુરૂ ત્રિજગદયાલા.
" —સકલ જગજંતુ તુપાણાણુ જેતા.
" ધન્યાસી—જેણિ બહુ ગુણભરી નૈવ કન્યાવરી બ્રહ્મચારી વરો વયરસ્વામી.
" ગુડી—'દિઇ દિઈ દરિસન આપણું, તું સરસતિ મોરિ માઇ રે.
" મારૂણી—ગોવિંદ હમકું મારણ કારણિ, પાપિઆ રે તિ કાં સમજ્યાં સાંમી પહુંચારે.

**૧૭૦ વિજયશેખર** ( આં. ધર્મમૂર્ત્તિસૂરિ–કમલશેખર–સત્યશેખર શિ. )

**(૩૦૮) રત્નકુમાર રાસ.**

**(૩૦૯) યશોભદ્ર ચોપઇ.** સં. ૧૬૪૩ મહા શુ. ૩ રવિ બંભણવાડામાં.

અંતે—

વિધિ પખ્યનાયક મહિમનિધાન તપતે જિહાં જગિ ઉદયું ભાંણ,
દરિસન દેખિઈ પરમાણંદ, વંદઉ **ધરમમૂરતિ** સૂરીંદ. ૧૩૯
વલિ વંદઉ સહિગુરૂ આપણા, જેહનઇ નાંમિઈ નહી રિધિમણા,
શ્રી શ્રી **કમલશેખર** વણારીસ, સમરૂ નાંમ તેહતુ નિસિદીસ. ૧૪૦
તેહતણા શિષ્ય જગિ જયવંત, **સત્યશેખર** મુનિવર ગુણવંત,
જેહનઇ વદનિ વસઇ સરસતી, ચિરંજીવઉ એહવા વરયતિ. ૧૪૧
તાસ પ્રસાદઇ આણંદ અંગિ, એહ અધિકર કહઉ મનરંગિ,
સંવત **સોલત્રઇતાલઇ વરસિ, મહા સુદિ તીજ** આદિત્યનઈ દિવસિ. ૧૪૨
દેસ સિરોમણિ જેહ **મેવાત,** નયર અનોપમ તિહાં સુવિખ્યાત,
**બ્રહ્માવાદ** વારૂ અહિઠાંણુ, જિહાં બહૂ શ્રાવક અછઇ સુજાંણ. ૧૪૩
તેણિઇ પુરિ જિનવર **શાંતીસરૂ,** સદા સુખ આનંદ જય કરૂ,
તસ સાનિધિ વિનયશેખર ભણઇ, એહ સુણતાં નવનિધિ આંગણઈ ૧૪૪
—શ્રી યશોભદ્ર રિષિરાજ ચુપઇ.

**કવિએ પોતેજ લખેલી છે.**

સંવત **૧૬૪૪ વર્ષે વૈશાખ શુદિ ૧૩** સોમે શ્રી અંચલગચ્છે શ્રી **ધર્મમૂર્તિ** સૂરીશ્વર રાજ્યે વાચનાચાર્ય વા શ્રી **કમલશેખર** ગણિ તત્ શિષ્ય રિષિ શ્રી ૬ **સત્યશેખર** ગણિ તત્ શિષ્ય ઋ૦ **વિનયશેખરેણ** લિખિતં શ્રી આગરાનગરે ઉરવારે તૈલાદ્ રક્ષેત્ જલાદ્રક્ષેત્ રક્ષેત્ સ્થલબંધનાત્, પરહસ્તે ગતાદ્રક્ષેત્, એવં પુસ્તિકા. (પ્ર.કા.)

**૧૭૧ હેમશ્રી (સાધ્વી)** (વડત. ધન્યરત્ન સૂ.–અમરરત્ન સૂ૦–ભાનુમેરૂ–નયસુંદર શિષ્યા)

**(૩૧૦) કનકાવતિ આખ્યાન** સં. ૧૬૪૪ વૈ. શુ. ૭ મંગલ.

મહોપાધ્યાય શ્રી જયસુંદર ગુરૂભ્યો નમઃ—

**આદિ—** રાગ રામગરી.

સરસતિ સરસ સકોમલ વાંણીરે, સેવક ઉપરિ બહુ હીત આંણીરે,
શ્રી જીનચરણે સીસજ નાંમીરે, સહિ ગુર કેરી સેવા પાંમીરે ૧
સેવા પાંમી સીસ નાંમી ગાંઉં મનઇ ઉલટ ઘણુંઇ,
કથા સરસ પ્રબંધ ભણુસું, સુજન મનઇ આણંદની,
કનકાવતીની કથા રસાલી, ચતુરનાં ચતરંજની,
વૈધક રસકસ ગુણી નર જે, તેહનાં મનમોહણી. ૨

**અંતે—**

એણીપરિ તેહ પાલઇ નરનારી, તે નેહનું પરીણામ,
જીુન મલ ઇસા જન જુ એહવા, તુ કાજઇ ધરમ સુજાંન. ૩૬૨
વૃધ તપાગછ મંડન દીનકર, શ્રી ધનરત્ન સૂરીરાય,
અમરરત્ન સૂરિપાટ પટોધર, ભાનુમેરૂ સુષ્ય કહઇવાય. ૩૬૩
ગુણગણધર પડીત વઇરાગી, નયસુંદર રવિરાય,
વાંચક માંહિ મુખ્ય ભણીજઈ, તસ સષ્યણી ગુણ ગાય. ૩૬૪
કથામાંહઈ કહઉ રસાલુ, કનકાવતી સંબંધ,
કનકાવતી આખ્યાંન રચઉ મઇ, સુઅર્ણા સરસ સબંધ. ૩૬૫
સંવત ૧૬ સુઆલઈ સવચ્છરિ વૈસાષ વદિ કુજવાર,
સાતમઇ દનિ સુભ સુહરતઇ યોગઇ, રચઉ આખ્યાંન એ સાર. ૩૬૬
ભણઈ ગુણઈ સભલિ જે નાર, તેહઘરિ મંગલચ્યાર,
હેમશ્રી હરખઈ તે બોલઈ, સુરત અયોગ સમાર. ૩૬૭

—ઈતિ કનકાવતી આખ્યાંન સમાપ્ત. સુરતિ મધ્યે લષીતં. ગ. રતનવીજય લષીતં. (પ્ર. કા.) (નયસુંદર માટે જુઓ નં. ૧૫૫ પૃ. ૨૫૪)

## ૧૭૨ રત્નસાર.

(૩૧૧) સાગર શ્રેષ્ઠીની કથા ૧૬૪૫ (માણેક)

---

## ૧૭૩ મનજી ઋષિ (પા૦ પાર્શ્વચંદ્ર-વિનયદેવ-વિનય-કીર્તિ શિ.)

(૩૧૨) **વિનયદેવસૂરિ રાસ.** સં. ૧૬૪૬ પોષ શુદિ ૭ મંગળ, બુરહાનપુરમાં.

આદિ—

સકલ સિદ્ધિ આનંદકર, જિનશાસન શ્રૃંગાર,
ચઉદ પૂરવનો સાર એ, જગિ જપઉ મંત્ર નવકાર.

* * * *

અંતે—

પૂજ્ય ચઉમાસૂં તિહાં રહ્યા એ લોક કરે ધરમ ધ્યાન. મ. ૨૩૭
શ્રી **વિનયદેવ** પટ્ટધર એ, શ્રી **વિનયકીરતિ** રાય,
**સુધરમગચ્છ** આજ દીપતો એ, આદરયો મન ભાય. મ. ૨૩૮
નયર **વરહાનપુર** જાણીઇ, એ દેશ વિદેશ વિખ્યાત,
સંવત **સોલ છયતાલૂઇ** એ, સુણયો ભવિયણ વાત. મ. ૨૩૯
શ્રી વિનય (દેવ) કીરતિ સૂરીશ્વરૂએ, રહ્યા તિહાં ચઉમાસિ,
એક દિન ઉલટ ઉપનોએ, કીધઉ શ્રીપૂજ્ય રાસ. મ. ૨૪૦
પોસ શુદિ સાતમિ જાણીઇએ, ભૃગુવાસર સુવિનાણ,
નક્ષત્ર રેવતી મનિ ધરો એ, શિવયોગ અતિહિં સુજાણ. મ. ૨૪૧
**મનજી** રિષિ આણંદસૂં એ ચોથો રચ્યઉ પ્રકાશ,
એહ રાસ જગિ નાંદયો, એ જાં લગિ મેરૂ થિરવાસ. મ. ૨૪૨
ચઉવિહ સંઘ સહૂ સુણઉ, એ ભણયો નિતુ રાસ,
ધવલ મંગલ ભલ પામીઇ એ, પુહચઈ મનની આસ. મ. ૨૪૩

નોટ—વિનયદેવ તે બ્રહ્મઋષિ કે જે પાર્શ્વચંદ્રના શિષ્ય થાય અને જેણે પોતાના ગચ્છનું નામ સુધર્મ ગચ્છ આપ્યું તેનો આમાં વૃત્તાંત છે. આ બ્રહ્મ ઋષિની કૃતિ સંબંધી આ સંગ્રહમાં જુઓ. પૃ. ૧૫૨ થી ૧૫૮. વિશેષ હકીકત માટે જુઓ ઐ. રા. સં. ભાગ. ૩.

---

## ૧૭૪ હેમાણંદ (હીરકલશ શિ૦)

### (૩૧૩) વેતાલ પચવીસી. સં. ૧૬૪૬.

આદિ—

પ્રણમ્ય દેવદેવંચ વીતરાગં સુરાર્ચિત,
લોકાનાં ચ વિનોદાય, કરિષ્યેઽહ કથામિમાં. ૧
નત્વા સરસ્વતીં દેવીં શ્વેતાભરણભૂષિતાં,
પદ્મપત્ર વિશાલાક્ષીં નિત્ય પદ્માસને સ્થિતાં. ૨

ચોપઈ—

સુવચન સાંનીધકારી દેવ, સમરી સરસતી પાય પ્રણમેવિ,
સુગુરૂ વચન મનમાંહિ ધરી, બોલીસ વિક્રમ રાજા ચરી. ૧
રાજા વિક્રમના અવદાત, કવિયણ બોલે નવ નવ ભાંતિ,
તેમ હું સજ્જન સાંનિધિ યથા, કહિસુ વેતાલપચીસી કથા. ૨
રાજા વિક્રમ નં વેતાલ, એકરયણુ વનખંડ વિચાલ,
કથા કહી નવનવી પચીસ, સભલતાં તે થાઇ જગીશ. ૩

* * * *

અંત—

ઇતિ વેતાલપચિસીયૈ વિક્રમ નૈ વેતાલ,
કથા કહી પંચવીસમી, હેમાણદ રસાલ. ૧૭

—ઇતિ શ્રી વેતાલપચવીસી ચરિત્રે વિક્રમ કથિત કથા પંચવીશમી સંપૂર્ણા.

ચોપઇ—સાહસવંત નિરખી નૃપરાઈ, તબ વેતાલ કહૈ તિણિ ઠાઇ,
પર ઉપગારી તો સમ લોય, મે તો અવર ન દીઠો કોઇ. ૧
હૂં તો તુઠો તુઝ સાહસૈ, પિંણ તું જોગી મત વેસસૈ,
ક્રોહો તુઝનેં ઘાલે પાસ, મુખૈ કહૈ તું ગુંણહ નિવાસ. ૨
મઙ પુછ્યે તુઝ કહસી તંત, કરિ પ્રણાંમ જ્યું સિઝે મંત,
તાં કહિયૈં હું ન લહું ભેય, તું દિષ લે જ્યું જાંણું તેહ. ૩
તિંણ વચનૈં તે થારૈ કાજિ, ફિરી દિષાલેં તતષિણ માંઝિ,
ષડગ કરી થે છેદો સીસ, જિઉં મન વંછિત થાઇ જગીસ. ૪
સુંણી સીષ તે લેઈ મડો, આવિ રહિ યોગી મુષિ ષડો,
કરિ પ્રણાંમ યોગી હરષાવિ, આગલિ બેઠૌ રાજા ભાવિ, ૫
જોગી કહૈ સુણો રાજિંદ, દીયૈ પ્રદક્ષિણ હુવૈ આણંદ,
હું નવિ જાંણું વિક્રમ કહૈ, તૈં તે આગૈ ઉઠી વહૈ. ૬
રાજાયૈ વૈતાલી વાત, ચીતારીનેં કીધો ઘાત,
પૂરી વિદ્યા સીધી જીસૈં, સોવનપુરિસો હુઓ તિસૈ. ૭
તિંણ પુરિસે વિક્રમ રાજેસ, પુહવી ઊરણ કરી વિસેસ,
રાજ પાલિ આઊ આંપણૈ, સરગિ પહુંતો સહુકો ભણૈ. ૮

છંદ—ઇતિ શ્રીય વિક્રમ વેતાલહી કહિ એહ વાત પચીસએ,
તિણવિધહ **સોલે સૈં છયાલ** ઇંદ્રિ ઉછ્છવ દીસ એ,
ગુરૂ હીરકલસ પસાય કરિનૈ હેમાણંદ મુણિ ઉત્તમપુરી,
તિહ રચીય વાત વિનોદની તે સયલ સજ્જન સુપકરી. ૯

—ઇતિ વૈતાલ પચવીસી ચરિત્રે પંચવીસી ચઉપઈ સંપૂર્ણંમ. સં. ૧૭૬૫ વર્ષે શાકે ૧૬૩૦ પ્ર૦ ચૈત્ર સુદિ ૫ ગુરૌ લિષિતં. પં. સુજાણહંસેન શ્રી જયતારણ મધ્યે. ૧૬-૧૭ ચા૦

(૩૧૪) ભોજચરિત્રરાસ. રત્ન. ડે.

—◆—

**૧૭૫ +નગર્ષિગણિ (ત૦ હીરવિજયસૂરિ-કુશલવર્ધન શિ૦)**

**(૩૧૫) રામ સીતા રાસ. સં. ૧૬૪૯**

ચંદ્ર અનઇ રસ વેદ નિહાલુ, નંદ ભલુ તિમાલુ.—હા. પા, ખં. ૧

**૧ અલ્પબહુત્વ વિચાર ગર્ભિત શ્રી મહાવીર સ્તવન.**

૩૯ ગાથા.

*    *    *    *

હીરવિજયસૂરીસરો.

કવિ કુશલવર્દ્ધન સીસ પભણઇ, નગાગણિ વંછીય કરો.

---

**૧૭૬ મલ્લિદેવ.**

**(૩૧૬) કર્મવિપાક રાસ સં. ૧૬૪૮-માણેક.**

---

+આ નગર્ષિએ ગાથાબધ કલ્પાન્તર્વાચ્ય રચેલ છે તેની પ્રશસ્તિઃ-

**चंद्र रस बाणमुनि समवरिसे तवगण विभासकाणं ।**
**भहारगपुरदर सिरि विजयसेण सूरीणं ॥६५॥**
**रज्जे विहिओ गंथो पंडियसिरि कु(श)लवद्धणगणीणं ।**
**सीसेण बालमईणा नगाभिहाणेण धरमहिमो ॥६६॥**

વળી તેમનીજ લખેલી તેજ પ્રત સાગરગચ્છના ભંડાર (પાટણ)માં છે કે જે ભડારમાં તેમના હસ્તથી લખેલાં કેટલાંક પુસ્તકો છે, તેમાં જણાવે છે કેઃ—

**संवत् १६५७ वर्षे भाद्रपद सित त्रयोदश्यां वार बुध पूर्णीकृतः लिखितश्च श्री वटपल्लीनगरे नगर्षिगणिना.**

આમણે સ. માં દડકાવચૂરિ પણ રચી છે. તેમની લખેલી ઉપાસક દશાંગસૂત્ર મૂળની પ્રતિ પાટણના સાગરભંડારમાં છે તેની અંતે જણાવ્યુ છે કે શ્રી વિજયસેનસૂરિ યુવરાજ્યે સકલપંડિત મભારંજન શ્રી દેવવર્દ્ધન તચ્છિષ્ય પ. કુશલવર્દ્ધન, તચ્છિષ્ય નગર્ષિગણિ.

## ૧૭૭ નરપતિ કવિ. જુઓ નં. ૬૭

### (૩૨૭) વિક્રમાદિત્ય ચુપઇ. સં. ૧૬૪૯ (શાકે ૧૫૧૪).

આદિ—

શ્રી નેમિસર ગુણનિલો, જગજિવન જિનચંદ,
બ્રહ્મચાર ચુડામણી પ્રણમું પરમાણંદ. ૧
પુરિસાદાણી પાસજિન, થંભણપૂર થિર ઠાંમ,
નામ જપંતાં જેહનું સીઝે વંછિત કાંમ. ૨

* * * *

અંતે—

એ કહીઈ વિક્રમચરિત્ર સંભલતાં હુઇ પંડ પવિત્ર,
સંભલતાં ડાહાપણ આવંત, કવિ નરપતિ એહવઉ કહંત. ૯૭૧

—ઇતિ શ્રી રાજા શ્રી વીરવિક્રમાદિત્ય ચઉપઇ સમાપ્ત મિતિ. સંવત ૧૮૦૦ વર્ષે શાકે ૧૬૬૫ પ્રવર્ત્તમાને. કાર્તિક માસે શુક્લપક્ષે સપ્તમી તિથૌ ગુરૂવાસરે પ્રથમ પ્રહરે લખિતં. શ્રી આલાસણ ગ્રામે પ્રથમ ચતુર્માસિકે શ્રી પુર્ણમા પક્ષે શ્રી હા. શ્રી—(અપૂર્ણ).

શાકે ૧૫૧૪ માં રચી એમ ઉપરના બંધનપર લખાણ છે. (પ્ર. કા.)

[નં. ૬૭ ના નરપતિને સં. ૧૫૪૫ માં નંદબત્રીસી રચનાર તરીકે સોળમી સદીમાં મૂકેલા છે અને આ કૃતિ નરપતિ નામના કવિએ શક ૧૫૧૪ માં રચી એમ તેની પ્રતના બંધનપર લખાણ છે તેમાં શરતચૂક સંવત્‌ને બદલે શક લખવામાં થઇ હોય એમ સંભવ છે, તેથી બંને નરપતિ એકજ હોઇ સોળમીમાં સદીમાં થયાનો સંભવ છે, છતાં ઉક્ત બંધન ઉપરનું લખાણ વાસ્તવિક હોવાનો સંદેહ રાખી બંનેને જૂદા જૂદા એટલે એકને સોલમી સદીમાં અને બીજાને સત્તરમી સદીમાં મૂકેલા છે.]

આ કૃતિના તથા કવિના સંબંધમાં બીજી પ્રત પરથી નીચે પ્રમાણે પંડિત લાલચંદ ભગવાનદાસ ગાંધી લખી મોકલે છેઃ—

**વિક્રમાદિત્યકથા.** ( પંચ દંડ છત્ર-પંચ આદેશ. )

આદિ—

લંબોદર તુઝ વીનવૂં સુંડાલા સમરથ;
સિદ્ધ બુદ્ધિ વર ચરણે નમૂં, સીઝવે સવિ અરથ. ૧
સીંદૂરઈ કરિ અરિચીઈ, શરિ સેવંત્રાં બાર;
મૂસાવાહન જેહનઈ, મોદિક સદા આહાર; ૨
× × × ×
ભાદ્રવ વદિ આરંભીઉં, બીજ અનઈ બુધવાર;
સંવત સાકે ૧ પન્હર, એ સવિહુ અધિકાર. ૧૭
× × × ×
અડિસડિ તીરથ જે કરઈ, યજ્ઞ કરઈ અનેકઃ
કવિ નરપતિ ઈમ ઉચ્ચરઇ, સહુ પરમારથ એક ૨૧

અંત—

જેહવું મીઠૂ પ્રાકૃત હોઈ, તે સમવડિ નવિ દીસઇ કોઈ;
ગાહા દૂહા ચઉપૈ ગીત, ઉષ્ણુકાલિ જિમ વાહાલું રીત. ૮૩૦
કવિતા વિક્તા શ્રોતા નાંમ, જે ડાહા તેહનઈ પરણાંમ;
જઉ જિહ્વાઈ વસઈ સરસ્વતી, તુ પાંમઇ કવિજન વરમતી; ૩૧
એ કહીઇ વિક્રમ તણૂં ચરિત્ર, સાંભલતાં હુઈ કર્ણ પવિત્ર;
ભણઇ ગુણઈ ભાવઈ સભલઇ, તે નર સકલ મનોરથ ફલઇ. ૩૨

ઇતિ વિક્રમરાય કથા સંપૂર્ણ.

સવત ૧૬૭૩ વર્ષે દ્વિતીઅ આસો સુદિ ૧૧

—સે. લા. વડોદરા પ્રતિ ૫. ૫૧

પત્ર ૧૩ માં ( દ્વિતીય આદેશ )—

આગીઆનુ મોટઉ ઉપાય, રાજા જિહાં ચિંતઈ તિહાં જાઈ;
નગર સોપારઇ પુહુતા થયા, આદિસ્વરનઈ દેહરઇ ગયા. ૯

દેહરૂં અછઈ તેહ ચઉમુખ, દરિશન દીઠઈ નાશઈ દુકખ;
**આદિસ્વ** [ર]નીં પૂજા કરી, રાજા બઇઠઉ આસન ધરી,

જો કે ૧૩મા પત્રની ઉપર જણાવેલી ૯-૧૦ કડીમાં આવત વર્ણન ઉપરથી **નરપતિ** કવિને જૈન તરીકે માનવાના આપના અનુમાનને પુષ્ટિ મળે તેમ છે; પરંતુ કવિએ વિસ્તારથી કરેલ પ્રારંભ મંગલાચરણ અને અન્ય વર્ણન ઉપરથી તે જૈનેતર હોવાનો બહુધા સંભવ છે. વચ્ચે આદીશ્વરાદિ દેવનું કરેલું વર્ણન બીજા જૈન કવિઓએ એ જ વિષયની કરેલી કૃતિઓની છાયારૂપ જણાય છે.

પંડિત લા. ભ. ગાંધી.

---

## ૧૭૮ પ્રીતિવિમલ (ત. આણંદવિમલસૂરિ-ધર્મસિંહ-જયવિમલ શિ૦)

**(૩૨૮) મૃગાંકકુમાર પદ્માવતી ચોપઇ સં. ૧૬૪૯.**

**અંતે**— દૂહા રાગ ધન્યાસી.

હીરજી આમઈ શષિઇ, પ્રીત કહઇ પુન્યપાજ,
અંગિ અલછિત આભડઈ, રાંનિ ભમંતાં રાજિ.
લિખ્યો નિલવટિ આપણિ, સ્યું કરઇ દાલિદ્ર સોય,
**પ્રીતિ** કહઈ **હીર** નામથી, રાનિ વેલાઉલ હોઈ. ૫૧

ઢાલ—**તપગચ્છમંડણ હીરલો હીરજી**, તાસ પાટઇ **વિજયસેનસૂરી**,
જાસ નામઇ નવનિધિ ઘરિ સંપજઈ પૂર્વ પાતિક જાઈ દૂરિ. ૫૨
તાસ સેવક શુભ સાંભલ્યો સાચલો, ગણિ **ધર્મસીધુરિ** લેગઈ ધર્મધોરી,
તાસ સેવક ગણિ **જયવિમલ** કીર્ત્તિ નિરમલી ગોરી. ભો. ૫૩
ગુંદવચ ગ્રામ ગુણધામ ધરણિ, સંવત **સોલ ઉગણપંચાશઈ**,
સકલ સંભલઈ સર્વ આસ્યા ફલઈ, **પ્રીતિવિમલમુનિ** કહઈ ઉલ્હાસઈ. ૫૫

—ઇતિ શ્રી મૃગાંકકુમાર પદ્માવતી ચતુઃપદી સંપૂર્ણમ્ ગણિ અમૃતસાગર શિ૦ ગજસાગરેણ લિપિકૃતા. ૭-૧૫ આ-ક.

(३१९) दानशील तप भावना रास. सं. १६५८ पछी.

आदि— दुहा-राग सारिंग मल्हार.

सरसति सामिनी समरतां, आवई सुमतिनिधान,
दानशील तप भावना, भाखुं मन अभिमान. १
सीमंधर संयम ग्रही, विचरई श्री भगवान,
कर्म निकाचित क्षय करी, पामइ केवलज्ञान. २

अंते—

सांभरीआरे गावा गुण मुझ हीरनारे–एह ढाळ.

सोहम स्वामी परंपरारे, तपगछ गयणदिणंदरे,
श्री आणंदविमलसूरीरे, श्री विजयदानसुरिंदरे, आदरिया. २८
तस पाटे प्रगट हूओ भलेरे, श्री हीरविजय सूरिरायरे,
श्री विजयसेन सोहामणारे, नामइ नवनिधि थायरे. आ० २९
श्री विजयदेव सूरि सदारे, तस पाटई परधानरे,
मनवंछित फल सुरतरुरे, समर्यो दिइ सावधानरे. आ० ३०
श्री आणंदविमलसूरि सेवकोरे, नामइ श्री धर्मसिंहरे,
तास सेवक कमलाकररे जयविमल धनदीहरे. आ० ३१
प्रीतिविमल निज भावसुंरे, रास रच्यउ श्रीकाररे,
भणतां सुणतां भावसुंरे, उपशम रस भंडाररे. आ० ३२

—९-१३ गारीयाधर.

(विजयदेवसूरि-आचार्यपद १६५८ भट्टारकपद सं. १६७१ स्व. १७१३)

(३२०) +अष्टप्रकारी पूजा रास. सं. १६५५ क्षेमपुरमां.

(प. छोटालाल मगनलाल अमदावाद.)

आदि— दुहा राग असाउरी

प्रथम तीर्थंकर प्रथम जिन प्रथम करी परिणाम,
अष्ट प्रकार पुजा तणा प्रबंध कहुं अभिराम. १
सकल सुरासुर किंनरा, विद्याधरनी कोडी,
जास वदन वाणी भणी प्रणमे बे कर जोडी. २

સા વાણી મુજને હવે, આપે વર વરદાન.
અલવિ આળસ પરિહરી, સુણજ્યો સહુ સાવધાન. ૩

× × ×

અંતે—

(દુહા રાગ ધન્યાશ્રી.)

તપગચ્છ પતિ ગુણગિરિ, શ્રી આણંદવિમલ સુરિસીંહ,
વિચર્યો કુમત વિડારવા, અકંપ અડોલ અબીહ. ૨૭
સંવત **પંનર બ્યાશીએ,** યતિ પંથ પરગટ કીજ
પરમાદ પરિગ્રહ પરહરી, રોપ્યા સમકિત બીજ. ૨૮
તાસ પાટિ વિજયદાન સુરિ, તાસ પાટિ પ્રભુ હીર,
તાસ પાટિ વિજયસેનસુરિ, સાયર સમ ગંભીર. ૨૯

ઢાલ—સાંભળ્યું આઠ પુજા પ્રબંધા ભવી, અઠકમ્મ અરિ ભય દુરિ જાયે,
કલ્પતરૂ કામઘટ ધેનુ ચિંતામણિ, આંગણે આવીયાં પુણ્ય પસાયે. ૩૦
આણંદવિમલ વિજયદાન સુરીસર, તાસપાટે પ્રભુ હીર હરખ્યો,
સકલજગિ જીવ પાદપ એહ સીંચવી, વચન સુધારસ મેઘ વરસ્યો. ૩૧
તાસ પાટિ વિજયસેનસુરી નિધી, જાગતો જાસ જગિ મંજુ મહિમા,
તાસ સેવક ગણિ ધર્મસિં ધુરિ લગે, જિનવર લોપી ન સીમા. ૩૨
તાસ સેવક ગણિ જયવિમલ સેવકો, **પ્રીતિવિમલ** ક્ષેમપુરી ચઉમાસે
સંવત **સોલ છપન વરસિં** કર્યા, સકલસંઘમાંહી બેઠો વિમાસે. ૩૩

(ઇડર તપગચ્છ ભં.)

**+ગોડી પાર્શ્વસ્ત.** પાંચ ઢાળનું મોટું સ્ત૦

આદિ—વાણી બ્રહ્માવાદની, જાગે જગ વિખ્યાત;
પાસતણા ગુણ ગાવતાં, મુઝ મુખ વસજ્યો માત. ૧
**નારંગે** અણહિલપુરે, **અહમ્મદાવાદે પાસ;**
ગોડીનો ધણી જાગતો, પૂરે સહુની આસ. ૨
શુભ વેલા શુભ દિન ઘડી, મહુરત એક મંડાણ;
પ્રતિમા તીને પાસની, થઈ પ્રતિષ્ઠા જાણ. ૩

(૩૧૯) દાનશીલ તપ ભાવના રાસ. સં. ૧૬૫૮ પછી.

આદિ— દુહા-રાગ સારિંગ મલ્હાર.

સરસતિ સામિની સમરતાં, આવઈ સુમતિનિધાન,
દાનશીલ તપ ભાવના, ભાખું મન અભિમાન. ૧
સીમંધર સંયમ ગ્રહી, વિચરઈ શ્રી ભગવાન,
કર્મ નિકાચિત ક્ષય કરી, પામઇ કેવલજ્ઞાન. ૨

અંતે—

સાંભરીઆરે ગાવા ગુણ સુઝ હીરનારે-એહ ઢાળ.

સોહમ સ્વામી પરંપરારે, તપગચ્છ ગયણદિણંદરે,
શ્રી આણંદવિમલસૂરીરે, શ્રી વિજયદાનસૂરિંદરે, આદરિયા. ૨૮
તસ પાટે પ્રગટ હુઓ ભલોરે, શ્રી હીરવિજય સૂરિરાયરે,
શ્રી વિજયસેન સોહામણારે, નામઇ નવનિધિ થાયરે. આ૦ ૨૯
શ્રી વિજયદેવ સૂરિ સદારે, તસ પાટઈ પરધાનરે,
મનવંછિત ફલ સુરતરૂરે, સમર્યો દિઇ સાવધાનરે. આ૦ ૩૦
શ્રી આણંદવિમલસૂરિ સેવકોરે, નામઇ શ્રી ધર્મસિંહરે,
તાસ સેવક કમલાકરરે જયવિમલ ધનદીહરે. આ૦ ૩૧
પ્રીતિવિમલ નિજ ભાવસુંરે, રાસ રચ્યઉ શ્રીકારરે,
ભણતાં સુણતાં ભાવસુંરે, ઉપશમ રસ ભંડારરે. આ૦ ૩૨

—૬-૧૩ ગારીયાધર.

(વિજયદેવસૂરિ-આચાર્યપદ ૧૬૫૮ ભટ્ટારકપદ સં. ૧૬૭૧ સ્વ. ૧૭૧૩)

(૩૨૦) +અષ્ટપ્રકારી પૂજા રાસ. સં. ૧૬૫૬ ક્ષેમપુરમાં.

(પ્ર. છોટાલાલ મગનલાલ અમદાવાદ.)

આદિ— દુહા રાગ અસાઉરી

પ્રથમ તીર્થંકર પ્રથમ જિન પ્રથમ કરી પરિણામ,
અષ્ટ પ્રકાર પુજા તણો પ્રબંધ કહું અભિરામ. ૧
સકલ સુરાસુર કિંનરા, વિદ્યાધરની કોડી,
જાસ વદન વાણી ભણી પ્રણમે બે કરજોડી. ૨

કોઇ ન્હોતું કે જે તેની આજ્ઞા લોપી શકે. આ રાસમાં અકબરબાદશાહે વિજયસેનસૂરિના ઉપદેશથી કરેલાં કાર્યોનું પણ વિસ્તૃત વર્ણન આપેલું છે. જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૬૮ અને ૧૬૩.)

**(૩૨૩) તીર્થમાલા સ્ત. સં. ૧૬૭૮**

આદિનાં પાનાં નથી સાંપડયાં.

**અંતે—**

મથુરા દેખી મન ઓલસ્યુ, મનોહર થંભ જીહાં પાંસસેહ,
**ગૌતમ જંબુ પ્રભવો** શ્યામ, જિનવર પ્રતિમા ઠામોઠામ. ૪૦
મૂલતીરથ વંદૂ અતિ ઘણા, તે સઘલાં સેતામ્બર તણા
તીરથની એ રચના જોએ, આપમતે મત રાચો કોએ. ૪૧
**સંવત ૧૬૪૩** દસી, અધકારી હુઉ દેવસી,
ખમણગ વસહીએ કીધા જેણ, રખે ભ્રમ કો ભૂલે તેણ. ૪૨
ચંદ્રકીરત નામે આ એસ, સમતશિખર ગિરિ કીયો પરવેસ,
મૂકી મૂરત ડીગાંબર તણી, **સંવત ૧૬ અડતાલે** ઘણી. ૪૩
નવ દેખત પતી જો કોઅ, પરતંત્રે ઘર ન વસે જોએ,
જો પણ સાચુ હુવે સહી, ઉપદ તીહાં કો કરવી નહી. ૪૪
તીરથ દીઠે નિરમલ બુધ, તીરથ દીઠે સમકીત સુધ,
તીરથ દીઠે પૂગી રલી, તીરથ હોજ્યો વલી વલી. ૪૫

જૂના તીરથ જે મહેં દીઠા, તે સીધાંતે કહીઓ,
વીરપટોધર **હીર**વિજે ગુરૂ, પૂંનપસાએ લહીઓ,
સાહઅકબ્બર સબલ મહીપતી, સુણી તે જસ ગુણ ગાઇઓ,
જીવદયા તરૂવર પાઇ સીંચી, 'જગગુરૂ' કહી બોલવીઓ. ૪૬
**મેહ** મુનીસર સીસ સિરોમણિ, વિબુધસભાસણગાર,
કલ્યાણકુશલ ગુરૂ તપાગછ મંડણ, નિરમલ જ્ઞાનભંડાર,
**વસુસાગર રસ સસી** મિત વરખે કીધી જાત્રા એહ,
દયાકુશલ કહે આણંદ આણી, નિત નિત સમરૂં તેહ. ૪૭

અં. કલશ. તપગચ્છનાયક સુખદાયા શ્રી વિજયસેન સૂરિશ્વરે
તસપાટ ઉદયાચલેં ઉદયો શ્રી વિજયદેવ સદ્દકરો,
ઇમિ થુણ્યો ગોડીપાસ જિનવર પભણેં પ્રીતવિમલ જયકરો,
ભણેં ગણેં તસ ઘર મંગલ જયકરો.

લિ. ૧૮૧૧ વૈ. વ. ૧૩ ૩-૧૫ આ. કા.; પ્ર૦ રત્નસમુચ્ચય તથા રામવિલાસ કે જેમાં છેલ્લો કલશ નથી.

---

## ૧૭૯ ધનવિજય.

**(૩૨૧) હરિષેણ શ્રીષેણરાસ.** ૧૬૫૦ આસપાસ—પા૦

(એક ધનવિજય તે વિજયસેનસૂરિ શિ. હતા ને જેમણે સં. ૧૬૫૪ ના વિશાખ વદિ ૧૩ દિને પોતાના શિષ્ય ગુણવિજયને વાંચવા માટે અહમદાવાદમાં હૈમવ્યાકરણ બૃહદ્વૃત્તિ દીપિકા લખી હતી, તે કદાચ આ કવિ હોય.)

---

## ૧૮૦ દયાકુશલ. (ત૦ હીરવિજયસૂરિ–મેહમુનિ– કલ્યાણકુશલ શિ.)

**(૩૨૨) લાભોદય રાસ.** સં. ૧૬૪૯–વિધા.

[ આ રાસ ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે, તેની અંદર હીરવિજયસૂરિ અને અકબર આદિનું વર્ણન છે અને તે રાસ અકબરના મરણ પહેલા બાર વર્ષે રચ્યો હોવાથી ખાસ મહત્ત્વનો ગણાય. તેમાં અકબર વિષે જણાવ્યું છે કે અકબર બહુ હઠી હતો. તેનું નામ સાંભળતાંજ લોકો ધ્રુજતા. તેણે ચિતોડ, કુંભલમેર, અજમેર, સમાણ, જોધપુર, જેસલમેર, જૂનાગઢ, સૂરત, ભરૂચ, માંડવગઢ, રણથંભોર, સ્યાલકોટ અને રોહિતાસ વગેરેના કિલ્લા લીધા હતા. વળી ગૌડ વગેરે ઘણા દેશો પણ સ્વાધીન કર્યા હતા. મોટા મોટા રાજા-રાણાઓ તેની સેવા કરતા. રોમી, ફિરંગી, હિંદુ, મુલ્લા, કાજી, પઠાણ અને એવું બીજું

કોઇ ન્હોતું કે જે તેની આજ્ઞા લોપી શકે. આ રાસમાં અકબરબાદશાહે વિજયસેનસૂરિના ઉપદેશથી કરેલાં કાર્યોનું પણ વિસ્તૃત વર્ણન આપેલું છે. જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્ પૃ. ૬૮ અને ૧૬૩.)

**(૩૨૩) તીર્થમાલા સ્ત. સં. ૧૬૭૮**

આદિનાં પાનાં નથી સાંપડયાં.

અંતે—

મથુરા દેખી મન ઓલસ્યુ, મનોહર થંભ જીહાં પાંસસેહ,
ગૌતમ જંબુ પ્રભવો સ્યામ, જિનવર પ્રતિમા ઠામોઠામ. ૪૦
મૂલતીરથ વંદૂ અતિ ઘણા, તે સઘલાં સેતામ્બર તણા
તીરથની એ રચના જોએ, આપમતે મત રાચો કોએ. ૪૧
સંવત ૧૬૪૩ દસી, અધકારી હુઉ દેવસી,
ખમણગ વસહીએ કીધા જેણ, રખે ભ્રમ કો ભૂલે તેણ. ૪૨
ચંદ્રકીરત નામે આ એસ, સમતશિખર ગિરિ કીયો પરવેસ,
મૂકી મૂરત ડીગાંબર તણી, સંવત ૧૬ અડતાલે ઘણી. ૪૩
નવ દેખત પતી જો કોઅ, પરતંત્રે ઘર ન વસે જોએ,
જો પણ સાચુ હુવે સહી, ઉપદ તીહાં કો કરવી નહી. ૪૪
તીરથ દીઠે નિરમલ બુધ, તીરથ દીઠે સમકીત સુધ,
તીરથ દીઠે પૂગી રલી, તીરથ હોજ્યે વલી વલી. ૪૫

જૂના તીરથ જે મહેં દીઠા, તે સીધાંતે કહીઓ,
વીરપટોધર હીરવિજે ગુરૂ, પૂંનપસાએ લહીઓ,
સાહઅકબર સબલ મહીપતી, સુણી તે જસ ગુણ ગાઇઓ,
જીવદયા તરૂવર પાઇ સીંચ્યા, 'જગગુરૂ' કહી બોલવીઓ. ૪૬
એહ મુનીસર સીસ સિરોમણિ, વિબુધસભાસણગાર,
કલ્યાણકુશલ ગુરૂ તપાગછ મંડણ, નિરમલ જ્ઞાનભંડાર,
વસુસાગર રસ સસી મિત વરખે કીધી જાત્રા એહ,
દયાકુશલ કહે આણંદ આણી, નિત નિત સમરૂં તેહ. ૪૭

—શ્રી અબામધ્યે સંવત ૧૯૫૧ વરખે ભાદ્રવા શૈદ ૮ દિને લખનં રાએચંદરાએ સંધ. લિખિત અધકા ઉછા કાને માતરે લખાણા હોએ તે મછામદ્દકડ—શુભં ભવતુ—ઉનાના વકીલ મોરારજીભાઈ પાસેથી આવેલ ચોપડામાંથી શ્રાવકે લખ્યો છે તે પરથી તે વખતે વાણીઆ કેમ લીટી દોરીને ગૂજરાતી લિપિ લખતા તે આ ચોપડા પરથી જાણી શકાય તેમ છે.

**(૩૨૪) વિજયસિંહસૂરિ રાસ.** સં. ૧૬૮૫ આશો શુદિ ૧૫ રવિ

**આદિ—** દૂહા રાગ દેશાખ તથા વેલાઉલ.

સરસ વચન રસ વરસતી, સરસતી ભગવતી દેવિ,
તુઝ પ્રસાદેં ગુરૂગુણ શુણું, હીયડે હરષ ધરેવિ. ૧
માતપિતા ગુરૂ દેવતા, ગુરૂ મતિ મતિ દાતાર,
ગુરૂવિણુ ભવજલ નિધિ તણો, કવણુ ઊતારે પાર. ૨
અનંત તીર્થંકર જે હૂઆ, હોસે વલી અનંત,
તે સહુ સુગુરૂ પસાઉલે, ગુરૂગુણનો નહિ અંત. ૩
ત્રિભુવનમાં જે જે કલા, ગુરૂવિણુ તે નવિ કોએ,
જિમ જલવિણુ સવિ બીજનો, ઉદ્‌ભવ કદીઅ ન હોય. ૪
શુદ્ધ પરંપર શુદ્ધ ગુર, પુણ્યે લબ્ભે જેહ,
શ્રી તપગચ્છ રયણાયર, જિહાં સહૂ લહીઇ તેહ. ૫
એમસહિમે પાટે પ્રગટ, આચારજ વિજેસિંધ.
મહામુનીશ્વર તેહના, ગુણ ગાવા મુઝ રંગ. ૬

* * * *

**અંતે—**

**સોલપંચાસી** દસીરે અસાઢિ શુદિ પૂંનિમ દિનેએ,
રૂડો તિહાં રવિવાર, રાસ રચ્યો મન ઉલટેં એ—૨૩૧.

ઢાલ—રાગ ધન્યાશ્રી. હીંચેરે હીંચેરે હીયય હીડોલડે. એ દેશી.

**હીરજી** હીરલો તાસ પટિ અતિ ભલો, શ્રી **વિજયસેનસૂરીશ** રાજે
શ્રી **વિજયદેવસૂરિ** તાસ પટિ નિરમલો, ભાગ્ય સૌભાગ્ય વૈરાગ્ય છાજે ૨૩૨

થાપિઓ જેણિં નિજ પાટિ વિજયસિંહ૭૭, સદા ઉદયવંત ગુરૂ એહ ગાયો,
કલ્યાણકુશલ ગુરૂ શિષ્ય સુખરંગ રસ, કહે દયાકુશલ સહી મેં જ પાયો. ૨૩૩

—વિજયસેન સૂરીશ્વર શિ. મહોપાધ્યાય શ્રી નયવિજય ગણિ શિ. પં. કીર્ત્તિવિજય પં. વીરવિજય ગણિ પં. વિદ્યાવિજય ગણિ. શ્રી લબ્ધિવિજય ગણિ. પં. ખિમાવિજય ગણિ લિ૦ સ્વવાચનાર્થે સં. ૧૭૩૫ વર્ષે. ૧૧–૧૫ માં.

(૩૨૫) ત્રેશઠશલાકાબદ્ધ પુરૂષ વિચારગર્ભિત સ્તોત્ર. સં. ૧૬૮૨

આદિ— તુહ જિન સમતા સુરલતા એ ઢાલ.

શ્રી જિનચરણ પસાઉલે, મનહતણે ઉમાહલઈ,
હુંથુણું ત્રિહસઠિ શલાકા પુરૂપનેં એ. ૧

* * * *

અંતે— કલશ.

તપગચ્છપતિ શ્રી વિજયદેવ ગુરૂ આચારજ વિજયસંઘસૂરી,
સોલ બિઆસીઈ ત્રિહસઠિ શલાકા પુરૂપતણી મેં થુત્તિ લહી,
કલ્યાણકુશલ પંડિત ગુણમંડિત તાસ પસાઇ એહ કહું,
દયાકુશલ કહે ઉલ્હટ આણી, પરમાણંદ સુખ સહીઅ લહું. ૫૯

—૩–૧૩ માં.

(૩૨૬) પદમહોત્સવરાસ–સં. ૧૬૮૫–વિઘા. (તેમાં હીરવિજયસૂરિના પદમહોત્સવનું વર્ણન છે.)

જ્ઞાનપંચમી–નેમિજિનસ્ત૦

આદિ— દૂહા.

શારદમાત પસાઉલે, નિજ ગુરૂચરણ નમેવિ
પંચમી તપવિધિ હું ભણું, હિઅડે હરપ ધરેવિ. ૧

* * * *

અંતે—

એ તપ કીજે લાભ લીજે વંદી જે તપગચ્છધણી
પરતક્ષ ગૌતમસ્વામિ સરખી કીરતિ હીરસૂરિ તણી,

તપગચ્છ પંડિત જ્ઞાનમંડિત પાપછંડિત તું જયો,
શ્રુધ કલ્યાણકુશલ ગુરૂસેવ કરતાં દયાકુશલ આણુંદ થયો. ૩૦
—જૈ. એ. ઇંડિયા.

—સં ૧૭૪૩ વર્ષે માહ વદિ ૮ દિને આણુંદ કુશલેન લિ૦ ૨-૧૨ માં.

## ૧૮૧ વિજયસેનસૂરિ.

(૩૨૭) શુભિમત્રરાસ ૧૬૫૦ આસપાસ.-ડે. રેન.

[ વિજયસેનસૂરિ-જન્મ ૧૬૦૪ ફાગણ શુદિ ૫ મારવાડના નાડલાઈ ગામમાં ઓશવાલવંશ વૃદ્ધશાખાના શાહ કમાશાહ અને તેના પત્નિ કોડાંને ત્યાં મૂળનામ જયસિંહ. વિજયદાનસૂરિ પાસે ૧૧ વર્ષે ઉમરે સં. ૧૬૧૩ જેઠ સુ. ૧૧ ના દિને સુરતમાં દીક્ષા. દીક્ષાનામ નયવિમલ. સ. ૧૬૨૬ માં ખંભાતમાં પંડિતપદ, સં. ૧૬૨૮ ફા. શુ. ૭ ઉપાધ્યાયપદ અને આચાર્યપદ અમદાવાદમાં, સં. ૧૬૩૦ પો. .વ. ૪ ના દિને પાટણમાં પાટસ્થાપના. અકબરબાદશાહે ' સવાઇ 'નું બિરૂદ આપ્યું. સં. ૧૬૭૨ માં જેઠ વદ ૧૧ દિને ખંભાતમાં સ્વર્ગવાસ.)

## ૧૮૨ કૃષ્ણદાસ.

(૩૨૮) દુર્જનસાલ બાવની. સં. ૧૬૫૧ વૈશાખમાસ. લાહોરમાં.

આદિ—

ૐકાર અનંત આદિ સુરનર મુનિ ધ્યાવહિ;
જિકે પચ પરમિષ્ટ સુતઉ સબ ઇસિમહિ પાવહિ,
મહામંત્ર સુધિ એહ સિદ્ધ સાધિક સબ જાણહિ,
કવિત છદ અનુગીત પ્રથમ મુનિ કવિતા આણહિ,
સો સિવરપાં નિરમલ બુદ્ધિ દે સકલ લોક મન ભાવની,
દુરજનસાલ સંઘપતિ કહઇ વસુધા વિસ્તર બાવની. ૧
નિમ્મલ જડિયા ગોત રાઇસિદાર બણિજ્જઈ,
જગ્ગૂસાહકઈ બંસિ અંધિક-નિસ ઉપ્પમ દિજ્જઇ.

ભઇયા દુરજનસાલ સાહિ અકબરિ થિર થપ્પિઉ,
મુકટમ્મણિ જઉહરી હુકમુ જિસુ સબઇ સમપ્પિઉ,
શ્રી વિમલદાસ હયબર બકસહીરાનંદ આનંદ દરસ,
સંઘાધિપત્તિ નાનૂ સુતનુ તિન્નિ પુત્ત તિન્નઉં સરસ. ૨

મગ્ગિ ચલહિ નિમ્મલઇ ધમ્મ કારણિ ધનુ અપ્પહિ,
સત્તવચન મુખિ ચવહિ અંગિ પૌરષ દિઢ થપ્પહિ;
ગરૂઅ ભાર અંગ વહિ જીઅ દુત્થત્થિય પાલહિ,
આરંભ હિતંકર હિ જનમ સાવઇ ઉજ્જાલહિ,
પોષહં સુપાત કઉં જાનિ કરિ ઇતે બોલ અંગીકરહિ,
સંઘાધિપત્તિ નાનૂ સુતન મેઘરાજ કુલ ઉદ્ધરહિ. ૩

* * * *

અંતે—

સાયરકૈ ધરિ ચંદ સૂરકા સિવ ધરમંડન,
મન રાજા ધરિ મદનુ રામ રઘુપતિ દુષખંડન
ચંદન ધરિ ઘણસાર ઇસિ ધરિ ભયા વિનાઇક
પવન ધરિ હિ હનવંત કરનુ રવિધરિ નર નાઇક,
કહિ કિશ્નદાસ સંઘ મુકુટમનિ બુધિનિધાન જગિ ભોજસરિ,
દુરજનસાલ દુરજનદવનુ જડિયા નાનૂ સાહ ધરિ. ૫૨
હરષુ ધરિઉ મન મજ્ઝિ જાત સોરીપુર કિદ્ધિ,
સંઘ ચતુરવિધિ મેલિ લછિ સુભ મારગિ દિદ્ધિ,
જિનપ્રસાદ ઉદ્ધરઈ સુજસ સંસારિહિ સંજઈ,
સુપ્રતિષ્ઠા સંઘ પૂજા દાનિ છિય દંસન રંજઇ,
સંઘાધિપત્તિ નાનૂ સુતન દુરજનસાલ ધરમ્મધુર,
કહિ કિશ્નદાસ મંગલકરન હીરવિજય સૂરીંદ ગુર. ૫૩
લછિન અંગિ બતીસ ચારિ દસ વિદ્યા જાણઈ
પાતિસાહિ દે માનુ ખાન સુલિતાન બખાણઈ,

લાહનર ગઢ મન્જિ પ્રવર પ્રાસાદ કરાયઉ,
વિજયસેન સૂરિ બંદિ ભયે આનંદ સવાયઉ,
જાં લગઈ સર સસિ મેર મહિ સુર સૂરિ જલુ આથા સિંધુઅ,
કહિ ક્રિશ્નદાસ તાં લગ તપઈ દુરજનસાલ પ્રતાપ તુઅ. ૫૪

પિતપતિ અકબર પાતિસાહિ થિર રાજુ કરંતહ
ઉભુતાલા સંબત્ત ચઇત નવરોજ વસંતહ,
સોલહસઈસ્યાવના બીર બિક્રમ અંવછર
મીનચંદ એ દસીબરન બિધિ બાવન અછર,
બહસાપ માસ દિન સોમ કઈ, કિરીયે કવિન બિકસિક કવલ,
દુરજનમાલ પરવાર સઉં કલપવૃક્ષ જિઉ સુફલ ફલ. ૫૫

મંગલશ્રી ભગવાન વીર જિન સાસન સ્વામી,
મગલ શ્રી વસુભૂતિ પુત્ર ગોતિમ સિવગામી,
મંગલ શ્રી સિકડાલ નંદ થુલિભદ્ર મુનીસર,
મગલ જડિયા ગોત ઉસ બંસી પુહવીસર,
નિતમંગલ શ્રવણુ સુણુંનિયા બાવન સુદ્ધ કવિત રસ,
દુરજનસાલ મંગલસદા કવિજન કહૃ કરઇ સુજસ. ૫૬

—ઇતિ બાવની સાહ દુરજનસાલ જડિયા ગોત્ર તવ ગચ્છી. લિખત ભોજિગ કિસનદાસ લાભપુર મધ્યે માહશ્રી બોણીદાસ પુત્ર સાહ સંતોષી પઠનાર્થં. [ વિ. ધ. નાનો ચોપડો પા. ૭૭–૧૧૦ ]

[ કવિ ભોજક હતો–તેણે લાભપુર–લાહોરમાં આ કૃતિ દુર્જનશાલ-પર લખી છે. તે દુર્જનશાલ ઓશવાલ વંશીય જડિયા ગોત્રનો હતો અને તે જગુશાહના વંશમાં થયો હતો. જગુશાહને ત્રણ પુત્રો હતા— ૧ વિમલદાસ, ૨ હીરાનંદ અને ૩ સંધવી નાનુ. આ નાનુનો પુત્ર દુર્જનશાલ. દુર્જનશાલના ગુરૂ હીરવિજયસૂરિ હતા અને તેણે સૌરીપુરની યાત્રા કરી સંઘની પૂજા ભક્તિ કરી હતી અને જિનપ્રસાદનો ઉદ્ધાર અને પ્રતિષ્ઠા પણ કરાવી હતી, લાહોરમાં એક મંદિર કરાવ્યું હતું, આ

સર્વ વાત ઉપરની બાવનીમાંથી સિદ્ધ થાય છે. જુઓ સૂરીશ્વર અને સમ્રાટ્. પૃ. ૨૫૩-૨૫૪.]

---

## ૧૮૩ સારંગ. (મડાહડ ગચ્છ—જ્ઞાનસાગર સૂરિ—પદ્મસુંદર તેના ગુરૂભાઈ ગોવિંદ શિ૦)

**(૩૨૯) ભોજપ્રબંધ ચઉપઈ** સં. ૧૬૫૧ શ્રાવણ વદ ૯ જાલોરમાં.

અંતે—

ભોજપ્રબંધ તણી ચઉપઇ, **સોલઇકાવન** વચ્છરિ હુઈ,
**વડગચ્છ** શાખા **ચંદ્ર** વિચાર, **મડાહડ** ગચ્છ ગચ્છ સિણગાર. ૫૪
સૂરિપદ ઈ જયવંતઉ જાણ, **ન્યાનસાગર** સૂરીશ વખાણ,
તેહનઇ ગચ્છિ વાચક ગુણગેહ, દીપઈ જસુ ગુણ નિર્મલ દેહ. ૫૫
**પદ્મસુંદર** નામઈ પરગડુ, ધુર લગિ જાસુ અનોપમ ધડુ,
ગુરૂભાઈ તસુ છઈ ગોવિંદ, પુરિ **જાલોરિ** પ્રગટ આણંદ. ૫૬
તાસુ સીસ **સારંગ** સુવાણિ, વિમલ કિઉ નૃપ **ભોજ** વખાણ,
શ્રાવણ વદિ નવમી કુંજવાર, પ્રકટ કીઉ કૃપા પ્રચાર. ૫૭

લખ્યા—સંવત્ ૧૬૫૭ વર્ષે આશ્વિનિ વદિ ૨ રવૌ શ્રી **જાલોર** મધ્યે પૂર્ણિમા પક્ષે ભટ્ટારક શ્રી **વિમલચંદ્રસૂરિ** વિજયરાજ્યે વા. શ્રી **વિનયસાધુ** શિષ્ય **ચારિત્રવિમલેન** લિ૦ સઘળાં પદ્ય ૪૫૮.

—સાગર ભં. પાટણ.

**(૩૨૯ ક) બિલ્હણ પંચાશિકા** (જુ, નં. ૨૮૭, જુઓ જ્ઞાનાચાર્ય નં.૧૨૮ પૃ. ૧૭૩ સં. ૧૬૩૮—(૧૬૪૮) રચેલી.

(આમણે પૃથ્વીરાજે ક્રિસન રૂક્મિણીકી વેલીપર લાખા નામના ચારણે પ્રાચીન પશ્ચિમના રાજસ્થાની (પ્રાચીન ગુજરાતી)માં લખેલી બાલાવબોધ નામની ટીકા પરથી વિ. સં. ૧૬૭૮ માં પાલ્હણપુરમાં ફિરોજશાહના અમલ વખતે સંસ્કૃત ટીકા નામે સુબોધમંજરી રચી છે. અને તે સં. ૧૭૮૧ માં પ્રતિબિંબિત થઇ છે. આ અમૂલ્ય ટીકા-

માંથી ડા. ટેસીટોરીએ થોડા થોડા ઉતારાઓ આપ્યા છે પણ તેમણે મૂળ ટીકા પણ સાથે સાથે છપાવી હોત તો કાવ્યરસિક જનોને વિશેષ લાભ થાત. જુઓ ૧૯૭૮ ની દીવાળીનો ગુજરાતી અંક પૃ. ૭૨.)

---

## ૧૮૪ પદ્મવિજય (ત૦ હીરવિજયસૂરિ શિ૦)

(૩૩૦) તીર્થમાલા (૧૬૫૨ પહેલાં),

આદિ—

> સમરસિ સમરસિ સરસતિ, વરસતિ વચન વિલાસ
> તું તહી મુઝ આપજે, સાચો વચન વિલાસ. ૧
> વાણી વાણી ઇમ ભણે, તું તહી એકંતિ
> કવિ કેલવણી કેલવેઈ, કેવલ આણે ખંતિ. ૨

* * * *

અંતે— કલસ.

> એ તીરથમાલા ગુણવિશાલા કંઠપીઠ જે ઠવે
> તસ ગુગતિ બાલા અતિરસાલા વરણ વરમાલા ઠવે,
> શ્રી હીરવિજય ગુરૂ સુરિપુરંદર સીસ પદ્મવિજય કહે,
> જે સુગુણ ગુણસ્યે અને સુણસ્યે મંગલમાલા તે લહે.
>
> —ઇતી તીરથમાલા ગુણસ્તવન સંપૂર્ણ.

—સં. ૧૮૪૨ વર્ષે કાર્તિક શુદ ૭ બુધવારે. લિખિતં સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રીપ પં. હરિરુચિ ગ. તત્શિષ્ય પં. વીરરુચિ તચ્ચરણ સેવી શિષ્ય પ. વિનોદરુચિ ગ. ના લિપિચક્રે સુશ્રાવક મનગરામ વાચનાર્થ.

(પ્ર. કા. ભાવના જૈ. એ.)

—લિ. સં. ૧૮૫૫ જેઠ શુદ ૨ પાનાં ૨૩ પ્રે. ૨.

---

## ૧૮૫ માલદેવ+ (વડગચ્છ ભાવદેવસૂરિ શિ.)

+આ બહુ સારા કવિ હતા. તેનો ઉલ્લેખ ઋષભદાસે પૂર્વના વિદ્વાન્ કવિ તરીકે કુમારપાલરાસમાં કરેલ છે. (જુઓ મારો લેખ-જૈન કૉ. હરેલ્ડના જૈન ઇતિહાસ અંક સને ૧૯૧૫ માં ઋષભદાસ ૫૨). આ કવિની રચના સુંદર અને લલિત છે. તેના ગુરૂ ભાવદેવનો ઉપાશ્રય હમણાં પણ વિકાનેર રાજ્યમાં 'ભટનેર' અને 'હનુમાનગઢ' માં છે. તેના શિષ્ય લોક સિન્ધ અને પંજાબના મધ્યમાં રહ્યા કરતા હતા.

જયરંગ કવિએ સં. ૧૭૨૧ માં રચેલા કયવન્ના (કૃતપુણ્ય)ના રાસમાં માલ કવિનાં સુભાષિત લીધેલ છે:—

" વાલંભતણો વિછોહ, કિરતાર તૂં કદિ ભાજસી ?
કહિ નેં કદિ સંજોગ, કરસી તે નિરણેં કહો, ૧
કોકિલને જ્યું મોરધ્વનિ, દક્ષણ પવનજ દૂતી,
ચંદ્રકિરણ તંબોલ રસ, વિરહી એ ન સંહત. ૨
દુસહવેદન વિરહકી, સાચ કહેં કવિ માલ,
જિં જિંણુકી જોડી વિછડો, તિણુકા કવણ હવાલ. ૩

### (૩૩૧) પુરંદરકુમાર સં. ૧૬૫૨

આદિ—

વરદાયક સુરદેવતા ગુરૂ પ્રસાદ આધાર,
કુમર પુરંદર ગાઇસ્યું શીલવંત સુવિચાર. ૧
નરનારી જે રસિક તે સુણિયો સત્રે ચિત્ત લાય,
દૂડન કગહું ઘુમાઇયેં વીણા સરસ તરૂવાય. ૨
સરસ કથા જે હોય તો સુનહિં સબહિ મન લાય,
જયાં સુવાસ હોવે કુસુમ, મધુપ તહાંહી જાય. ૩

× × × ×

[સુભાષિત]

નમણી ખમણી બહુગુણી, રતિવંશ વિશુદ્ધ,
વિણ પુણ્યે કિઉ પાઇએ, કરધન હી ધરિ મુધ. ૮

મીઠાં ભોજન શુભવચન મીઠા બોલી નારિ,
સજ્જન સંગતિ માલ કહે કિસહિ ન પ્યારે ચ્યાર. ૧૧

એક પુત્ર ગુણવંત જો સોનો સહસ સમાણ,
જિસ લેનિ ચંદણુ હોઇ તરૂ ચંદન કુસુમ (એકસુ) પ્રધાન. ૧૭

મુઓ સુત ખિણ ઇક દહે, વિનુજાયો પુનિ તેઉ,
દહે જન્મ લગુ મુઢ સુત, સો દુખ મહીઇ કેઉ. (૧૮)

એક પુત્ર સિહણુ જિસો કોઈ પ્રસવે નારિ,
હરિ ઘડિ બડિ લાયે રહે તે સુવરી વિચાર. ૧૯

જોબન પ્રભુતા સંપદા અરૂ ચતુર પખિ હોઇ,
તો એ ચ્યારો માલ કહે(તો) સ્વર્ગ ન વંછે કોઇ. ૨૦

મંજરિ મુખ અધિકાર શુક લઈ આપો જનુપતિ,
જાઇમિ સિર વિધિના દીયો અવરમંત શિર છત્ત. ૨૩

આયુ વિત્ત ગૃહ છિદ્ર અરૂ મૈથુન ભેષજદાન.
મિત્ર ન કહિયો આપણો મદનો અને અપમાન. ૫૧

કામી ક્રોધી માનીયો ફિરે જુઆ રતિ માહિ,
ભુનગ્રથન નિજ શુભ અશુભ,હિએ વિચારે નાંહિ. ૫૬

જયદયા જગિ જાણીઈ સબકી ધર્મ વિચાર
જીવદયા વિણુ માનવી કિમ તરીઈ સંસારિ. ૪૭

નામ વગ વિષય ન છાડહિ ધર્મ કરે સવિ કોઇ
દય જુગ કહે એ માલ હુ તો ન સમઝે લોક. ૬૦

અસ્ત્ર શાસ્ત્ર હય નારિ નર, ગતિ એ વિભુજ કર લેય
વીણા વાણી મત્ર અરૂ કિમહી કુ નર દેય. ૬૩

નિશ્ચોલય પરનારકો સૂર્પક ગયો નિજઠામ
લગી ચોટ ન સમજહિ સો તોં મૂરખ નામ. ૬૪
સસનેહી તો દુખ સહે માલ તજો પરનારિ
તવલગ મથ મથિએ દહી જબલગ ઘીયમઝારિ. ૭૦
હરિણા ફાસે ફંદ તો જો ચરે પરાયાં ખેત
માલ જાનિ ઈ પરિહરો પરનારીશું હેત. ૭૧
પરતિય માલ ન રાચિએ કરહિજ કપટ સનેહ
બાહિર સોનાનો ભરમ ભીતર પીતરિ એહ. ૭૪
માલરૂપ પરનારિકો દેખિ ડુલાવો ન ચિત્ત
એ નિશ્ચે વિષવેલિફલ, ખાંડ ગલેર્ફે મિત. ૭૫
રૂચિ અરૂચિ હુઇ દુવિધે સીસ ધુમાવણ હોઈ
અરૂચિઅ સંત મહંત રૂચિ વિરલા જાણે કોઈ. ૮૩
જા સંપે તાં પ્રાહુણો જાં શ્રાવણ તાં મેહ
જાં સાસૂ તાં સસરો જાં જોબણ તાં નેહ. ૮૬
કોઈ ન દેખ્યાહી ગમે અનદેખ્યા હિ કેય
દેખ્યા આણદેખ્યા કેઇ સુજણ ચિત્ત હરિ લેય. ૯૦
રણે વાસો પિઅણસ્યું, વિધિ એતલો કરિજ્જ
ધણ કણ કંચણ આલવણ, જો ભાવે તો દિજ્જ. ૯૮
અતિ પ્રીતમ જે વિછુરે તો ન મરણોં જાઈ
હિયડા સાવરસિંગ જ્યોં દિન દિન નિઠુર થાઇ. ૧૦૪
સોરઠા—પાણી તણેં વિયોગે કાદમહી ફાટે હીઓ
ઇમ જે માણુસ હોઈ સાચો નેહો તે જાણીએ. ૧૦૫
એં વાલહો વિયોગ પાણીવાહિણિ નીસરે
સાચો નેહો તે જોઇ જે લોયણ લાહી વહે. ૧૦૬
દુહા—જાં સાજણ તાં નેહ જગિ જાં આગે નયણાહ.
ભલા ભલેરા નીસરે ઉંઝર યિયા વશાહ. ૧૦૯

શીખ કથાથી માલ કહે ઉત્તમ કહો ગુણ દીઠ
કપાલિ ઉનાળે વસ્ત્ર કહું રંગ ન ચડે મજીઠ. ૧૨૬
માલ ન ગુણ છાનો રહે નિંદલિ જે મતિમંદ
લઈ કુડે કરિ છાહીંઓ છિપ્યો રહે કિનિ ચંદ. ૧૪૮
વસ્ત્ર વિભવવિદ્યા વચન વપુ સુંદર આકાર
માલ જિહાં તહાં માનીઈ, જલ હોવિ પંચ વકાર. ૧૪૯
ગાથા—ખીરરસ સકરાઓ દાખેણ ભૂયણરસ સંસગ્ગો
કરમ ન જો પડિહાવે ગુગેય નાગવલ્લી ઓ. ૧૫૩
માલ જો કરતવ કીજીઓ સો તો જાણીઓ આપ
સાંકુ ન ગોર ન કાલલો પાપી સંકલી પાપ. ૧૫૮
જલતણી જે નારિ આર, દીવ હિ (દીવડ) ઘૂરે નમાન
કર ગહીનપણિ હોલિને પર ઉપગાર નિદાન. ૨૦૮
દુર્જનલોક ન સહિ સકે પરધન સુખ પરિવાર
વિઘન કરે જીય દેખતાં નીગનણો આચાર. ૩૧૨
દિન દિન અધિકી સંપદા રાજ તેજ સનમાન
મનવંછિત સુખ સંપજે તેનો પુન્ય પ્રમાણ. ૩૧૭
ઉક્તાચ. "હેડિ જરગો ઉપરિ નગો, તીરદ કહિ આવ્યો બિવગો.
ઠાગર કરે નુ ગહૂરે છજાવે, ગાવર કરે તે કદી બજાવે. ૩૧૯
નિકું લોકમે દીપ જિમ કહીઇ ધર્મ પવિત્ર
દિનદીવો રવિ માલ કહે (જિમ) તિમ કુલદીપ સુપુત્ર. ૩૨૧
ગુણવંતના ગુણ ાનગ્યુ ગિરો પરમ સુખ એલ
આગુગમતા રંગુ માલ કહે કિમે ન વધે સનેહ. ૩૨૬
ગુરુભાવ (ભાવસહિત) ગુરુવંદના કરજે ભગતિ વિશાલ
તીર્થંકર સમ હોવિને વાસુદેવ સમ (જિમ) માલ. ૩૩૧
દ્રવ્યભાવ (ભાવસહિત) વિસ્તર કહે જિન પૂજે ત્રિકાલ
તીર્થંકર પદવી લહે શ્રેણિક જિમ તે માલ. ૩૩૦

ઢાલ—રંગરસ વિરવારે.

નિરતિચાર સંજમ સદા, વ્રત પાલેરે
કરતા ઉગ્રવિહાર શીલવ્રત પાલેરે.

× × × ×

અંતે—

ભાવદેવસૂરિ ગુણનિલા, વ૦ બડગચ્છ કમલદિણંદ શી૦
નામ શિષ્ય શિક્ષા કરે, વ૦ માલદેવ આણંદ. શી૦

—ઇતિ શીલ વિષયે પુરંદર કથા સમાપ્તા, સં. ૧૬૬૯ ભાદ્રમાસે શુદિ ૫ આગરા નગરે લિ. પૂજ્ય કપૂરચંદ ઋષિ. શિ. કલ્યાણઋષિ. ૨૫-૯ આગરાભંડાર;

બીજી પ્રતમાં છેવટની આ કડી વધારે છે.

આગમ મિલતો જે કહ્યો વ. અનુમોદ્યા જાય શી૦
જે વિરૂદ્ધ કિઉં લિ કહ્યું વ. મિચ્છામદુક્કડં હાય. શી૦

—ઇતિશ્રી શીલવિષયે પુરંદર નૃપ કથા...ચઉપાઈ સમાપ્તા. સં. ૧૮૪૦ ચૈત્ર વદિ પંચમી દિન ગુરૂવારે. આગરાભંડાર.

—સં. ૧૬૮૩ વર્ષે. શ્રી સુમતિચંદ્રસૂરિ વિજયરાજ્યે વાચનાચાર્ય શ્રી વિનયસાધુ શિષ્ય ચારિત્રવિમલેન રાસોઽયં લિખિતઃ સ્વવાચનાય. ૩૬-૧૫ લીં૦

—સં. ૧૭૧૭ લિ. ૧૩-૧૭ લીં.

—સં. ૧૬૫૨ દ્વિતીય આષાઢ શુદિ દ્વિતીયા રવૌ દિને...... રીશ્વર વિજયરાજ્યે વા૦ શ્રી ૫ શ્રીમાણિક્યચંદ્ર ગણિ તત્ શિ. પં. વિનયચંદ્ર ગણિ તત્ શિ. ઋષિ શિવચંદ્ર લિ૦ પ્ર. કા.

આ કૃતિની સં. ૧૬૬૯ ની પ્રતમાં દોહા ઘણા, તથા સોરઠા દૂહા-સિવાય નીચે પ્રમાણે ઢાળ છે.

૧ ચૂંનરી મેરી પાટકી-૨ પ્રાણપિયારે નેમિજી-૩ ઝૂંબકડાની ઢાલ. ૪ સલૂડો વાડિહિ દિલ્યો-૫ જોગનાકી ઢાલ. ૬ રામચંદકે બાગે

(ચપો મોર લીઓરી). ૭ પાસજિણંદ જુહારીઈ—૮ રયણારીકે છોકરા એ. ૯ ઢાલ-રંગરસ વિરવારે—

(૩૩૨) ભોજપ્રબંધ.

---

## ૧૮૬ પરમાણંદ (ત. આણંદવિમલસૂરિ-શ્રીપતિ-હર્ષાણંદ શિ.)

(૩૩૩) હીરવિજયસૂરિ નિર્વાણ સં. ૧૬૫૨.

આદિ—

સમરી સરસતિ ભગવતિ શુભમતિ, આપે અવિરલ વાણીજી,
હીરવિજયસૂરિ જગગુરૂ ગાઉં, પરમાણંદ ચિતિ આણીજી
જય જય જય જગગુરૂ ગચ્છપતિ ગુરૂઓ.

* * * *

અંતે—

સંવત પનર (? સોળ) બાવને આસો વદિ સાતમિ જાણુજીરે
પરમાનંદે ઉનાગઢે રચિઓં હીરનિર્વાણજીરે. ૧૦૦

શ્રી આણંદવિમલ સૂરીસર, તસ શ્રીપતિ ઋષિ સીસજીરે,
તસ પદપંકજમધુકરો, હરષાણંદ બુધ ઈસજીરે. ૧૦૧

તાસ ચરણ સેવા કરૂ, પરમાણંદ ભને સીસજીરે,
બોલ્યા ગુણ જગગુરૂ તણા, જયવંતા જગિ દીસેજીરે. ૧૦૨

—સંવત ૧૬૫૨ વર્ષે પોસ વદિ અમાસ સો શ્રી ઊનંતદુર્ગે બાઈનાથી સખીદાસ લખિત. શ્રાવિકા પૂતલી પઠનાર્થં. (આ પરથી જણાય છે કે આ પ્રત કવિના રચના સંવતમાંજ લખાયેલી છે. ૬-૧૧ માં.

---

## ૧૮૭ વિવેકહર્ષ (ત૦ હર્ષાણંદ શિ૦)

**(૩૩૪) હીરવિજયસૂરિનો રાસ.** સં. ૧૬૫૨ બીજાપુરમાં.

આદિ— રાગ સામેરી.

ઇમ ચિંતી મનહંમઝારિએ, પાટણથી કરઈ વિહાર એ
ગણધાર એ, રાજનગરિ પધારીઆ એ. ૧
સાહજાદઉ શાહ મુરાદ એ, હીરનઇ વંદઈ ગતી આલ્હાદએ
પ્રસાદએ, માગઇ હીરજીની દુઆ ઘણી. ૨

× × × ×

અંતે— રાગ ધન્યાસી.

જયઉ જયઉ જગગુરૂ પટધરો, શ્રી હીરવિજય ગણધારજી.
સાહઅકબર દરગાહમાં જિણિં પામ્યો જય જય કારજી. જય૦
જિહાંલગિં મેરૂ મહીધરો, જિહાંલગિં ગિરવરની રાશિરે
ચિર પ્રતપઉ ગુરૂ ગચ્છધણી, શ્રી વિજયસેન સૂરીસજી. જય૦ ૯૯
હીર પટોધર ઉગિઉ, પ્રગટ પ્રતાપી સૂરજી
કુમતિ તિમિર દૂરઈ કરઈ ભવિઅણ સુખ ભરપૂરજી. જય૦ ૧૦૦
વીજાપુર વરનયરમાં, **પાંડવ નયન** વરીસજીરે,
હર્ષ આનંદ વિબુધતણો, સીસ દીઈ આસીસ.
વિવેક હર્ષ કહઈ સીસજીરે. જય૦ ૧૦૧

—પં૦ અમરવિજયગણિ શિ૦ મુનિ ગુણવિજય લિપિકૃતં. શ્રી વિદ્યાપુરે પુરોપકારાય. ૬–૧૫ બાલા૦

**(૩૩૫) હીરવિજયસૂરિનિર્વાણ સ્વાધ્યાય.** ૧૬૫૨ લગભગ.

આદિ— રાજવલ્લભ–રાગ.

સરસ વચન ઘઉ સરસતી, પ્રણમી શ્રી ગુરૂપાય
ગુણસ્યું જિનશાસન ધણી, શ્રી હીરવિજય સૂરીરાયરે
જગગુરૂ ગાઈઈ, માન્યઉ અકબરશાહિરે
જસ પટિ દીપતઉ, શ્રી વિજયસેન ગચ્છનાહરે જગ. ૧

* * * *

અંતે— કલશ.

ઇસિ શ્રી વીરશાસન જગત્રિભાસન શ્રી હીરવિજયસૂરીસરો
જસ શાહિઅકબર દત્ત છાજઈ બિરૂદ સુંદર જગગુરો
જસ પટ્ટ પ્રગટ પ્રતાપી ઉગ્યઉ શ્રી વિજયસેન દિવાકરો
કવિરાજ હરષાણંદ પંડિત વિવેકહર્ષ સુહંકરો. ૨૨

—શ્રી સં. ૧૬૫૬ વર્ષે આષાઢ સિતાનૂ ચતુર્માસ દિને પંડિત શ્રી પુન્યહર્ષ ગણિનાં શિશોમુનિ જયહર્ષેણ દેવાસનગરે લિપીકૃતા. પ્ર૦ જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.

(હીરવિજયસૂરિ સં. ૧૬૫૨ માં સ્વર્ગસ્થ થયા. આની પ્રતિ ૧૬૫૬ માં લખાયેલી ઉપરપ્રમાણે મોજૂદ છે, તેથી આ સ્વાધ્યાય સં. ૧૬૫૨ ના અંતમાંજ રચવામાં આવેલી જણાય છે.)

---

## ૧૮૮ ધનહર્ષ (ત. હીરવિજયસૂરિ-ધર્મવિજય શિ૦)

### (૩૩૬) તીર્થમાલા સ્તોત્ર. (૧૬૫૩)

ધન્યાસી.

શ્રી વિજયદાન સૂરિંદ પટ્ટોધર, સૂરિ ગુરૂ હીરવિજયાભિધાના,
નગર ગંધારથી જેહ તેડાવિઆ, સાહિ શ્રી અકબરિં દત્તમાના. શ્રી ૧
ધર્મનું તત્ત્વ પૂચ્છય સવે તે કહ્યું, સાહ કુંરાકુંઅરિ ધર્મધીરિં,
અતિ વિશેષિં પ્રકાસી કૃપા તિહાં ગુરિં, તેહ મનમાં ધરી ભૂપવીરિં. શ્રી૨
પર્વ પજ્જૂસણિ દિવસ દ્વાદશ લગિ, કુણિં કુણ જીવનો વધ ન કરવો,
દસ્યાં ફરમાન કરિ સુગુરૂનઇ અપ્પિઆ, નહિં કૃપા વિણુ કિસિં જન્મ
તરવો. શ્રી ૩
ડાબ્બર કાશનુ જે સદા જલ ભર્યું, નામ ડાબરસરો જાણ દરિઉં,
શ્રી હુમાઉંસુતઈ વચિઅ લખી અપ્પિઅં જાલપ્રક્ષેપઈ નમિં ન
કરિઉં. શ્રી ૪.
ભાન નામી તનુજ જગત આનંદકર, જે સકલ જન ઉદ્યોતકારી,
નામ શિશુ ધર્મવિજયાભિધો બુધવરો, જે સદા વિમલતર ધર્મચારી. શ્રી ૪

તાસ પદયુગ્મઅંભોજમધુકર સમો, તાસ શિષ્ય વિબુધ ધનહર્ષ ભાયઈ,
પંચ એ શ્રી જિનાધીશ સંસ્તુતિઘડી, પ્રગટ હુઅં પુણ્યરસ સુધા ચાયઈ ૫
—ઇતિ શ્રી તીર્થમાલા સ્તોત્ર શ્રી શાંતિ તીર્થંકર સ્તવન નામાધિકાર સંપૂર્ણ–શુભં ભવતુ, કલ્યાણમસ્તુ, શ્રીરસ્તુ, આરોગ્યમસ્તુ, દીર્ઘાયુ.
(હીરવિજયસૂરિ સં. ૧૬૫૨ માં સ્વર્ગસ્થ થયા તે સમયનીજ આ કૃતિ છે.)

---

## ૧૮૯ કુંઅરવિજય (ત. હીરવિજયસૂરિ–વિજયચંદ્ર–નયવિજય શિ૦)

(૩૩૬) + શ્રી હીરવિજયસૂરિ–સલોકો સં. ૧૬૫૨ પછી

આદિ—

સરસતી વરસતી વાણી રસાલ, ચરણકમલ નમી ત્રિકાલ,
શ્રી ગુરૂપદપંકજ ધરાઉં, હીરવિજયસૂરી ગછપતિ ગાઉં. ૧

* * * *

અંતે—

હીરજીનો ચેલો વલીય વખાંણો, નામે વિજયચંદ્ર પંડિત જાણો,
નયવિજય પંડિત જગીસ, તસ સીસ કુંઅરવિજય કવીસ. ૮૦
જગગુરૂકેરા જે ગુણ ગાવે, તસ મનવંછિત સફલ ફલાઈ,
હીરજી હુઉ જિનસાસણભાણ, નાંમ જપંતાં કુશલ કલ્યાણ. ૮૧
—પ્ર. જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય.

---

## ૧૯૦ જયચંદ્ર(પાર્શ્વચંદ્ર–સમરચંદ્ર–રાયચંદ્ર–વિમલચંદ્ર શિ.)

(૩૩૮) +રસરત્નરાસ સં. ૧૬૫૪ ખંભાતમાં.
(આ રાયચંદ્રસૂરિના સંબંધમાં રાસ છે.)

આદિ—

ધુરિ પહિલી ૧–વસ્તુછંદ.
આદિ જિણવર આદિ જિણવર અજિત જિનનાથ,

શ્રી સંભવ અભિનંદન સુમતિ પદમપ્રભ સુપાસ સુંદર;
ચંદ્રપ્રભ ઉલ્હાસકર સુવિધિ સીતલ શ્રેયાંસ સંકર,
વાસુપૂજ્ય નઈ વિમલજિન અનંત ધર્મ શ્રી સંતિ;
કુંથુ અર મલ્લિ મુનિસુવ્રત નમિ નેમી ઘનકંતિ. ૧
પાસ જિનવર પામ જિનવર સુખકાર,
વર્દ્ધમાન ચઉવીસમઉ સકલ લોકદુહરાસિ ભંજઈ,
મોહ મહાભડ વસિ કરી મયણુ માણુ ઘણુ હેલિ ગંજઈ,
ગૌતમ ગણધર તેહનઉ, લબધિ તણુઉ ભંડાર,
સમરણુ માત્રઈ જેહનઈ, હોઇ સુજય જયકાર. ૨
આસ પૂરણુ આમ પૂરણુ કલ્પતરૂ સાલ,
શ્રી પાસચંદ સૂરીસર યુગપ્રધાન મહિમા વિરાજિત,
પચમકાલિ વિશાલ જિણિ મુગતિપંથ પ્રકટિય સુશોભિત,
તાસુ તણા પયકજ નમી, આણી મન ઉલ્હાસ,
વર તપગચ્છ ગુરૂ ગાઈયઉ, પૂરઉ મનની આસ. ૩

દુહા.

શ્રી રાયચંદ સૂરિંદવર, પુરૂષરયણુ અવતાર,
મનમોહન મહિમાનિલઉ, કલા તણુઉ ભંડાર. ૪
ભવિક કમલ પડિબોહણુઓ, મિથ્યા તિમર હરંતિ,
છત્રીસી છત્રીસ ગુણુ, અહનિસિ જે ધારંતિ. ૫

* * * *

અંતે—

ઢાલ ૨૨ કનકકમલ પગલાં ઠવઈ–એ દેશી.

ચિર પ્રતપઉ સૂરીસરૂએ જાંલગિ મેરૂ ગિરિંદ,
જયચંદ ગણિ ઉચ્ચરઇ એ, ભગતિઈ મન એકંત, જયચંદ ગણિ.૨૩૭

* * * *

થંભણપુરવર પામઉ એ, ચિંતામણિ સમ જાણિ,
તાસુ તણુઈ સુપસાઉલઇએ, રચ્યઉ રાસ રસાલ. જય. ૨૪૮

સંવત સોલ સત્વેદ નઈ એ, સંવચ્છરિ અભિરામિ,
ભગતિ ભાવિ મઈ ગાઈઉ એ, શ્રી રાયચંદ સૂરિંદ. જય. ૨૫૦
દેવેંદ્રાદિક જઇ મિલઈ એ, પાર ન પામઇ તોઇ,
તે ગુણ કેતા હું કહઉં એ, પણિ એ ભગતિ વિચારિ. જય, ૨૫૨
જે આગમિસ્યઉં નવુ મિલઇએ, મિચ્છાદુક્કડ તાસુ,
દિવ દં માગઉં ગોતસઉં એ, પૂરઉ મનહ જગીસ,
ગણિ જયચંદ ઇમ વીનવઈ એ, સેવ કરઉં નિસિદીસ. જ. ૨૫૫

વસ્તુ.

ન્યાન ગુણનિધિ ન્યાન ગુણનિધિ સુગુરૂ વિખ્યાત,
શ્રી રાયચંદ સૂરીસરૂ સકલસાર ગુણદેહ ભૂષિત.
તાસુ તણા ગુણ વર્ણવ્યા પાસનાહ સુપ્રસાદિ શોભિત,
મુનિ કુંવરજી ગણિવરૂ પ્રાર્થનિ ભગતિ જગીસ,
ગણિ શ્રી જયચંદ વીનવઈ પૂરઉ મનહ જગીસ. ૨૫૬

—સં. ૧૬૬૩ વર્ષે વૈશાખ વદિ ૬ શુક્રવારે, લિખિતં કુંવરજી ગણિના–શ્રી અહમ્મદાવાદ નગરે. પ્ર. ઐ. રાસ સંગ્રહ ભાગ ૧.

## (૩૩૯) +રાયચંદ્રસૂરિ બારમાસ.

આદિ— દૂહા.

સુંદરરૂપ સુજાણવર, સોહગ મંગલકાર,
મનમોહન જિઓ વલ્લહઓ, પરતખિ સુર અવતાર. ૧
શ્રી રાયચંદ સૂરીસરૂ, મહિઅલિ મહિમાવંત,
ગુણ આગર લીલાપવર, સારદ સસિ જિમ સંત. ૨

× × × ×

અંતે—

શ્રી રાયચંદ સૂરીસરૂ, જે સેવઇ નરનારિ,
ગણિ જયચંદ ઇમ ઉચ્ચરઈ, તસુ હુઇ જયજયકાર. ૩૯

—લિખિતં કુંવરજી. અહમ્મદાવાદે.
—પ્ર૦ ઐ. રાસસંગ્રહ.

[ આ કવિ વિમલચંદ્ર સૂરિના પટ્ટધર હતા. વિમલચંદ્ર સૂરિના ગુરુ રાજનગરના શ્રીમાળી સંઘવી રાજપાલ પિતા અને સુખમાદે માતા. તેની દીક્ષા સં. ૧૬૫૬ વૈ. શુ. ૬ ને દિને, આચાર્યપદ ખંભાતમાં સં. ૧૬૬૯ વૈ. શુ. ૬ ને દિને પામ્યા ને સ્વર્ગે સં. ૧૬૭૮ ના આસો શુદ ૧૩ ને દિને ગયા. આ સૂરિના હાથથી પુંજાએ સં. ૧૬૭૦ ના અષાડ શુદ ૯ દિને રાજનગરમાં દીક્ષા લીધી. ને પુંજાએ સદા ઉગ્રતપ કરી તપસ્વી તરીકે પ્રસિદ્ધિ કરી. ને પુંજ ઋષિએ આપણા કવિ જયચંદ્રસૂરિની પાસે રહી તપ કરેલું છે. કુલ ૧૨૩૨૨ ઉપવાસ કર્યાં હતા. તપની સંખ્યા ઉપાધ્યાય સમયસુંદરજીએ કરેલ પુંજ ઋષિનો રાસ અને મુનિ હીરરાજના શિષ્ય દયમદ્રે કરેલ પુંજરત્ન-રાસમાંથી મળી શકશે. જયચંદ્રસૂરિ મૂળ બીકાનેરના ઓસવાળ હતા. તેમનાં માતા પિતાનાં નામ જેતસિંહ અને જેતલદે હતાં. તેમને સં. ૧૬૭૪ માં આચાર્યપદ મળ્યું ને સં. ૧૬૯૯ અષાડ શુદ ૧૫ દિને સ્વર્ગવાસ પામ્યાં. આમના વખતમાં અમદાવાદમાં શાંતિદાસ શેઠના પ્રયત્નોથી સં. ૧૬૮૦માં સાગર-પક્ષ નીકળ્યો. ]

**પાર્શ્વચંદ્રસૂરિના ૪૭ દુહા. જોધપુરમાં**

**અંત—**

પાર્શ્વચંદ્ર પટ્ટોધરણ, સમરચંદ્ર ગુરૂ સૂર,
પરને ગુરૂને પાળીયા પંચ મહાવ્રત પૂર. ૪૪
સમરચંદ્ર ગુરૂ સારિખા, રાજચંદ્ર જિણરાજ,
અડગધાર ચારિત્ર ખરો સહે ધરાસગ ધ્યાન. ૪૫
ગચ્છપોશી ગાજે સુહિર વિમલચંદ્ર વડવાર,
પટ્ટોધરણ પ્રગટીયો જયચંદ્ર જગ આધાર. ૪૬
જે રાજન પરબત જે મહુકો નામે શીષ,
જયચંદ આયો જોધપુર પુગી મનહિ જગીસ. ૪૭

## ૧૯૧ જ્ઞાનસાગર બીજા (ત૦વિજયસેનસૂરિ–રવિસાગર શિ.)

(૩૪૦) નેમિચંદ્રાવલા. સં. ૧૬૫૫ જીર્ણગઢ (જૂનાગઢ)માં.

આદિ—

સરસતિ ભગવતી મન ધરીરે, સમરી શ્રી ગુરૂપાય,
નેમકુમર ગુણ ગાયવારે, મુજ મન ઉલટ થાય.
મુજ મન ઉલટ થાય અપાર, સ્તવસ્યૂં યાદવ કુલસિણગાર,
બાવીસમો જિનવર બ્રહ્મચારી, જયજય નેમજી જગહિતકારી. ૧
રાજીમતી ભરતાર, વલી વલી વંદીયેંરે,
રૈવતગિરિ હિતકાર, દેખ્યાં ચિત આણંદીયેંરે; રાજીમતી૦ ૨

અંત—

સંવત સોલપંચાવનેરે, જીરણગઢ ચોમાસ,
રૈવતકાચલ ઊપરેરે, ઊજલ સમ કૈલાસ,
ઉજ્જલ સમ કૈલાસ પ્રસાદ, દીઠાથી ટલિઓ વિષવાદ,
નેમિ જિણેસર સામી થુણિઓ, તિહાંથી સફલ જમવારો ગણિઓ. ૭૨
તપગચ્છ નાયક જગજ્યોરે, શ્રી વિજયસેન સૂરીંદ,
તપગચ્છમાંહિ ગાજતોરે, રવિસાગર મુનિંદ,
રવિસાગર મુણિંદ સોભાગી, તપ જપ કિરિયાસું લય લાગી,
સેવક ન્યાનસાગર સુપકારી, સ્તવીઓ નેમિ સ્વામી આધારી. ૭૩
( પદ્ય ૧૪૪ પૃષ્ઠ ૫ પ્ર. કાં. વડો. )

—લિ. ધર્મવિજે–લક્ષ્મીવિજેજી, સં. ૧૭૩૨ ફા. વ. ૯ ભાવનગરે ઋષભદેવ પ્રસાદાત્ ૬–૧૪ ઘો.–પા. ૭ પ્રે. ૨.

---

## ૧૯૨ જયવિજય (ત. હીરવિજયસૂરિ–કલ્યાણવિજય ઉ. શિ.)

(૩૪૧) +હીરવિજયસૂરિ પુણ્યખાણિ સઝાય. ૧૬૫૨ પછી.

આદિ—

રાગ રામગિરિ.

પ્રણમિઅ પાસજિણંદ દેવ, સંપયસુહકારણ,
સંખેસર પુરમંડણઉ, દુહદુરીયનિવારણ,

ઉલાલઉ.

પુણ્યપાલિ ગુરૂ હીરનીમે પભણું મનિ આણંદ,
ભવિયણ જણ મનુ સાંભલઉ જિમ લહુ પરમાણંદ. ૧

*　*　*　*

અંતિ—

તિહિ વિજયસેન સુરિંદ રાય, સંપ્રતિ જયવંતઉ,
અધિક રૂપ મુનિપુરંદરઈ, વિહરઇ મહાપંથ.
ગુણિદિન જનનિં હિતકરૂઓ, કલ્યાણભંડાર,
વિનય કરી જેઓ વસઇ, લહઇ (તે) ભવપાર. ૨૨
સકલ કલ્યાણ નિવાસ ગેહ, અતિ સુંદર સોહઈ,
તિહિ કલ્યાણવિજયવાચક મુનિ, દીઠઇ મન મોહઇ,
નામ તીસ જયવિજય બાપડઈ એ ગુરૂ ગાયા જગીસ,
તિહિ વિજયસેન સુરીસરૂ, પ્રતિપઉ કોડિ વરીસ. ૨૩

—પ્ર૦ જૈન-ઐ-ગૂર્જર કાવ્ય સંચય.

(૩૮૨) +કલ્યાણવિજયગણિનો રાસ. સં. ૧૬૫૫ આસો શુ. ૫.

આદિ—

સકલ સિદ્ધિવરદાયકો, સ જયો શ્રીજિન જિણંદ,
ભારત ભગત ભવિજનતણુ, મોહ કમલ દિણંદ. ૧
શાંતિ જિણેસર મનિ ધરૂં, શિવકર ત્રિજગ મઝારિ,
સિદ્ધિ વધૂ વરવા ભણી, વરીઓ સંજમ ભાર. ૨

*　*　*　*

અંત— ઢાલ ૧૪.

નાંદુ શિરોમણી વંદીએ, શ્રી કલ્યાણવિજય ઉવઝાય રે,

*　*　*　*

શ્રી હીરવિજયસૂરિ રાજીઓ, કલિયુગિ યુગપ્રધાન રે,
સાહિ અકબર રાજ્યમિં બુઝવી, દીધું જીવ અભયદાન રે. નાં૦ ૨૬૪

જસ પાટ જેસંઘજી જયુ, ગૌતમ સમ પ્રતિરૂપરે,
પ્રગટ્યો સવાઇ હીરલો, પરિખીઓ અકબર ભૂપરે. સાધુ. ૨૬૫
હીરજી શીશ જગિ વલ્લહો, શ્રી કલ્યાણવિજય ગુણગેહરે,
વાચકરાય મેં ગાઇઓ, જંગમ તીરથ એહરે. સાધુ. ૨૬૬
જવ લગી શેશ મહી ધરે, જાં સુર ગિરિ થિર થાયરે,
જાં રવિ શશિ ગ્રહગણુ તપે, તાં પ્રતપો મુનિરાયરે. સાધુ. ૨૬૭
સંવત સોલપંચાવન, વત્સર આસો માસરે,
શુદ્ધ પખ્ય પંચમિ દિને, રચીઓ અનોપમ રાસરે. સાધુ. ૨૬૮
જગિ જયવંતા કલ્યાણ, પૂરો મનહ જગીસરે,
સેવા ચરણકમલ તણી, માગે જયવિજય શીશરે. સાધુ. ૨૬૯
ભણે ગુણે જે સાંભલે, ગુરૂ ગુણ એક ચિત્ત જાણરે,
વાંછિત સર્વ સુખ અનુભવે, પામે તે કોડી કલ્યાણરે. સાધુ. ૨૭૦

—પ્ર૦ મારી જૈન ઐ. રાસમાળા ભાગ ૧-; ભા.

**(૩૪૩)+ શ્રી સમેતશિખર રાસ * સં. ૧૬૬૧.**

* "આનું બીજું નામ પૂર્વદેશ ચૈત્ય પરિપાટી છે. આમાં વિજયદેવસૂરિના સમયમાં મથુરાના સંઘવી ભિખુએ કાઢેલા સંઘનો પ્રસંગ છે. તે સંઘ મથુરાથી નીકળી પીરોજાબાદ, ચંદવાડ, રૈયડી, સોરીપુર, શાહજાદપુર, કોશાંબી, ફતેપુર, વાણારસી, સિંહપુરી, ચંદ્રાવતી, પાટલીપુત્ર તથા તુંગીયા નગરીઓમાં યાત્રા કરતો કરતો સેહોર નગરમાં આવ્યો. ત્યાં રાય શિવરામને મળીને રસ્તામાં વાટ વિષમ હોવાથી માર્ગદર્શકો તથા રક્ષકો લીધા. લંગોટીવાલા તથા ઉઘાડા મસ્તકવાળા લોકો, કદલી વગેરે વૃક્ષોનાં વનો તથા કૌતુકો જોતો જોતો સંઘ સમેતાચલ આવ્યો. અહીં પાલગંજના રાજા પૃથ્વીચંદ્રે સાથે આવીને યાત્રા કરાવી. સંઘ ત્યાંથી મગધદેશમાં થઇને પાછો ફર્યો. રસ્તામાં રાજગૃહી, પાવાપુરી, જંબીગ્રામ, જકણપુરી, અયોધ્યા, રત્નપુરી અને કંપિલપુરમાં તીર્થયાત્રા કરીને સંઘ સ્વસ્થાને-મથુરામાં પાછો આવ્યો." આ કવિ જયવિજયજીએ સંસ્કૃતમાં શોભનસ્તુતિપર ટીકા (સં. ૧૬૪૧)

આદિ— રાગ રામગિરિ.

પ્રણમીઅ સદગુરતણા પાય સુદસંપતિકારી,
સારસતિ ગામિણિ વીનવું દિઇ મુઝ મતિ સારી,
ચૈત્યપ્રવાડી ભાગું ભાવિ પૂરવ દિસિ કેરી,
જનમભૂમિ જિનવરતણી વંદું ઉલટેરી.

અંતે— કલશ.

તપગચ્છ નાયક શુભમતિ દાયક શ્રી વિજયસેન સુરિંદ,
તસ પટગયણ વિભાસણ દિનકર શ્રી વિજયદેવ મુણિંદ,
વાચક સયલ ચૂડામણિ સોહઇ નિરમલ ગ્યાનનિવાસ,
શ્રી કલ્યાણવિજય ગુરૂચરણ પ્રસાદઈ હુવો મુઝ બોધપ્રકાશ. ૮૮
સસિ રસ સુરપતિ વચ્છર આતપ એકાદિશિ બુધવારઇ,
સમેતાચલ મહાતીરથ કેરૂં સ્તવન રચ્યું મનિસારઈ. ૮૯
પઢઈ ગુણઈ જે શ્રવણે નિસુણઇ તીરથ મહિમા ભાવઇ,
જયવિજય વિબુધ ઇમ જંપઈ સુખ અનંતા સો પાવઇ. ૯૦

(પ્ર ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ એમ. એ. વડોદરા.) સમ્મેતશિખર તીર્થમાલા એ નામથી પ્રાચીન તીર્થમાલા સંગ્રહ પૃ. ૨૨–૩૨માં પણ પ્રકટ થયેલ છે.



## ૧૯૩ લલિતપ્રભ (પૌ૦ કમલપ્રભસૂરિ–પુણ્યપ્રભસૂરિ શિ.)

(૩૪૪) ચંદરાજાનો રાસ. સં. ૧૬૫૫ ભાદ શુ. ૧૦ ગુરૂ,
અણહિલપાટણમાં.

---

અને કલ્પદીપિકા રચેલ છે. કલ્પદીપિકાનો ઉલ્લેખ કવિ ઋષભદાસે હીરવિજયસૂરિરાસમાં કર્યો છેઃ–'જસવિજય જયવિજય પન્યાસ કલ્પદીપિકા કીધી ખાસ' પૃ. ૧૦૮. હીરવિજયસૂરિ અકબરની મુલાકાતે ગયા ત્યારે આ જયવિજયજી પણ તેમની સાથેજ ગયા હતા.

આદિ—

મંગલકરણ પ્રણમું સદા, મહામંત્ર નવકાર,
નવપદ ધ્યાતાં પામીઇ, સંપદ યશ વિસ્તાર, ૧
સરસતિ ભારતિ મુઝ દીયુ, સુંદર વાણિવિલાસ,
તુઝ પય ધ્યાનિં કવિય રસ, વિરચઇ મન ઉલ્હાસિ. ૨
શ્રી સદ્‌ગુરૂ ચરણે નમી, ગાસ્યું શ્રી રવિરાય,
શ્રી ચંદકેવલિ તે જયુ, નાંમિં નવનિધિ થાઇ. ૩
આંબિલ વર્ધમાનતપિં પાંમ્યુ ઋદ્ધિ વિસાલ,
ઉત્સર્પિણિ વારે હૂઉ, શ્રી ચંદ સાધુ રસાલ. ૪
ગૌતમ ગણધર ભાસિઉં, ચેટક આગલિ જાણિ,
તાસ ચરિત પભણું હિવઇ, સુણજો ચતુર સુજાણ. ૫

* * * *

અંતે—

ચતુર્થખંડ સંપૂર્ણ.
અથ ચૂલિકા—કનક કમલ પગલાં ઠવઇએ—એ ઢાલ રાંગ ધન્યાસી.
ચંદ્ર ગછિ ગુણ ગાઇએ, તિહાં ગછ પૂનિમ સાર,
શ્રી ચંદ્ર પ્રભુ સુરીસરૂએ, ગુણિહિં ગૌતમ અવતાર,
ચંદ્રપ્રભુ સૂરીસરૂએ. ૧
પ્રધાન શાખા તિહાં જાણીઇએ, તસુ અદ્વિતિય વિશાલ,
કમલવદન કમલાકરૂએ, કમલ નયન પ્રભુ સોઇ, ૨
કમલપ્રભ સૂરિપાટ ભણું એ, પુણ્યપ્રભ સૂરિરાય
પુણ્યઈ પદ્‌મા પાંમીઇએ, પુણ્યઇ સંપતિ પાઈ. ૩
પુણ્યઈ નરપતિ પદ લહે પુણ્યે તેજપ્રકાશિ,
પુણ્યવંત ગુરૂસીસ ભણું એ, શ્રી વિદ્યાપ્રભસૂરિ જાસ. ૪
વિદ્યાઈ વિત પાંમીઇએ, વિદ્યા રાય નમે પાય
વિદ્યાઇ દેવ વસિ હુઇએ, અલિય વિઘન સવિ જાઈ. ૫
જસ પાંમે વિદ્યાથિકીએ, વિદ્યા ધરમ ઉદાર
મુગતિ લહઇ પરંપરાએ વિદ્યા સુખ વિસ્તાર. ૬

તસુ શીસએ જમ જાણીએ, શ્રી લલિતપ્રભસૂરિ ભાવે ગુ-ચં
શ્રી ચંદ્રચરિત તે જાંણીઇએ, ભોલે ઉલટિ આવે ગુ. ૭
સંવત સોલપંચાવને એ, માઘમાસિ વિચારતુ
શુકલપક્ષ તસુ જાંણીઇએ, દસમિ નિધિકે સારતુ ૮
ગુરુવારિ રચના કરીએ, રોહણી રોહ જોઇ ગુ
બને ગુણે જે ભાવસિઉ એ, તસુએ સુખકર હોઇ ગુ- ૯
અણુહલવાડે પાટણ એ કોરવાડે જાંણિ ગુ
શામલો પાસ સોહાકરુએ, નમિઈ આણંદ આણિ ગુ- ૧૦
તસ ઉપરિ એ ચરિત કહુએ, તપથી સુખ વિલાસ ગુ ચં.
તપ મોટું જગિ જાંણીઇએ, તપ છે કલ્પ રસાલ. ૧૧
ભવિક શ્રાવક બહુ ભાવથી એ, આદર લહી તેહનુ સાર ગુ.
પાસ જિણંદ પ્રભાવથી એ, રચીઉ રાસ ઉદાર ગુ. ૧૨
તપ પુણ્ય મહિમા અતિ ઘણો એ, ગુણિયો આણી પ્રેમ ગુ.
શ્રી ચંદ ગુણનાં ભાવસિઉં એ, હુઇ અવિચલ ખેમ ગુ. ૧૩

—અણહિલ્લપુર પત્તને હવે ગુરુઉપાશ્રય અંબાલાલગૌન મોદી પુસ્તક પોથી ૬૨ ૩૧-૧૫ ૦, રત્નઃ

આ કવિ પૂર્ણિમાગચ્છની પ્રધાનશાખામાં થયા છે એવું પ્રતિમા લેખો પરથી જણાય છે. તેમના ગુરુના ગુરુ પુણ્યપ્રભસૂરિનો સં. ૧૬૦૮ નો પ્રતિમા લેખ મળી આવે છે. જુઓ લેખાંક ૧૨૪ અને ખુદ કવિનો પ્રતિમા લેખ સં. ૧૬૫૮ નો મળી આવે છે જુઓ લેખાંક ૧૦૧ ધા. પ્ર. લે. ભા. ૧. કવિનો લેખ આ પ્રમાણે છેઃ—

સં. ૧૬૫૮ વર્ષે માઘ વદિ ૧ રવૌ શ્રી શ્રીમાલજ્ઞાતીય દોસી વીરપાલ ભાર્યા પુત્ર સુત દોસી રુદ્રિઆકેન શ્રી સંભવનાથબિંબ કારાપિતં શ્રી પૂર્ણિમા પક્ષે પ્રધાનશાખાયાં શ્રી વિદ્યાપ્રભસૂરિ પટ્ટે શ્રી લલિતપ્રભસૂરિભિઃ પ્રતિષ્ઠિત.

આ લેખ ખાજુમમા ગામના મંદિરમાં ધાતુની પંચતીર્થી પર છે.]

## ૧૯૪ નર્બુદાચાર્ય (ત૦ કમલકલશ શાખા-કમલકલશ-સૂરિ-મતિલાવણ્ય અને બીજા-કનક શિ૦)

(૩૪૫) કોકશાસ્ત્ર ચતુષ્પદી. સં. ૧૬૫૬ (શક ૧૫૨૧) વિજયા-દશમી, બુધ બુરહાનપુરમાં.

અંતે—

હવે કવિ નરબુદ બોલે એ કથા, નામ ઠામ પોતાના યથા,
કવણ વંશ માહેં ઉપના, તેહ સંક્ષેપ બોલુ અધુના. ૫૯

ગુજર દેશમાંહિં અભિરાંમ, ધર્મ ધ્યાનનો ઉત્તમ ઠામ,
યતિ સતિ તપ આગમ ગ્નાન, સર્વ લોક વસૈં સાવધાન. ૬૦

કલિયુગ ગંગા જ્યા(સા?) ગરમતી, ઉત્તમ નીર વહેં સાસ્વતી,
સદા કાલ જલ પૂરણ વહૈં, સ્નાન પાપતણાં નર દહૈં. ૬૧

કંઠે નગર વસૈં અભિરાંમ, અમદાવાદ શ્રી ઉત્તમ ઠામ,
સર્વ વસ્તૂ પામીજૈં જેહ, જંબુદ્વીપમાંહિ ન મલૈ તેહ. ૬૨

શ્રી શ્રીમાલી તિહા વિવહાર, દેવરાજ નામે ઉપચાર,
માન દીયૈ મહમદ સુલતાંણ, મહિના માહિ વડો બંધા. ૬૩

તેહ ધરે કુલવંતી સાર, વિપક્ષ પૂરણ કુલવિખાત.
રાજુલદે નામે ઉતરે, તેહની કુખે હૂ અવતર્યો. ૬૪

કર્મસંયોગે મારૂ દેશ, નગર શીરોહિ કીધ પ્રવેશ,
તિહાં રહેવાનો કીધો ઠામ, યોગા થયા લહ્યા ગુણગ્રામ. ૬૫

નવમૈ વરષૈ શ્રી ગુરૂતણા, પામ્યા ચરણ મનોરથ ઘણા,
દીક્ષા લીધી શ્રી ગુરૂ પાશ, ભવબંધણ તે છોડયા તાસ. ૬૬

શ્રી તપગછમાહિં જશવંત, કમલ કલશ શાખા બોલંત,
ગછનાયક શ્રી પૂજ્ય પ્રમાણ, જાણે ગગન ઉદંતા ભાણ. ૬૭

ધર્મ ધુરંધર શ્રી ગુરૂ નામ, કમલકલશ શિષ્ય અભિરામ,
મહા ગુણવંત મહા ગંભીર, પંચમહાવ્રત યતિ સુધીર. ૬૮

એહ ભટારક પાટધારિ ધારિણી, જેહની કીરત જુગમાં ઘણી,
સદા ગુણવંતા ગણધર ભાવ, પંડિત શ્રી મતિલાવણ્ય ભાવ. ૬૯
બીજા પન્યાસ શ્રીગધર..........કહુ સુખવાસ,
ત્રીજા ગણિ શ્રીમતિ પન્યાસ, કરયા ભાવ પ્રસિદ્ધ પ્રમાણ. ૭૦
ગુરિશિરના ગણધર એહ, કેતલા નામ કહુ અહુ તેહ,
ગચ્છપદિ ગુણવંત ગંભીર, યતિજન કનક નમે ધીર. ૭૧
એહવા ગુર ભટારક જેહ, કહું ઉપમા સવાઈ તેહ,
શિષ્ય નરસુંદરને કરુણ કરી, દીધો પદ તે ઉત્તમ ધરી. ૭૨
દેઈ દીક્ષા નેં દીધો મંત્ર, શ્રી સરસ્વતી આપ્યો તંત્ર,
ઘણા દિવસ મેં સેવા કરી, શ્રી સારદ કરુણા આદરી. ૭૩
વાંછે તેર મેં આપ્યો માન, માતંગી દીધો વરદાન,
શ્રી ગુરચરણ પસાઈ કરી, કવિજન મતિ નરપદ આચરી. ૭૪
ઘણા દિવસ ગુરૂને સેવિયા, બાણી ગપુનિં પોઢા થયાં,
વિહાર કર્યો તિહાંથી કીધ, શ્રી ગુરૂની અનુઆજ્ઞા લીધ. ૭૫
દક્ષણ દેશ પતિ કીધો વિચાર, કૌતુક્યા આ દેશ અપાર,
અનેક ઓળખાયા સુજન, કવિ મંદગતિ પામિ દેશને. ૭૬
દૈવયોગ ચાલતાં ગહી, ખાનદેશને આવ્યા વહી,
નદ આનંદ તિહા અભિરામ, બરહાપુર નગરનો નામ. ૭૭
રાજ બલવત સુરતાણ, વૈરીના બાંધે બહુ દાણ,
નદ્ય અભંગ તરણારદ નેર, જાનિ હારક કલાવિચ્ચર. ૭૮
મીરાંહ દવમાન સુરતાણ, તાસ પુત્ર બલવંત વખાણ,
મીરા બહાદુર નામ ધારખી, કીરત ઘણી ન જાણું લખી. ૭૯
સવત સોલ છપને સાર, શક પનર એકત્રીસ મઝારિ,
મનૂ અયન દક્ષિણદિશ રવિ, શરદઋતુ ભાદિ ભાવ કવિ. ૮૦
માસ અધિક મહોત્સવ માસ, પક્ષ અજૂઆળે શશિ પ્રકાશ.
કિરણ દશમી મન આણંદ, વાસર શુભ શુભ પરમાણંદ. ૮૧

ઉત્તરા આષાઢ નક્ષત્ર સુવિચાર, શ્રી નરબુદ બોલેં કવિરાજ,
કર્કરાશિ ગુરૂ ગ્રહ ભોગવૈં; તુલે શનિ આવણુ ચીતવૈં. ૮૨
સુભ મહુરત શુભ વેલા સાર, ઉત્તમ લક્ષણ તણો વિચાર.
શ્રી નરબુદ બોલેં કવિરાજ. કરી ચોપઇ સંપૂરણ આજ. ૮૩
શ્રી ગુરૂ તણી કૃપા આદરી, કોક ચોપઇ સંપૂર્ણ કરી,
જે નર હોવેં ચતુર સુજાણ, નારિ પ્રેમ વિलूધા પ્રમાણ. ૮૪
તે એ કથા સુણસેં સહી, અથવા ન પારી સરસી લહી,
સુણતાં ચિત્ત હોસ્યૈ આણંદ, પરમસુખ પામૈં પરમાણંદ. ૮૫
કોક તણો મદ લેઇ કરી; ચાલ ચોપાઈ કવિ ઉચરી,
બુરહાંનપુર નગરમાં થઈ, કોકદેવ નામે ચોપઇ. ૮૬
દશ પ્રકાર સંપૂરણ હૂઆ, વિગત કરિ કથા જૂજૂઆ,
શ્રી માતંગીને વરદાન, કરી ચોપઇ અમૃત સમાન. ૮૭
જે નર સ્ત્રીઆલુબધા હસૈ, તેહ નામને ધણી ગ્રંથ વસૈં,
જિમ કમલ માહિ ભમર રમૈં; ગંધ કેતકી છાંડિ કીમૈં. ૮૮
નાના ગ્રંથ તણા મત જોય, કોક ચોપઇ કીધી સોય,
શ્રી નરબુદ કહે કવિરાજ, એહ ગ્રંથ થકિ હસ્યો સમરાજ. ૮૯
જે નર સુણૈં શ્રવણે સહી, બુધી વિસ્તાર હોસૈ નર લહી,
વિરહી તણા ભાજસૈ દુઃખ, ભોગી જનને પ્રામ સુખ. ૯૦
જિહાં લગેં રવિ શશિ ગગનેં તપૈ; જિહાં લગેં મેરૂ મહિમધ્ય જપૈ.
તિહાં લગેં કથા રહિસ્યૈ પુરાંણ, કવિ નરબુદ કહેં કથા વખાણ. ૯૧
કામશાસ્ત્ર અતિ ઉત્તમ એહ, દેઇ ચિત્તનેં સુણસેં જેહ,
અનંત સુખ પાસિસેં સદા, શ્રી નરબુદ કહે સુખસંપદા. ૯૨

—ઇતિશ્રી મણિજનાચાર્ય શ્રી નરબુદાચાર્યવિરચિતે કોકશાસ્ત્રે દશમ પ્રકાર સ્થિતિવર્ણપ્રકાર સંપૂર્ણ સં. ૧૭૫૨ વર્ષે કાર્તિક માસે શુક્લ પક્ષે દશમી તિથૌ ગુરૂવાસરે વડગામ મધ્યે.

(પત્ર ૪૬ પ્ર. કા.)

[ લઘુ પોશાલિક તપગચ્છપટ્ટાવલીમાં જણાવ્યું છે કે સુમતિસાધુ-સૂરિએ પ્રથમ ઇંદ્રનંદી અને કમલકલશ નામના બે શિષ્યોને આચાર્યપદ આપ્યું હતું. પરંતુ પાછળથી તેમને સૂરિમંત્રના અધિષ્ઠાયક દેવે કહ્યું કે આ બેને આચાર્યપદ આપ્યું તે ઠીક નહીં કર્યું, કારણકે એઓ ગચ્છનો ભેદ કરશે, તેથી સુમતિસૂરિએ ફરી એક નવા આચાર્ય બનાવ્યા અને તેમનું નામ હેમવિમલસૂરિ એવું આપ્યું. સુમતિસૂરિના સ્વર્ગસ્થ થયા પછી ઉક્ત બંને આચાર્યોએ પોતપોતાના જુદા સમુદાયો પ્રવર્તાવ્યા; જેમાંથી ઇંદ્રનંદીસૂરિની શાખાવાળા 'કુતબપુરા' કહેવરાવા લાગ્યા અને કમલકલશસૂરિની શાખાવાળા 'કમલકલશ' ના નામથી ઓળખાવા લાગ્યા. મૂળ સમુદાય 'પાલણપુરા'ના નામે પ્રખ્યાત થયો. એજ કમલ-કલશસૂરિના શિષ્ય જયકલ્યાણસૂરિ થયા હતા કે જેમણે સં. ૧૫૬૬ ના ફાલ્ગુન શુદિ દશમીએ આબુ પર્વતપર પ્રાગ્વાટ જ્ઞાતિના સં. સહસાએ અચલગઢ ઉપર મહારાજાધિરાજ જગમાલજીના રાજ્યમાં ચતુર્મુખવિહાર બનાવ્યો તેની પ્રતિષ્ઠા કરી હતી તે વખતે તેમની સાથે ચરણસુંદરસૂરિ આદિ બીજો પણ કેટલોક શિષ્ય પરિવાર હતો. જુઓ લેખાંક ૨૬૩ અને ૨૬૮ મુનિ જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૨ જો. કમલકલશા ગચ્છ સં. ૧૫૭૨ માં થયો એવું વીજાપુર વિદ્યાશાલાના ૩૧ મા દાબડામાં એક પટ્ટાવલિ છે તેમાં ચોથે પાને લખ્યું છે. ]

---

## ૧૯૫ ગુણવિનય.*

( ખ૦ ક્ષેમશાખા-ક્ષેમરાજઉ૦-વાચનાચાર્ય પ્રમોદમાણિક્ય-જયસોમ ઉ૦ શિ૦ )

(૩૪૬)+ કર્મચંદ્ર વંશાવલી પ્રબંધ. સં. ૧૬૫૫ મહા વદિ ૧૦ સધરનગરમાં.

---

* આ કવિએ સંસ્કૃતમાં ગ્રંથો બનાવ્યા છે તે પૈકી ખંડ-પ્રશસ્તિ કાવ્ય વૃત્તિ-રચ્યા સં. ૧૬૪૧. દમયંતીચંપૂ વૃત્તિ-રચ્યા સં.

આદિ—

ફલવધિ પાસ પ્રમાણુ કરિ, વાગ વાણિ સમરેવિ.
શ્રી જિનકુશલ મુણિંદપય, હૃદયકમલિસુ ધરેવિ. ૧
શ્રી ખરતર ગચ્છ રાજીયઉ, યુગપ્રધાન જિણચંદ,
શ્રી જિનસિંહ મુનિંદવર, જિન રંજિય નૃપવૃંદ. ૨
તાસુ કથનિ ઉવઝાય ગુરૂ, શ્રી જયસોમ સુસીસ.
વાચનાચારિજ ગુણવિનય, મનધરિ અધિક જગીસ. ૩
જિનશાસન ઉદ્યોતકર, કરમચંદ નૃપચંદ.
તેહની વંશપરંપરા, પ્રભણઈ સોહગકંદ. ૪
તે નિસુણઉ હરખઈ કરી, મંત્રીસર પરબંધ,
ધરમવંત ગુણ ગાવતાં, જિમ હુવઈ શુભ અનુબંધ. ૫

---

૧૬૪૬, રઘુવંશ ટીકા સં. ૧૬૪૬, પ્રાકૃત વૈરાગ્ય શતક ટીકા સં. ૧૬૪૭ સંબોધ સપ્તતિકા વૃત્તિ સં. ૧૬૫૧; વિચારરત્ન સંગ્રહ લેખનં સં. ૧૬૫૭ લઘુ અજિતશાંતિ ટીકા સં. ૧૬૫૯, ઇંદ્રિયપરાજયશતક વૃત્તિ સં. ૧૬૬૪ ઉત્સૂત્રોદ્ઘટ્ટનકુલકખંડન (તપાગચ્છનું ખંડન અને ખરતરગચ્છના મંડનરૂપે) સં. ૧૬૬૫. આ ઉપરાંત જેનો રચનાસમય અજ્ઞાત છે એવી બીજી રચનાઓ જિનવલ્લભીય અજિત શાંતિ વૃત્તિ, મિતભાષિણી વૃત્તિ, સબ્વત્થ શબ્દાર્થ સમુચ્ચય ઇત્યાદિ. તે પરથી તે એક સત્તરમા સૈકામાં વિદ્વાન્ ટીકાકાર અને સાક્ષર હતા એ નિર્વિવાદ છે. વધુ માટે જુઓ. ઐ. રા. સ. ભા. ૩ અને જૈ. ઐ. ગુર્જર કાવ્ય સંચય. ભાષાનું કાવ્ય નામે કર્મચંદ્ર પ્રબંધ, કર્ત્તાએ બીજો સંસ્કૃતમાંનો વંશપ્રબંધ જોઈને કર્યો છે. જુઓ ઉપર ટુંક ૨૯૭. તેમણે સં. ૧૬૭૫ માં વિમલાચલ પર જિનરાજ સૂરિએ કરેલી આદિનાથની પ્રતિષ્ઠામાં હાજરી આપી હતી. જુઓ એપિગ્રાફીઆ ઇંડિકા ૨-૬૨-૬૩. આ શિલાલેખ માટે જુઓ મુનિ જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખસંગ્રહ ભા. ૨ લેખાંક ૧૮-૧૯; ગ્રંથો વિષે સૂચિ માટે જુઓ જેસલમેર ભંડાર ગ્રંથ સૂચિ. પૃ. ૨૯ અને ૫૬.

આગે કુંગરનરિંદના, વિમલનાણું સુરસાલ;
ગીતારથ ગુરૂ ગૂંથિયા, ગુણ સુણીયઇ સુવિશાલ. ૧

× × × ×

અંતે—

સોલહસઇ પંચાવને તણુઇ, ગુરૂ અનુરાધા યોગઇરે.
માહ વદી દશમી દિનંઇ, મંત્રી વચન પ્રયોગઇ રે. ૨૫૩
રાજ કરમચંદ મંત્રવી, શધર નગર તો સામઈરે,
સંભવનાથ પચાઉ લઈ, જિહાં સવિ વંછિત પામઇરે. ૨૫૪
જિહાં જિનકુશલ સુગુરુ તણો, કરમમંત્રિ કરાયો રે.
શુભ સકલ સંપતિ કરઈ, દિનપ્રતિ જે જસવાયો રે. ૨૫૫
પાઠક શ્રી જયસોમજી, સુગુરૂ જિહાં ચઉમાસઇ રે.
શ્રી સંઘનઇ આગ્રહ થકી, નિવસ્યા ચિત્ર ઉલ્લાસઇ રે. ૨૫૬
તસુ આદેશ લહી કરી, દેખી વંસપ્રબંધો રે,
વાચક શ્રી ગુણવિનય કીધો એહ સરસ સંબંધો રે. ૨૫૭
ચિરજયો જો પ્રબંધ એ જાં લગિ મેરૂ ગિરિંદો રે.
શ્રી જિનકુશલ પસાઉલઈ, જાં લગિ ચંદ્ર દિણિંદો રે. ૨૫૮
એ ગાવઇ પ્રભુશ જે જિનશાસન જયકારો રે.
તે પામઇ સુખસંપદા સોહગસિરિ સિણગારો રે. ૨૫૯

(૩૪૯) અંજનાસુંદરી પ્રબંધ. સં. ૧૬૬૨ ચૈત્ર સુદ ૧૩ બુધ.

અંતે.

શ્રી ખરતરગચ્છિ પ્રગટ પડૂરિ, યુગપ્રધાન શ્રી જિનચંદ્ર સૂરિ.
વિજય માનિ શ્રી જિનસિંઘ સુરિ, આચારિજ પાહશાહિ હજૂરિ.
તસુ દીપક ગુરૂઅઈ ગુરરાજઈ, શ્રી ખેમચંદ વિરચિત સુદિનાજઈ,
ઉવઝાય શ્રી પ્રેમરાજના શિષ્ય શ્રી પરમોદમાણિક સુર.ઢક્ષ. ૧
વાચકપદ સુંદર સુખકારી, તાસુ શિષ્ય વિજયી શ્રુતધારી.
શ્રી જયસોમ સુગુરુ ઉવઝાય, વચનરસઈ રંજિય નરરાય. ૨

અકબ્બર શાહિ સભાંઅઈ જાસુ, દસદિસિ હૂઅઉ વિજયવિકાસુ.
તાસુ શિષ્ય અછઇ વિનીત, ગુણવિનયતિ જયતિલક સુવિદીત. ૩
તિહાં વાચક ગુણવિનયઇ દીઠઓ, પૂર્વ પ્રબંધ જિસ્યઉ મધુમીઠો.
સોલહસઈ બાસઠ્ઠા વરસઈ, ચૈત્ર સુદઇ તેરસિનઈ દિવસઈ. ૪
તેરમ રવિ ગોગઈ બુધવારઇ, ઢાલઇ બંધ્યઉ તસુ અનુસારઇ.
શીલવંતની વાતજ સુણતાં એહ પ્રબંધ ભવી નિતુ ભણતાં. ૫

સં. ૧૬૬૯ વર્ષે. શ્રી. આગરા નગરે પં. જયકીર્તિ લિખિતં
વિવેકવિજય ભં; ઉદયપુર; ખં. ચં.

**(૩૪૮) ગુણસુંદરી ચોપાઇ. સં. ૧૬૬૫–સં. લા. વડોદરા.**

**(૩૪૯) અંચલમતસ્વરૂપવર્ણન. સં. ૧૬૭૪ માહ સુદ ૬ બુધ**
માલપુરમાં.

**આદિ—**

વિમલ પ્રભુ મતિ વિમલ કરિ, જિણકરિ કરૂંઅ વિચાર,
શાસ્ત્રે તણઉ જિણિ જાણીયઈ, સહૂ અઇ સાર અસારવ, ૧
ઉવજઝાય શ્રી જયસોમ ગુરૂ, દેસિય વિહિ યહ એહ,
દેખાઉં જિણિ અવિહિ યહ, કેરી ભાજઈ રેહ. ૨
અંચલ થાપન જિણિ કરી, શાસ્ત્ર વિના નિરમૂલ,
સાંભળતાં શ્રવણઈ હુવઈ, શ્રુતધરનઇ સિરિ સૂલ. ૩
વચન માત્ર નિસુણી કરી, મારગ છોડઇ સુદ્ધ,
ધવલઉ સગલઉ મૂઢ મતિ, દેખી જાણઇ દૂધ. ૪
તેહનઉ ભાવ પ્રકાસ કરિ, નંવપહ છંડાવેઉ,
મૂલ મગ્ગ મહિ આંણિસ્યું, સુદ્ધ લોય હિત વેઉ. ૫
ઇગ્યારહસઇ ગુણ સઠઇ, પૂનમીયાંનઉ પક્ષ,
નરસિંહ પાઠક તેહનઉ, સંભલીયઇ પરતક્ષ. ૬

× × × ×

અંતિ—

સોલહસઇ ચઉસત્તરઇંએ, માગશર સુદિ છટ્ઠિ,
બુધવારઇ નક્ષત્ર પુષ્પિ, સુંદર રવિ જોગ,
યુગપ્રધાન મહિમાનિધાન, શ્રી જિનસિંહ સૂરિ,
રાજઇ વાજઇ જસુ સુજસ, ડિંડિમ જગિ પૂરિ.
શ્રી ખરતરગચ્છ દિન સમઉ એ, નવ દિનકર પરિ જોય,
ગોલાયઉ તસુ તુલ્યના, લહીયઇ ગુણ કરિ કોય ? ૨૩

માલપુરઇ પરકાસીયઉએ, પડિલઉ પુહવી તલિ,
હાસ બંધિ સુભ કર્મ બંધ સંબંધ કહી કેલિ,
શાસ્ત્ર વિચાર વિના વદઉ એ, તેહનઉ જે દોષ,
મિથ્યા દુઃકૃત નિહાં હુવઉએ, નવિ રાગ નઇ રોષ.
કરુણા ભાવ હઇઇ ધરી એ, નવિ તસુ ઊપરિ દ્વેષિ,
રવિ પરગટ કરઇ વિશ્વ સવિ, ન કરઇ તાસુ ઉવેખ. ૨૪

શુદ્ધ માર્ગની ચાહ હુવઇ, તઉ ચાહઉ એહ,
તાસુ કહ્યઉ મઇ નવિ લખ્યઉ, એ શ્રુતિ ભીજી રેહ;
એક ભાવ સાચઉ હોઅઉ એ, બીજઉ કઇ ઠાંય,
તઉ સાચઉ ગિણિ કોણ, સિદ્ધ જઇ શોધિઉ સિધ્ય.
નાગ ખોટ નાણાં તણીએ, જિમ કરઉ છઉ શુદ્ધિ,
તિમ આચારી જિર્ણ, વિચારઇ કરઉ વિશુદ્ધ. ૨૫

ખેમરાય ઉવઝાય શાખી ખેમની સાખઇ,
સવિ સાખા મણિ જેમ, સાખ પંડિત જન ભાખઇ,
દયાઉ પુહવિપ્રસિદ્ધ પાટઇ તસુ સુંદર,
શ્રી પ્રમોદમાણિક્ય તાસ તનુ સીસ જયંકર.
ઉવઝાય શ્રી જયસોમ ગુરૂ તાસુ સીસિ અપ્રમાદિ,
ઉવઝાય શ્રી મણિ ગુણવિનય શ્રી જિનકુશલ પ્રસાદિ. ૨૬

(મ. બા. ભં.) પત્ર જૂનિ છે. ૧૭૦૦ લગભગની.

(૩૫૦) લુમ્પકમતતમોદિનકર ચોપાઈ. ( લોંકા-અમૂર્ત્તિપૂજકના
ખંડન રૂપે )-સં. લા. વડોદરા.

---

## (૧૯૬) સમયસુન્દર ( ખ૦ જિનચંદ્ર સૂરિ-સકલચંદ્ર ઉ૦ શિ૦ )

(૩૫૧) **ચોવીશી.** સં. ૧૬૫૮ વિજયાદશમી અમદાવાદમાં.

આદિ— રાગ મારૂણી.

રિષભદેવ મેરા હો,
પુણ્યસંયોગઇ પામીઆ મઈ, દરસણ તેરા હો. ૧
ઋષભદેવ મેરા હો.

× × × ×

અંતે— રાગ ધન્યાસિરી.

તીર્થંકરરે ચઉવીસે મઈ સંસ્તવ્યારે,
ઋષભાદિક જિનરાય ઇણિપરિ વીનવ્યારે—
વસુ ઇંદ્રી રે રસ રજનીકર વચ્છરઈરે,
અહમદાવાદ મઝારિ વિજયાદશમી દિનઇરે,
ગુણ ગાયા તીર્થંકરના શુભ મનઇં રે. ૧ તી.
ખરતર ગચ્છ રે શ્રી જિનચંદ સૂરીસરૂરે,
જિનસિંઘ સૂરીસ સકલચંદ મુનિવરૂરે,
સુપસાયઇરે સમયસુંદર આણંદકરૂરે— ૨ તી.
—ઇતિ શ્રી ચતુર્વિંશતિ તીર્થંકરગીતાનિ શુદ્ધ પ્રત ૫-૧૧ આ. ક.

(૩૫૨) ગુણરત્નાકર છંદ. સં. ૧૬૫૯ —લીં.

(૩૫૩) **સાંબપ્રદ્યુમ્ન પ્રબંધ.** સં. ૧૬૫૯ વિજયાદશમી ખંભાતમાં.

આદિ—

શ્રી નેમીસર ગુણનિલુ, જગજીવન જિણચંદ,
બ્રહ્મચારિ ચૂડામણી, પ્રણમું પરમાણંદ. ૧

દુહા.

કાસમીર મુખમંડણી, પ્રણમું તોરા પાય,
હિવિ બીજો ખંડ ખોલિસ્યું, સાનિધિ કરિજ્યે માય. ૧
સત્યભામા હરિભામિની, પ્રેખી કુમર પ્રતાપ,
અણપ અદેખાઈ કરઈ, સઉકિ મો સંતાપ. ૨
અન્ય દિવસ ભામાસતી, ત્રસલઉ ચાઢિ નિલાડિ,
ત્રુટ મુટલે પાટલઉ, પડી રીસાણી હાડિ. ૩
ગલહત્થો દે ગાલસું, નયણે વરસઇ મેહ,
ચિંતાતુર બઈસી રહી, દુખિયાં લક્ષણ એહ. ૪

* * * *

ઢાલ ૨૧.

સૂત્ર પ્રકરણ તણી સંમતિ, ગ્રંથ કીધઉ જાણિરે,
દેવગુરૂ મુઝ કરિ સાનિધિ, ચડયઉ તેણ પ્રમાણરે. ૧૯

અંતે—

ઢાલ ૨૨ રાગ ધન્યાસરી.

આઠમઈ અંગિ એ કહ્યઉં, સંબ નઈ પ્રદ્યૂમ્ન અધિકાર,
સોહમ સામી ઉપદિસ્યઉ, જંબુનઈ સુવિચાર,
સુવિચાર સુંદર મુનિ પુરંદર, સોભાગી મહિમાનિલા,
ચારિત્રપાત્ર મહાંત મુનિવર, સકલ સાધુ ગુણે ભલા.
ગિરૂયાતણા ગુણ ગાવતાં, મુઝ હીયડઉ હરખઈ ગહગહ્યઉ,
ગણિ સમયસુંદર કહઈ સંબંધ, આઠમઈ અંગઈ કહ્યઉ. ૧
સંબ પ્રદ્યૂમ્ન ગુણ ગાવતાં, દૂખ દોહગ ગયાં દૂરિ,
રિદ્ધિ સમૃદ્ધિ સુખ સંપદા, પ્રગટયઇ પુણ્યપડૂર,
પ્રગટિઉ પુણ્યપડૂર ઘરિ ઘરિ રલિય રંગ વધામણાં,
નવનવા ગીત વિનોદ ઉછવ, ધવલ મંગલ અતિ ઘણાં.
શ્રી કૃષ્ણનંદણ જગઆણંદણ, ધ્યાન તસુ મનિ ધ્યાવતાં,
ગણિ સમયસુંદર કહઈ આણંદ, સંબ પ્રદ્યૂમ્ન ગુણ ગાવતાં. ૨

શ્રી ખરતર ગચ્છ દીપતો દિન દિન અધિકઈ વાની,
શ્રી જિનચંદ સૂરીસર, જંગમ જુગવપ્રધાન,
જંગમ જુગવ પ્રધાન, પતશી પાતસાહ અકબ્બર દીયઇ,
જગમાંહિ જીવદયા તણુઉ, જસપડહ ફિરાયઉ જિયઇ.
તસુ શીસ અતુલ પ્રતાપ, જિનસિંહ સૂરિ અધિક જીપતા,
ગણિ સમયસુંદર કહઇ દિનદિન શ્રી ખરતરગચ્છ દીપતા. ૩
શ્રી સંઘ સુજસ જગીસ એ હીયડઈ હરખ અપાર,
થંભણપાસ પસાઉલિ ખંભાયત સુખકાર,
સુખકાર સંવત સોલ ઓગુણ સઠિ વિજયદસમિ દિનઈ,
એકવીસ ઢાલઈ રસાલ એ ગ્રંથ રચ્યઉ સુંદર શુભ મનઈ.
[ (ભાવ૦ પ્રતમાં વધુ એ છે કે)
જિણચંદસૂરિ વિનેય પંડિત, સકલચંદ મુણીસએ,
ગણિ સમયસુંદર એમ પભણઇ, સંઘ સુજસ જગીસ એ. ૪]

—ઇતિ સંવત ૧૬૫૯ વર્ષે શ્રી વિજયદસમી દિને, શ્રી સ્તંભતીર્થે શ્રી બૃહત ખરતર ગચ્છાધીશ્વર શ્રી ઢિલ્લીપતિ પાતિસાહિ શ્રી અકબ્બર જલાલદીન સાહિપ્રદત્તયુગપ્રધાનપદધારક શ્રી શ્રી ૫ જિનચંદ્ર સૂરીશ્વરાણાં સાહિસમક્ષ સ્વહસ્તપ્રસ્થાપિતાચાર્ય શ્રી જિનસિંહ સૂરી સપરિકરાણાં, શિષ્યમુખ્ય પંડિત સકલચંદ્ર ગણિ તચ્છિષ્ય વા૦ સમયસુંદર ગણિભિ: શ્રી જેસલમેર વાસ્તવ્ય નાનાવિધ શાસ્ત્ર વિચારે રસિક લોઢા સા૦ સિવરાજસમભ્યર્થનયા કૃતં, શાંબ પ્રદ્યુમ્ન પ્રબંધે દ્વિતીય ખંડ: સંપૂર્ણ, ઉભય ખંડ મીલને ગાથા ૬૩૫, ઢાલ ૨૧ શ્લોક સંખ્યા ૮૦૦, પંડિત શ્રી ૫ માણિક્યચંદ્ર ગણિ શિષ્ય, પં. હેમચંદ્રેણ લિપિચક્રે આસો વદિ આતિમ દિને ઇતિ મંગલં. ( દે. લા. પ્રં. ઘણી જૂની-રચના સમયથી બાર દિનજ પછીની), ગુ. વિ.; રત્ન.; ડે.; ભાવ.

—સંવત ૧૬૮૬ વર્ષે ફાલ્ગુન માસે શુકલપક્ષે ચતુર્થ્યાં તિથૌ શનિવાસરે જોશી ગંગદાસ લિખત । બાઈ માના પઠનાર્થં ॥–યતિ વિવેક વિજય ( ધુમટાવાલો ઉપાશ્રય ) ઉદયપુર ભં.

—૩૮—૧૦ અને ૧૯—૧૭ લીં;

—લિ૦ મુનિ દ્દદ્દા ૩૨—૧૦ વિ. ધ.

—સકલ પંડિત શિરોમણિ પંડિતોત્તમ પંડિત શ્રી શ્રી શાંતિવિજય ગણિ શિષ્ય પં. પ્રતાપ વિજય લિપિતં કૃષ્ણગઢ નગરે ચિંતામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્ સંવત્ ૧૭૮૭ વર્ષે માસ ચૈત શુદિ ૬ શુક્રવાસરે શ્રીરસ્તુ. ભાવ.

—સં. ૧૭૬૧ પોસ વદિ ૧૩ લિ૦ ૨૫—૧૫ મો૦

—કુલ ૨૩૮ કડી. લિખિતા શ્રી પટ્ટણા નગરે-સંવત ૧૭૧૨ વર્ષે માઘ માસે શુકલપક્ષે ત્રયોદશી તિથૌ મંગલવારે શ્રી ખરતરગચ્છે શ્રી જિનમાણિકયસૂરિ શાખાયાંવાદીંદ્ર શ્રી ગુણરત્ન ગણિ તત્ શિષ્ય વા૦ શ્રી શ્રી રત્નવિશાલ ગણિગજેંદ્રાણાં તત્ શિષ્યમુખ્ય વાચનાચાર્ય શ્રી ૫ લબ્ધિવિજય ગણીનામંતેવાસિના પં૦ મહિમોદય ગણિના લિખાવિતં. લિખિતં પં. કલ્યાણ મુનિના. પરોપકારાય સુશ્રાવિકા પુન્ય પ્રભાવિકા વીરો પઠનાય. શ્રી સીમંધર સ્વામિપ્રસાદાત્—૩૧—૧૧ અનંત.

—ગ્રંથાગ્રંથ સખ્યા ૮૫૦. સંવત ૧૬૯૨ વર્ષે આસોજ માસે સેત પષે ત્રિતીયા તિથૌ સોપર નગરે લિપતં ઋક્ષ શ્રી વણવીરજી ૧૪—૧૩ મારી પાસે છે. આ કવિના સમયમાં લખાયેલી છે.

—બે ખંડ-ઉભયખંડ મીલને ગાથા ૫૩૫ ઢાલ ૨૧ શ્લોક સર્વ સંખ્યા ૮૦૦ અંકે આઠસિઈ પૂરા સંવત સોલ ૧૬૭૦ વર્ષે રે માર્ગસિર માસે કૃષ્ણ પક્ષે પંચમી તિથૌ વાર સોમે લખિતં. સ્તંભતીર્થે લખિતં. (સારી પ્રત ને જૂની પ્રત છે) ૩૨—૧૧ લીં.

**(૩૫૪) +દાનશીલ તપભાવના સંવાદ**—સંવાદશતક સં. ૧૬૬૨ સાંગાનેરમાં.

આદિ—

પ્રથમ જિણેસર પાય નમી, પામી સુગુરૂ પ્રસાદ,
દાન સીયલ તપ ભાવનાં, બોલિસ બહુ સંવાદ...

વીર જિણંદ સમોસર્યા, રાજગ્રહી ઉદ્યાન,
સમોસરણ દેવે રચ્યો, બૈઠા શ્રી વર્દ્ધમાન. ૨
બૈઠી બારહ પરષદા, સુણિવાં શ્રી જિનવાણિ,
દાન કહૈ જગિ [ ] બડૌ, મુઝનૈ પ્રથમ બખાંનિ. ૩
* * * *

અંતે—

સોલેસૈ બાસઠ સમૈ રે સાંગાનેર મઝાર
પદમપ્રભૂ સુપસાઉલૈરે, એહ ગુણ્યો અધિકારોરે ધર્મ હિયે ધરો.
સોહમસામિ પરંપરા રે, ખરતર ગચ્છ ફુલચંદ
યુગપ્રધાન ગુરૂ પરગડૌ રે, શ્રી જિનચંદ સૂરીંદો રે. ધ૦
તામ સીસ અતિ દીપતા રે; વિનયવંત જસવંત
આચારજ ચઢતી કલારે, જિનસિંઘ સૂરિ મહંત. ધ૦
પ્રથમ શિષ્ય શ્રી પૂજના રે, સકલચંદ તસુ સીસ
સમયસુંદર વાચક ભણે રે, સંઘ સદા સુજગીસો રે. ધ૦ ૯
દાનશીલ તપ ભાવના રે, સરસ રચ્યો સંવાદ,
ભણતાં ગુણતાં ભાવસું રે, રિદ્ધિ સમૃદ્ધિ સુપ્રસાદો રે. ધ૦ ૧૦

—રત્ન; (પ્ર. ૩૫૨ જૈ. પ્ર; ૩ જૈન સજ્ઝાયમાળા. ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩)

—સ. ૧૭૪૭ વર્ષે ૫-૧૦ અનત.

—પંડિત સુમતિસોમ ગણિના લિખિતઃ—સુશ્રાવિકા પુણ્યપ્રભાવિકા બાઇ કેસરી પઠનાય. ૫-૧૩ મારી પાસે છે.

+ઘંઘાણી તીર્થસ્તોત્ર ૪ ઢાલનું. સં. ૧૬૬૨.

આદિ—

પાય પ્રણમુંરે શ્રી પદ્મપ્રભુ પાસના, ગુણ ગાઉરે, આની મન શુભ ભાવના,
ધઘાણીરે પ્રતિમા પ્રગટ થઇ ઘણી, તસુ ઉતપતિરે સુણિજ્યો ભવિક સોહામણી.
સોહામણી એ વાત સુણજ્યો કુમતિ સંકા ભાજસ્યૈ
નિરમલો થાસ્યૈ શુદ્ધ સમકિત શ્રી જીન શાસન ગાજસ્યૈ

ધ્રુમદેસ મંડોવર મહાબલ સુર રાજા સોહએ,
તિહાં ગામ એક અનેક થાંનિક ધંધાણી મન મોહએ. ૧

× × × ×

અંતે—

સંવત સોલ બાસઠિ સમઈ, જાત્ર કીધી હો ભઈ માહ મઝારિ,
જન્મ સફલ થયો માહરો, દિલ સુઝનઈ હો સાગી પાર ઉતારિ મો. ૨૩

કલસ.

ઇમિ શ્રી પદમપ્રભુ શ્રી પાસ સાગી, શુણ્યો સગુરૂ પ્રસાદ એ,
મૂલગી અર્જુનપુરી નગરી, વરધમાન પ્રાસાદ એ,
ગચ્છરાજ શ્ર. જિનચંદસૂરિ, ગુરૂ શ્રી જિનસિંધ સૂરિસરો,
ગણિ સકલચંદ વિનેય વાચક, સમયસુંદર સુખકરો. ૨૪

—ગુ. વિ. પાસેથી રા. ડાહ્યાભાઇ પ્રેમચંદ મોદીએ મેળવેલી પ્રત પરથી ઉતારેલ નકલ જૈ. શ્વે. કો. હેરલ્ડના સં. ૧૯૭૪ પુ. ૧૪ અંક ૪-૫-૬ (સને ૧૯૧૮ ના એપ્રિલથી મેના એકત્રિત અંક)માં પૃ. ૧૭૮ ઉપર મારી ટિપ્પણી વિવેચના સહિત પ્રકટ થયેલ છે.

(ટુંકમાં સાર એ છે કે ધંધાણી તીર્થની ઉત્પત્તિ સં. ૧૬૬૨ માં જ થઇ ને તેજ વર્ષના માહ માસમાં કવિએ તેની જાત્રા કરી. તે ગામ ધુમદેશ (?) મંડોવર (?) સુરરાજાના દેશમાં આવેલું છે (આ સુરરાજા સિરોહીની ગાદીપર સં. ૧૬૨૮ થી ૧૬૬૭ સુધી રહેલા મહારાવ સુલતાન જણાય છે. જુઓ સિરોહીકા ઇતિહાસ પૃ. ૨૧૭ થી ૨૪૪) તે ગામમાં દુધેલા નામનું તળાવ છે, ત્યાં ખોખર નામનું દેહરૂં હતું, તેની પાછળ ખોદતાં એક ભોંયરૂં નીકળ્યું અને તેમાંથી પરંપરાગત મૂકેલો નિધાન મળી આવ્યો ને તેમાંથી પ્રતિમાઓ સં. ૧૬૬૨ ના જેઠ સુદ ૧૧ ને દિને નીકળી (ચૈત્રી વર્ષ પ્રમાણે). સઘળી મળી ૬૫ પ્રતિમામાં કેટલીક જૈન અને કેટલીક શૈવ હતી; જૈનમાં મૂલનાયક પદ્મપ્રભુ અને પાર્શ્વનાથ હતા, એક ચોમુખ અને ૨૪ જિનની પ્રતિમા

(ચઉવીસથો) હતી. બીજી ત્રેવીસ જૈન પ્રતિમા કે જેમાં એક કાઉસગ્ગિયા રહેતા તે સિવાય ઓગણીસ પ્રતિમા વીતરાગની–જિનની હતી. કુલ આમ ૪૫ જિનપ્રતિમા હતી. તે સિવાયમાં ઇંદ્ર, બ્રહ્મા, ઈશ્વર (શિવ). ચક્રેશ્વરી, અંબિકા, કાલિકા, અર્ધનારેશ્વરી, વિનાયક (ગણપતિ), જોગણી, શાસનદેવતા વગેરેની જૈન જૈનેતર હતી. આ જિનપ્રતિમાઓ પાંચ રાજાઓ નામે ચંદ્રગુપ્ત, બહુસાર (બિન્દુસાર), અશોકચંદ્ર, કુણાલ અને સંપ્રતિ રાજાઓએ બરાવી હતી અને તે પ્રતિમાનો પરિકર–ધૂપધાણું વગેરે પણ તે સમયનો હતો. બે મુખ્ય પ્રતિમા પૈકી પદ્મપ્રભુની ઘણી સુંદર હતી. તે સંપ્રતિ રાજા કે જેને આર્યસુહસ્તિસૂરિએ પ્રતિબોધ કર્યો તેમની બરાવેલી છે વીરાત્ વર્ષે વણ આર્યસુહસ્તિ સૂરિએ મહાશુદ ૮ ને રવિવારે શુભમુહૂર્તે પ્રતિષ્ઠિત કરી એવી લિપિ તે પર જણાય છે; બીજી પ્રતિમા પાર્શ્વનાથની શ્વેત–અર્જુન સોનાની છે–એ અર્જુન પાસ આ અર્જુનપુરી–ઘંઘાણીના શૃંગારરૂપ છે તે ચંદ્રગુપ્તે બરાવેલી અને વીરાત્ ૧૭૦ માં ગુરુ ભદ્રબાહુએ પ્રતિષ્ઠિત કરી છે. આ તીર્થની ઉત્પત્તિ સં. ૧૬૬૨ માં થઇ એટલે આ પ્રતિમાઓ આગળ રીતે મળી આવી એટલે ધધાણી–અર્જુનપુરી નામના મારવાડના ગામમાં નવું તીર્થ થયું અને ગામેગામના સંઘ ત્યાં આવવા લાગ્યા અને મહાવીર પછીના લગભગના સમયની માની. પ્રતિમાનાં કહેલ કરતાં કોઇ બહિર ઉપરે એ સ્વાભાવિક છે વિશેષ માટે જુઓ પ્રો. હીરાલાલનો ઉપરોક્ત આર્ટ.)

(૩૫૫) નયર મહેકણુદ્રનો રાસ સં. ૧૬૬૫ જેઠ શુ. ૧૫ આગરામાં.

આદિ—

સિદ્ધારથ રાયકુલતિલો, મહાવીર ભગવંત,
વર્તમાન તારણધની, પ્રણમો શ્રી અરિહંત. ૧
તસ ગણધર ગૌતમ નમો, લબ્ધિ તણા ભંડાર,
કામિતપૂરણ સુરતરુ ભણું, વારૂ નામ વિચાર. ૨

વીણાપુસ્તકધારિણી, સમરૂં સરસત માય,
મૂરખને પંડિત કરે; કાલિદાસ કહિવાય. ૩
પ્રણમો ગુરૂ માતા પિતા, જ્ઞાન દૃષ્ટિ દાતાર,
કીડીથી કુંજર કરે, એ મોટો ઉપગાર. ૪
ગારૂડ ફણીની મણિ ગ્રહે, તે જિમ મંત્ર પ્રભાવ,
તિમ મહિમા મુઝ ગુરૂ તણો, હૂં મતિ મૂઢ સ્વભાવ. ૫
મુઝને સુમતિ જગાઇયો, ઉઠ ઉઠ રે ઊઠ
ગુન વરણવિ ગુરૂવા તણા, હૂં તુઝ પૂરસો પૂઠ. ૬
તિણ મુઝ ઉદ્યમ ઊપનો, પંખીને જિમ પંખ,
એક લાભ વલિ કહે સુમતિ, દૂધ ભર્યો વલિ શંખ. ૭
કરકંડૂ રાજા દુમુખ નમિ ને નિગ્ગઇ સુદ્ધ,
ઇણ નામે ઉત્તમ હૂવા, ચારે પ્રત્યેકબુદ્ધ. ૮
ચારિ તી આચારે ચતુર, મોટા સાધુ મહંત,
ચિહૂં ખંડે કહીં ચરિત હૂં, જિમ પામ્યું ભવ અંત. ૯
ચ્યાર ખંડ એ ચઉપઈ ચિહું ખંડે પરિસિદ્ધ,
પ્રથમ ખંડ કરકંડુનો. સાંભલો મને વિસુદ્ધ. ૧૦

× × ×

અંત-પ્રથમખંડ. ઢાલ ૧૦ રાગ ધંન્યાસરી.

ઇમ વૃષભથી પ્રતિબુઝ્યો. વલિ કીધો મસ્તકિ લોચ,
રાજરિદ્ધિ તૃણ જિમ પરહરી, અતિ ભલો એહ આલોચ, ૧
—મુનિવર વંદીયેરે કરકંડુ સાધુ સુબુદ્ધ, પહલો પ્રત્યેકબુદ્ધ—મુનિ૦
કેસપડઉ ઉધો મુહપતી દેવના દીધો વેસ,
વયરાગે સંયમ આદર્યો ધર્મ ભવક જનનઇં ઉપદેસ. મુ. ૨
કરકંડુના કેતા કહૂં ગોકેં છીમેં ગુણ વખાંન,
એકઠા ચ્યારે થાઇસ્યઇ, એહ ખંડ ચઉથે જાન. મુ. ૩
ગછ વડા ખરતર ગુરૂ વડા, જિનચંદ જુગપરધાન,
જિનસિંહ સૂરિ સુજસ ઘણું, જસ દીધો અકબર માન. મુ. ૪

ઢાલ ૧૭ રાગ ધન્યાસી બંસી બજાવે વનાં એ ઢાલ.

મુનિવર પાય નમું, નમિરાજ રિષરાય,
નમિરાજા સંજમ લીયો, ચઢતે મન પરમાણ. મુ૦
ચઉથે ષંડ ચિહું સાધના, ગુણ ગાયસિ અભિરામ. ૧
ઇંદ્રિ પ્રસંસા ઇમ સુણી, કીયો નહિ અહંકાર
ત્રીજો પ્રત્યેકબુદ્ધએ, ક્રમ ક્રમ કરે વિહાર. ૨
વિમલનાથ પરસાદથી, શ્રી ઉગ્રસેનપુરમાહિ, મુ૦
ગરૂયો ગચ્છ ખરતરતણો, દિન દિન અધિક ઉછાહ. ૩ મુ.
યુગપ્રધાન ગુરૂરાજીયા, શ્રી જિનચંદ મુનિંદ,
સકલચંદ સુપસાઉલે, મુઝમન પરમાનંદ. ૪ મુ.
ત્રીજો ષંડ પૂરો થયો, નમિ રાજા અધિકાર,
સતરમી ઢાલ સુહામણી, સમયસુંદર સુપકાર. ૫ મુ.

—નમિ રાજાધિકાર તૃતીયષંડ સંપૂર્ણ. સર્વ ગાથા ૩૩૩

(પ્રત. સં. ૧૮૯૯ ની માંથી) (નમિરાસ. ૧૮–૨૧ વિ. ધ.)

ઢાલસુંતા આઠમી. ગુ૦ ત્રૂટઇ કરમની કોડિ, સાધુ ગુણ ગુરૂવારે.
ચરણ નમઇ ચિહું સાધના, ગુ૦ સમયસુંદર કરજોડિ. સા૦ ૨૫

ઢાલ નવમી. રિષભપ્રભુ પૂજિઇ એ એહની.

કરકંડૂ ૧ કુમુહ ૨ નમીએ ૩, નગ્ગય ૪ નામ પ્રસિદ્ધ,
મહામુનિ ગાઇએ એ
ચિહુ ખંડે કરિ વર્ણવ્યા એ, ચ્યારે પ્રત્યેકબુદ્ધ મહામુનિ૦ ૧
ગાતાં પરમાણંદ, મુગતિ સુખ પાઇય એ–પામીએ એ—આંકણી.
ચ્યારે ચઉગતિ દુખ હરઇએ, તારણ તરણ સમત્થ—મ૦
નામ જપંતા જેહનઉનો એ, જનમ જપંતા જેહનઉએ,
જનમ હુયઇ (હોવે) સુકયત્થ–૨ મ૦ ૨
સોલસઇ પાંસઠિ સમઇએ, જેઠ પૂનિમ દિન સાર, મ૦
ચઉથઉ ખંડ પૂરઉ થયઉએ, આગરા નયરમઝાર. મ૦ ૩
વિમલનાથ સુપસાઉલઇએ, સાનિધિ કુશલસૂરિંદ, મ૦
ચ્યારે ખંડ પૂરા થયા એ, પામ્યઉ પરમાણંદ. મ૦ ૪

દેસ પ્રદેસે દીપતા એ, નાગડગોત્ર શૃંગાર, મ૦
શ્રી સંઘ ભારધુરંધરા એ, ઉદયવંત પરિવાર. મ૦ ૫
સારસાહ ગુણે ભલા એ, સંઘનાયક સુવિચાર. મ૦
તેહતણઇ આગ્રહ કરીએ, કીધઉ ગ્રંથ અપાર. મ૦ ૬
શ્રી ખરતર ગચ્છ રાજીઓ એ, યુગપ્રધાન જિણચંદ. મ૦
શ્રી જિનસિંઘ સૂરીસરએ, ચિર પ્રતપઉ રવિચંદ. મ૦ ૭
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યનઉ એ, સકલચંદ મુણિંદ મ૦
તાસ સીસ વાચક ભણઈ એ, સમયસુંદર આણંદ. મ૦ ૮
ચ્યારે પ્રત્યેકબુદ્ધના એ, એ ચ્યારિહા ખંડ મ૦
ચ્યારે ખંડ વિસ્તરઉએ, જાં રવિતેજ અખંડ. મ૦ ૯
સાંભલતાં સુખસંપદા એ, ભણતાં અધિક ઉલ્લાસ, મ૦
દિન દિન સંઘ ઉદય ઘણઉ એ, આનંદલીલ વિલાસ. મ૦ ૧૦૪

ઇતિશ્રી પ્રત્યેક પ્રબંધન માંઇ પ્રત્યેક બુદ્ધ ચતુર્થ ખંડ સંપૂર્ણઃ ચતુર્થેપિ ખંડેષુ સર્વ ઢાલ ૪૫ સર્વ ગાથા ૮૬૨ સર્વ ગ્રંથાગ્રંથ શ્લોક ૧૧૨૦ સંવત્ ૧૭૧૨ વર્ષે માગસિર વદિ ૯ દિને સોમવારે શ્રી બૃહત્ ખરતરગચ્છે શ્રી જિનરાજ સૂરિભિઃ શિષ્ય માનવિજય લિખતં શ્રી રૂપપુર મધ્યે લીપીકૃતં શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ. ઘણી જૂની પ્રત કચ્છી દ. ઓ. પાઠશાલા; ભા. ભ. રત્ન. ડે. આ.

—સં. ૧૮૫૯ ફાગુણ શુદિ ૧૦ શનિવાસરે, લિખતમ ગુંસાઇ ગડારામ પઠનાર્થં સદાનંદ દુગડ ઓસવાલ કુલે શુભંભવતિ.

(દે. લા. એક નાનો ચોપડો.)

—સંવત ૧૭૭૦ વર્ષે મિતી કાતી સુદિ ૭ દિને પં. સમયધીર-ગણિ લિખતં શ્રી હરદેસર ગ્રામ મધ્યે પા. ૨૨–૧૭ આ. ક.

—ઇતિશ્રી નગાઈ મહામુનિ સંબંધ સંપૂર્ણ સર્વગાથા ૨૨૫ ચતુર્થ પ્રત્યેકબુદ્ધ.-સર્વ ગ્રંથાગ્રંથ ૧૨૦૦ સં. ૧૭૭૧ વર્ષે ચૈત્ર-વદિ ૯ શનૈવારે–લિ. પં. ધનજીકેન ૨૬–૧૬ ગારીયાધર.

—૩૦–૧૫ લીં. ૩૦–૧૫ અનંત.

(૩૫૬) મૃગાવતી ચોપઇ સં. ૧૬૬૮

આદિ—

સમરૂં સરસતિ સામિની, પ્રણમું સદગુરૂ પાય,
બે કરજોડી વીનવું, માગું એક પસાય ૧
સરસ વચન દીઉ સરસતિ, સુણતાં અમીય સમાણ,
સદગુરૂ પણિ સાનિધિ કરો, નિરમલ દિઉ મુજ ન્યાન. ૨
સંબ પ્રજૂનની ચોપઇ, પ્રત્યેકબુદ્ધ વપાંણ,
જિમ પરમાણઈ ચાડીયા, તિમ ચાડો પરમાણ. ૩
દાન સીલ તપ ભાવના, ચ્યારે ધરમ પ્રધાન,
સીલ સરીખો કો નહી, ઇમિ બોલઇ વ્રધમાન. ૪
કનકકોડિ કો દાન દિઇ, કનક તણો જિનગેહ,
સીલ અધિક એ બિહું થકી, ઇહાં કો નહીં સંદેહ. ૫
સહસ ચઉરાસી સાધુનઈ, પડિલાભ્યાં ફલ જેહ,
સુકલ કસિણ પખિ દંપતિ, જીમાડયાં ફલ તેહ. ૬
ચઉવિહ ઇંદ્રિ સેવા કરઇ, જે પાલઈ સુધ સીલ,
ઇહિ ભવિ પૂજા ફલ લહઇ, પરભવિ પાંમઈ લીલ. ૭
પ્રહ ઊઠી સહુ કો જપઇ, સીલવંતનાં નામ,
બ્રાહ્મી ચંદનબાલિકા, ઇત્યાદિક અભિરામ. ૮
તેણઇ કારણિ ભગતિં ભણું, મૃગાવતી ચરિત્ર,
સાવધાન થઈ સાંભલો, જનમ કરઉ સુપવિત્ર. ૯

× × × ×

ઢાલ ૧૩—ઇતિશ્રી મૃગાવતી ચરિત્રે ભારંડપંખી સંહરણ, તાપસાશ્રમ ૧૪ વર્ષ નિવાસ, કોસંબી નગરી સમાગમ વર્ણનો નામ પ્રથમ ખંડઃ સંપૂર્ણ.

શ્રી જિનકુસલ સૂરીસર, સુણિ મોરી અરદાસ,
સુંઝનઈ આલસ ઉપજઇ, મતિ પણિ નહીં પ્રકાસ. ૧

ઉદાસીન મન આણ્ઇ, કહો કીમ કીજઇ જોડિ,
તું સદ્ગુરૂ જગિ જાગતો, પૂરઈ વંછિત કોડિ. ૨
પરનો એક મઈ પેખીઉ, નગર મરોટ મઝાર,
ભેદ માગ્યો વૂઠો તુરત, ઈમ અનેક પ્રકાર. ૩
તેણઇ તુજનઇ મઈ પ્રાર્થ્યો, સમરથ સાહિબ જાંણિ,
મઇ બીજો ખંડ માંડીઉ, તું સિદ્ધ ચાડિ પ્રમાણિ. ૪

× × × ×

ઢાલ ૧૩ રાગ ધન્યાસી દીઠોરે વામાકો નંદન દીઠો એ દેશી.
સીલ પાલઇરી સુધ સીલ મૃગાવતી પાલઇ
સુખ સમાધિ વસઇ લોક સઘલા, ભય ઉપજતાં ટાલઇરી. સુ૦
ચંડપ્રદ્યોતકટક પડિઉ બાહિરિ, વેરી સંયોગ ન હોઇ,
ઉદયન કુમર મૃગાવતી રાણી, નગરમાંહિ સહુ કોઇરી. સુ૦
સીલ પ્રભાવઇ સંકટ ટલઈ સઘલાં, સીલ સદા સુખ હોઈ,
સીલ રતન રાખો રૂડી પરિ, સીલઈ નવનિધિ થાઇરી. સુ૦
જુગપ્રધાન જિનચંદ્ર સૂરીસર, જિનસિંઘ સૂરી જસવાદ,
બીજો ખંડ ચડિઉ પરમાણિ સકલચંદ સુપ્રસાદિરી. સુ૦
તેરમી ઢાલ રાગ ધન્યાસી, સુણતાં આણંદ પાવઇ,
બીજો ખંડ થયો એ વારૂ, સમયસુંદર ગુણ ગાવઇરી. સુ૦

—ઇતિશ્રી મૃગાવતી ચરિત્રે દ્વિતીય ખંડ સંપૂર્ણ.

દુહા—

શ્રી જિનદત્તસૂરિ જાગતો, હવઇ પ્રણમું તસ પાય,
આખઙ કર અક્ષરથકી, યુગપ્રધાન કહિવાય. ૧
ઉજ્જતી ચોસઠિ જોગિણી, ખેત્રપાલ બાવન્ન,
નામઈ ન પડઇ વીજલી, લોક કહઇ ધનધન. ૨
ખંડ બીજઇ સાંનિધિ કરી, જિન શ્રી કુસલસૂરિંદ,
તિમ ત્રીજઈ કરજ્યો તુમ્હે, હું પણિ છું મતિમંદ. ૩

સાવધાન થઇ સાંભલો, કહું ત્રીજો હવઇ ખંડ,
પીરખંડ ધૃતપિણ મિલ્યાં, રસ ઉપજઇ પ્રચંડ. ૪

રાગ ધન્યાસી સાંતિજિન ભામણુઇ જાઉં એ દેશી.

'મૃગાવતી રાણી ગુણ ગાયા......

* * * *

સહર વડા મુલતાણ વિસેષા, કાન સુણ્યા અખ દેખ્યા બે, ૯૦
સુમતિનાથ શ્રી પાસ જિણંદા, મૂલનાયક સુખકંદા બે. મૃ. ૮૨
ખરતર સંઘ ભલા મુલતાની, નગર મુખ્ય દીવાણી બે.
સિંધુ શ્રાવક સદા સોભાગી, ગુરુગચ્છકેરા બહુ રાગી બે. મૃ. ૮૩
જાણ શ્રાવક તે જેસલમેરા, મરમ લહઇ ધર્મકેરા, બે.
કરમચંદ રીહડ જાણીતા. સાહ વસઇ સુવિદીતા બે મૃ. ૮૪
સંધિપૂરવ મરૂધર ગુજરાતી, ઢાલ નવીનવ ભાતી બે,
ચતુર વિચક્ષણ તુમ્હે હોઈ, ઢાલ મ ભાંગજ્યો કોઈ બે. મૃ. ૮૫
ભાગી ચૂડિમઇ નહી સકારા, તુટિ લટિમઈ જ્યું હારા બે.
ભાગઇ મનિ ન સોહઇ વયરાગી,-તિમ ન સોહઈ ઢાલ ભાગી બે. મૃ. ૮૬
કનકમુદ્રડી નંગ વિહુણી, રસવતી જેમ અલૂંણી બે,'
કંતવિના જિમ નારિ વિરંગી, રાગવિણ ઢાલ ન ચંગી બે. મૃ. ૮૭
મીઠી ઢાલ રાગસિઉં મેલી, જિમ મિશ્રી દૂધ ભેલી બે,
તેહ ભણી ઢાલ રાગસિઉ કહયો, ચતુર તુમ્હે જસ લેયો બે. મૃ. ૮૮.

* * * *

અંતે—

બારમી ઢાલ ખંડ ત્રીજાતી, સમયસુંદર મનિમાની બે. ૨૧ મૃ.
શ્રી ખરતર ગચ્છકમલ દિણંદા, યુગપ્રધાન જિનચંદા બે, ૨૨ (૮૯)
શ્રી જિનસિંઘ સૂરિ સોભાગી, પુણ્યદસા જસુ જાગી બે. ૨૩
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યાં કેરાં, સકલચંદ ગુરૂ મેરા બે, ૨૪ (૯૦)
તસુ પ્રસાદિ થયા ગ્રંથ પૂરા, પ્રગટ્યા સુજસ પડૂરા બે. ૨૫

સોલસઈ અ સઠા વરશે, હુઈ ચઉપઇ ધણે હરષે એ. ૨૬ (૯૧)
મૃગાવતી ચરણ કહ્યા ત્રિહુ ખંડે, ધણે આનંદ ધમંડે એ. ૨૭
મોહણવેલિ ચઉપઇ સુણતાં, ભણતાં નઇ વલિ ગુણતાં એ. ૨૮ (૯૨)
સમયસુંદર ઘઈં સંઘ આસીસા, રિદ્ધિ વૃદ્ધિ સુજગીસા એ. ૨૯ (૯૩)

સર્વગાથા ૨૧૧ ઇતિ મૃગાવતી ચરિત્રે ચંડ પ્રદ્યોતન વપ્રકાર-પણ, શ્રી વીરાગમન, મૃગાવતી દીક્ષા, ઉદયન શ્રાવકવ્રત ગ્રહણ, મૃગાવતી ચંદના કેવલોત્પત્તિ. તન્નિર્વાણ વર્ણનો નામ તૃતીયખંડ સંપૂર્ણ. ઢાલ ૧૨ ગાથા ૨૧૧. પહેલામાં ૧૩ ઢાલ, ગાથા ૨૬૬, બીજામા પણ ૨૬૬ ગાથા ને ઢાલ ૧૩, ત્રીજામાં ઢાલ ૧૨ ગાથા ૨૧૧ સર્વ મળી ગાથા ૭૪૪ ઢાલ ૩૮—લખી સં. ૧૬૯૪ પ્ર. ૨૫ પં. ૧૫. ગુ. વિ. (કે. રત્ન. જેસ. લીં.)

[ઇતિ શ્રી મૃગાવતી ચોપાઈ સંપૂર્ણ. સર્વ પંડ ૩ ઢાલ ૩૮ ગાથા ૮૫૫ સર્વ શ્લોક ૧૧૧૦ સં. ૧૭૧૫ વર્ષે મંગલ શ્રી આમ-રણિ મધ્યે ગણિ વિનીતકુશલ લખિતં. શ્રીરસ્તુ ભાવ. પ્ર. ૨૧ પં. ૧૫)
—સં. ૧૭૦૬ આ૦ વ૦ ૮ ગુરૌ લિ૦ વીરમગામ મધ્યે. ૩૭-૧૨

આ.-ક.

—સં. ૧૮૭૧ ધો. સ. બં.
—સં. ૧૬૯૦ વર્ષે આશ્વિનિ સુદિ ૩ દિને બૃહસ્પતિ વાર ॥ શ્રી ખરતર ગચ્છે । શ્રી પુજ્યશ્રી ૫ જિનસિંઘસૂરિ પં. શ્રી લબ્ધિવર્ધન મુનિ । તત્ શિષ્ય લ । વા૦ શ્રી ખેમા રિષિ ઉપાધ્યાય શ્રી ૫ શિવચંદ્ર તત્શિક્ષ માનકીર્તિ લિખિતં-(વિ. ધ. ભંડાર.) —૩૧-૧૨ જૂની પ્રત. અનંત.

—સંવત ૧૬૭૯ વર્ષે શ્રાવણ માસિ કૃષ્ણપક્ષે ત્રયોદસ્યાં તિથૌ શનિવાસરે, શ્રી પૂર્ણિમાપક્ષે ચતુર્થ શાખાયાં શ્રી શ્રી શ્રી ભટ્ટારક શ્રી શ્રી શ્રી પૂજ્ય શ્રી હર્ષસાગરસૂરિણા શિષ્ય હરજી લિખિત. ખેડાવારા મધ્યે લિખિતં. શ્રીરસ્તુ-કલ્લાણમસ્તુ, દીર્ઘાય ભવતુ લેખક પાઠકયોઃ-૧૩-૧૭ મારી પાસે છે. આ પ્રત કવિના સમયમાં લખાયેલી છે.

(૩૫૭) પ્રિયમેલક (સિંહલસુત) રાસ. સં. ૧૬૭૨ મેડતામાં.

આદિ— દુહા–સોરઠીય.

પ્રણમું સદગુરૂ પાય, સમરૂં સરસ્વતી સાંમિણી,
દાન ધરમ દીપાય, કહિસિ કથા કૌતુકભણી. ૧
ધર્મ્મ માંહિ પ્રધાન, દેતાં રૂડા દાસિયૈ,
દીધઉ વરસી દાન, અરિહંત દીક્ષા અવસરે. ૨
ઉત્તમ પાત્રતો એહ, સાધુને દીજે સૂઝતો,
લહિયૈ લચ્છિ અછેહ, અઢિલક દાંન જો દીજીએ. ૪
અતિ મીઠા આહાર. સખરા દેજ્યો સાધુને,
સુખ લહિસ્યો શ્રીકાર, ફલ બીજાં સરિખા ફલૈ. ૫
પૃથ્વીમાંહિ પ્રસિદ્ધ. સુણિયૈ દાનકથા સદા,
પ્રિયમેલકઅ પ્રસિદ્ધ, સરસ ઘણું સંબંધછઈ. ૬
ગુણો મિલ્યો જો સંચ, એ સુણતાં જે ઉંઘસ્યઇ,
ઉ માણસં અગલિંચ, કે મુઝ બચનકો રસ નહિ. ૭

આ રાસની ઢાલો—(જુની પ્રતમાંથી) ૧ રાગ રામગરી–નયર દ્વારામતિ કૃષ્ણ નરેશ. ૨ પાઇલરી—અથવા કરેરે વિલાપ મૃગાવતી, રાય કોય છોડાવે–૩ વાલુંરે સવાયો વયર હું માહરૂં જી–મૃગાવતીની ચોપઇની ઢાલ. ૪ રાગ આસાઉરી સહજિઈ છેહડાં દરજણિ સહજિઈ તેહડો બાલારે ભર જોબનમાતી–એહની ઢાલ. ૫ અલબેલાની. ૬ રાગ વઈરાડી. જલાલીયાની ઢાલ. ૭ સીમંધર સ્વામી ઉપદિસે. અથવા મે વઇરાગી સંગ્રહ્યો. ૯ સોહલાની રાગ મલ્હાર. ૧૦ રાગ દેશાખ. ૧૧ રાગ મેવાડો ધન્યાસી.

અંતે—

ઢાલ ૧૧ મદનમિ વાસો માહવ માંડિઓ રે–એ દેશી.

રાગ ધન્યાસી.

દાન સુપાત્રિ શ્રાવક દીજીઇરે દાને દોલતી હોઇ,
દીધાંરી દેઉલ ચઢિરે સાચ કહિ સહુ કોઈ. દાન. ૨૪

સંવત સોલ બહુત્તરિ, મેડના નયર મઝારિ,
પ્રિયમેલક તીરથ ચોપઈરે, કીધી દાન અધિકાર. દાન. ૨૫
કચરો શ્રાવક કૌતકીરે, જેસલમેરિ જાણો,
ચતુરે જોડાવી જિણિએ ચોપઈરે, મૂલ આગ્રહ મૂલતાણ. દાન. ૨૬
ઇણિ ચોપઈ એહ વિશેષની, સગવટ સઘલિ વામિ,
બીજી ચોપઈ બહુ દેખ્યોરે, નહિ સગવટનો ઠામ. દાન. ૨૭
શ્રી ખરતર ગચ્છ સોહાવનાં શ્રી જિણચંદ સૂરીસ,
સકલચંદ સદગુરૂ દીપતારે, સમયસુંદર તસુ સીસ. દાન. ૨૮
જયવંતા ગુરૂ રાજિયારે, શ્રી જિનસિંહ સૂરીરાય,
સમયસુંદર તસુ સાંનિધિ કરીરે, ઇમ પભણિ ઉવઝાય. દાન. ૨૯
ભણતાં ગુણતાં ભાવસુંરે, સાંભલતાં સુવિનોદ,
સમયસુંદર કહિ સંપજિઇરે, પુણ્યે અધિકું પ્રમોદ. દાન. ૩૦

—સં. ૧૭૮૯...પ્ર. કા; ડે. અમ.

—સં. ૧૬૯૭ વર્ષે ફાગુણ માસે કૃષ્ણપક્ષિ દ્વાદસિ ગુરૂવાસરે લષિતં સોભાગ્યવિમલેન ૮–૧૫ વિ. ધ.

—સં. ૧૭૦૧ વર્ષે આશ્વિન માસે તૃતીયા મંગલવાસરે વા૦ લબ્ધિવિજય ગણિશ્રી વીરવિમલ તત્ શિષ્ય મુ. કલ્યાણવિજય લપીકૃત શ્રી સામલ પાર્શ્વનાથ પ્રસાદાત્ ૫–૧૫ પાલણપુર ભં.

—સં. ૧૭૪૪ વર્ષે માહ શુદિ ૫ દિને લિ૦ ગણિ બુદ્ધિવિજયેન શ્રી જિહનાબાદ નગર મધ્યે સાધ્વી વાચનાય ૧૭–૧૧ પોં.

—સં. ૧૮૦૩ જ્યેષ્ઠ વદિ ૨ સાધ્વી મલૂકાછ પઠનાર્થે ૧૩–૧૧ ઘો.

—૧૧–૧૩ ગારીયાધર ભં.

—૯–૧૩ લીં.; પ્રત લ૦ ૧૮૧૮ લીં.

—૮–૧૨ આગ્રા ભંડાર. શબ્દને ઘણી જૂની પ્રત કર્તાની સ્વય લિખિત જણાય છે.

(૩૫૮) પુણ્યસાર ચરિત્ર સં. ૧૬૭૩ –વિદ્યા.

(૩૫૯) નલદવદંતી રાસ. સં. ૧૬૭૩
આદિ—

સીમંધર સામી પ્રમુખ, વિહરમાંન જિન વીસ,
અઢી દ્વીપમાહિ સાસતા, જયવંત જગદીસ. ૧
કોડિ દોઇ વલી કેવલી, સહસ કોડિ દોઈ સાધુ,
સંપ્રતિ સંયમ પાલતા, ગુણમણિ સમુદ્ર અગાધ. ૨
આદિનાથ જિન આદિ દે, ચઉવીસઈ જિણચંદ,
સહુ દિસઈ બાવન ચતુર, સહુ ગણધર સુખકંદ, ૩
જિન ચઉવીસ તણા યતી, લિખ્યા અઠાવીસ લાખ,
અઠતાલીસ સહસ અધિક, સૂત્ર સિદ્ધાંતઇ ભાખ. ૪
ગણધર પહલી ગુંથીયા, પૂરવ ચઉદ પ્રધાન,
તેહનો સાર નમોકાર તે, ધરમ સહુ કો ધ્યાંન, ૫
એ સહુનઈ પ્રણમી કરી, પ્રણમી સદગુરૂ પાય,
સમરૂ સરસતિ સામિની, પામુ જેમ પસાય. ૬
નલદવદંતી નારિના, સરસ ઘણું સંબંધ,
છ ખંડે કહિસું છતા, નિરમલ સીલ સુગંધ. ૭
દવદંતી મોટી સતી, નામ થકી નિસ્તારિ,
બીજી બાઈઅર બાંપડી, કાં સરજી કિરતાર ? ૮
આકુલ ફૂલે ફુટરે, પગે ન પૂજા હોઈ,
ચંપા ફુલ અમૂલ ગુણ, સિર *ચાડઇ સહુ કોઇ. ૯
જીભ પવિત્ર કરવા ભણી, કહીસું સતીચરિત્ર,
શ્રાવક તુમ્હે પણિ સાંભળો, હોસિં કાન પવિત્ર. ૧૦

—સ્વયંવરા મંડપ. વીવાહવણનો નામ પ્રથમ ખંડ સંપૂર્ણ:
—રાજ્યહારણ. દવદંતી ત્યાગવણનો નામ દ્વિતીય ખંડ સંપૂર્ણ;—
નલ સર્પખા કરસવતીકલા પ્રગટ, વિપ્રસમાગમન, દવદંતીવિરહવિલાપ,
સાર્થરક્ષણ રાક્ષસરંજન-વણના નામ તૃતીય ખંડ સંપૂર્ણ.

* ચઢાવે.

—શુદ્ધાગમન, સાર્થવાહ તાપસપ્રતિબોધ, સિંહ કેસરી સાધ કેવલોત્પત્તિ, નલદવદંતી પૂર્વ-ભવ વર્ણન, રાક્ષગી પ્રતિબોધ, ધનદેવ સાથ વાહસાહાય, શ્રી અચલપુર સમાગમે નામ ચતુર્થ ખંડ સંપૂર્ણ.

—નૃપસમીલન, ચોરમોચન પ્રતિબોધ, હરિમિત્રવિપ્રસમાગમન, સ્વયંવરમંડપકારોપણ, દધિપર્ણ સાર્થ કુબ્જસમાગમન, કટિમલરૂપ નલમેલાપક નામ, પંચમ ખંડ સંપૂર્ણ:

તિલકાચારજ કહી એહની, ટીકા સાત હજાર,
દસવિકાલિક મૂલ સૂત્રની, મહાવિદેહ ક્ષેત્ર મઝાર.

× × × ×

નલદવદંતી કેરા મઈ કહ્યા, પાંડવનેમ ચરિત્ત હો,
એ અધિકાર તિહાંથી ઉધર્યો, ચચલ કવિયણ ચિત્ત હો,
કવિયણ કરી કિહાંકિણ ચાતુરી, અધિકું ઓછું એથિ હો,
વીસર બોલો જે મ કહ્યો, મિછાદુકડ તેથિ હો,
સંઘ સમક્ષ તે મઇ આપીઉં, નવમી ઢાલ રસાલ હો,
છઠ્ઠો હો ખડનણી પૂરી થઇ, વારૂ વચન વિલાસ હો,
સમયસુંદર ભણઇ ભાવસું,

અંત—

ઢાલ ૧૦ દેશી ગીતાની છંદની.

સુધર્મા સ્વામી પરંપરા, ચંદ્ર કુલ વિચરી શાખ,
કોટીક ગચ્છ ગુણ ખરતરો, બટારી કીયા સું ભાખ.
સુભાખ જુગપ્રધાન જિનચંદ, પ્રથમ શિષ્ય શિરોમણિ,
જસ ગોત્ર રીહડ નામ પંડિત, સકલચંદ પ્રસિદ્ધિ ઘણી.
તસ શિષ્ય પભણે સમયસુંદર, ઉપાધ્યાય ઇમિપરિ,
વાચનાચારીજ હર્ષનંદન પ્રમુખ શિષ્યને આદરે.
ગોત્ર ગોલવછા ગહગહે, મેડતા નગરિ મઝારિ,
દિન દિન સધમઈ દીપતા, ખરતર ગચ્છ સિણગાર.

સિણગાર ધર્મ્મ તણા ધુરંધર, દેવગુરૂ રાગી ઘણું,
રાયમલ્લ પુત્ર રત્ન અમીપાલ, એતસી નેતસી ભણું.
રાજસી તેજસી ભત્રિજા તિહાંકણિ નેતસી આગ્રહ ઘણું,
ચઉપઇ કીધી સમયસુંદરિ. નલ દવદંતી ચરીત સુણું. ૨

સંવત સોલ ત્રહુત્તરે માસ વસંત આણંદ,
નગરિ મનોહર મેડતો, જિહાં વાસુપૂજ્ય જિણંદ,

વાસુપૂજ્ય તિર્થંકર પ્રસાદિ ગચ્છ ખરતર ગહિગહિં.
ગચ્છરાય યુગપ્રધાન જિણસિંઘસૂરિ સદ્ગુરૂ જસ લહઇ,
ઉવઝાય પભંણઈ સમયસુંદર, કીઓ આગ્રહ નેતસી,
છઉપઇ નલ દવદતી કેરી, ચતુર માણુસ ચિત્ત વસી. ૩

—ઇતિ શ્રી નલદવદંતી શિલોપરિ ચઉપઈ સંપુર્ણ. ખંડ ૬ સર્વ ગાથા ૯૧૩ શ્લોક સંખ્યા ૧૩૫૦ ઢાલ ૩૮ (પ્ર૦ કાં૦)

(પ્ર. કા. વિદ્યા. લીં. પા. ૩)

—ઇતિ શ્રી નલ દવદંતી સંબંધે–તાપસદેવકૃત સસમોટી સ્વર્ણવૃષ્ટિ નલકોશલા પ્રવેશો ઉચ્ચ. નલ દવદંતી દીક્ષા ગ્રહણ, સ્વર્ગપ્રાપ્તિ. કનકાતી સમીપ હંસ સમાગમ. કનકવતી વસુદેવ પરિણાયન, ગ્રહવાસ. નકવતી કેવલોત્પત્તિ, નલ આગામી ભવસિદ્ધિ ગમન–૮–વર્ણનો નામ. ષ્ટમ ખંડ સંપૂર્ણઃ—

પ્રથમ ખંડે ઢાલ ૭ ગાથા ૧૭૧ દ્વિતીય ખંડે ઢાલ ૫ ગાથા ૧૩૫, તૃતીય ખંડે ઢાલ ૪ ગા૦ ૧૩૦ ચતુર્થ ખંડે ઢાલ ૬ ગાથા ૧૨૯, પંચમ ખંડે ઢાલ ૫ ગાથા ૧૭૬. ષષ્ટ ખંડે ઢાલ ૧૦ ગા. ૨૦૫ સર્વ ગાથા ૯૪૧ ગ્રંથાગ્રંથ ૧૩૭૫. પંડિત શ્રી ૫ શ્રી કીર્ત્તિકુંસલ ગણિ શિષ્ય ગણિ જીતકુશલ લખિતં–સાહ માણિકદાસ તસુ સુત સાહ શ્રી સાંતિદાસ વાચનાય. સંવત ૧૭૬૬ વર્ષે કાર્તિ માસે કૃષ્ણપક્ષે તિથિ દસમિ દિને ભોમવાસરે લિ.પકૃતે. (મુનિશ્રી નીતિવિજયજી પાસેની પ્રત.દે.લા.)

—સર્વ ઢાલ ૪૧ સર્વગાથા ૯૩૭ સર્વાંક ૬ ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૧૪૭૦ શુભં ભવતુ-લિખતં કાસોરીયા ગ્રામે રૂપારેલીકે પડિગણેઃ-રાણાશ્રી હમિરસીંગજી રાજ્યે તત્ ઉ...રાઠોડવંશે ઠાકુરાં શ્રી સિવસીંઘજી તત્કુંવર શ્રી અનોપસિંઘ તત્ કુવર દેવીસિંઘેન સૂર્ય ભૂયાત્-ચુરિતકા લેખીતા. શ્રી તપાગચ્છે રુચિશાખાયાં પંડિત રત્નાકર સકલ પડિતોત્તમ પંડિત શ્રી ૧૦૮ શ્રી સુર (?) પાલ રુચિજી તત્ શિષ્ય પંડિત પ્રધાન સુજાણરુચિજી તત્ શિષ્ય કનકરુચિ લિપિકૃતં સ્વપઠણહેતવે સં ૧૮૩૦ વર્ષે શાકે ૧૬૯૫ પ્રવર્તમાને માસોત્તમ ચૈત્ર વદી ૫ બુધવાસરે દ્વિતીય પ્રહરે સસુખેન લિખિતં સર્વ મંગલં. પ. ૪૧ પં. ૧૩ આ. ક.

—પ્રથમ ખંડ ઢાલ ૭ ગાથા ૧૮૧ દ્વિતીય ખડ ઢાલ ૫ ગાથા ૧૩૬ તૃતીય ખડ ઢાલ ૫ ગથા ૧૩૦ ચતુર્થ ખડ ઢાલ ૬ ગા. ૧૨૯ પંચમ ખડઈ ઢાલ ૫ ગા ૧૭૬ ષષ્ઠ ખંડ ઢાલ ૧૦ ગાથા ૨૦૫ સર્વ ખંડ ઢાલ ૩૯ ગ્રંથાગ્રંથ ૧૩૫૦.-ઇતિ-ઋષિમાડણની પ્રતિ છઈ. ૩૭-૧૬ મો.

—પં. ઉરચંદ લિપીકૃતં-મુલઆણ્ મધ્યે. (વિ. ધ ભંડાર)

—૩૦-૧૬ લીં.-૨૩-૧૮ અનંત. સર્વ ગાથા ૨૫૦. સ. ૧૮૪૪ વર્ષે ફાગુણ સુદી ૩ વાર સોમવાસરે.

—પૂજ્ય ઋ માલજી તત્ શિ. પાંડવ તન્મધ્યે લિપિકૃતં શિ. ઋ. શિવજી માલજી ચેલા ઝવેરચંદ મોતીચદ પઠનાર્થે શ્રી ભુજનગરે રા । શ્રી રાજ્યધણ રાજ્યે સ. ૧૮૬૪ ના કાર્તિક વદ ૫ ગુરૌ-પા. ૩૦ ૧૫ રાજકોટ પૂ. અ.

—સર્વગાથા ૨૫૦. સં. ૧૮૪૪ વરષે ફાગુણ સુદી ૩ વાર સોમવારે. પ્રથમ ખડે ઢાલ ગાથા ૧૭૧, દ્વિતીય ઢાલ ૫ ગાથા ૧૩૫ તૃતીય ઢલ ૫ ગથા ૧૦૨ ચઉથા ખં. ઢા. ૬, ૧૨૪ પચ. ખં. ઢાલ ૫ ગા. ૧૩૬ છઠા ખ. ઢા ૧૦ ગાથા ૨૦૫ સરવ ઢાલ ૩૮ ગાથા ૯ સર્વ ૧૩. સરવ ખંડ ૬ ગ્રથાગ્રથ ૧૨૫૦ શુભં ભવતુ. ૩૨-૧૪ અનંત.

**(૩૬૦) વલ્કલચીરી રાસ.** ( ચુપઈ) ૧૬૮૧ જેસલમેરમાં.

આદિ— દુહા.

પ્રણમું પારસનાથનઇ, પ્રણમુ સહગુરૂ પાય,
સમરૂં માતા સરસતી, સહૂ કરયો સુપસાય. ૧
વલકલચીરી કેવલી, મોટઇ સાવ મહંત,
ચૂંપ કરી કહું ચુપઈ સાંભલયો સહૂ સંત. ૨
ગુણ ગિરૂયાના ગાવતાં, વલિ સાધના વિશેષ,
ભવમાહિ ભમીઈ નહી, લહિયઈ સુખ અલેખ. ૩
મઈ સંય્યમ લીધુ કિમઇં, પણિ ન પલઇ કરૂં કેમ,
પાપ ઘણા પોતઈ સહી, અટકલ કીજઈ એમ. ૪
તઉપણિ ભવ તરિવાભણી, કરિવઉ કોય ઉપાય,
વલકલચીરી વરણવું, જિમ મુઝપાતિક જાય. ૫

* * * *

અંતે—

જેસલમેરઇ જિનપ્રાસાદ જિહાં ઘણારે,
સોમ વસુ સિણગાર ૧૬૮૧ વરસ વખાણીયેરે,
ખરતર ગચ્છ રે બિરદ ખર જગિ જાણીયેરે— ૫
શ્રી જિણચંદ સૂરિ રે જુગપ્રધાન જગિ પરગડારે,
રે તાસુ પ્રથમ શિષ્ય તેહ, સકલચંદ સુયંકરરે,
સમયસુંદર રે, તાસુ સીસ શોભાધરૂરે— શ્રી. ૬
રાહડ કુલરે જિહાં જિણચંદ સૂરિ ઉપનારે હોરે,
તિણ કુલિ જસુ અવતાર મુલતાણમાં વસઇરે,
સાહ કેમચંદરે જેસલમેરી સુભ જસઇરે. શ્રી. ૭
પદ સગવટરે વલકલચીરી ચુપઇરે,
હાં રે કર્મચંદ આગ્રહ મઈ કીધ,
આણંદ અતિ ઘણુઇરે, સુખ પામઇરે,
સમયસુંદર કહેઇ જે સુણઇરે. શ્રી. ૮

સર્વગાથા ૨૨૫. ઇતિ શ્રી વલકલચીરી ચુપઈ સમાપ્ત.

( પ્ર. કા. લીં. )

૩૬૦૬ વસ્તુપાલ તેજપાલનો રાસ. સં. ૧૬૮૨ (९) તિંમરિપુરમાં.

આદિ—

સરસતિ સામિણિ પય નમી, પ્રણમી સહગુરુ પાય,
વસ્તપાલ તેજપાલનો, રાસ કહું ચિત લાય. ૧
પોરવાડ વંશે પ્રગટ, જિનશાસન સિણગાર,
કરણી મોટી જિણ કરી, સહુ જાણે સંસાર. ૨
ચંડ પ્રચંડ અનુક્રમે સોમ અને આસરાજ,
વસ્તપાલ તેજપાલ બે, તસુ નંદન શિરતાજ. ૩
માતા કુઅરિ ઉરરતન, પાટણ નગર નિવાસ, ·
વીરધવલ રાજા તણા, મેહતા પુણ્ય પ્રકાસ. ૪
વરસ અઢાર ગયા પછી, વરસ અઢારા સીમ,
વસ્તપાલ તેજપાલ બે, ધર્મકરણી કરે ઇમ. ૫

× × × ×

વરસ બાર સત્યોતરે પદવી શેત્રુંજ યાત્ર,
કીધી સબલ પડુરસ્યું, તે કહિઈ લવમાત્ર. ૨૬

* * * *

અંતે—

સરસ્વતીકંઠાભરણ બિરુદ, ચોવીસ બોલે ભટ્ટ સુશબ્દ. ૩૨
દમતા દશ ડેરા તગોળી, ફરતે નેજા ધજા અતિ મોટી.
મજબ આડંબર રાયની રીતિ, સંઘ ચાલે મનું સંતોષી. ૩૩
જયપતાકા નેવીસ વાર, સંગ્રામ કરીને પામી સાર,
એકવી મોટી બારદ ગણતા કીધી, શેત્રુંજ ગંધવી પદવી લીધી. ૩૪
હવે મનું પુન્યવરાની વાત, જે દ્રવ્ય ખરચ્યા તે કહાન.
નેવાસ કોડિ ચઉદહ લાખ, અઢાર મદમ આઠમેં સાખ. ૩૫
બિહું ભાઈએ ઉભા મોનાથા, પુણ્યારે ખરચ્યા ને કહિયા,
જિનશાસનમાં મેરુ મહાર્થ, આરસેં અઢાણું સારમતિ પર્વ. ૩૬

વસ્તુપાલ તેજપાલ પુણ્ય પ્રધાન, જેહને પગ પગ પ્રગટ્યાં નિધાન,
પુન્યથી પામી તેજમ તુરી, દક્ષિણાવર્ત્ત આસ્યા પુરી. ૩૭
ઇમ જાંણી સહુકો ધરમ સાર, ધન પરચો વ્યવહારિયા વાર,
સફલ કરો આપણો અવતાર, જિમ તુમે પામો ભવપાર. ૩૮
શ્રી ખરતર ગચ્છ શ્રી જિનચંદ, શિષ્ય સકલચંદ નામે મુણિંદ,
સમયસુંદર પાઠક તસુ સીસ, રાસ ભણ્યો શ્રીસંઘ જગીસ. ૩૯
સંવત સોલે બયા(છ્યા)સીયા વરસે, રાસ કિધો તિમરીપુર હરષે,
વસ્તપાલ તેજપાલનો રાસ, ભણતાં સુણતાં પરમ ઉલ્લાસ. ૪૦

—આગ્રાપ્રત ૨-૧૨. ફાર્બસ સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પૃ. ૪૫ મેં આગ્રાપ્રત પરથી ઉતારેલી છે.

ગા. ૫૪—ખં. ૩, માણેક.

**(૭૬૧) સીતારામ પ્રબંધ** (ચોપઇ) ૧૬૮૭ મેડતામાં.

**આદિ—** દૂહા.

સ્વસ્તિ શ્રી સુખસંપદા, દાયક અરિહંત દેવ,
કરજોડી તેહનેં કરૂં, નમસકાર નિતમેવ. ૧
નિજગુરૂ ચરણકમલ નમું, તીન તત્ત્વદાતાર,
ટીડીથી કુંજર કીયો, એ મુઝને ઉપગાર. ૨
સમરૂં સરસતિ સામિણી, એક કરૂં અરદાસ,
માતા દેજે મુજઝને કરૂં વચનવિલાસ. ૩
સંબ પ્રજૂત કથા સરસ (૧), પ્રત્યેકબુદ્ધ પ્રબંધ (૨),
નલદવદંતિ (૩) મૃગાવતી (૪), ચઉપઈ ચ્યાર સંબંધ. ૪
આઈ તું આવી તિહાં, સંમર્યા દીધો સાદ,
સીતારામ સંબંધ પણિ, સરસતિ કરે પ્રસાદ. ૫
કલંક ન દીજે કેહને, વલી સાધને વિશેષિ,
પાપ વચન સહુ પરિહરો, દુખ સીતાનું દેખિ. ૬
શીલ રતન પાલો સહૂ જિમ પામો જસવાસ,
સીતાની પરિ સુખ લહો લાભો લીલ વિલાસ. ૭

સીતા રામ સંબંધના નવખંડ કહિસિ નિબંધ,
સાવધાન થઈ સાંભલો, સીલ વિના સહુ ધંધ. ૮

અત્ર આ પ્રબંધની દરેક ખંડમાંનીદેશીઓ આપેલી છેઃ—

* * * *

ઢાલ ૧-સાહેલી આંબો મોરીયો-રાગ સારંગ, ગૌતમ સ્વામી સમોસર્યા.
ઢાલ ૨-પુરંદરરી વિમે ખાલી-સાધુને આલ ફૂટો દીયો.
ઢાલ ૩-સોરઠ દેસ સોહામણો સાહેલડી રે, દેવો તણો નિવાસ—
ગયસુકુમાલની ચોઢાલીયાની;—
ઢાલ ૪-ઘરિ આવોરે મનમોહન મોટા.
ઢાલ ૫-બિંદલીરી.
ઢાલ ૬-રાગ ગોડી. જાતિ જકડીની વિસખાલી.
ઢાલ ૭-જાતિ ત્રાટકાવેલિની.

પહેલો ખંડ થયો એ પૂરો, સાત ઢાલ સુસવાદ,
જુગ પ્રધાન જિણચંદ પ્રથમ શિષ્ય, સકલચંદ સુપ્રસાદ.
ગચ્છનાયક જિનરાજ સૂરીસર, ભટ્ટારક વડભાગ,
સમયસુંદર કહે સીલ પાલંતાં વાધે જસ સોભાગ.

—સર્વ ગાથા ૧૪૬ સીતાવિવાહવર્ણનો નામ. પ્રથમઃ ખંડઃ—

હિવ બીજો ખંડ બોલસ્યું, મિઠું વાધે બહુ પ્રેમ,
સાંનિધિ કરિજો સરસતી, જોડુ બે ગો જેમ. ૧
સીતારામ સભાગિયા, ભોગવે ભોગ સંયોગ,
લીલાના એ લાડિલાડિલા, ઘણું વખાણે લોગ. ૨

* * * *

ઢાલ ૧ કેયે પૂજ્ય પધારિસ્યે-એ ગીતની.
૨ જાતિ જતિની-વલી તિમરી પાસે વડલું ગામ-વલી પ્રત્યેક બુદ્ધની બીજા ખંડની આઠમી ઢાલ. જંબૂદીપ પૂરવ સુવિદેહ એહની ઢાલ.
૩ રાગ આસાઉરી સિંધૂડો મિશ્ર. ચરણાંલી ચાંમુંડા રણે ચડે.

ચખ કરી રાતા ચાલોરે, વિરતિ દાનવદલ વિચિ, ધાઉ દીયે ધ્રમ-
રોલો-ચરણાલી૦ એહની ઢાલ.

૪ વરસાલો સાંભરે—

૫ ચેતે ચેતન કરી. અથવા પ્રત્યેક બુદ્ધના પહેલા ખંડની આઠમી
ઢાલ-ધન પદમાવતી-એહની ઢાલ.

૬ ઓલગડીની-રાગ મલ્હાર.

૭ થાકી ઓલા આંવેજી.

સાતમી ઢાલ પૂરી થઇજી, રામ રહ્યા વનવાસ,
સમયસુંદર કહે સહુ મિલીજી, ભરતને દ્યો સાબાસિ. ૧૮
બીજો ખંડ પૂરો થયોજી, સાંનિધિ શ્રી જિનચંદ,
સકલચંદ સુપસાઉલેજી, દિનદિન અધિક આણુંદ. ૧૯
શ્રી ખરતર ગચ્છ રાજીઓજી, શ્રી જિનરાજ સૂરીસ,
સમયસુંદર પાઠક કહેજી, પૂરો સંઘ જગીસ. ૨૦

—સર્વ ગાથા ૧૯૨ રામસીતાવનવાસવર્ણનો નામ દ્વિતીય: ખંડઃ

ત્રિણ વિણ ગીત ન ગાઇયે, ત્રિણ વિણ મુગતિ ન હોઇ,
કહું ત્રીજો ખંડ તે ભણી, જિમ લહે સવાદ સહુકોઇ. ૧
રામચંદ આશ્રમે રહ્યા, પહેલી રાતિ મઝાર,
આવી આગલિ ચાલતાં અટવી ડંડાકાર. ૨

* * * *

ઢાલ ૧-રાગ રામગિરી અમ્હને અમ્હારો પ્રિયુ ગમે—
કાજી મહમદના ગીતની ઢાલ.

૨—રાજમતી રાણી ઇણપરિ બોલે, નેમવિના કુંણ ઘુંઘટ ખોલે—
એહની ઢાલ.

૩—સુણે મેરી સજની, રજની ન જાવેરે એહની ઢાલ, અથવા પ્રિયુડા
માનો બોલ હમારો રે એહની ઢાલ.

૪—ચંદાયણિની-પથિ દૂહે દૂહે ચાલિ. રાગ કેદાર. રાગ ગોડી:

૫—રાગ મલ્હાર. મોરા સાહિબ હે શ્રી સીતલનાથ કે, વીનતિ સુણિ એક મોરડી એહની-અથવા રાજેસર હો સુણિ વીનતિ એક કે મનવંછિત પૂરે માહરા.
૬—ઇડરિયે ઇડરિયે ઓલગાણે આયુ ઉલંગ્યોરે—આ. લાલ.
૭—નાહલિયા મજાએ ગોરી રેવણ હટે-રાગમલ્હાર
ત્રીજા ખંડની સાતમી રા. ઢાલ પૂરી થઇ તેહ
ત્રીજો ખંડ પૂરો થયો રા. સમયસુંદર કહે એહ. પ્રિ.
—સર્વ ગાથા ૧૬૮ સીતારામ સંબંધે વનવાસે પરોપકાર વર્ણનો નામ તૃતીયઃ ખંડઃ

દાન શીલ તપ પણિ ભલા પણિ વિણ ભાવ ન સિદ્ધિ
તિણ કારણે કહો જોઇજો ચોથો ખંડ પ્રસિદ્ધ. ૧
લખમણ સીતા રામ સહુ, ગયા આપેરા જેથિ
ગાજવીજ કરિ વરિસયા, લાગો જલહર તેથિ. ૨

* * * *

ઢાલ ૧–વેસર સોનાકી, ઘરિ દે ચતુર સોનાર વે૦
વેસર પહેરી સોનાકી રજે નંદકુમાર વે૦—
એહ ગીતની રાગ અસાઉરી.
ઢાલ બીજી. રાગ વયરાડી જા જારે બાંધવ તું વડો—એ
ગૂજરાતી ગીતની ઢાલ.
૩—દેખો માઇ આસા મેરે મનકી સયલ ફલીરે,
આણંદ અંગિ ન માય—એ ગીતની ઢાલ.
૪—ચોપઇની ઢાલ-રાગ ગોડી.
૫—રાગ ઉડી-બાજ્યો બાજ્યો માંદલકો ધોંકાર એ ગીતની જાતિ.
૬—રાગ ગોડી. જંબૂદીપ મઝાર-એ સુબાહૂ સધિની ઢાલ.
૭—રાગ કેદાર ગોડી-કપૂર હુવે અતિ ઉજલું રે,
વલિ અનોપમ ગંધ એ ગીતની ઢાલ.

સાતમી ઢાલ પૂરી થઈ રે સાંભલજ્યો એક મન્ન
ચોથો ખંડ પૂરો થયો રે સમયસુંદર સુવચન. ૭૬

—સર્વ ગાથા ૨૨૦ દેવલિ મહિમા વર્ણનો નામ ચતુર્થઃ ખંડઃ

હિવ બોલું ખંડ પાંચમો પાંચ મિલ્યા જસવાદ
પાંચામાંહિ કહીજ્યે પરમેસર પરસાદ. ૧
સીતારામ સહૂ વલી આગે ચાલ્યા ધીર,
દંડકારણ્ય વને રહ્યા, કન્નરવાને તીર. ૨

× × × ×

ઢાલ ૧ લી. રાગ કેદાર ગોડી—આવો જુહારો રે, અજારો પાસ, મનની પૂરે આસ—એ ગીતની ઢાલ.

૨—સુણોરે ભવિક ઉપધાન વૂહાં વિણુ કિમ સૂઝે નવકારજી—એહ સ્તવનની ઢાલ. (આ કવિનું પોતાનું સ્તવન છે.)

૩—રાગ મારૂણી. તોરા કીજે મ્હાંકાલાલ, દારૂ પીજે જાં,
પડવે પધારો મ્હાંકાલાલ, લસરક લેજ્યો જી...
તેરી અજબ સૂરતિ મ્હાંકો મનડો રંજ્યોરે લોભી
લંજ્યાજી—એ ગીતની ઢાલ.

૪—સેહર ભલો પણિ સાંકડો રે, નગર ભલો પણિ દૂરરે, હઠીલા વયરી નાહ ભલો પણિ નાન્હડોરે, આવિઓ આવિઓ જોબનિયાંકો પૂરરે—હઠીલા વયરી.

હીરોરે હરપાલકોરે લાલ—એહની ઢાલ.

નાયકાની ઢાલ સરિખી છે પણિ આંકણી લહરકે છે.

૫—રાગ મારૂણી માઝિરે આમા વીર ગોસાંઈ—એ ગીતની ઢાલ.

૬—રાગ બંગાલો. ઇમ સૂણી દૂત વચન્ન, કોપીયો રાજા મન્ન—એ મૃગાવતીની ચોપઈની બીજા ખંડની દસમી ઢાલ.

૭—જગે છે ઘણાય ઘણેરા, તીરથ ભલાય ભલેરા એ સ્તવનની ઢાલ.

એહવે સાતમી ઢાલ, પૂરી થઈ તતકાલ,
સમયસુંદર ઇમ બોલે, સીતાને ન કો તોલે. ૫૨

પાંચમો ખંડ રસાલ, પૂરો થયો સાત ઢાલ
સમયસુંદર કહે આગે, કહતાં દિન ઘણા લાગે. ૫૩
—સર્વ ગાથા ૨૪૮ સીતાસંહરણ નામા પંચમઃ ખંડઃ
માતપિતા પ્રણમું સુદા, જનમ દીયો મુઝ જેણ,
વાંદું દીક્ષાગુરૂ વલી, ધરમરતન દિયો તેણ. ૧
વિદ્યાગુરૂ વાંદું વલી, જ્ઞાનદષ્ટિ દાતાર,
જગમાંહિ મોટા જાણિજ્યો, એ ત્રિહુનો ઉપગાર. ૨
એ ત્રિહુને પ્રણમી કરી, છઠો ખડ કહેસિ
ષડરસ મેલી એકલા સગલા સ્વાદ લહેસિ.

* * * *

ઢાલ ૧–રાગ રામગિરી ભણે મંદોદરી દૈત્ય દશકંધ સુણિ
—એહ ગીતની ઢાલ, અથવા ચડયો રણ ઝુઝવા ચંડપ્રદ્યોત
નૃપ–એ બીજા પ્રત્યેક બુદ્ધના ખંડની ઢાલ.
૨—રાગ મારૂણી. ૩ **પદ્ધડીછંદની.**
૪—રાગ સોરઠ–જાતિ **જાંગડાની.**
૫—ઢાલ ખેલાની. ૬ પ્રોહતિયારી–અથવા સંઘવી રી.
૭—રાગ મલ્હાર–શ્રાવણ માસ સોહામણો એ **ચોમાસિયાના ગીતની** ઢાલ.

—સર્વ ગાથા ૪૪૪ રામરાવણયુદ્ધ વિશલ્યા કન્યા સમુદ્દત લક્ષ્મણ શક્તિ ર રાવણ સમારાધિત બહુ રૂપિણી વિદ્યાદિ વર્ણનો નામ ષષ્ઠ ખડ

સાત ક્ષેત્ર મિષે સામટાં તો સગલા સુખ હોઈ
તિણ કારણિ કહું સાતમો ખંડ સુણો સહુ કોઈ. ૧
હું નહિ થાતો આખનો જોઈતાં એ જોડ,
રામાયણ મોટા મહિં સુણિજ્યો આલસ છોડિ. ૨

× × × ×

ઢાલ પહેલી. રાગ રામગિરી છાનો ને છિપીને વાલ્હા કિહાં રહ્યો–એહની.

૨—હાં રંગ રલિયાં હો રંગ રલીયા-
૩—રે રંગ રત્નાકર હલા મો પ્રીઉ રત્તા આણિ
હુંતો ઉપરિ કાઢિને પ્રાણ કરૂં કુરબાણ-સુરંગા
કરહાંરે, મો પ્રીઉ પાછો વાલિ, મઝ્ઝહા કરહારે-એ ગીતની ઢાલ
રાગ મારૂણી.
૪—રાગ બંગાલો-જાની એતા માન ન કીજે-એ ગીતની ઢાલ.
૫—રાગ પરઝ્યો-કાલહરો મિશ્ર. સિહરાં શિરહાર મધુપુરીરે, ગઢાં વડે ગિરનારિરે, શણ્યાં સિરહર રૂકમણીરે, કુંયરાં નંદકુમારરે-કંસાસુર મારણ, આવિને પ્રલ્હાદ ઉધારણ રાસ રમણે ધરિ આજ્યો-ધરિ આજ્યો હો ધરિ આજ્યો હો રામજી રાસ રમણે ધરિ આજ્યો-એ ગીતની ઢાલ.
૬—રાગ મલ્હાર-વધાવારી ઢાલ.
૭—આંબો મોર્યં છ હે જિણ ભણે-એહ ગીતની. રાગ સારંગ.
—સર્વ ગાથા ૩૧૨ રાવણવધ ૧ સીતા પથ્વાદાનયન ૨, શ્રી રામલક્ષ્મણાયોધ્યાપ્રવેશ ૩, સીતાકલંક પ્રદાન ૪ વર્ણનો નામ સપ્તમઃ ખંડઃ

આઠ પ્રવચન માતા મિલ્યાં સૂધો સંયમ હોઇ
આઠમો ખંડ કહું ઇહાં સ લહે સીલ મ કોઈ. ૧

* * * *

ઢાલ ૧-રાગ મારૂણી. અમાં મ્હાંકી ચિત્રાલિંગી જોઈ, અમાં અમામ્હાંકી, મારૂડે મેવાસીકો સાદ સોહામણોરે લો-એ ગીતની ઢાલ.
૨—રાગ મારૂણિ. ઝાખર દીવા ન બલેરે, કાલરિ કંમલ ન હોઈ,
છોરિ મૂરખ મોરી બાંહરી, મીયા જોરે પ્રીતિ ન જોઈ. ૧
કન્હઇયા બે, હ્યારલ બાસિયા, જોવન જાસિયા બે, બહુર ન આસિયા-એહની ઢાલ. એ ગીત સંધિમાહે પ્રસિદ્ધ છે.
૩—નોખારા ગીતરી-નોખારા ગીત મારૂયાદિ ઢુંઢાડિમાંહે પ્રસિદ્ધ છે.
૪—ચોપઈની રાગ તિલંગ ધન્યાસિરી. કોઇ પૂછો બંભણ જોસીરે, હરિકો મિલણ કદિ હોસીરે-એ ગીતની ઢાલ.

૬—રાગ ખંભાયતી સુંબરા તું સુલતાણુ, બીજા હો થારા સુંબરાં ઓલગૂહો—એ ગીતરી ઢાલ. એ સુંબરાના ગીતની ઢાલ—જોધપુર મેડના નાગોર નગરે પ્રસિદ્ધ છે.

૭—રાગ ખંભાયતી. સોહલાની દ્દતિ—અમાં મેરી મોહિ પરણાવિ હે અમાં મેરી જેસલમેરા મેરા જાદવાં હે, જાદવ મોટા રાય, જાદવ મોટા રાય હો, અમાં મેરી કડિ મોડીને ઘોડે ચડે હો—એહ ગીતની ઢાલ.

—સર્વ ગાથા ૩૨૩ સીતાપરિત્યાગ ૧, વજ્જંઘ ગૃહાનયન ૨, કુશલવકુમારાયોધ્યાપ્રવેશ વર્ણનો નામ અષ્ટમઃ ખંડઃ

હિવ નવમો ખંડ બોલિસ્યું નવરસ મિલ્યાં નિદાન,
મનવંછિત સુખ પામીયે, નિરમલ નવે નિધાન. ૧

* * * *

ઢાલ ૧ તિલ્લીરા ગીતરી ઢાલ—મેડતાદિકદેસે પ્રસિદ્ધ છે.

૨—રાગ રાણી—ગલિયા રે સાજણુ મિલ્યા મારરાય,
દે નયણાંરો ચોટરે, ધણુવારી લાલ, હસિયા પણિ
બોલ્યા નહી મારરાય, કાંઇક મનમાંહે ખોટરે.; ૧
ધણુવારીલાલ, આજ રહો રંગમહેલમે મારરાય.
એ ગીતની ઢાલ.

૩—રાગ કનડો ઠમકિ ઠમકિ પાય નેઉરી બજાવે, ગજગતિ બાંહ, ગ૦ લુડાવે—૧ રંગબીની ગ્વાલણી આવે—એ ગીતની ઢાલ.

૪—રાગ ધુમેની ધન્યાસિરી મિશ્ર, દિલ્લીકે દરબારમે લખ આવે લખ જાય, એક ન આવે નવરંગખાન જાકી પઘરિ ઢલિ ઢલિ જાય ઓ—૧ નવરંગ બઇરાગીલાલ એ ગીતની ઢાલ.

૫—રામ ગોડી જાતિ જકડીની—શ્રી નકાર મનિ ધ્યાઇયે—એ ગીતની.

૬—રાગ કેદાર ગોડી. મિશ્ર. વીરા હો થારે મેહરે મોલ્યા પુરૂષ વિચાર સાઇજ્યુ વી૦ વીવાદરા ગીતરી ઢાલ.

૭—રાગ ધન્યાસિરી--સીલ કહે જગિ હું વડું, મુઝ વાત સુણો એક મીઠીરે—એ **સંવાદ શતકની** બીજી ઢાલ—અથવા પાસ જિણિંદ જુહારિયે—એ સ્તવનની ઢાલ.

ઉપરની ઢાલ ૭ રાગ ધન્યાસિ. સિલ કહે જગ હું વડો—એહનિ, પાસ જિણંદ જૂહારિઈ એહની.

અંતે—

**સી**તારામની ચોપઈ જે ચતુર હુઇ તે વાંચોરે,
રાગ રતન જવહર તણો, કુણ ભેદ લહે નર કાચોરે. સી. ૧
નવરસ પોષ્યા મેં ઇહાં, તે સૂધડો સમજિ લેજ્યોરે,
જે જે રસ પોષ્યા ઇહાં, તે ઠાગ દેખાડિ દેજ્યોરે. સી. ૨
કે કે ઢાલ વિષમ કહિ તે દુષણ મત દ્યો કોઇરે,
સ્વાદ સાબુણી જે હુવે ને લિંગ હદ્દ કદ્દ ન હોઇરે. સી. ૩
જે દરબારે ગયો હુસે ઢુંઢાડિ મેવાડિ ને ઢિલ્લીરે,
ગુજરાતિ મારૂઆડિમેં તે કહિસે ઢાલ એ ભલ્લીરે. સી. ૪
મત કહો મોટિ કાં જોડી, વાંચતાં સ્વાદ લહેસોરે,
નવ નવા રસ નવનવિ કથા સાંભલતાં સાબાસ દેસોરે. સી. ૫
ગુણ લેજ્યો ગુણિયણ તણો મુઝ મસકતિ સાહૂમો જોજ્યોરે,
અણસહતાં અવગુણ ગ્રહિ મત ચાલણિ સરિખા હોજ્યોરે. સી. ૬
આલસ અભિમાન છોડિનેં સૂધિ પ્રતિ હાથ લેઇરે,
ઢાલ લેજ્યો તુમ્હે ગુરૂમુખે વલિ રાગનો ઉપયોગ દેઇરે. સી. ૭
સખર સભામાંહિ વાંચજો બેજણા મિલિ મિલતે સાદેરે,
નરનારિ સહુ રિઝસેં જસ લહસો ગુરૂ પ્રસાદેરે. સી. ૮
આદરમાંન ઘણો હુસેં વલિ ન્યાન દરસનનો લાભોરે,
વાંચણહારા નૌ જસ વિસ્તરસ્યે જિમ જલ આભોરે. સી. ૯
નવખંડ પૃથવિના કહ્યાં તિણ ચોપઇના નવખંડોરે,
વાંચણહારાનો તિહાં પસરો પ્રતાપ અખડોરે. સી. ૧૦

સિતારામની ચોપઇ વાંચીને એ લાભ લેજોરે,
સાંભલહારાને તુંમ્હે કાંઈ સિલવ્રતસું સદેજોરે. સી. ૧૧
જિનસાસન શિવસાસને મિતારામ ચરિત્ર સુણીજેરે,
ભિન્ન ભિન્ન સાસનભણી કો કો વાર્તા ભિન્ન કહિજેરે. સી. ૧૨
જિનસાસન પણિ જૂજૂયાં આચારિજનાં અભિપ્રાયોરે,
સિતા કહિ રાવણ સુતા તે પદ્મચરિત્રથી કહેવાયોરે. સી. ૧૩
પણિ વિતરાગદેવે કહ્યો તે સાચૂં કરિ સરદહજ્યોરે.
સિતા ચરિતથી મેં કહ્યું માહરો છેહડો મત ગ્રહજ્યોરે. સી. ૧૪
હું મુઢમતિ કિસૂં જાંણું મુઝ વાંણિ પણિ ન સવાદોરે,
પણિ જે જોડિ મેં રસ પડયો તે દેવગુરૂનાં પરસાદોરે. સી. ૧૫
હું સિલવત નહિ તિસો, મુઝ પોતે બહુ સંસારોરે,
પણિ સિલવંતનો જસ કહતાં, મુઝ થાસે સહિ નિસ્તારોરે. સી. ૧૬
ચપલ કવીસરનાં કહ્યાં એક મન ને વચન એ બેઇરે,
કવિ કલ્લોલ ભણિ કહે, રસના વાહ્યા પણ કેઇરે. સી. ૧૭
ઓછું અધકું પણિ મેં કહ્યું, કાંઈ વિરૂદ્ધ વચન પણિ હોઇરે,
તે મુઝ મિચ્છામિ દુક્કડ સંઘ સાંભલજો સહુ કોઇરે. સી. ૧૮
ત્રિણ હજારને સાતસે માઝને સઇ ગ્રથતું માનોરે,
લિખતાં ને લખાવતાં પામિજે ગ્નાન પ્રધાનોરે. સી. ૧૯
ખરતર ગચ્છમાંહિ દિપતા શ્રી મેડતા નગર મઝારોરે,
ગોત્ર ગલેછા ગહગહે સામગ્રીમે સિરદારોરે. સી. ૨૦
નગર ધરે ઘણે નામ ગયું, અતબાર ઘણો દરબારોરે,
ગુરૂ ગચ્છના રાગી ઘણું, ઉતમ ઘરનો આચારોરે. સી. ૨૧
પૂત્રરતન રાયમલ તણા તે લઈ લખમીનો લાહોરે,
અમીપાઇને નેતસી ભલો ભત્રીજ રાજસી સાહોરે. સી. ૨૨
સીતારામની ચોપઈ એહને આગ્રહ કરિ કીધીરે,
દેશ પ્રદેસે વિસ્તરિ ગ્નાનવૃદ્ધિ લિખાવનાં લિધિરે. સી. ૨૩
શ્રી ખરતર ગચ્છ રાજિયા યુગપ્રધાન જિનચંદોરે,
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યના ગણી સકલચંદ સુખકંદોરે. સી. ૨૪

**સમયસુંદર સીષ્ય** તેહના શ્રી ઉપાધ્યાય કહિજેરે,
તિણ એ કિધિ ચોપઇ, સાજણ માણુસ સલહિજેરે. સી. ૨૫
વર્ત્તમાન ગછના ધણી ભટ્ટારક શ્રી જિનરાજેરે,
જિનસાગર સૂરીસરૂ આચારિજ અધિક દિવાજેરે. સી. ૨૬
એ ગુરૂને સૂપસાઉલે એ ચઉપઇ ચઢિ સુપ્રમાણોરે,
ભણતાં સુણતાં વાંચતાં હુઈ આણંદ કોડિ કલ્યાણોરે. સી. ૨૭

ઇતિ શ્રી સીતારામ પ્રબંધે નવમો ખંડ સમાપ્તં.

ઇતિ શ્રી રામસીતા રાસ સંપૂર્ણ.

સંવત ૧૮૮૬ ના વર્ષે સાકે ૧૭૫૧ નાના પ્રવર્ત્તમાને માસોત્તમ માસે સુભકારી ચૈત્ર માસે સુકલપક્ષે ત્રીયોદસી તીથૌ ભૃગુવાસરે લીપીકૃતં પં શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી કલ્યાણવર્દ્ધન ગણી તત્ સીષ્ય પં શ્રી ૫ **મેઘવર્દ્ધન** ગણી તત્ સીસ્ય પં. શ્રી ૫ વિવેકવર્દ્ધન ગણી તત્ સીષ્ય પં. શ્રી ૫ ધર્મ્મવર્દ્ધન ગણી તત્ સીષ્ય પાયરજરેણુસમાન પં. શ્રી ૫ ક્ષેમાવર્દ્ધન ગણી વાંચનાર્થે.

જબ લગ મેરૂ અડગ હે જબ લગ સસીયર સુર,
તબ લગ એ દોનું તપો લેખક પાઠક હોય.

લખીતં વઢવાણ નગરે શ્રી ઋષભદેવ પ્રસાદાતુ શુભં ભવતુ કલ્યાણમસ્તુ ॥ હે. લા. પ. કમલવિજય શિ. પદ્મવિજય પાસેની પ્રત. પં. રૂપા લિખિતં શ્રી મહોટકોટ મધ્યે સં. ૧૬૯૧ વર્ષે આસૂ સુદિ ૩ દિને. પૃ. ૯૮ પં—૧૫ આ. ક.પા. ૧૧૯ પં—૧૪ આ. ક. આગ્રા ભં૦માં કવિની સ્વહસ્ત લિખિત પ્રત છે.

**(૩૬૨) બારવ્રત રાસ.** સં. ૧૬૮૫.

**(૩૬૩) ગૌતમપૃચ્છા.** સં. ૧૬૮૬.

**(૩૬૪)+ શત્રુંજયરાસ** સં. ૧૬૮૬ શ્રાવણ શુદ નાગોરમાં.

**આદિ—** દોહા

શ્રી રિસહેસર પાય નમી, આણી મન આનંદ,
રાસ ભણું રલિયામણો, શત્રુંજય સુખકંદ. ૧

સંવત ચાર સત્યોતરે, હુવા ધનેસરસૂરિ,
તિણે શત્રુંજય મહાતમ કહ્યું, શિલાદિત્ય હજૂર. ૨
વીરજિણંદ સમોસર્યા, શત્રુંજય ઉપર જેમ,
ઇંદ્રાદિક આગલ કહ્યું, શત્રુંજય મહાતમ એમ. ૩
શત્રુંજય તીરથ સારિખું, નહિ છે તીરથ કોય,
સ્વર્ગ મૃત્યુ પાતાલમેં, તીરથ સઘલાં જોય. ૪

× × × ×

અંતે— ઢાલ ૬

શત્રુજય મહાતમ સાંભલીએ, રાસ રચ્યો અનુસાર,
જે ભવી ગાવે ભાવશું એ, આનંદ હોય અપાર. શ. ૨૦
શત્રુજય રાસ સોહામણો એ, સાંભલજો સહુ કોય,
ઘર બેઠાં ભણે ભાવશું એ, તસુ જાત્રાફલ હોય. શ. ૨૧
ભણશાલી થિર અતિ ભલોએ, દયાવંત દાતાર,
શત્રુજય સંઘ કરાવીયો એ, જેસલમેર મઝાર. શ. ૨૨
'શત્રુજય મહાતમ્ય' ગ્રંથથી એ, રાસ રચ્યો સુખકાર,
રાસ ભણ્યો શત્રુજા તણોએ, નગર નાગોર મઝાર. શ. ૨૩
ગિરૂઓ ગચ્છ ખરતર તણોએ, શ્રી જિનચંદ સુરીશ,
પ્રથમ શિષ્ય શ્રી પુન્યનાએ, સકલચંદ સુજગીસ. શ. ૨૪
નામ શિષ્ય જગ જાણીયે એ, સમયસુંદર ઉવઝ્ઝાય,
રાસ રચ્યો તેણે રૂઅડોએ, સુણતાં આનંદ થાય. શ. ૨૫

પ્ર૦ ભીમશીમાણેક-રત્ન સમુચ્ચય પૃ. ૨૭૦-૨૮૦.

(૩૬૫) ચંપકશ્રેષ્ઠીની ચોપઇ સં. ૧૬૯૫ ઝાલોરમાં

આદિ—

જાલોર માહે જાગીયઈ, પારસનાથ પ્રતક્ષ,
પ્રહ ઉઠીનઇ પ્રણમતાં, સાંનિધિ કરઈ સમક્ષ. ૧
ગઢ ઉપરિ ગરયડિ નિલઉ, સોવનગરિ સિણગાર,
મહાવીર પ્રણમું મુદા, દેઉલ તિનઉ દાતાર. ૨

માતપિતા પણિ મનિ ધરૂં, જિણ દીધઉ અવતાર,
નામ લેઇનઇ ગુરૂ નમું, દીક્ષાં ન્યાન દાતાર. ૩
કરજોડી પ્રણમી કરી, કહિસિ ઘણું શ્રીકાર,
ચંપક સેઠની ચઉપઇ અનુકંપા અધિકાર. ૪

*   *   *   *

સહુ કો લોક લહઇ છઇ સરજ્યું, તે બોલ કેતા વંચું,
ઉદ્યમ છઇ ઇમ પણિ ભાવી અધિકું, સમયસુંદર કહઇ સાચુંરે. ચિં ૨૫
પહિલઈ ખંડ થયઉ એ પૂરઉ, પણિ સંબંધ અધૂરઉ,
સમયસુંદર કહઈ બીજઇ ખંડઇ, સંબંધ થાસ્યઇ પૂરઉરે. ચિં ૨૬

—ઇતિ શ્રી અનુકંપાદાનાધિકારે ચંપક શ્રેષ્ટિ સંબંધે પ્રથમ ખંડ સંપૂર્ણઃ—

દૂહા—હિવ બીજઉ ખંડ બોલસ્યું, ચંપક પામી ઋદ્ધિ,
એ અનુકંપા દાનની, સગલી જાણું સિદ્ધિ. ૧
છન્નું કોડિ તણુઉ ધણી, થયઉ તે ચંપકસેઠ,
વૃદ્ધદત્ત વિવહારિયઉ, તિણિ તઉ કીધી વેઠિ. ૨
ચવદહ કોડિ સોનાતણી, આપણી માતા-વૃદ્ધ,
ઉજેણીથી આણિનઈ, સગલી ભેલી કીધ. ૩
ચંપકસેઠ ચંપાપુરી, ભોગવઈ લીલ વિલાસ,
વ્યાપારઇ વાધ્યઉ ઘણું, પ્રગટ્યઉ પુણ્યપ્રકાસ. ૪

×   ×   ×   ×

અંતે—

ખંડ બીજે ઢાલ ૭ મી રાગ ધન્યાસિરી સીતારામની ચઉપઇ એહની ઢાલ.

*   *   *   *

અનુકંપા ઉપરિ કહ્યઉ, ચંપક સેઠનઉ દ્રષ્ટાંતોરે,
અનુકંપા સહુ આદરઉ, એહથી છઈ મુગતિ એકાંતોરે. ... કે. ૧૪

સંવત સોલપંચાણુયઈ મઇ ઝાલોર માહે જોડીરે,
ચંપક સેઠની ચઉપઇ અંગિ આલસ નઇ ઉઘ છોડીરે. કે. ૧૫
શ્રી ખરતર ગચ્છ રાજીયઉ, શ્રી જુગપ્રધાન જિણચંદોરે,
પ્રથમ શિષ્ય શ્રી પૂજ્યના, સકલચંદ મુણિંદોરે. કે. ૧૬
સમયસુંદર શિષ્ય તેહના તિણ ચઉપઉ કીધી એહોરે,
શિષ્ય તણઇ આગ્રહ કરી જે ઊપરિ અધિક સનેહોરે. કે. ૧૭
નરનારી રસિયા હુસ્યઇ તે સાંભલિસ્યઇ સદા આવીરે,
સુઘડ સુકડી બે જણા, વાચજ્યો ભલી વાત બણાવીરે. કે. ૧૮

—પૂર્વોક્ત ગાથા ૧૪૪ ગાથા મીલને સર્વ ગાથા ૧૬૧ પ્રથમ ખંડ ૩૪૪ ગાથા મીલને ખંડદ્વય સર્વ ગાથા ૫૦૬ ગ્રથાગ્રંથ શ્લોક ૭૦૦ સં. ૧૬૯૯ શ્રા૦ વ૦ ૫ લિપીકૃતા ૨૩—૧૪ આ. ક.

—ગ્રંથાગ્ર ૫૦૬ પત્ર ૧૫— ઘો. રત્ન. ડે.

—લિપિના ચેયં પંડિત ચારિત્રવિજય૦—યતિ વિવેકવિજય (ધુમટાવાળો ઉપાશ્રય) ઉદયપુર ભં.

—ઇતિશ્રી દાનાધિકારે ચંપકશ્રેષ્ઠી ચતુષ્પદી સંપૂર્ણા-સં. ૧૮૭૬ ના વર્ષે શાકે ૧૭૪૨ પ્રવર્તમાને શ્રી જેડિયા મિંદર મધ્યે લિ૦ પૂજ્ય ઋષિ માલજી તતુશિ. પાંડવ તન્મધ્યે લિ૦ ઋ. શિવજીમાલજી શિષ્યાર્થે પઠનહેતવેં પા. ૧૩ પં. ૧૫ રાજકોટ પૂ. અ૦

**(૩૬૬) ધનદત્ત ચઉપઇ ( વ્યવહારશુદ્ધિ ચોપઈ ) સં. ૧૬૯૬ આસોમાં—અમદાવાદમાં.**

**આદિ—**

શાંતિનાથ જિન સોલમો, પ્રણમુ તેહના પાય,
વ્યવહારસુદ્ધિ ઉપરિ કહેઉ, ચઉપઇ ચિત લગાય. ૧
ભગવંત ભાખઈ ભો ભવિક, મોટા સાધનો ધર્મ,
જેહથી મુગતિ જાઇઈ, સાસતાં લહિયઈ સર્મ. ૨
દીસઈ તે અતિ દોહિલો, સૂરવીર કરઈ કેઇ,
શ્રાવકનો ધર્મ સોહિલો, દેવલોક સુખ દેઇ. ૩

શ્રાવકનાં વ્રત તો પલઇ, જો હુઇ ગુણ ઇકિવીસ,
નામ તુમે તે સાંભલો, વારૂ વિસવાવીસ. ૪

* * * *

અંતે—

સંવત સોલ છનું સમઇએ, આસૂમાસ મઝારિ,
અમદાવાદઇ એ કહ્યઉએ, ધનદત્તનઉ અધિકાર.
શ્રી ખરતર ગચ્છ રાજીયઉએ, શ્રી જિણચંદ સૂરીસ,
પ્રથમ સીસ જગિ પરગડાએ, સકલચંદ તસુ સીસ.
સમયસુંદર સંબંધ કહ્યઉ એ, જિનસાગર સૂરિરાજ,
(ભવિજનનઇ હિતકાજ પાઠાંતર)
ભણતાં ગુણતાં ભાવસુએ, સીજઇ વંછત કાજ.

—સર્વ ગાથા ૧૬૧ શ્રી સમયસુંદર મહોપાધ્યાયાનાં પૌત્રેણ પં. હર્ષકુશલગણિના સંશોધિતા સા. હરજી ધનજી સુશ્રાવકાગ્રહેણ પત્ર. હા. ભં. પાટણ. —લિ૦ સૌભાગ્યવિજય ગણિ (લાલવિજય શિ.) લિ. શ્રા. કેસરબાઈ વાચનાર્થં ૧૧-૧૧ ધો. —૫-૯ અમ.

—સં. ૧૭૪૯ વર્ષે કાર્ત્તિક વદિ ૨ બુધે વ્યવહારશુદ્ધિ વિષયે
૬-૧૯ (વિ૦ધ)

—સં. ૧૭૨૪ વરષે આષાઢ સુદિ ૧૫ દિને લિખિતં મહોપાધ્યાય શ્રી ૫ શ્રી અમૃતવિજય ગણિશિષ્ય ગણિ દીપ્તિવિજયેન
(ઉદયપુર ભં.)

બીજી પ્રતમાં છેવટે નીચે પ્રમાણે છેઃ—

સમકિતનું ફલ માગીઇએ ધનદત્ત રિષિનઇ પાસિ, સં.
તુમ્હ પામિઉ તે આપજયો એ મુઝ મનિ પૂરયો આસ, સં.
સમયસુંદર સંબંધિ કહિઉ એ જિનસાગર સૂરિરાજ સં.
ભણતાં ગણતાં ભાવસ્યું એ સીઝઈ વંછિતકાજ. સં.

—વિવેકવિજય (ધુમટાવાલો ઉપાશ્રય) ઉદયપુર ભં.

(૩૬૭) સાધુવંદના સં. ૧૬૯૭ —લીં૦
(૩૬૮) પુણ્યાઢ્ય રાસ. —રે; રત્ન.
(૩૬૯) શ્રુસઠ રાસ.
(૩૭૦) પુંજાઋષિનો રાસ. ( ઐ. )
. મયણરેહા રાસ.
જીવરાશી ક્ષમાપના
હવે રાણી પદ્માવતી, જીવરાશી ખપાવે,
આ ઉપરનાં બંને પ્રત્યેકબુદ્ધ રાસમાં અંતર્ગત છે.
(૩૭૧) દ્રૂપદી સંબંધ સં. ૧૭૦૦ માહ માસ, અમદાવાદમાં.
આદિ— દૂહા.
શાંતિનાથ પ્રણમું સદા, પ્રણમું સદ્ગુરૂ પાય,
શ્રુતદેવી સાંનિધિ કરી, અલગ ટલઉ અંતરાય. ૧
માતપિતા પણિ માનીયઇ, જિણ દીધઉ અવતાર,
દીક્ષા ગુર વિદ્યાતણઉ, એ મોટઉ ઉપગાર. ૨

---

સં. ૧૬૭૨માં વિશેષશતક સંસ્કૃતમાં રચેલ છે જેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છેઃ—
શ્રીમત્ખરતર ગચ્છે શ્રીમજ્જિનસિંહસૂરિ ગુરુરાજ્યે
સામ્રાજ્યં કુર્વાણે યુગપ્રધાનાખ્ય બિરૂદધરે. ૧
વિક્રમસવતિ લોચન મુનિદર્શન કુમુદ બાંધવ પ્રમિતે,
શ્રી પાર્શ્વજન્મ દિવસે પુરે શ્રી મેડતા નગરે. ૨
યુગપ્રધાન પદવી શ્રી અકબ્બરસાહિના,
યેભ્યો દત્તા મહાભાગ્યાઃ શ્રી જિનચંદ્રસૂરયઃ ૩
તેષાં શિષ્યો મુખ્ય સ્વહસ્તદીક્ષશ્ચ સકલચંદ્રગણિઃ
તચ્છિષ્ય સમયસુંદરસુપાઠકૈરકૃતશતકમિદમ્. ૪
—સં. ૧૭૨૭ વર્ષે શ્રાવણ વદિ ૭ દિને શનિવારે શ્રી ગુઢામધ્યે પં. કલ્યાણનિધાનમુનિનાંતે વાસિના પં લબ્ધિચંદ્ર મુનિ લિપિચક્રે.
(વિ. ધ. ભં.)

પહિલું સાધુ સતીતણા, કીધા ઘણા પ્રબંધ,
હિવ વલિ સૂત્રથકી કહું, દ્રૂપદીનઉ સંબંધ. ૩
એક સૂત્ર બીજું સતી, ઉત્તમ એહની જોડ,
સુણતાં આનંદ ઊપનઈ, કરમની ત્રૂટઈ કોડિ. ૪
વૃદ્ધપણઇ મઇ ચઉપઇ, કરિવા માંડી એહ,
સૂત્ર સતી નઈ સાધસ્યું, મુઝ મનિ અધિક સનેહ. ૫
મત કરઉ ઉંઘ નઈ વારતા, સાંભલતાં સહુ કોય,
આપન પ્રીછઇ અન્યનઇ, અંતરાય પણિ હોય. ૬
ગ્નાતા સૂત્ર અરથ થકી, ભાષ્યઉ શ્રી ભગવંત,
સુધરમ સામી ગુંથિયઉ, સૂત્ર થકી મતિમંત. ૭
કરજોડી જંબૂ કહઈ, સુધરમ સામિનઈ એમ,
પનરમઉ ધન્નાન કહ્યઉ સોલમઉ અધ્યયન કેમ. ૮
સુધરમ સામી ઇમિ કહઈ, સુણિ જંબૂ સુવિચાર,
મહાવીર મુઝનઈ કહ્યઉં, તિમ કહું તે અધિકાર. ૯

× × × ×

અંતે—

ત્રીજો ખંડ ઢાલ સાતમી–રાગ ધન્યાસિરી.
પાસ જિણંદ જુહારીયઇ એહની.

સુધરમ સામી પાંચમઉ ગણધર જંબૂનઇ ભાષઇરે,
ન્યાતા સૂત્રનઈ સોલમઉ, એ અધ્યયન સહુની સાષઇરે. ૧
દ્રૂપદીની એ ચઉપઇ મઈ, વૃદ્ધપણઇ પણિ કીધીરે
શિષ્યતણઇ આગ્રહ કરી, મઈં લાભ ઊપરિ મતિ દીધીરે. દ્રૂ.
એક સતી વલી સાધવી એ વાત બાઉ ઘણું મોટીરે,
દ્રૂપદી નામ લેતાં થકાં, તિણ કરમની ત્રૂટઈ કોટીરે. ૨
એક સંખ દૂધમઇ ભર્યઉ, માનીતી સુતસ્યું મોહઇરે,
સૂત્ર ગુણઇ સખરઇ કંઠ તસુ સુરનરના મુખ સોહઇરે. ૩

ધનવંત વિનયધરમ વલી, એક બાપ નઇ સંયમ ધારીરે,
વૃદ્ધ ગીતારથ ગુરૂ વલી એહની મનિ આવઇ સારીરે. ૪
અમદાવાદ નગરમાહે, સંવત સતરસઈ વરષેરે,
માહ માસ થઇ ચઉપઈ હુંસી માણસને હરષેરે. કૃ. ૫
વાચક હરષનંદન વલી હરષકુસલઈ સાનિધિ કીધીરે,
લિખણ સોઝણ સાહય્ય થકી, તિણ તુરત પુરી કરિ દીધીરે. કૃ. ૬
શ્રી જિણચંદ સૂરીસર, શ્રી સકલચંદ તસુ સીસોરે
સમયસુંદર શિષ્ય તેહના, શ્રી સંઘનઈ દ્યઇ આસીસોરે. કૃ. ૭
ખરતર ગચ્છ તણઉ ધણી, જિનસાગરસૂરિ વિરાજઇરે,
સમયસુંદર કહઇ ચિર જીવઉ, દિન દિન પ્રતિ સબલ દિવાજઇરે. કૃ. ૮
ત્રિણખંડ ઇણિ ચઉપઈ, વલી અતિ ભલી ચઉત્રીસ ચઉત્રીસ ઢાલોરે,
સમયસુંદર કહઈ વંદના સીલ પાલઇ તેહનઈ ત્રિકાલોરે. કૃ. ૯

—ઇતિશ્રી સમયસુંદર મહોપાધ્યાય વિરચિતે દ્રૂપદીસતી સંબંધે ત્રિતીય ખંડ સમાપ્ત. તત્સમાપ્તૌ સમાપ્તા ચેયં ચતુઃપદી પ્રથમ ખંડે ઢાલ ૧૫ સર્વ ગાથા ૩૧૧ દ્વિતીય ખંડે ઢાલ ૧૨ સર્વ ગાથા ૧૫૧ તૃતીય ખંડે ઢાલ ૭ સર્વ ગાથા ૧૪૪ સર્વાગ્રં. ઢાલ ૩૪ સર્વાગ્રં. ગાથા ૬૦૬ સવત ૧૭૦૫ વર્ષે આષાઢ વદિ ૧૩ શુક્રે લિખિતં પાનાં ૩૦–૧૩ મે. લા. વડોદરા.

હવે આ સુપ્રતિષ્ઠિત વિદ્વાન્ કવિની નાની મોટી કૃતિઓની ટીપ નીચે પ્રમાણે છે.—

**(૧) પૌષધવિધિ સ્તવન સં. ૧૬૬૭ માગશર સુ. ૧૦ ગુરૂ મરોટમાં**

**અંતે—**

ઉત્કૃષ્ટી પોષા તણી વિધિ કહી ઉપગાર,
જેસલમેરી સંઘનઈ હો, આગ્રહ કરી સુવિચાર. ૩૬
સોલઈસઈ સતસઠિ સમઇહો નગર મરોટ મઝારિ,
મગસરિ સુદિ દશમી દિનઇહો, શુભ દિન સુર ગુરૂવારિ. ૩૭

શ્રી જિનચંદસૂરિ હો, શ્રી જિનસિંઘ સૂરીસ,
સકલચંદ સુપસાઇ હો સમયસુંદર ભણઈ સીસ. ૩૮

—પત્ર ૩ હાલા. ભં. પાટણ દાબડો ૮૨

(૨)+ **કર્મછત્રીસી** સં. ૧૬૬૮ માહ સુદ ૬ મુલતાનમાં

આદિ— રાગ આસાઉરી

કર્મથકી છૂટે નહીં પ્રાણી, કર્મ સબલ દુખ ખાણજી,
કર્મ તણે વશ જીવ પડયા સહુ, કર્મ કરે તે પ્રમાણજી. કરમ. ૧

× × × ×

અંતે—

શ્રી મુલતાન નગર મૂલનાયક, પાર્શ્વનાથ જિણ જોયજી,
વાસુપૂજ્ય શ્રી સુમતિ પ્રસાદે, લોક સુખી સહુ કોયજી. ક. ૩૩
શ્રી જિનચંદસૂરિ જિનસિંઘસૂરિ, ગચ્છપતિ ગુણ ભરપૂરજી,
સિંધુ જેસલમેરી શ્રાવક, ખરતર ગચ્છ પડુરજી. ક. ૩૪
સકલચંદ સદ્ગુરૂ પસાયે, સોલસે અડસઠીજી,
કર્મછત્રીસી એ મઈં કીધી, માહ તણી સુદ છઠીજી. ક. ૩૫
કર્મછત્રીસી કાને સુણીને, કરજો વ્રત પચ્ચખાણજી,
સમયસુંદર કહે શિવસુખ લેશો, ધર્મતણો પરમાણજી. ક. ૩૬

—પ્ર૦ ચૈત્ય૦ આદિ સંગ્રહ ભાગ ૩ પૃ. ૨૨૯

(૩) **શીલછત્રીશી**
(૪) **પુણ્ય છત્રીશી**
(૫) **સંતોષ છત્રીશી**
(૬) +**ક્ષમા છત્રીશી**
} સં. ૧૬૬૯ સર્વ પૃ. ૧૦–અમ૦

આદિ—

આદર જીવ ક્ષમાગુણ આદર, મ કરિશ રાગ ને દ્વેષજી,
સમતાયેં શિવસુખ પામીજેં, ક્રોધેં કુગતિ વિશેષજી. આ. ૧

* * * *

પુન્ય પસરઇ જાઝું જિમ જલમાંહિ તેલ, રૂધિરમણી સુર સુખ સૂભ
બંધવની વેલિ. ૯૦
ઇંદ્રી તસ નિર્મલ અતિ પોહુ઼ં તસ આય, ફલઈ સુરતરૂ અંગણિ
કામધેનુ ધરિ ગાય,
મંડપ ધરિ તોરણ હાથા કુંકમ કેરા, એ રાસ રચંતાં ફલ્યાં મનોરથ મેરા. ૯૧
નવતત્ત્વ રચ્યા મિ કવિજન ચરણ પસાયઇં, કાંઈ દૂષણ દેખો ટાલેજ્યો
તુમ ત્યાંહિ;
હું બાલિક વાછો તુમ હસ્તી કવિરાય, તુઝ તુઝ ગલિ ઘંટા તેણઈ કાંઇ
તોડિ ન થાય. ૯૨
હંસ ગરૂડ પંખી આભ મર પંખિયા જોય, નામઈં સાહુ સરીખા
અંતર સબલો હોઇ,
આગઈ જે કવિતા હું પણિ કવિતા નામ, ઇહાં અંતર જોજો જિસ્યો
નેસડો ગામ. ૯૩
વલિ સરિખો જોજે પીત હાટિકનો રંગ, પણિ અંતર બહુ છઈ જિમ
સેઢી નઈ ગંગ,
વલિ એણઇ દૃષ્ટાંતઈ હું મુરિખ તુમ આગઈ, કાંઇક બુદ્ધિ પામ્યો ચરણ
તુમારઈ લાગિં. ૯૪

ઢાલ હીંચરે હીંચરે એ દેસી.

સકલ કવિ મનિ ધરૂં ભગતિ ગુરૂની કરૂં જેહથી જ્ઞાનના બિંદુ પામું,
વર તપા ગચ્છ પાટિં ગુરૂ હીરનઈ શ્રી વિજયસેનસૂરિ શીશ નામું. ૯૫ સ૦
જેહનઈં પાટ દીધા પછી વાધીઉ, ગચ્છ ગંગજલ પ્રવાહ પ્રરિં
શિષ્ય બહુ શિષ્યણી, શ્રાવક શ્રાવિકા, લીલલક્ષ્મી બહુ તેહ ઘરઇ. ૯૬ સ૦
ભુવન મોટાં થયાં બિંબ ઝાઝાં ક્લાં જ્ઞાન વૈરાગ્ય કીરિયા જ વાધી,
સોઈ ગુરૂ શિરિ ધર્યો રાસ ઋષભઈ કર્યો, રત્નની ખાંણિ મુઝ આજ
લીધી. ૯૭ સકલ૦
તેહનઇ પાટિ શ્રી વિજયતિલકસૂરિ શીલ નઇ જ્ઞાન બે પક્ષ પૂરો,
અસત્ય બોલઇ નહિ આજિ બોલઇ નહિ ઇંદ્રીઅ પાંચ દમવાજ સૂરો. ૯૮ સ૦

તેહનઈ પાટિ એક પુરુષ પણિ પ્રગટીઉ, નહીંજ નંઘા તસ ખિમા પૂરી
મધૂર વાણી ભલી ગાજતી ગોહરી, નામ શ્રી વિજ્યાનંદસૂરી. ૯૯ સ૦
શ્રાવક તેહનો પ્રાગવસિં વડો નામ મહિરાજ સંઘવીજ કહીઈ,
દાન નઈ શીલ તપ ભાવના ભાવતાં, સમકિત શીલવ્રતધાર લહીઇ. ૧૦૦
તેહનો પુત્ર ભલ સંઘવી સાંગણ, દ્વાદસવ્રત સમકિત સાથિં
પોષધ પૂન્ય ઉપવાસ બહુ આદરઈ, અરિહંત પૂજઈ નિત આપ હાથઈ. ૧ સ૦
તેહનઈ નંદનઈ ઋષભદાસઈ કર્યો સંવત સોલછોહોત્તર જ્યારિ,
માસ કાર્ત્તિક ભલો દિવસ દીપકતણો, વાર આદિત્ય ભાખુંજ ત્યારિં. ૨
રાસ નવતત્ત્વનો એહ સુહામણો નગર ત્રંબાવતી માહિ કીધો,
સાસ્ત્ર બહુ સાંભલી અરથ લીધા વલી, વચન જિણૃતણો ફલહી લીધો. ૩
જોડતાં સુખ બહુ સુણત શાતા સહુ, વાંચતાં વંછિત વસ્તુ લહીઈ,
રાસ ઋષભિ કીઉ ઋષભજિન નામથી, ખેમ કલ્યાણ ચિરંજીવ કહીઈ. ૪
—સકલ કવિ મનિ ધરૂં ભગતિ ગુરની કરૂં.

—સંવત ૧૭૬૬ વર્ષે ચૈત્ર વદિ ૧૫ રવૌ. ૩૮-૧૪ પ્ર. કા. નં. ૮૨૩;-૩૩-૧૫ ઝીંઝુવાડા ભંડારમાં.

**(૩૯૮) અજાપુત્ર રાસ.** સં. ૧૬૭૭—અમ૦

**(૩૯૯)+ ભરત બાહુબલી રાસ.** સં. ૧૬૭૮ પોશ શુ. ૧૦ ગુર.

આદિ— દૂહા.

સાર વચન દો સરસ્વતી, તું છે બ્રહ્મસુતાય,
તું મુજ મુખ આવી રમે, જિમ મતિ નિર્મળ થાય. ૧
તું ભગવતી તું ભારતી, તાહરાં નામ અનેક
હંસગામિની શારદા, તુજમાં ઘણો વિવેક. ૨
બ્રહ્માણી બ્રહ્મચારિણી, દેવકુમારી નામ,
પટ્ દર્શનમા તુ સહી, સહુ બોલે ગુણગ્રામ. ૩
વિદુષોની માતા સહી, વાગેશ્વરી તું હોય,
તુ ત્રિપુરા બ્રહ્મવાદિની, નામ જપે સહુ કોય. ૪

હંસવાહિની તું સહી, વાણી ભાષા નામ,
તું આવી મુજ મુખ વસે, જિમ હોય વાંછિત કામ. ૫

ઢાલ ૧.

કરજો માતા વાંછ્યું કામ, પ્રથમ જપું હું તાહરૂં નામ,
તું મુજ માતા રાખે મામ, બોલું ભરતતણા ગુણગ્રામ.

* * * *

અંતે—

ઢાલ ૮૪ મી. દેશી—દીઠો દીઠો વાંમાકો—રાગ ધન્યાસી.

કીધો કીધોરે મેં રાસ અનૂપમ કીધો,
મહીરાજનો સુત સંઘવી સાંગણ, પ્રાગ્વંશીય પ્રસિધ્ધોરે. કી. ૧
દાન શીલ તપ ભાવના ભાવે, શ્રી જિનના ગુણ ગાવે,
સાધુ પુરૂષને શીષ નમાવે, જિનવચને ચિત્ત લાવેરે. કી. ૨
દ્વાદશ વ્રતતણાં તે ધારી, જિન પૂજે ત્રણ કાળ,
પોષધ પડિક્કમણાં પુન્ય કરતા, જીવદયા પ્રતિપાળરે. કી. ૩
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભજદાસ,
જનની સરૂપાદેને શિર નામી, જોડ્યો ભરતનો રાસરે. કી. ૪
સંવત સોળ અઠ્યોતરો આખું, પ્રગટ્યો પોસજ માસ,
દશમિ તણો દાહડો અતિ ઉજ્વળ, પહોતી મનતણી આશરે. કી. ૫
ગુરૂવારે મેં રાસ નિપાયો, અશ્વિની તિહાં નક્ષત્ર,
સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્રરે. કી. ૬

\+ પ્ર૦ આનંદકાવ્ય મહોદધિ ભા. ૩.

**(૪૦૧) સમકીતસાર રાસ.** સં. ૧૬૭૮ જેઠ શુદ ૨ ગુરૂ ત્રંબાવતી (ખંભાત)માં.

અંતે—

ઢાલ—દેસી. કહણી કર્ણી તુંજ વ્યણ દૂજો.

આશા પોહોતી મુઝ મન કેરી, રચીઉં સમકીત સારજી,
અક્ષર પદ ગાથા જે જાણું, તે કવીનો આધારજી.
—આશા પોહોતી મુઝ મન કેરી. ૫૮

આગિ જે કવી હૂંઆ વડેરા, હું તસ પગલે દાસજી,
તેહના નામ તણા મહીમાથી, કવીઓ સમકીત રાસજી. આશા. ૫૯
રાસ રચંતા દૂષણ દીસઈ, તે મતિ માહારી થોડીજી,
પૂરા ભેદ નવિ સમજૂં સુધા, પદ નવી જાણૂં જોડીજી. આશા. ૬૦
તુમ આધારિ બુદ્ધિવિન બોલુ, સૌમ્યદૃષ્ટિ તૂંમ કરયોજી,
વિબુધ પણઈ સોજી મૂઝ કરજ્યો, દૂષણ તુમ કાં ધરજ્યોજી,
આશા. ૬૧
ગિ માહારી મતિ સારૂ કીધો, સેવી પંડીત પાઇજી,
ગુરૂ મહિમાથી ફલો મનોરથ, ચ્યંતુ કારય થાઇજી. આશા. ૬૨
ગુરૂથી સુખીઓ ગુરૂથી શુભ ગતિ, ગુરૂથી નીજ ગુણ્ં વાધઇજી,
ગુરૂથી ગ્યાની ગુરૂથી દાની, આગમ અર્થ બહુ લાધઇ જી. આશા. ૬૩
ગુરૂથી કપરીઆ, નર નિસ્તરીઆ, અંતરિ ઊપશમ ભરીઆજી,
ગુરૂથી ગાજઇ કયાહાં નવી ભાજઇ, ગુરૂનામિં ભવ તરીઆજી. આશા. ૬૪
તેણઈ કારણિં નર ગુરૂનિં સેવો, નમિં વિજયાનંદોજી,
ગ્યાનવંત નામ જપંતાં, ઓછવ બહુ આનંદોજી. આશા. ૬૫
બાલપણઇ જે સંયમધારી, જનમ તણા બ્રહ્મચારીજી,
આગમ દરીઓ ઉપશમ મરીઓ, ન કરિ તાતિ પીઆરીજી. આશા. ૬૬
હીર પટોધર હાથિં દીખ્યા, દોષ રહીત લઈ ભીક્ષાજી,
મધુરે બોલઇ ધ્યુંરસ તોલઇ, સુપરિં દઈ નર સીક્ષાજી: આશા. ૬૭
જેહ નીરોગી સુખો જોગી, વઇર વિરોધ સમાવઇજી,
વીજયાનંદ સુરીનિ સેવઈ, તે સુખશાતા પામઇજી. આશા. ૬૮
તપગછ ધોરી કીરતિગોરી, રૂપવંત આચારીજી,
ગુણ છત્રીસે જે નર પુરો, જેણઇ તાર્યા નરનારીજી. આશા. ૬૯
તે સહિ ગુરૂના ગર્ણુ પખાલી, સેવી સરસતિ પાઇજી,
ચોવીસઇ જિન ગણધર નામિં, સમકીત સાર રચાઇજી. આશા. ૭૦
વારણ વાડવ રસ સસીસખ્યા, સંવછરની કહીઇજી,
શ્રીપતિ રૂપ સહોદર સગપણિ, માસ મનોહર લહીઇજી. આશા. ૭૧

પ્રથમ પક્ષ ચંદ્રોદય દ્રુતીઆ, ગુરૂવારિં મંડાણજી,
ત્રંબાવતી માહિં નીપાઓ, વિબુધ કરઈ પરમાણજી. આશા. ૭૨
શ્રી સંઘવી મહઇરાજ વખાણૂં, વીસલનગરના લાસીજી,
વડા વીચારી સમકીત ધારી, મિથ્યા મતિ ગઈ ન્હાસીજી. આશા. ૭૩
તાસ પુત્ર છઈ નયન ભલેરા, સાંગણ સંઘ ગછધોરીજી,
સંઘપતિ તીલક ધરાવ્યાં તેણઈ, વાંધી પૂન્યની દોરીજી. આશા. ૭૪
બાર વરતના જે અધિકારી, દાનશીલ તપ ધારીજી,
ભાવિં ભગતિ કરઇ જિનકેરી, નવિ નરખઇ પરનારીજી. આશા. ૭૫
અનુંક્રમિં સંઘવી જે સાંગણ, ત્રંબાવતી માહ આવેજી,
પોષધ પૂન્ય પડીક્રમણૂં કરતા, દ્વાદશ ભાવના ભાવઇજી. આશા. ૭૬
શ્રી સંઘવી સાંગણ સૂત પેખો, ઋષભદાસ ગુણ ગાયજી,
પ્રાગવંશ વીસો વીસ્તાર્યો, રીડી માતું પસાઇજી. આશા. ૭૭
ચોવીસઇ જિનનામ પસાયિ, સારદાનો આધારજી,
રીષભદાસ કવી રચના કરતો, કવીઓ સમકીત સારજી. આશા. ૭૮
ભણઇ ગુણઇ વાંચઇ વંચાવઈ, તે ઘરિ ઋદ્ધિ ભરાઇજી,
ઋષભ કહઈ એ રાસ સુણંતાં, સમકીત નીર્મલ થાઇજી. આશા. ૭૯

—ઇતિ શ્રી સમકીતસાર રાસ સમાપ્તઃ ગામ ત્રંબાવતી મધ્યે લખીતં સંવત્ ૧૬૭૯ વર્ષે વૈશાખ શુદિ ૩ ભુંમે. ડે. કૉ. લાય. નં. ૧૪૭૪–સને ૧૮૮૭–૯૧.

યાદશં પુસ્તકં દૃષ્ટ્વા તાદશં લિખિતં મયા
યદિ શુદ્ધ મશુદ્ધં વા મમ દોષો ન દીયતે
ભગ્ના પૃષ્ટી કટીગ્રીવા નેત્રસ્યાયધોમુખં
કષ્ટેન લખિતં શાસ્ત્રં યત્નેન પરિપાલયેત્
જલાત્ રક્ષેત્ તૈલાત્ રક્ષેત્, રક્ષેત્ સ્થલબંધનાત્
પરહસ્તગતા રક્ષેત્ એવં વદતિ પુસ્તિકા. ૧૩

શ્વેતાંબરે લઘુશાખાયાં લેખક કાન્હજી લખીતં.

(૪૦૨) +બાર આરા સ્તવન. અથવા ગૌતમ પ્રશ્નોત્તર ર૦
૧૬૭૮ ભાદ્રપદ શુ. ૨ ત્રંબાવતી (ખંભાત)માં.

આદિ— દૂહા.

સરસતિ ભગવતિ ભારતી, બ્રહ્માણી કરિ સાર.
આરા બાર તણો વલી, કહિસૂં સોય વિચાર. ૧
વરધમાન જિનવર નમૂં, જસ અતિસય ચોતીસ,
સમોસરણિ બેઠા પ્રભુ, વાણી ગુણ પાંત્રીસ. ૨
ગોતમ પૂછિ વીરનિ, પરઉપગારાં કામિ
અનેક બોલ વિવરી કરી, ભાખિ ત્રિભોવન સ્વામિ. ૩

* * * *

અંતે—

પૂછ્યાં વચન કહ્યાં તે વીરિ, ચિત્તમાં ધરીયાં ગૌતમધીરિ,
ભણતાં ગુણતાં સુખ શરીરિ, ઋદ્ધિ ઘણી ઘર ભરીયા ચારિ. ૭૪

કલશ.

ભલ સ્તવન કીધૂં નામ લીધૂં ગૌતમ પ્રસ્નોત્તર સહી,
સંવત સિદ્ધિ મુનિઅંગ ચંદિ ભાદ્રવસુદિ દ્વિતયા તહી ૭૫
તપગચ્છ તિલક સમાન સહગુરુ શ્રી વિજયાણંદ સૂરીસરો,
સાંગણનો સુત ઋષભ બોલિ, કહિ ગચ્છ મંગલ કરો. ૭૬

—સંવત ૧૬૯૦ વર્ષે પોસ સુદિ ૨ રવૌ લષિતં. વિ૦ ધ૦ ૪-૧૪
—પ્ર. ચૈત્ય. આદિ સંગ્રહ ભા. ૩ જો પૃ. ૧૧૭-૧૨૫.

આમાં દેશીએ આ છેઃ-ઢાલ૨ મનોહર હીરજીરે,-ઢાલ ૩ સુરસુંદરી કહિ શિરનામી, ૪-ભાવિ પરોધર વીરનો, ૫-કાન્હ વજાડિ વાંસલી-૬ મીહનણી પરિએ બોલો-૭ પાટકુસુમ જિન પૂજ્યપૂપઈ-૮ સાલિભદ્ર મોહ્યારે શિવરમણી રમિરે-૯ રામ ભણઇ હરિ ઉઠીઇએ-૧૦ પ્રણમી તુમ સીમંધરજી-૧૧ મુગધ દેસકા રાજ રાજેસર-૧૨ ચંદાયણની.

—સં. ૧૭૨૨ આશો શુ. ૧૫ ભોમે લિ. પા. ૬-૧૦ આ. ક. ૫-૧૨ આ. ક.

(૪૦૩) પૂજાવિધિ રાસ. ૧૬૮૨ વૈશાખ સુદ ૫ ગુરૂ. ખંભાતમાં.

આદિ—

દૂહા.

સરસ વચન દિઉં સરસ્વતી, સમરચાં કરજે સાર,
તુ તુઠિ મુખિ આપજે, વાણિનો વિસ્તાર. ૧
પદ પૂર્ણ અષ્યર સમા શબ્દ સાર ગુણ પરમ
આપે સુગણિ સાર દાન લહું પુરો ભરમ. ૨
ભેદભાવ ભલ ઊપજઈ, તુસઈ જો તુ પરાય,
બ્રહ્મસુતા કમલિ વસઇ, તો મનિ ચ્યંત્યુ થાય. ૩
વાઘેસ્વરિ વાણિ વિના વચન હોઇ કિમતંત,
સૌમ્ય દૃષ્ટિ હોઇ સારદા, વચન વાણિ દીપંત. ૪
ખ્યોભ ન પામઇ બોલતો, પૂછ્યાં ઉતર દેહ,
સકલ શભા રંજઈ ઘણુ, ચંત્યું કાજ કરેહ. ૫

* * * *

અંતે—

મિ મનસ્યુધિં રચીયો રાસ, ફલ્યો મનોરથ પોહોતી આસ,
ત્રંબાવતિમા જોડ્યો સહિ, સુણી પુરૂષ સહુ ગહમહઇ.
સંવત બાહુ સિદ્ધિ અંગચંદ, શબ્દ આણતાં રંગ ૫૯
વહઇસ્યાખ શુદિઇ જલ પંચમી, ગુરૂવારિ મતિ હુઈ સમી.
જોડયો મિં પૂજાવિધિ રાસ, બ્રહ્મસુતાઇં પૂરી આસ ૬૦
ભાષઇ કવિના ઋષભદાસ, સુણતા ઘરિ કમલાનો વાસ. ૬૧

ઢાલ. કહરણી કહરણી તુઝવિણુ સાચો, રાગ ધન્યાસી.

ઘરિ કમલા કંતા નિ ભ્રાતા, માતતાત સુત સારોજી
હઇ ગઇ રથ ખ્યવરિ ગુણવંતી, અતિ પોઢો પરિવારોજી. ઘરિ. ૬૨
સાર વસી સઘલી ઘરિ લહિઇ, ગુરૂનામિં ગહગહીઇજી
શ્રી વિજયાણંદ સુરી શિરોમણી, નામઇ નવનિધિ સહીઇજી. ઘરિ. ૬૩
તપગછ નાયક સ્યુભ સુષદાયક ઉપશમ રસનો દરિઓજી,
તેહતણા પદપંકજ પુછ, રાસ પૂજાવિધિ કરિઓજી. ઘ૦ ૬૪

પ્રાગવંશમ્હાં સંઘવિ સાંગણ, બાર વરતનો ધર્મીજી,
દાન પૂણ્ય પડીકમણા કરતા પૂજા કરઇ નીત્ય સર્માજી. ધ૦ ૬૫
સંઘવિ સાંગણનો સુત શ્રાવક, ઋષભદાસ ગુણ ગાવઇજી,
જે જિનની પૂજા આદરતો, અનંત સુખ તે પાવઇજી. ધરિ. ૬૬

—હમણાં ૧૯૭૫ માં લખેલી—વિ ધ. ૧૯–૨૫

**ચતુર્વિંશતિ જિન નમસ્કાર.**

ઉદાઈ અરજુન અનેકનર ગયો નિમ મેઘકુમાર
કવિ ઋષભ કહિ વીરવચનથી બહુ જન પામ્યા પાર. ૨૪

—(ઉદયપુર ભં. ગોડીજીનો)

**(૪૦૪) શ્રેણિકરાસ સં. ૧૬૮૨ આશો સુદ ૫ ગુરૂ ખંભાતમાં**

આદિ—

આદિ અનાદેઈ સરસતી, સદા જગિં તુઝ માન,
સહુકો સેવિ સારદા, બાલ કરિ તુઝ ધ્યાંન. ૧
ખટ દરસણમાંહિ સહી, તહારો સઘલિ વાસ,
કરો કૃપા તો ગાઇઓ, નર શ્રેણિકનુ રાસ. ૨
અમરૂં સરસ્વતિ ભગવતી, ધ્યાંન ધરૂં નવકાર,
આદિ અનાદ અરહંત જપૂં, જેમ પાંમૂં ભવિપાર. ૩
સકલ સિધિ સમરત સહી, ગણધર કરૂં પ્રણામ,
આરાધૂ ઊવઝાયનિ, જેમ સીઝિ મુઝ કામ. ૪
સકલ સાધ સુપરિ નમૂં, કેવલગ્નાની સાધ,
સીયલવંત મંનીનઈ નમૂ, ન કરઈ કોહનઈ બાધ. ૫
વ્રવધિ તપીયા મુની નમૂં, જન પદમાનો જાપ,
આગમ મોટા કવિ નમું, નાસઈ પૂરવ પાપ. ૬
એણુંઈ ધ્યાંનઈ મત નરમલી, મુખ સરસતનો વાસ,
પદમ તીરથંકર એહ સહી, કહુ શ્રેણિકનો રાસ. ૭

ચોપઈ.

નૃપ શ્રેણિકનો ગાસ્યૂં રાસ, ભણતાં ગુણતાં પોહુચઈ આસ,
કવણુ દીપ કોણુ ખેત્રે વાસ, કેહેસ્યૂં દેસ નગરવલી તાસ. ૮

× × × ×

અંતે—

રાસ રચ્યો રંગિ કરી, નામી કવિજન સીસ,
હું બાલક છુ તુમતણો, તુમથી લહુ જગીસ. ૧૮૦૭

॥ ઢાલ. ॥ ચંદનભરીરે તલાવડી રાગ મેવાડુ.

તુમ નામિં સુખ પામીઈરે, ગુરુનામિ ગુણ હોઇ સોભાગી;
શ્રી વિજઆનંદનિ નમુંરે, તપગચ્છ નાયક સુય સો૦
કરિ કરિ સેવા ગુરુતણી.
તપ તેજિં કરી દીપતુરે, વઇરાગી લઘુવેશ; સો૦
ભવિજન લોકનિ તારવારે, વીચરઇ દેશ વદેશ. સો૦ કરિ૦
માહા ભાગ્યેગ નર એહનુરે, સહુકો નમિઉ પાય; સો૦
ઋષભિં રાસ રચ્યો સહીરે, શ્રી ગુરુ ચરણ પસાય. સો૦ ૧

॥ દૂહા. ॥

ગુરુનામિં જસ પામીઉ, બ્રમાણી આધાર;
શ્રી નવકાર મહીમા થકી, વરત્યો જઈ જઈ કાર. ૧૧

॥ ઢાલ. ॥ હીચોરે હીચો.

કામ સીધાં સહી, કામ સીધાં સહી, શ્રીઅ શ્રેણિકનૃપ રાસ કીધો,
એહ ત્રંબાવતી માંહિ ગાયો સહી, નગર સઘલાં માંહિ જે પ્રસીધો,
કોટ ત્રંબાતણો દિવ્ય કીધો, કાંમ સીધાં સહી કામ૦ ૧૨
તપન તરપોલીઉ, કોટ બરજિં ભજ્યો, સાયર લહઇરિં બહુ વહાંણ આવઇ;
વસત વિવહારીઆ, કનકકોડે ભર્યા, ઉઠિ પરભાતિ જિનમંદિર જાવઈ;
શ્રીઅ દેવગુરુતણા, ગુણહી ગાવઈ.
કાંમ૦ ૧

પ્રવર પ્રાસાદ પંચ્યાસીય પ્રણુમીઈ, જ્યાંહા પોશાલ બહઈતાલીસ દીસઈ,
ગોચરી સગમ તે સાધનિં અહીકણિું. અહીઅ રહતાં મુની મનહી હીસઈ;*
તેહ જાંણ્યો તુમ્હો વિસાજગીસઇ. કામ૦ ૧૪
પૌષધ પ્રાસાદ વ્યાપાર પાસઇ સહી, શાક પાસઇ લીઇ સ્વાદ રસીઆ;
આપભ કહઈ તેહ જગમાહ ધના સહી, જેઅ ગ્રંબાવતી માહિ વસીઆ;
શાસ્ત્ર સુણવા નર જેઅ રસીઆ. કામ૦ ૧૫

॥ દૂહા. ॥

સકલ કામ રીધાં સહી, રચીઉ શ્રેણિક રાસ;
મેર મહી સુર ભુવન જિહાં, તવલગિં એહનુ વાસ. ૧૬

॥ ઢાલ. ॥ ઉતારે રે આરતી અરિહંતદેવા રાગ ધન્યાસી.
સંભલાંવોરે નિશદિન રાસ રુડા, સાંભલી બાંધજ્યો પુન્યમૂંડા;
સંભલાવોરે. ૧૭

સવતબાહુ દીગ દરિસણુચંદઈ, માસ આસો નરખોજ આનંદિ. સં૦ ૧૮
ઉજલી પાંચમનિં ગુરુવારો, શ્રેણિકરાસનુ કીધ વિસ્તારો. સં૦ ૧૯
સાતઈ ખડ સંપૂરણ કીધા, આજ મનોરથ સઘલાં રીધા. ૨૦
સાતઈ ખડ સુણુઇ નર જેહો, સાતઈ નરગ નિવારતા તેહો. સં૦ ૨૧
સાતઈ ખંડ સુણુઈ નરનારી, સાત ભઇ નુહઇ તસ ઘરિ બારી. સં૦ ૨૨
સાતઈ ખડ સુણી જાગ્યો, સપત સુખી પ્રભવઇ નહી આગ્યો. સં૦ ૨૩
સાતઈ ખડ ઉપરિદિ ચીંતો, તસ ઘરિ નુહઇ સાતઇ ઈપ્યો. સં૦ ૨૪
સાતઈ ખંડ રચઇ નર જેનિં, સાતઈ સમુદ્ર ન પ્રભવઇ તેનિં. સં૦ ૨૫
સાતઈ ખંડની સુણતાં વાતો, પુણ્ય પ્રગટઈ તસ સાતઈ ધાતો. સં૦ ૨૬
સાતઇ ખડ લખી ગુણગાઇ, સાત કટિક તણો સ્વામી થાઇ. સં૦ ૨૭
સાતઈ ખડ સુણિઇ નરરાયો, સપ્ત ઘોડા તણો નાયક થાયો. સં૦
સાતઈ ખંડ સુણુઇ નર જેહો, સપ્ત હાથી નર પામઈ દેહો. સં૦ ૨૮
સુણતાં ભણતાં ઇમ ગુણ થાઈ, લખાવતાં પુણ્ય કહિઉ ન જાઇ. સં૦
પરત્ય લખાવી સાધનિં આલઇ, કાલ ઘણો પુણ્ય તે પણિ ચાલઈ. સં૦
દેસ પરદેસ મ્હાં વિસ્તરઇ જ્ઞાનો, સગમ હોઇ તસ કેવલન્યાનો. સં૦

જેહ જોડી ગુણ જિન તણ ગાઈ, તેહનુ પુણ્ય કાઇ લખ્યું ન જાઈ. સં૦
જોડી વીરતણા ગુણ ગાવઈ, તીર્થંકર ગણધર પદ પાવઈ. સં૦
ઈંદ ચક્રી ઇંદ્રિપણું અજ્જે કહીઇ, તિહની રિદ્ધતો હાથમ્હાં લહીઇ સં૦
તેણઇ કારણિ શ્રેણિકનો રાસો, જોડી ગાઇ કવી ઋષભદાસોં. સં૦
પ્રાગવંસિ સંઘવીજ મહિહિરાજો, તેહ કરતા બહુ ધર્મનાં કાજો,
સંઘવી સાંગણ સુત વલી તાસો, અરિહંત પૂજઇ જિનવીરના દાસો;
સાંગણ સુત કવિ ઋષભજદાસો, કરત શ્રેણિક નરરાયનો રાસો
ગણુતાં ભણુતાં સુણતાં સારો, સકલ સંઘનિ જઈ જઇ કારો. ૧૮૩૯

— ઇતિશ્રી શ્રેણીકરાસ સંપૂર્ણ, શ્રીરસ્તુ સંઘવી ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઇ છઈ

* * * *

(ટીપ ઉતારી છે.)

સંવત ૧૬૯૭ વર્ષે માઘ વદિ અષ્ટમી રવિવાસરે સા. યકા વીરાના પાના આંણીનિ ઉતારો છ। લખિતં ગાંધી માધવસુત વર્ધમાન પઠનાર્થં રામજી.

—સં. ૧૭૫૯ વર્ષે માહ વદિ ૧૩ બુધે ભટ્ટારકશ્રી વિજયપ્રભસૂરિ પટ્ટે સકલપુરંદર ભટ્ટારક શ્રી વિજયરત્નસૂરીશ્વરરાજ્યે મહોપાધ્યાય શ્રી વિમલવિજય ગણિ શિષ્ય પંડિત શુભવિજય ગણિ તત્ શિષ્ય પં. રામવિજયેન લિપીકૃતં શ્રી સૂર્યપુર નગરે—૬૬-૧૫ પ્ર. કા૦ નં. ૩૭૫.

**(૪૦૫) +હિતશિક્ષા રાસ.** સં. ૧૬૮૨ માહ સુદ ૫ ગુરૂ ખંભાતમાં

**આદિ—**

કાસમીર મુખમંડણી, ભગવતિ બ્રહ્મસુતાય,
તું ત્રિપુરા તું ભારતી, તું કવીજનની માય. ૧
તું સરસતિ તું શારદા, તું બ્રહ્માણી સાર,
વિદુષી માતા તું કહી, તુઝ ગુણુનો નહિં પાર. ૨
હંસગામિની તું સહી, વાગ્રેશ્વરી તું હોય,
દેવિ કુમારી તું સહી, તુઝ સમ અવર ન કોય. ૩

બાલા તું બ્રહ્મચારિણી, તું વાણી દે વાણી,
હંસવાહિની તું મહી, ગુણ સઘલાની ખાણિ. ૪
બ્રહ્મવાદિની તું સહી, તું માતા મતિ દેહ,
તું રમજે મુખ માહરે, ચિંત્યું કાજ કરેહ. ૫

ઢાલ ચોપાઇની દેશી.

ચિંત્યું કાજ કરેશું આજ, તુઝ નામે સવિ સરિયાં કાજ,
તુઝ નામેં બુદ્ધિ પામુ સાર, જ્ઞાન વિના જીવિત ધિક્કાર. ૧
તે દારિદ્રી જગમાં ભલા, જ્ઞાનસહિત દીસે ગુણનિલા,
અર્થસહિત ને શાસ્ત્ર રહિત, તે નર નાવે મહારે ચિત્ત. ૨
જ્ઞાની કાપડી આગલ કર્યો, મૂરખ મહોટો બૂપણ ભર્યો,
બહુ આભરણેં શોભે નહિં, જ્ઞાન ભલો તો શોભે તહીં. ૩
જ્ઞાની નર સઘલે પૂજાય, નરપતિ નિજ નગરેંજ મનાય,
જ્ઞાની ભલો નર જેહુ કુરૂપ, કોણ જુવે કોયલનું રૂપ, ૪
કોયલરૂપ સ્વર મધુરો જેહ, તપસ્વીરૂપ ક્ષમાજ કરેહ,
પતિવ્રતા નારીનું રૂપ, કુરૂપને વિદ્યાજ સુરૂપ. ૫
અધિકું રૂપ તે વિદ્યા કહી, ગુપ્ત ધન તે વિદ્યા સહી,
યશ સુખની દેનારી એહ, વાટેં બાંધવ સરિખી જેહ. ૬
વિદ્યા રાજભવનેં પૂજાય, વિદ્યાહીન અજ પશુઆ થાય,
લક્ષ્મી પણ જુગતો શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી. ૭
નાણાં ઉપર અક્ષર નહિં, તે નાણું નવિ ચાલે કહિં,
જિહાં અક્ષરતિહાં મહત્ત્વ તે બહુ, ઉત્તમ અંગ તે પૂજે સહુ. ૮
તિણ કારણ અધિકી સરસ્વતી, જેહથી ગણધર હુઆ યતી,
આચારિજ મહોટા ઉવઝાય, પંડિત પદ તે તુઝથી થાય. ૯
મુગતિતણી પદવી પણ હોય, જ્ઞાન સમું નહિં દુજું કોય,
જેહથી સકલભેદ જલ લહે, સ્વર્ગ નરગની વાતો કહે. ૧૦
કહે પૃથિવી સાયરનો માન, નદી ડુંગર ને નગર નિધાન,
જીવ અજીવના ભાખે ભેદ, ભાખે વિવરી ત્રણ્યે વેદ. ૧૧

જાણે પુણ્ય પાપની વાત, સાધુધર્મ શ્રાવક અવદાત,
ભવ્ય અભવ્ય જ્ઞાની ઓલખે, મૂરખ અણસમજ્યુ સહુ ભખે. ૧૨
તેણેં જ્ઞાન અધિક કહેવાય, લહે શારદતણે પસાય,
વેદપુરાણ પિંગલતો થયું, પ્રથમ નામ શારદનું ગ્રહ્યું. ૧૩
કવિત કાવ્ય ને ગાથામાંહિ, ભાષા વિણ નવિ ચાલે ક્યાંહિ
આગમ ચરિત્ત રાસ ને ભાસ, સચરાચર જગ તારો વાસ. ૧૪
તું પુત્રી છો બ્રહ્માતણી, તાહારી શોભા દીસે ઘણી,
સખરૂં રૂપ સુકોમલ અંગ, તું માતા મુઝ રાખે રંગ. ૧૫
ગુણ તાહારા નવિ લાધે પાર, તું કરજે કવિજનની સાર,
આજ હુઓ હૈડે ઉલ્લાસ, નીપાઉં હિતશિક્ષા રાસ. ૧૬

* * * *

અંતે—

ઢાલ ઉલ્લાલાની દેશી રાગ ધન્યાશ્રી.

કહ્યો હિતશિક્ષાનો રાસ, પહોતી મનડાતણી આશ,
મંદિર કમલાનો વાસ, ઉત્સવ હોયે બારે માસ. ૧
સુણતાં સુખ બહુ થાય, માને મહોટા એ રાય,
સંપ બહુ મંદિરમાંય, લહે હયગય વૃષભો ને ગાય. ૨
પુત્ર વિનીત ઘરે બહુય, શીલવંતી ભલી વહુય,
શકટ ઘણાં ઘરેં બહૂઅ, કીરતિ કરે જગ સહુઅ. ૩
એ હિતશિક્ષાનો રાસ, સુણતાં સબલ ઉલ્લાસ,
કર્યો ખંભાયતમાં તાસ, જિહાં બહુ માનવવાસ. ૪

સર્વ ગાથા ૧૮૨૬.

ઢાલ ચોપાઈની દેશી

ઘણાં લોક વસે છે ત્યાંહિ, રાસ રચ્યો ત્રંભાવતી માંહિં,
સકલ નગરને નગરી જોય, ત્રંબાવતી તે અધિકી હોય. ૧
પછી જેમ હીરવિજયસૂરિના રાસમાં છે તેમ આ પછી જુઓ આગલ ખંભાતનું વર્ણન છે, ( પૃ. ૪૪૫-૪૪૭ ) પછી ....

પુણ્યવંત પોષધ ધરતા ત્યાંહિ, સાહમ્મીવાત્સલ્ય હોએ પ્રાહિ,
એ નગરીની ઉપમા ઘણી, જાહાંગીર પાદશાહ જેહનો ધણી,
તે ત્રંબાવતી માંહે રાસ, જોડતાં મુઝ પહોતી આશ. ૧૬
યુગલસિદ્ધિ અને ઋતુચંદ ૧૬૮૨, જુઓ સંવત્સર ધરી આનંદ,
માધવ માસ ઉજ્વલ પંચમી, ગુરવારેં અતિ હોંશે સમી. ૧૭
મેં ગાયો હિતશિક્ષા રાસ, બ્રહ્મસુતાયેં પૂરી આશ,
શ્રી ગુરૂ નામેં અતિ આનંદ, વંદૂં વિજયસેન સૂરીંદ. ૧૮

ઢાલ આરતીની દેશીમાં રાગ ધન્યાશ્રી

વદિયે વિજયસેન સૂરિરાય, નામ જપંતાં સુખ સબલ થાય,
વંદિયે વિજયસેનસુરિરાય.
તપગચ્છ નાયક ગુણ નહિ પારો, ઓસ વંશે હુઆ પુણ્ય અપારો. ૨

(આ પછી હીરવિજયસૂરિના રાસમાં પ્રશસ્તિમાં છે તે પ્રમાણે છે. તેમાં વિજયસેન બદલે વિજયાણંદ મૂકયું છે, અને થોડો વિશેષ વધારો છે. જે કંઇ ફેરફાર છે તે અત્ર આપેલ છે.

સંઘવી સાંગણનો સુત વારૂ, ધર્મ આરાધનો શક્તિજ સારૂ. ૧૨
ઋષભ કવિ તસ નામ કહાવે, પ્રત ઊઠી ગુણ વીરના ગાવે. ૧૩
સમજ્યો શાસ્ત્ર તણાજ વિચારો, સમકિતશું મન પાલનો બારો. ૧૪
પ્રહ ઊઠી પડિકમણું કરતો, બે આસણું વ્રત તે અંગે ધરતો. ૧૫
ચઉદે નિયમ સભારી સંક્ષેપું, વીરવચન રસીં અંગ મુઝ લેપું. ૧૬
નિત્ય દશ દેરા જિનતણાં જૂહારૂં, અક્ષત મૂકી નિજ આતમ તારૂં ૧૭
આઠમ પાખી પોષધમાંહિ, દિવસ રાતિ સઝ્ઝાય કરૂં ત્યાંહિં. ૧૮
વીરવચન સુણી મનમાં બેહુ, પ્રાયેં વનસ્પતિ નવિ ચુંટું. ૧૯
મૃષા અદત્ત પ્રાય નહિ પાપ, શીલ પાલું મનવચકાય આપ. ૨૦
પાપ પરિગ્રહેં ન મિલું માંહિ, દિશિતણું માન ધરું મનમાંહિ. ૨૧
અભક્ષ્ય બાવીશને કર્માદાન, પ્રાયેં ન જાયે ત્યાં મુઝ ધ્યાન. ૨૨
અનરથદંડ ટાલું હું આપ, શસ્ત્રાદિકનાં નહિ મુઝ પાપ. ૨૩
સામાયિક દિશિમાન પણ કરિયેં, પોષધ અતિથિ સંવિભાગ વ્રતધરિયેં. ૨૪

સાતક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજે ધન થોડુંક દેઉં. ૨૫
ઇમ પાલું શ્રાવક આચારો, કહેતાં લઘુતા હોયે અપારો. ૨૬
પણ મુઝ મનતણો એહ પરિણામ, કોઇક સુણિ કરે આતમકામ.૨૭
પુણ્યવિભાગ હોયે તિહાં મહારે, ઇસ્યુંઅ ઋષભ કવિ આપ વિચારે૨૮
પર ઉપકાર કાજ કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ. ૨૯
ઋષભદાસેં એ જોડિયો રાસો, સંઘ સકલ તણી પહોતી આશો.
—વંદિયે—૩૦

—ઇતિ શ્રી સંઘવી ઋષભદાસ કૃત હિતશિષ્યા સંપૂર્ણ ગાથા ૧૮૬૨ ગ્રંથાગ્રે ૨૩૨૫ સંવત ૧૮૫૬ વર્ષે આસુ માસે કૃષ્ણપક્ષે તૃતીયા તીથૌ નિશાપતિ વાસરે લિપીકૃતમ્ સંવિજ્ઞઃ પં. શ્રી ૫ ન્યાનચંદ્રેણ લિખિતમ્ શ્રી ભાવનગર બંદરે શ્રીરસ્તુ. ભદ્રં ભૂયાત્–કલ્યાણમસ્તુ. શ્રી ઋષભદેવ પ્રશાદાત્ લેખકપાઠકયોઃ ચિરંજીયાત્—પૃ.૬૯–૧૩ આ૦ કં૦
(પછી ટીપ ગ્રંથની છે)

—પ્ર૦ ભીમશી માણેક.

(આ હિતશિક્ષા રાસનું રહસ્ય જૈનધર્મપ્રકાશમાં સારરૂપે શેઠ કુંવરજી આણંદજીએ લખી કટકે કટકે પ્રકટ કર્યું હતું અને તે જુદું પુસ્તકાકારે પણ જૈન ધ. પ્ર. સભા તરફથી પ્રકટ થયું છે. આમાં સોરઠા દુહા, છપ્પા એ છંદો ઉપરાંત નયસુંદરના સુરસુંદરી રાસની ઢાળો નામે 'સુરસુંદરી કહે શિરનામી,' તેમજ છાનોરે છૂપીને કંતા કિહાં રહ્યોરે (આ. કા. મહોદધિ મૌ. ૩ જું પૃષ્ઠ ૨૭૩), સમયસુંદર કવિની પ્રત્યેકબુદ્ધ રાસ પૈકી પ્રસિદ્ધ ઢાળ નામે 'હવે રાણી પદમાવતી' વગેરે તેમજ વિજયપ્રભના ગૌતમરાસની 'જિમ સહકારે કોયલ ટહુકે' એમ પોતાના પૂર્વગામી કવિઓની ઢાળો લઇ પોતે ઢાળો–દેશી દેશીઓ કરી છે. આ રાસમાં પુષ્કળ સુભાષિતો મળી આવે છે.)

**(૪૦૬) રોહણિઆ મુનિ રાસ** સં. ૧૬૮૪ પોસ શુ. ૭ ગુરુ ખંભાત
**આદિ—** દુહા.

સારસ કોમલ બુદ્ધિ ભલી, આલે વચન પવીત્ર;
સરસતિ ભગવતી ભારતી, કરજે મુખ પવીત્ર. ૧

તપગચ્છ નાયક સવિસુપદાયક, વિજયાણંદ ગુણધારીજી,
મીઠી મધુરી જેહની વાણી, જેણિં તાર્યાં નરનારીજી. ૪૧
શ્રવક જેહનો સમકિત ધારી, પૂજઇ જિનવર પાયજી,
પ્રાગવંસ સાંગણ સુત સોહઇ, રિષભદાસ ગુણગાઇજી. ૪૨
સંવત દિગ દિગ રસ ભૂભાપું ૧૬૮૪ પોસ માસ તિહાં સારોજી,
ઉજવલ સાતમિ દોષ રહિત છઇ, પ્રગટ ઉદય ગુરૂવારોજી. ૪૩
ભલો સંવછર વિક્રમ ત્યારિં, વરસિં ઝાઝા મેહોજી,
સુલષ્ય સુગાલ હુઓ જગમાંહિ, દીપઇં પુરૂષનાં દેહોજી. ૪૪
શુભ લગનિં નઈ સાર નષ્યત્રિં, કીધો રાસ રસાલોજી,
રિષભ કહિ રોહણિઆનાંમિં, સુષ પામઇં ચિરકાલોજી. ૪૫

—ગાથા ૩૪૫. સ્વલિખિત પ્રત–વિ. ધ. ૧૭–૧૦.

આની અંદર દેશીઓ આ પ્રમાણે છેઃ–ચોપઇ, ૨ એક આવ્યો અણનો દાણોરે. ૩ ચંદાણયની, ૪ લંકામાં આવ્યા શ્રી રામરે, ૫ ઉલાલાની, ૬ ચોપઈ, ૭ સુરસુંદરિ કહઇ સિર નામી, ૮ ચાલ્ય ચતુર ચંદ્રાનની, ૯ તો ચઢી ધનમાન ગજે, ૧૦ નાચતી જિનગુણ ગાય મંદોવરી, રાવણ વેણા વાહઇ–રાગ ગોડી. ૧૧ કાંહાન વજાડઇ વાસલી ૧૨ ચોપઇ ૧૩ ત્રિપદીનો ૧૪ વીજય કરી ઘરિ આવીઆ. ૧૪ ચોપઈ ૧૫ ચોપઈ ૧૬ સુકાવોરે મુઝ ધરનારિ. રાગ મારૂણી. ૧૭ પૂણ્યવંતા જગી તે નરા. ૧૮ ચોપઇ ૧૯ કહઇણી કરણી તુઝ બ્યણ સાચો.

**(૪૦૭) હીરવિજય સૂરિના બારબોલનો રાસ. સં. ૧૬૮૪ આ૦ વ. ૨ ગુરૂ.**

**આદિ—** (દૂહા.)

ગઉતમ ગણધરગુણ સ્તવું, સારદ તુઝ આધાર,
બાર બોલ ગુરૂ હીરના, વ્યવરી કહું વીચાર. ૧
બાર બોલ કે બાર મેઘ, કઈ બારહ આદીત્ત;
બાર ઉપાંગ એહનિ કહું, હીરવચન બહુ વીત. ૨

બાર વરત શ્રાવક તણાં, જેમ તારઈ નરનારિ;
બાર બોલના વાપરિં, તેમ તારઇ સંસારિ. ૩
બાર બોલ ગુરૂ હીરના, આરાધઇ નર જેહ;
બારઈ સરગનાં સુખ લહી, મુગતિ પામઇ નર તેહ. ૪

*       *       *       *

અંતે—

હરિખ્યુ વખાનિં ચાલઇ જેહ, એહ બાલિં પૂજઈ તેહ;
થોડા કાલમ્હા મુગતિ જાય, શ્રીવિજયદાસ ગુણ તેહના ગાય. ૮૯
સંવત વેદ૪ દીગ૮ અંગનિં૬ ચંદ૧, શ્રાવણ માસ સુદ આણંદ;
કૃષ્ણપખિ હુઈ દસીઆ સાર, ઉત્તમ ગુર જગમ્હા ગુરવાર. ૯૦
મઘા નખ્યત્ર વરસાઈ જેણીવાર, બાર બોલ રચ્યા તવ સાર;
ભણતાં સુણતાં જઇ જઇકાર, હીર ભગત ઘરિ મંગલ ચ્યાર. ૯૧

ઢાલ હીંચરે હીંચરે–રાગ ધનાસરી.

ચ્યાર મંગલ સદી, ચ્યાર મંગલ સદી, હીરના નામથી દંવર હાથીં,
ગોવન રથ પાલખી, સુંદરી સુખ બહુ, કુસલ હાથીઆ કોડિ આથીં;
ઉલગ કરઇ ઘરિ દેવ નાથીં. ચ્યાર મંગલ સદી—૨ આંચલિ.
હીરપાટિ વિજયસેન સૂરીસરુ, શ્રી વિજયતિલકસૂરી તાસ પાટિં;
સૂરિ વિજયાનંદ તાસ પાટિં સદી, નામ જપતા સુખી વિખમ વાટિં;
નામ જપીઇ ગચ્છનાયક માટિં, ચ્યાર મંગલ. ૩
સૂરિ વિજયાનંદ મુનિ તણો શ્રાવક, સાહ સાગણ સુત શ્રીવજેસીંહ;
આગમંસી વહે હીર ગુણ ગાવતો, સંઘ સકલ તણી પૂરી આસો;
લખમી પૂરે ગજ ઘરિ વાગો, ચ્યાર મંગલ. ૪

—ઇતિ શ્રી હીરવિજયસૂરિ બાર બોલ સંપૂર્ણ. ગાથા ૨૯૪

નોટ—આ રાસ ૨૯૪ ટુંકનો છે. ખરતરગચ્છ અને તપાગચ્છ વચ્ચે લાંબા વખતથી સ્પર્ધા અને વિખવાદ ચાલ્યા કરતો હતો એ વિખવાદ સત્તરમા શતકમાં બહુ વધી પડયો હતો. શ્વેતામ્બરો અને દિગં-

(૪૦૮) મલ્લિનાથ રાસ. સં. ૧૬૮૫ પોષ શુદિ ૧૩ રવિવાર ખંભાતમાં.

આમાં અંતમાં ખંભાતના તે વખતના ધોરી શ્રાવકોનો પરિચય આ પ્રમાણે આપ્યો છે:—

---

બન્ને વચ્ચેનો વિરોધતો બહુ જૂનો હતો, પણ સં. ૧૧૭૬ માં સિદ્ધરાજના દરબારમાં વાદિ દેવસૂરિ અને કુમુદચંદ્ર (દિગંબર) વચ્ચેના શાસ્ત્રાર્થમાં દિગંબરોને હરાવી ગુજરાતના રાજ્યની હદપાર કરાવ્યા તે પછી એમને બેઉને કામ કરવાનાં ક્ષેત્ર બહુધા જુદાં પડી ગયાં હતાં ને તેથી એમના વચ્ચેનો વિરોધ પણ મોળો પડી ગયો હતો; પણ સોળમા શતકમાં લુંકામત અને બીજા મત નીકળ્યા પછી એક ત્રીજાજ વિરોધીઓ સાથેનો વિરોધ પ્રબળ થઈ પડ્યો હતો. શ્વેતાંબર મતના ગચ્છો વચ્ચેની મતામતી પણ પ્રબળ થઈ પડી હતી. આવા અનેક વિરોધોને લીધે જૈનધર્મ માનનારા જુદા જુદા મતો વચ્ચે વેરવિરોધ એટલો પ્રબલ થઇ પડ્યો હતો કે જોખમદાર આચાર્યોને વચ્ચે પડયા વગર ચાલે નહિ. તપગચ્છના આચાર્ય વિજયદાનસૂરિએ (ધર્મસાગર કૃત) કુમતિકંદ કુદ્દાલ ગ્રંથ સભાસમક્ષ પાણીમાં બોળાવી દીધો હતો અને તે ગ્રંથ કોઈની પણ પાસે હોય તો તે અપ્રમાણ ગ્રંથ છે, માટે તેમાંનું કથન કોઇએ પ્રમાણભૂત માનવું નહિ. એવું જાહેર કર્યું હતું. એ ઉપરાંત તેમણે **'સાતબોલ'** એ નામે સાત આજ્ઞાઓ જાહેર કરીને એકબીજા મતવાળાને વાદવિવાદની અથડામણ કરતા અટકાવ્યા હતા; પણ આટલાથી વિરોધ જોઇએ તેવો શમ્યો નહિ એથી વિજયદાનસૂરિની પછી આચાર્ય પદવી પામેલા હીરવિજયસૂરિએ સાત બોલ ઉપર વિવરણ કરીને 'બારબોલ' એ નામે બાર આજ્ઞાઓ જાહેર કરી હતી. પ્રમાણ અને દષ્ટાંત વડે એ બાર બોલનો હેતુ સ્પષ્ટ કરવાને ઋષભદાસે આ રાસ રચ્યો છે. ( મ૦ બ૦ ) આ બાર બોલ માટે જુઓ જૈન શ્વે. કો. હે.નો ઐતિહાસિક અંક. ૧૯૧૫ ના ભેળા ૭–૯ અંક.

" પારિ વછિઓ નિં રાછિઓ, જસ મહિમા જગમ્હા ગાછિઓ,
અઠ્ઠ લાખ રૂપક પુણ્યકામિ, અમારિ પળાવી ગામોગામિ. ૨૮૨.
ઓસવંસિ સોની તેજપાલ, શેત્રુંજ-ગીર ઊધાર વીસાલ,
લ્હાહારી દોય લાખ પરચેહ, શ્રીજાવતીનો વારી તેહ. ૨૮૩
સોમકરણ સંઘવી ઉદયકરણ, અધલખ્ય રૂપક તે પુણ્યકરણ,
ઉસવંસિ રાજા શ્રીમલ, અધલખ્ય રૂપકિ પરચઇ બલ. ૨૮૪
ઠકર જાઇરાજ અનિં જસવીર, અધલખ્ય રૂપક પરચઇ ધીર,
ઠકર કીકા વાઘા જેહ, અધલખ્ય રૂપક પરચઇ તેહ. ૨૮૫

આની પ્રત વિ. ધ. ભંડારમાં છે, પણ તે જોવા મળી શકી નથી તેથી તેની પ્રશસ્તિ તેમજ આદિ મૂકી નથી.

(૪૦૯) +હીરવિજયસૂરિ રાસ. સં. ૧૬૮૫ આસો શુ. ૧૦ ગુર. ખંભાતમાં.

આદિ—

સરસતી બ્રાહ્મ ભારતી, ત્રિપુરા શારદ માય,
હંસગામિની બ્રહ્મસુતા, પ્રણમું તારા પાય. ૧
બ્રહ્માણી બ્રહ્મચારિણી, બ્રહ્મવાહિની માત,
દેવકુમારી ભગવતી, તું જગમાં વિખ્યાત. ૨
હંસવાહની હરષતી, આપે વચનવિલાસ,
વાગેશ્વરી વદને રમે, પોહોચે મનની આસ. ૩
કાસ્મીર મુખમંડણી, કમળ કમંડળ પાણિ,
મુજમુખ આવી તું રમે, ગુણ સપળાની ખાણિ. ૪
આગમ વેદ પુરાણમાં, વાણી તુજ બંધાણ,
તું મુખ આવી જેહને, તે પંડિત ને જાણ. ૫
પુંડરીક પ્રમુખા વળી, ગણધર જે ગુણવંત,
તિણે ધુર સમરી સરસતી, સમજ્યા ભેદ અનંત. ૬
સ્વામિ સુધર્મા વીરનો, રચનો અંગ સુ બાર,

શારદ ભાષા ભારતી, તે તાહરો આધાર. ૭
સિદ્ધસેન દિવાકરૂ, સમરિ તાહરૂં નામ,
વિક્રમ નૃપ પ્રતિબોધિયો, જિણેં કીધાં બહુ કામ. ૮
હેમસૂરિ વદને વસિ, હવી વચનની સિદ્ધિ,
ગ્રંથ ત્રિકોટિ તિણેં કીઓ, ઈસી ન કેહની બુદ્ધિ. ૯
શ્રી હર્ષ તુજને નમે, શારદ નામજ સોળ,
નૈષધ ગ્રંથ તિણેં કર્યો, બોલ્યો વચનકલ્લોલ. ૧૦
પંડિત માઘ મહિમા ઇસો, જશ કીરતિ કાલિદાસ,
તું તૂઠી ત્રિપુરા મુખેં, પોહોતી તેહની આશ. ૧૧
શોભનબંધુ ધનપાળને, ઉપજાવ્યો આનંદ,
ધારાપતિ તિણેં બૂઝવ્યો, વાંકો ભોજનરિંદ. ૧૨
એહવી સુંદર શારદા, સમર્યે સીધાં કામ,
પઢમ જિનેસ્વર સુખકર, સમરૂં તેહનું નામ. ૧૩
પ્રથમ રાયરિષિ કેવળી, પ્રથમ ગોચરી જ્ઞાન,
યુગલાધર્મ નિવારીઓ, પ્રથમેં દીધો દાન. ૧૪
દેશ નગર પુર વાસિયાં, પરણ્યા પ્રથમ જિણંદ,
કળા કરમ સહુ શીખવ્યું, સકળ લોક આણંદ. ૧૫
મુગતિ દીધી તેં માયને, ઉદ્ધરીઓ શ્રેયાંસ,
પુત્ર હુઆ સો કેવળી, ધન ધન તાહરો વંશ. ૧૬
દશ હજાર મુનિસું વળી, મુગતિ ગયા ભગવંત,
અનેક જનને ઉદ્ધર્યા, ઋષભદેવ ગુણવંત. ૧૭
સમરૂં તે ભગવંતને, ગણધર કરૂં પ્રણામ,
કેવલજ્ઞાની મુનિ નમું, સમર્યે સીઝે કામ. ૧૮
શીલવંત તપીઆ મુનિ, હું પણ તેહનો દાસ,
સકળ સિદ્ધ સમરી કરી, રચું હીરનો રાસ. ૧૯

* * * *

" પાપિ વઉઆ નિં રાઉઓ, જસ મહિમા જગમ્હા ગાઉઓ,
અઉક લાપ રૂપક પૂન્યઠામિ, અમારિ પળાવી ગામોગામિ. ૨૮૨
ઓસવંસિ સોની તેજપાલ, શેત્રુંજ-ગીર ઉધાર વીસાલ.
લ્હાહારી દોય લાખ પરચેદ, ત્રંબાવતીનો વાસી તેહ. ૨૮૩
સોમકરણ સંઘવી ઉદ્દધકરણ, અવલખ્ય રૂપક તે પુણ્યકરણ,
ઉસવંસિ રાજ શ્રીમલ, અવલખ્ય રૂપકિ પરચઇ બલ. ૨૮૪
ઠકર જઇશિંઘ અનિં જસવીર, અધલખ્ય રૂપક પરચઇ ધીર,
ઠકર કીકા વાઘા જેહ, અવલખ્ય રૂપક પરચઇ તેહ. ૨૮૫

આની પ્રત વિ. ધ. ભંડારમાં છે, પણ તે જોવા મળી શકી નથી તેથી તેની પ્રશસ્તિ તેમજ આદિ મૂકી નથી.

(૪૭૬) +હીરવિજયસૂરિ રાસ. સં. ૧૬૮૫ આશો શુ. ૧૦ ગુરૂ. ખંભાતમાં.

આદિ—

સરસ્વતી ભાષા ભારતી, ત્રિપુરા શારદ માય,
હંસગામિની બ્રહ્મસુતા, પ્રણમું તારા પાય. ૧
બ્રહ્માણી બ્રહ્મચારિણી, બ્રહ્મવાદિની માત,
દેવકુમારી ભગવતી, તું જગમાં વિખ્યાત. ૨
હંસવાહની હરખતી, આપે વચનવિલાસ,
વાગેશ્વરી વદને રમે, પોહોચે મનની આશ. ૩
કાશ્મીર મુખમંડણી, કમળ કમંડળ પાણિ,
મુજમુખ આવી તું રમે, ગુણ સઘળાની ખાણિ. ૪
આગમ વેદ પુરાણમાં, વાણી તુજ બખાણ,
તું મુખ આવી જેહને, તે પંડિત ને જાણ. ૫
પુંડરીક પ્રમુખા વળી, ગણધર જે ગુણવંત,
નિત્યે ધુર સમરી સરસ્વતી, સમજ્યા ભેદ અનંત. ૬
સ્વામિ સુધર્મા વીરનો, રચનો અંગ શુ બાર,

( ઋષભદાસ. )

દિશિ આગળ લેઇ ઈંદ્રિહ ધરે, કાલ સોય તે પાછળ કરો,
ટવણુ સંવત્સર થાયે વળી, ત્યારે રાસ કર્યો મન રલી. ૭

( ૧૬૮૫ )

વૃક્ષમાંહિ વડો કહેવાય, જેણે છાંહિ નર દુષ્ટ પલાય,
તે તરૂવરને નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ. ૮

( આસો માસ. )

આદિ અખ્યર વિન કો મમ કરો, મધ્ય વિના સહુએ આદરો,
અંતિવિના સિરિ રાવણુ જોય, અજુઆલી તિથિ તે પણ હોય. ૯

( દસમ. )

સકલ દેવ તણો ગુરૂ જેહ, ઘણા પુરૂપને વલ્લભ તેહ,
ધરે આવ્યો કરી જયજયકાર, તેણે વારે કીધો વિસ્તાર. ૧૦

( ગુરૂવાર )

દીવાલી પહેલું પરવજ જેહ, ઉદાઇ કેડે નૃપ બેઠો તેહ,
એહુ મળી હોયે ગુરૂનું નામ, સમર્યે સીઝે સઘળાં કામ. ૧૧

( વિજયાણુંદ સૂરિ )

ગુરૂ નામે મુજ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાં જોય, ત્રંબાવતી તે અધિકી હોય. ૧૨
સકલ દેસ તણો શિણગાર, ગુર્જ્જર દેસ નર પંડિત સાર,
ગુર્જ્જર દેસના પંડિત બહુ, ખંભાયત આગળ હારે સહુ. ૧૩
જિહાં વિવેક વિચાર અપાર, વસે લોક જિહાં વર્ણ અઢાર,
ઓળખાયે જિહાં વર્ણાવરણ, સાધુ પુરૂપનાં પૂજે ચરણ. ૧૪
વસે લોક વારૂ ધનવંત, પહેરે પટોળાં નર ગુણવંત,
કનકતણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગળ તે પુહુળા ઘડયા, ૧૫
હીરતણો કંદોરા તળે, કનકતણાં માદળીયાં મળે,
રૂપક સાંકળી કુંચી ખરી, સોવન સાંકળી ગળે ઉતરી. ૧૬

અંતે—

(ઢાલ-હીચ્યરે હીચ્યરે હીયય હીંડોલડે-એ દેશી.)

સરસતી શ્રીગુરૂ નામથી નીપનો, એ રહો જિહાં રવિચંદ ધરતી,
ઇંદ્રિ વિમાન ધ્રુગ તાં લગિ જાણજ્યો, દીપસમુદ્રહુઇ જેહ ફરતી સર. ૧
કવણ દેસે થયો કવણ ગામે કહ્યો, કવણ રાજ્યે લહ્યો એહ રાસો,
કવણ પુત્રે કર્યો કવણ કવિતા ભણો, કવણ સંવત્સરે કવણ માસો. સર. ૨
કવણ દિન નીપનો કવણ વારેં ગુરેં,
કરીઅ સમસ્યા સદ બોલ આણે,
મૂઢ એહિ અક્ષર સોય સ્યું સમજસ્યે,
નિપુણ પંડિત નરા તેહ જાણે. સર. ૩

(ચોપઇ.)

પાટણમાંહિ હુઓ નર જેહ, નાત ચોરાસી પોષે તેહ,
મોટો પુરૂષ જગે તેહ કહેસ, તેહની નાતને નામે દેસ.
(ગૂજ્જર દેસ). ૧
આદિ અખ્યર વિન 'બીમે' જોય, મધ્ય વિના સહુકોને હોય,
અંત્ય અક્ષર વિન ભુવન મઝારી, દેખી નગર નામ વિચાર. ૨
(ખંભાત.)
'ખડગ' તણો ધુરિ અક્ષર લેહ, અખ્યર 'ધરમ'નો બીજો જેહ,
ત્રીજો 'કુસુમ' તણો તે મહી, નગરીનાયક કીજે સહી. ૩
(ખુરમ પાતશા.)
નિસાંણ તણો ગુરૂ અખ્યર લેહ, લઘુ દોય 'ગણ' પતિના જેહ,
બેવી નામ ભણું જે થાય, કવિ કેરો તે કહું પિતાય. ૪
(સાંગણ.)
ચંદ અખ્યર આગિ ધરથી લેહ, મેઘલા તણો નયણમો નેહ,
અખ્યર ભવનમો શાલિભદ્ર તણો, કુસુમદામનો વેદમો ભણો. ૫
વિમલવસહી અખ્યર બાણુમો, જોડી નામ કરો કાં ભમો.
શ્રાવક સોય એ રસ નીપાત, પ્રાગવંશ વીસો વિખ્યાત. ૬

ઉપાશરો દેહરૂં ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ,
ઠંડિલ ગોચરી સોહિલ્યા આંહિ, મુનિ અહિં રહેવા હીડે પ્રાહિં. ૨૯
ઇસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી. ૩૦
તાસ અમલે કીધો મેં રાસ, સાંગણ સુત કવિ ઋષભદાસ,
**સંવત સોળ પંચ્યાસીઓ** (૧૬૮૫) જસેં, આસો માસ
દસમી દિન તસે. ૩૧
ગુરૂવારે મેં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહુતી આસ,
શ્રી ગુરૂનામે અતિ આણંદ, વંદું **વિજયાણંદ** સૂરીંદ. ૩૨

ઢાલ—ઉતારો આરતી અરિહંતદેવ—રાગ ધન્યાસી.

વંદીયે **વિજયાણંદ** સૂરિરાય, નામ જપંતા સુખ સબળું થાય. વં. ૧
તપગછ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હુઓ પુરૂષ તે સારો. વં. ૨
સાહ શ્રીવંતકુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિમ દિનકર ચંદો. ૩
લાલબાઈ સુત સીંહ સરિખો, ભવિક લોક મુખ ગુરૂનું નીરખો. ૪
ગુરૂ નામે મુજ પોહોતી આસો, **હીરવિજયસૂરિનો** કર્યો રાસો. ૫
પ્રાગવંશે સંઘવી **મહિરાજો**, તેહ કરતો જિનશાસન કાજો. ૬
સંઘપતિ તિલક ધરાવતો સારો, શેત્રુંજ પૂજી કરે સફળ અવતારો. ૭
સમકિતસાર વ્રત બારનો ધારી, જીનવર પૂજા કરે નીત સારી. ૮
દાન દયા દમ ઉપર રાગો, તેહ સાધે નર મુગતિનો માગો. ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ, સંઘવી **સાંગણ** તેહનું નામ. ૧૦
સમકિત સાર ને વ્રત જસ બારો, પાસ પૂજી કરે સફળ અવતારો. ૧૧
સંઘવી **સાંગણનો** સુત વારૂ, રાસ જોડી હુઓ બહુ જન તારૂ. ૧૨
એક કહે કરૂં ખરો જબાપો, ઘે ઉપદેશ ચેતે કંઇ આપો. ૧૩
અંગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતો જૂઓ. ૧૪
નંદિષેણ ગણિકા ઘરિ જ્યારેં, આપ બૂડે અન્યને તારે. ૧૫
ઋષભ કહે ભલું પૂછ્યું પરમ, બિંદુઆ જેટલો સાધીયેં ધરમ. ૧૬

વસે વાણીઆ જિહાં દાતાર, સાજુ પાઘડી બાંધે સાર,
લાંબી ગજ બાખું પાંત્રીસ, બાંધતા હરખે કરને રીસ. ૧૭
બહિરવની આગનાઈ જ્યાંહિ, ઓઢ્યા ઝં(ઝો)ગા પહેર્યાં તે માંહિ,
ટ્રી (છડી) રેસમી કેરે બાઝ, નવગજ લંબ સવા ને ગઝ. ૧૮
ઉપર ફાળીયું ઓઢે કોઇ, ચ્યાર રૂપૈયાનું તે જોય,
કોઇ પછેવડી કોઇ પામરી, સાઠિ (સોઠ) રૂપૈયાની તે ખરી. ૧૯
પહિરિ રેશમી જોડ કમાય, એક શત રૂપૈયા તે થાય,
હાથે અંગુરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગથકા. ૨૦
અંગે વાઝુદિ અતિ સુકુમાલ, શ્યામ વર્ણ સજણી તે બાળ,
તેલ ફુલ સુગંધ ને સ્નાંન, અંગે વિલેપન તિલક ને પાન. ૨૧
એહવા પુરુષ વસે જેણે ઠામિ, એની સોભા કહીય ન જાય,
કરી રંભા બહુ સિણગાર, ફરી ઉત્તર નાચે ભરતાર. ૨૨
ચા. નિત્ય ઉઠી વંદું અણગાર—

કમ્બુ નગર તે અંબાવતી, સાયર લહર જિહાં આવતી,
વાહાણ વખાર તણો નહિ પાર, હાટે લોક કરે વ્યાપાર. ૨૩
નગર કોટ ને ત્રિપોલીઉ, માણકચોકે બહુ માણસ મિલ્યું,
ચોહટે ફુણી (ફૂણી) શહી ગેર, આવે દોકડા તેહના તેર. ૨૪
ભોગી લોક કરિયા જિહાં વસે, દાન વરે પાછા નવિ ખસે,
ભોગી પુરુષ ને કરુણાવંત. વાણિગ ઊંડિ બાંધ્યા જંત. ૨૫
પરા પુરુષની પીડા હરે, અંધા નરને માન કરે,
બાલ મરીલાની કરે સંભાલ, શ્રાવક છજીવદયા પ્રતિપાળ. ૨૬
પચ્યાસી જિનના પ્રાસાદ, ધ્વજ તોરણ જિહાં ઘંટાનાદ,
ચા. ઇન્દ્રપુરીશું કરતા વાદ.

પન્નાલીસ જિહાં પોષધશાળ, કરે વખાણ મુનિ વાચાળ. ૨૭
ચા. પોષધશાળા જિહાં બહુ લાલ.
પડિક્કમણું પોષધ પૂજાય, પુણ્ય કરતા લાહા જાય,
પ્રભાવના વ્યાખ્યાને જ્યાંહિ, સાહામિ વાચ્છલ્ય હોયે પ્રાહિ. ૨૮

ઉપાશરો દેહરૂં ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ,
ઠંઢિલ ગોચરી સોહિલ્યા આંહિ, મુનિ અહિં રહેવા હીંડે પ્રાહિં. ૨૯

ઇસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી. ૩૦

તાસ અમલે કીધો મેં રાસ, સાંગણ સુત કવિ ઋડષભદાસ,
**સંવત સોળ પંચ્યાસીઓ** (૧૬૮૫) જસેં, આસો માસ
દસમી દિન તસે. ૩૧

ગુરૂવારે મેં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહુતી આસ,
શ્રી ગુરૂનામે અતિ આણંદ, વંદું વિજયાણંદ સૂરીંદ. ૩૨

ઢાલ-ઉતારો આરતી અરિહંતદેવ-રાગ ધન્યાસી.

વંદીયે વિજયાણંદ સૂરિશય, નામ જપંતા સુખ સઘળું થાય. વં. ૧
તપગછ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હુઓ પુરૂપ તે સારો. વં. ૨
સાહ શ્રીવંતકુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિમ દિનકર ચંદો. ૩
લાલબાઈ સુત સીંહ સરિખો, ભવિક લોક મુખ ગુરૂનું નીરખો. ૪
ગુરૂ નામે સુજ પોહોતી આસો, હીરવિજયસરિનો કર્યો રાસો. ૫
પ્રાગવંશે સંઘવી મહિરાજો, તેહ કરતો જિનશાસન કાજો. ૬
સંઘપતિ તિલક ધરાવતો સારો, શેત્રુંજ પૂજી કરે સફળ અવતારો. ૭
સમકિતસાર વ્રત બારનો ધારી, જીનવર પૂજા કરે નીત સારી. ૮
દાન દયા દમ ઉપર રાગો, તેહ સાધે નર મુગતિનો માગો. ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ, સંઘવી સાંગણ તેહનું નામ. ૧૦
સમકિત સાર ને વ્રત જસ બારો, પાસ પૂજી કરે સફળ અવતારો. ૧૧
સંઘવી સાંગણનો સુત વારૂ, રાસ જોડી હુઓ બહુ જન તારૂ. ૧૨
એક કહે કરૂં ખરો જબાપો, ઘે ઉપદેશ ચેતે કંઇ આપો. ૧૩
અંગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતો જૂઓ. ૧૪
નંદિષેણ ગણિકા ઘરિ જ્યારેં, આપ બૂડે અન્યને તારે. ૧૫
ઋડષભ કહે ભલું પૂછ્યું પરમ, બિંદુઆ જેટલો સાધીયેં ધરમ. ૧૬

આણ્યું શંખ ને પુસ્તકી જોય, બરાબરી તસ કુણ નવિ હોય. ૧૭
ઉદયન બાહડ જગડશાહ, તેહના પગની રજ ન થવાય. ૧૮
વીરમારગ વહી કોઇ પુણ્ય કીજે, ઉગતે સૂરે જિન નામ
ગ્રહી લીજે. ૧૯
પ્રહિ ઊઠી પડિકમણું કરીએ, દોષ આળસુ મન અળગો ધરીએ. ૨૦
વ્રત બાર કેઈક નિયમ સંભારો, દેશના દેઇને નરનારી તારો. ૨૧
ત્રિકાળ પૂજા જિન નિત્ય કરવી, દાન પાંચે દેઇ શક્તિ
મુજ જોઇવી. ૨૨
નિત્યે દશ દેવળ જિનતણાં જોહાઇ, આશાતન મૂકી નિજ
આતમ તાઇ. ૨૩
આઠમિ પાખી પોસહ પ્રાહિં, દિવસ રાત સિઝાય કંઇ ત્યાંહિં. ૨૪
વીરવચન સુણ્યા મનમાંહિ વોહું, પ્રાહિ વનસ્પતિ નવિ છેદું. ૨૫
મૃષા અદત્ત પ્રાહિ નહિં પાપ, શીળ પાળ્યું તન વગરે આપ. ૨૬
નિત્ય નાચ્યું જિન ગાઇને રીઝો, પાનક આસ્યાં વણી પીજો. ૨૭
દોષ આલોયણ ગુરુ કને લીધી, આંબિલ છઠ્ઠ શક્ત આતમિ કીધી. ૨૮
શેત્રુંજ ગિરિનાર શંખેસર યાત્રો, રાસ વાંચી જાણ્યાં બહુ છત્રો. ૨૯
સુખમાળા ભણીશ ગાયું દેવ, ઓચ્છવે જિન આગમ સેવ. ૩૦
નિત્યે ગણ્યા વીસ ગોતમસ્વામી, ઉભા રહી અરિહંત નિહાળી. ૩૧
તવન આલાપન ગેઆગ રાગો, પુણ્ય પરાગી જાગે બહુ સુખ લાગો. ૩૨
ગીત ગુરુ નમસ્કાર બહુ કીધા, પુણ્ય માટે લિખી સાધુને દીધા. ૩૩
કેટલાએક બોલની પ્રીછા કીજે, દ્રવ્ય દેવ તો દાન બહુ દીજે. ૩૪
શ્રી જિનમંદિર બિંબ ભરાવ્યું, બિંબ પ્રતિષ્ઠ ચોકી કરાવ્યું. ૩૫
સંઘપતિ તિલક શેત્રુંજ ભરાવ્યું, દેશ પરદેશ અમારિ કરાવ્યું. ૩૬
પ્રથમ ગુણઠાણે કંઇ વરતીઓ, કંઇ પુણ્ય સહિત નરજેઠ ઉદ્દીઓ. ૩૭
એમ પાળું હું જૈન આચારો, કહેતાં લાજ વાધતા આચારો. ૩૮
પણ ગુરુ મનતણો એહ પ્રમાણો, કોઇક સુણી કરે આતમ કાણો. ૩૯
પુણ્ય વિભાગ દોષ તજ મ્હારે, ધરણું મનમાં કવિ આપ વિચારે. ૪૦
પર ઉપગાર કાજે કવિ વાત, મનતણો પણ સંદેહ જતન. ૪૧

ઢાળ–હીંચ્યરે હીંચ્યરે હર્ષે હીંડોલડે–રાગ ધન્યાસી.

વંધરે વંધરે વંધ ગુરૂ હીરને, મંત્ર સમાન છે હીર નામો;
જન્મ જ્યારેં હવો ઘેર આણંદ ભલો, કરત ઉદ્ધાર કરી આજ તામો.
વંધરે. ૧

હીરવિજયસૂરિ દીખ દીધા પછી, ગચ્છની જ્યોતિ તે સબળ જાણે;
ગચ્છનાયક વડો રાજવિજયસૂરિ, શ્રી વિજયદાનને પાય લાગે. ૨
હીર પદવી લહે જામ જગમાં વળી, તામ શેત્રુંજ મુગતોજ થાય;
પરિવારસ્યું પરિવર્યો તિલક મસ્તક ધરી, સાહ ગલ્લો શેત્રુંજ જાય. ૩
સાધુપૂજા સહિ વિહારવિધિ ભલ થઇ, ધર્મ ને કર્મ તે સુખેંજ ચાલે;
હીરરે હીરરે જપે જિકો માલાયે, તેહ જગે ઋદ્ધિ રમણીસ્યું માલે.
વંધરે. ૭

ઋષભ રંગે સ્તવે અંગ શાતા હવે, સંઘ સકળ તણે સુખ હોયે;
સુરનર નારીયાં પંખીયાં સુખ લહે, હીરનું નામ જપતાં જિ કોયે.
વંધરે. ૮

—સં. ૧૭૨૪ વર્ષે ભાદ્રવા શુદિ ૮ શુક્રે શ્રીમત્તપાગચ્છે ભટ્ટારક શ્રી. ૨૧ શ્રી વિજયરાજસૂરીશ્વર રાજ્યે સકલપંડિતસભાશૃંગારહાર ભાલ રતલ–તિલકાયમાન પંડિત શ્રી ૭ શ્રી દેવવિજયગણિ શિષ્યઃ પંડિતોત્તમ પંડિતપ્રવર પંડિતશ્રી ૫ શ્રી તેજવિજયગણિ શિષ્યઃ પંડિતશ્રી ૩ શ્રી ષિમાવિજયગણિ શિષ્ય મુનિ સૂરવિજયેન લિખિતમ્. શ્રી સાદડી નગરે શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્. સ્વયં વાચનાર્થં મિતિ શ્રેયઃ–

—સંવત્ ૧૮૨૫ ના વર્ષે માસોત્તમ માસે જ્યેષ્ઠ–માસે શુકલપક્ષેં પૂર્ણિમાયાં હિમવાસરે લિખિતાશ્ચ પં. અમૃતવિજયેન, શ્રી મુનિસુવ્રત પ્રસાદાત્–ભરૂચ પ્રતિ.

—પ્ર–આ. કા. મહોદધિ મૈ. ૫.

—ઇતિ **હીરવિજય સૂરીશ્વર રાસ** સંપૂર્ણમ્ ॥ સંવત ૧૭૫૯ વર્ષે અશ્વિન વદિ ૧૨ બુધવાસરે શ્રી ખંભાત્યૈત્ય બંદિરે લેખકપાઠકયોઃ કલ્યાણમસ્તુ. શ્રીરસ્તુ ॥ લેખકપાઠકયો ચિરંજીયાત્.

યાદૃશં પુસ્તકં દૃષ્ટ્વા તાદૃશં લિખિતં મયા
યદિ શુદ્ધ મશુદ્ધં વા મમ દોષો ન દીયતે. ૧
અદૃષ્ટિ દોષાન્મતિવિભ્રમાદ્વા, યત્કિંચિદૂનં લિખિતં મયાત્ર
તત્સર્વમાર્યૈઃ પરિશોધનીયં કોપો ન કાર્યો ખલુ લેખકસ્ય. ૨
મંગલં લેખકાનાં ચ પાઠકાનાં ચ મંગલં
મંગલં સર્વલોકાનાં ભૂમૌ ભૂપતિ મંગલં. ૩
ભગ્ન પૃષ્ટિ કટિગ્રીવા ઉર્ધ્વદૃષ્ટિ રધોમુખં
કષ્ટેન લિખિતં શાસ્ત્રં યત્નેન પરિપાલયેત્ ॥ ૪—પા. ૧૦૭-૧૫ આ. ક.

—સં. ૧૮૨૫ માસોત્તમ માસે જ્યેષ્ટ માસે શુક્લપક્ષે પૂર્ણિમાયાં દિમવાસરે લિ૦ પં. અમૃતવિજયેન શ્રી મુનિસુવ્રતપ્રસાદાત્. ૯૯-૧૪ ભ૦

**(૪૧૦) અભયકુમાર રાસ. સં. ૧૬૮૭ કાર્તિક વદ ૯ ગુરૂ. ખંભાત.**

અંતે—

રચ્યો રાસ ત્રંબાવતીમાંહે, જિહાં બહુ જિનનો વાસોજી,
દુરગ ભલો જિનમંદિર મોટાં, સાયર લીરઈ અવાસોજી—મુ. ૧૦૦૦
પોષધશાલા સ્વામીવચ્છલ, પૂજા મહોછવ થાઇજી,
તેણઈ થાનકિં એ રાસ રચ્યો મેં, સિંદ (મહિ) ગુરૂ ચરણ પસાઇજી—
મુ. ૧૦૦૧
તપગછ નાયક શુભસુખદાયક, વિજયાનંદ ગુણ ધારીજી,
મીઠી મધુરી જેહની વાંણી, જેણે તાર્યા નરનારીજી—મુ. ૧૦૦૨
શ્રાવક તેહનો સમકીતધારી, પૂજે જિનવર પાઇજી,
પ્રાગવશ સાંગણસુત સોહે, રીષભદાસ ગુણ ગાઇજી—મુ. ૧૦૦૩
સંવત્ ભ્માયર રહિગ રસ ૧ધરતી, કાર્તિક મહિનો સારોજી,
બહુલ પખ્ય દીન નવમિ ભલેરી, વાર ગુર ચીત ધારોજી—મુ. ૧૦૦૪
અભયકુમાર મત્રીસર કેરો, કાયો રાસ રસાલોજી,
રીષભ કહે રંગઇ જે સુણસે, તે સુખીઆ ચીરકાલોજી—મુ. ૧૦૦૫
સુગનિ પૂરીમાંહિ ઝીલેસિં.

—ઇતિ શ્રી રિષભદાસ વિરચિતે અભયકુમાર રાસ સંપૂર્ણ. લેખક પાઠકયો ચિરંજીયાંતુ ॥ બરહાંનપુરે ॥ સંવત્ ૧૭૭૧ વર્ષે અશ્વિન વદી ૨ ભૌમે.

[ Deccan College Library No. 1577 of 1891–95 ]

—ભાવ૦ કુલ કડી ૧૦૧૪ ) અમ.

(૪૧૧) ઋષભદેવનો રાસ.
(૪૧૨) ક્ષેત્રપ્રકાશ રાસ.
(૪૧૩) સમયસ્વરૂપ રાસ.
(૪૧૪) દેવગુરૂ સ્વરૂપ રાસ.
(૪૧૫) શેત્રુંજય રાસ.
(૪૧૬) નવતત્વ રાસ.
(૪૧૭) કુમારપાલનો નાનો રાસ.
(૪૧૮) જીવંત સ્વામીનો રાસ.
(૪૧૯) ઉપદેશમાલા રાસ.
(૪૨૦) શ્રાદ્ધવિધિ રાસ.
(૪૨૧) આર્દ્રકુમાર રાસ.
(૪૨૨) પુણ્યપ્રશંસા રાસ.
(૪૨૩) કઇવન્નાનો રાસ.
(૪૨૪) વીરસેનનો રાસ. હવે ટૂંકી કૃતિઓ જોઇએ.

૧.+ નેમિનાથ સ્ત. સં. ૧૬૬૭ પોશ શુ. ૨ ગુરૂ ઋષભનગર (ખંભાત)માં.

જુઓ અને સરખાવો કૃતિ નં. (૩૯૫ ક.) પૃ. ૪૧૭.

આદિ—

સરસતિ સામિણિ પાયે નામીજી, ગાયસ્યું નેમિજિણંદ,
જાદવકુલમંડણ ઉપનોજી, પ્રગટયો પૂનમચંદ;
સુણો નર નેમ સમો નહિ કોય.

અંતે— કલસ.

વરો વરોરે, નેમિનાથ બાવીસમા, જેહણે કીધોરે સંઘ ઉદ્ધાર,
એ નરનારી શુભ મતિરે, પોતા મુગતિ મઝાર.
વરો વરો નેમનાથ બાવીસમોરે, સંવત સોલચોસઠે એ મેં શુણ્યોરે,
—પાઠાંતર સોલસોસઠ-સડસઠ છે.
પોસ માસ શુદ બીજ, ગુરુ ગણોરે રિખભનઅરમેં સંથુણ્યોરે.
જય નેમિ જિનવર પુણ્યદિનકર સકલ ગુણમણિસાગરો,
જસ નામ જપીએ કર્મ ખપીએ, છૂટીએ ભવસાગરો.
તપગચ્છ મુનિવર સકલ સુખકર, શ્રી વિજયસેન સૂરીસરો,
તસ તણો શ્રાવક રીખભ બોલે, થુણ્યો નેમિ જિણેસરો.

—કાને માત્રે અધૂં અદકૂં લખ્યૂ હોએ'તે મછામ દોકડો છે. ઉનાના વણિક મોગરજી બાની, ચોપડામાથી પૃ. ૪૬-૫૨.

—જૈ. એ. ઈ. ના ભંડારમાં.

—ઉદયપુર ભંડાર.

પ્ર. ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩ પૃ. ૧૫૧-૧૫૭.

૨. આદીશ્વર આલોયણ સ્તવ સં. ૧૬૬૬ શ્રાવણ શુદ ૨ ખંભાતમાં.

આદિ— ચાલ ચોપાઈ.

શ્રી આદીશ્વર વંદું પાયે, વીનતા નગરી કેરો રાય,
પ્રથમ તીથંકર રીખભજિણંદ, જસ મુખ દીઠે અતિ આણંદ. ૧

તેહ તણો પાય ઉલ્લાસરી, પાપ આલોઉં પરગટ કરી,
ચઉગતિ માંહે ભમતો જેહ, કીધાં કરમ કુકરમ તેહ. ૨

* * * *

અંતે—

પુરવ પુણ્ય તણા અંકુરા, પ્રગટ થયા મુઝ આજરે,
શેત્રુંજ સ્વામિ નયણે નિહાળ્યો, સરિયાં મુઝ કાજરે.

સંવત ૧૬ છાસઠા વરસે, સાવણ સુદિ દન બીજેજી,
તંબાવટીમાંહે જન સાખે, પાપ પખાલી રીઝેજી. ૫૫

કલસ.

તું તરણ તારણ દૂરિતવારણ, સ્વામી આદિ જિણંદએ,
પ્રભુ નાભિનંદન નયણ નિરખી હુઓ અતિ આણંદએ. ૫૬
તપગચ્છ ઠાકર વચન સાકર શ્રી વિજયસેન સૂરિતણો,
સાંગણ તણો સુત રીખભ બોલે, પાપ આલોઉં આપણો. ૫૭

—ઉનાવાળા મોરારજી વકીલના ચોપડામાંથી ૬૪-૬૮.

### ૩. મહાવીર નમસ્કાર.

આદિ—

વીર જિણંદ ચોવીસમો, ત્રિશલા જેની માય,
ભૂપ પિતા ભગવંતનો, નર સિદ્ધારથ રાય. ૧
સિદ્ધારથ કુલ ઉપનો, વર્દ્ધમાન જિન નામ,
તે જિણવરના ગુણ સ્તવૂં, પ્રેમે કરૂં પ્રણામ. ૨

* + * *

અંતે—

સંજમ ચોખું પાલિઉં, નિરમલ ગંગાનીર,
સકલ પાપનો ક્ષય કરી, મોક્ષ ગયા મહાવીર,
અરિહંત દેવ જે સિદ્ધ હુવા, સોય નમૂં નિસદીસ,
રીખભદાસ જિનને નમે, શ્રી સંઘની પૂરો જગીસ.

—ઉનાના મોરારજી વકીલનો ચોપડો પૃ. ૭૧-૭૨.

### ૪. આદીશ્વર વીવાહલો.

આદિ—

આદિ ધર્મ જિન ઉદ્ધર્યો, અવનિપતિ આધાર,
જુગલા ધરમ નિવારીઓ, પ્રથમ ધર્મ (જિન) અવતાર. ૧
પ્રથમ મુનીશ્વર જે હૂવા, પ્રથમ તે કેવલજ્ઞાન,
પ્રથમ હૂઆ ભિખ્યાર, પ્રથમ દીયાં જેણે દાંન. ૨

નાભિરાય કુલિ ઉપનઉં, મરૂદેવા જસ માય
ઋષભદેવ સુત જનમિઉ, સુરગિરિ ઉચ્છવ થાય. ૩
અષ્ટપ્રકાર કલસા કીયા, સાઠિલાખ એક કોડિ
નીર સુગંધઈ તે ભર્યા, ન્હાવણ કરઇ કરજોડિ. ૪
પૂજી પ્રણમી સુર દીઈ, ચીવર કુંડલ સાર,
જિનવર જિનઘરિ મૂંકીયા, હિયડઈ હરષ અપાર. ૫

* * *

અંતે—

વર તપાગછપાટિઇ પ્રભુ પ્રગટીઓ, શ્રી વિજયસેનસૂરિ પૂરી આસો,
ઋષભના નામથી સકલ સુખ પામીએ, કહે તે કવિતા નર રીખભદાસો. ૬૯

—શ્રી ઉદેન મધે લખો છે સંવત ૧૭૫૨ માહ વદ ૧૩ દને. મોરારજી ભાઇનો ચોપડો ૭૮-૮૩.

—સુશ્રાવિકા પદમાં શ્રાવિકા હરબાઇ પઠનાર્થ. સં. ૧૭૩૧ વર્ષે પોષ વદિ ૧૦ રવૌ લિખિત. પ્ર. કા. —૩-૧૭ સેં. લા. નં. ૪૬૪.

## ૫. શ્રી શેત્રુંજય મંડણ શ્રી રૂષભદેવ જિનસ્તુતિ.

અંતે—

શ્રી વિજેસેન સૂરીશ્વરરાય, શ્રી વિજયદેવ ગુરૂના પ્રણમું પાય,
રીષભદાસ ગુણ ગાય. ૪. (જૈ. એ. તીર્થમાળામાં.)

## ૬+ સ્થૂલિભદ્ર સઝાય (સ્થૂલિભદ્ર ને કોશાનો સંવાદ)

આદિ—

શ્રી સ્થુલિભદ્ર મુનિગણમાં શિરદારજો,
ચોમાસું આવ્યા કોશ્યા આગારજો,
ચિત્રામણ શાળાયે તપ જપ આદર્યાં જો. ૧

અંતે—

પૂરવી પ્રધને તાર્યા પ્રાણી થોકજો, ઉજ્જલ ધ્યાને તે ગયા દેવલોકજો,
રૂષભ કહે નિત્ય તેને કરીયે વંદના જો. ૧૭

—ચૈ૦ આદિ સં૰ ભાગ ૩-પૃ. ૩૬૫.

૭+ ધૂલેવા શ્રી કેસરીયાજી સ્ત. (?)

આદિ—

ધૂલેવા નગરમાંહિ ઋષભ જિનેશ્વર, જગભૂલ્યો કાંઈ ભટકે છે.

અંતે—

પ્રત્યક્ષ દેવ પરમગુરૂપાયો, ઋષભદાસ ગુણ રટકે છે. ધૂલેવા. ૪

૮+ માનપર સઝાય-૧૬ કડી

આદિ—

માન ન કરશોરે માનવી, કાચી કાયાનો શો ગર્વરે
સુરનર કિન્નર રાજીયા, અંતે મરીગયા સર્વરે. માન. ૧

અંતે—

અસ્થિર સંસાર જાણી કરી, મમતા ન કરો કોઈરે
કવિ ઋષભનીરે શીખડી, સાંભલજો સહુ કોઈરે. માન. ૧૬

—ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩.

આણંદજી કલ્યાણજીના ભંડારની હિતશિક્ષાની પ્રતમાં છેવટે નીચેની ટીપ આપી છે:—

સંઘવી ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઈ છે.

૧ શ્રી ઋષભદેવનો રાસ ઢાલ ૧૧૮ ગાથા ૧૨૭૧ ગ્રંથા ૧૭૫૦ છે.
૨ શ્રી ભરતેસ્વર રાસ ઢાલ ૮૩ ગાથા ૧૧૧૬ ગ્રંથ ૧૫૦૦ છે.
૩ શ્રી જીવવિચાર રાસ ગાથા ૫૦૨ ગ્રંથ ૭૧૪ છે.
૪ શ્રી ક્ષેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪ ગ્રંથ ૮૫૬ છે.
૫ શ્રી અજાપુત્રનો રાસ ગાથા ૫૬૯ ગ્રંથ ૭૭૫
૬ શ્રી શેત્રુંજ રાસ ગાથા ૩૦૧ ઢાલ ૨૦ ગ્રંથ ૪૧૨ છે.
૭ શ્રી સમકિતસાર રાસ ગાથા ૮૭૯ ગ્રંથ ૧૧૮૨ છે.
૮ શ્રી સમયસ્વરૂપ રાસ ગાથા ૭૯૧ ગ્રંથ ૧૦૦૦ છે.
૯ શ્રી દેવગુરૂ સરૂપ રાસ ગાથા ૭૮૫ ગ્રંથ ૧૦૫૮ છે.
૧૦ શ્રી નવતત્વ રાસ ગાથા ૮૧૧ ગ્રંથ ૧૧૨૭ છે.

શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૭૧, શ્રી આર્દ્રકુમાર રાસ ગાથા ૯૭, શ્રી શ્રેણિકરાસ ૧૮૩૯, તવન ૩૩, નમસ્કાર ૨૨, થોઓ ૨૭, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫, શ્રી હીરવિજયસૂરિનો રાસ ગાથા...શ્રી મલ્લિનાથ રાસ ગાથા ૨૯૫, શ્રી પુણ્યપ્રશંસા રાસ ગાથા ૩૨૮, કયવન્નાનો રાસ ૨૮૪, શ્રી વીરસેનનો રાસ ગા. ૪૪૫,

(કવિ ખંભાતના શ્રાવક હતા. પોતાના વતન ખંભાતનું વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃતિઓની અંતે આપેલું છે તે પરથી સંવત સત્તરમી સદીમાં તેની રચના, ત્યાંની જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ કેવાં પ્રકારનાં હતાં તે જણાઇ આવે છે. આ નગરનાં ખંભનગર, ઋષભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી એ જૂદાં જૂદાં નામ કવિએ કહ્યાં છે તે વાત પણ તેની ઐતિહાસિક બીનામાં વધારો કરે છે. આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષેની લોકવાર્ત્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય. કવિ પોતે વીસા પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમનો જન્મ ખંભાતમાં માતા સરૂપાદે અને પિતા સાંગણથી થયો હતો. તેમના પિતામહનું નામ મહિરાજ હતું. મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે વસાવ્યું હતું ત્યાંના મૂલ વતની હતા. અને પછી તેના પુત્ર સાંગણ ખંભાતમાં વસ્યા ને સમૃદ્ધિ પામ્યા. મહિરાજે સંઘ કાઢી શત્રુંજયની જાત્રા કરી હતી અને સાંગણે પણ તેજ પ્રમાણે 'સંઘવી' (સંઘપતિ) તરીકે ખ્યાતિ મેળવી હતી. કવિ પોતે શ્રાવકના જે આચાર જૈનશાસ્ત્રમાં જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસેથી બોધ લેતા અને જિનની પૂજા મંદિરમાં જઈ હમેશ કરતા. તેમણે શેત્રુંજય, ગિરિનાર, શંખેશ્વરની યાત્રા કરી હતી અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા. આપરથી જણાય છે કે તેઓ ધર્મચુસ્ત, સંસ્કારી, બહુશ્રુત અને શાસ્ત્રાભ્યાસી હતા. પોતે 'સંઘવી' એ વિશેષણ પોતાને આપે છે તે પરથી તેમણે પણ સંઘ કાઢ્યો હોય એમ જણાય છે. પોતાને સુલક્ષણી પત્ની, બહેન, બાંધવ, અને [illegible]ારે બાળકો

૧૧ શ્રી થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮ ગ્રંથ ૧૦૦૦ છે,
૧૨ શ્રી વ્રતવિચાર રાસ ગાથા ૮૬૨ ગ્રંથ ૧૨૧૨
૧૩ શ્રી સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૪ ગ્રંથ ૫૨૫ છે.
૧૪ શ્રી કુમારપાલ રાજાનો રાસ ગાથા ૪૫૦૬ ગ્રંથ ૫૮૦૦
૧૫ શ્રી કુમારપાલનો નાહનો રાસ ગાથા ૨૧૯૨ ગ્રંથ ૨૭૫૦
૧૬ શ્રી જીવત સ્વામીનો રાસ ગાથા ૨૨૩ ગ્રંથ ૨૭૫ છે.
૧૭ શ્રી ઉપદેશમાલા રાસ ગાથા ૭૬૨ ગ્રંથ ૧૦૧૮
૧૮ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૨૪ ગ્રંથ ૨૨૫૦
૧૯ શ્રી હિતશિખ્યા રાસ ગાથા ૧૮૬૨ ગ્રંથ ૨૩૨૫ છે.
૨૦ શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૬૬ ગ્રંથ ૭૫૦ છે.
૨૧ શ્રી આર્દ્રકુમારનો રાસ ગાથા ૯૭ ગ્રંથ ૧૨૫
૨૨ શ્રી શ્રેણિકનો રાસ ગાથા ૧૮૩૯ ગ્રંથ ૨૩૦૦
૨૩ તવન ૩૩, ૨૪ નમસ્કાર ૧૩, ૨૫ થોયું ૭, ૨૬ તીર્થંકરનાં કવિત ૨૪
૨૭ ગીત ૩૧ ૨૮ સુભાષિત ૩૭૯

એવં સર્વ એ જોડિ શ્રી સાંગણસુત સંઘવી ઋષભદાસે કીધી તે વષી છે જી. લિ. મુનિ ન્યાનચંદેણ. આ. ક. હિતશિક્ષાની પ્રતમાં.

વળી એક હસ્તલિખિત પાનામાં નીચે પ્રમાણેની ટીપ મળી છે—

સંઘવી રીષભકૃત રાસની ટીપ લખી છઈ॥ શ્રી રીષભદેવનો રાસ ગાથા ૧૨૭૧, શ્રી ભરતેશ્વર રાસ ગાથા ૧૧૧૬, શ્રી જીવવિચાર રાસ ગાથા ૫૦૨, શ્રી ખેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪, શ્રી અજાપુત્રનો રાસ ગાથા ૫૫૯, શ્રી શેત્રુંજ રાસ ગા. ૩૦૧, શ્રી સમકીતસાર રાસ ગા. ૮૭૯, શ્રી સમઇ સરૂપ રાસ ગા. ૭૯૧, શ્રી દેવસરૂપ ગા. ૭૮૫, શ્રી નવતત્ત્વ રાસ ગાથા ૮૧૧, શ્રી થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮, શ્રી વ્રતવિચાર રાસ ગા. ૮૬૨, સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૬, શ્રી કુમારપાલ રાસ ગાથા ૪૫૦૬, કુમારપાલનો નાનો રાસ ગાથા ૨૧૯૨, શ્રી જિવત સ્વામીનો રાસ ગાથા ૨૨૩, શ્રી ઉપદેશમાલા ગાથા ૭૧૨ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૧૬, શ્રી હિતશિક્ષા રાસ ગા. ૧૮૪૫,

શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૭૧, શ્રી આર્દ્રકુમાર રાસ ગાથા ૯૭, શ્રી શ્રેણિકરાસ ૧૮૩૯, તવન ૩૩, નમસ્કાર ૨૨, થોઓ ૨૭, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫, શ્રી હીરવિજયસૂરિનો રાસ ગાથા....શ્રી મલ્લિનાથ રાસ ગાથા ૨૯૫, શ્રી પુણ્યપ્રશંસા રાસ ગાથા ૩૨૮, કયવન્નાનો રાસ ૨૮૪, શ્રી વીરસેનનો રાસ ગા. ૪૪૫,

(કવિ ખંભાતના શ્રાવક હતા. પોતાના વતન ખંભાતનું વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃતિઓની અંતે આપેલું છે તે પરથી સંવત સત્તરમી સદીમાં તેની રચના, ત્યાંની જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ કેવાં પ્રકારનાં હતાં તે જણાઇ આવે છે. આ નગરનાં ખંભનગર, ઋષભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી એ જૂદાં જૂદાં નામ કવિએ કહ્યાં છે તે વાત પણ તેની ઐતિહાસિક બીનામાં વધારો કરે છે. આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષેની લોકવાર્ત્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય. કવિ પોતે વીસા પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમનો જન્મ ખંભાતમાં માતા સરૂપાદે અને પિતા સાંગણથી થયો હતો. તેમના પિતામહનું નામ મહિરાજ હતું. મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે વસાવ્યું હતું ત્યાંના મૂલ વતની હતા. અને પછી તેના પુત્ર સાંગણ ખંભાતમાં વસ્યા ને સમૃદ્ધિ પામ્યા. મહિરાજે સંઘ કાઢી શત્રુંજયની જાત્રા કરી હતી અને સાંગણે પણ તેજ પ્રમાણે 'સંઘવી' (સંઘપતિ) તરીકે ખ્યાતિ મેળવી હતી. કવિ પોતે શ્રાવકના જે આચાર જૈનશાસ્ત્રમાં જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસેથી બોધ લેતા અને જિનની પૂજા મંદિરમાં જઇ હમેશ કરતા. તેમણે શેત્રુંજય, ગિરિનાર, શંખેશ્વરની યાત્રા કરી હતી અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા. આપરથી જણાય છે કે તેઓ ધર્મચુસ્ત, સંસ્કારી, બહુશ્રુત અને શાસ્ત્રાભ્યાસી હતા. પોતે 'સંઘવી' એ વિશેષણ પોતાને આપે છે તે પરથી તેમણે પણ સંઘ કાઢયો હોય એમ જણાય છે. પોતાને સુલક્ષણી પત્ની, બ્હેન, બાંધવ, અને એકથી વધારે બાળકો

હતાં. ઘેર ગાય ભેંસ દુઝતી હતી અને લક્ષ્મી પણ પ્રસન્ન હતી. નેમિદૂતના કર્તા વિક્રમ કે જે પોતાને સાંગણનો પુત્ર જણાવે છે તે કદાચ આ કવિના બાંધવ હોય. કવિ તરીકે ગૂર્જર પ્રાચીન કવિ શિરોમણિ તરીકે પ્રસિદ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાના પૂર્વગામી પોતે છે અને પોતાની વર્ણનશૈલી શબ્દચમત્કૃતિ, ભાષાગૌરવ તે કવિઓની સરખામણીમાં ઉતરતા હોઈ શકે તેમ નથી. સરસ્વતી દેવી પ્રત્યે સંપૂર્ણ ભક્તિ હોઈ તેમની હમેશાં સ્તુતિ કરી પોતાની કૃતિઓનો પ્રારંભ કરેલ છે અને જનશ્રુતિ પ્રમાણે તેમણે તે દેવીને આરાધન કરી પ્રસન્ન કરી હતી અને દેવીનો પ્રસાદ મેળવ્યો હતો. પોતે શ્વેતામ્બર તપગચ્છના હતા અને પોતાના ગુરૂ તરીકે પ્રસિદ્ધ વિજયસેન સૂરિને અંગિકૃત કર્યા હતા, અને તેમની પછી વિજયદેવસૂરિને થોડો સમય સ્વીકાર્યા પછી વિજયતિલકસૂરિને અને તેમની પછી વિજયાણંદસૂરિને સ્વગુરૂ તરીકે લેખ્યા હતા. તેમના સમયમાંજ પ્રખ્યાત ધર્મસાગરજીના ગ્રંથનો ઝઘડો થયો. દેવ અને અણસુર-આણુંદ પક્ષો થયા કે જે ઝઘડાનું સ્વરૂપ ઐતિહાસિક રાસમાળા ભાગ ૪ થામાં આપેલ વિજયતિલકસૂરિરાસ પરથી સ્પષ્ટ જણાશે કવિએ ઘણી કૃતિઓ રચી છે તેમાં કેટલીક સંસ્કૃત ચરિત્રો પરથી પોતાની કવિ-કેળવણીથી સુંદર અને અલંકૃત બનાવી છે, અને કેટલીક સ્વતંત્ર છે. આ કવિની સર્વકૃતિઓ પ્રસિદ્ધ થવા યોગ્ય છે. વિશેષ વિસ્તારથી હકીકત મારા આ કવિ સંબંધેના નિબંધ પરથી જાણી લેવી. ]

---

## ૨૧૧ કનકસુંદર (વડતપગચ્છ દેવરત્નસૂરિ-વિદ્યારત્ન શિ.)

(૪૨૫) ગુણધર્મ કનકવતી પ્રબંધ લ. સં. ૧૬૬૩ પહેલાં

આદિ— છંદ.

સકલ જાતિમધ્ય સારદાણી, ત્રિભુવનરાય વદનિ ઈહિ ઠાણી,
સુરનર ગુણ ગંધર્વ વખાણી, આપિ માઇ સરસ સુઅવાણી. ૧

દુહા.

જે નવ રસ સંરસ સહું સુણઈ, પંતિ ધરી બહુ જન,
મહિમા જનમાંઈ હુઇ, સરસતિ જુ સુપ્રસન્ન. ૨
કવીયણ આગિ જે હુંયા, તે ધ્રુરિ સમરી માઇ,
હુંયા હુસિ જે કવીયણ, થાસિ તુઝ પસાઈ. ૩

* * * *

અંતે—

ભાણેજને યુવરાજ દેઇ, એ ઢાલ.

ઇમ સુણી પ્રાણી ચિત આણી, વિષય છંડઉ વાડ
પરમાદ પાંચઈ દૂરિ કીજઇ, દીજઇ નગર કપાટ. ૩૬૧
એ સીલ સુધું પાલતારે, ખુરીઇ ભવખાડ,
રોગ સોગહ સવિ નાસઇ, નવિ નડિ કો કોઈ નાડ. ૩૬૨

* * * *

ચોપાઇ.

ઇમ જાણી સંસાર અસાર, ગિરૂયા મુંકઈ વિષય વિકાર,
વડતપગછિ ગોયમ અવતાર, શ્રી ધનરત્ન હુઆ સંસારિ. ૩૬૪
તસ પટધારક ગુણે કરી ભુરિ, ગછપતિ શ્રી સુરરત્નહસુરી,
પટ પ્રભાવક વંદિત ઇશિ, શ્રી પુજ્ય દેવરત્ન સુરીસ. ૬૫
સહતાથી તે ગછપતિ તણા, વાચક વિદ્યારત્ન ગુણ ઘણા,
અંતેવાસી તેહનો મુખ્ય; કનકસુંદર નામે છે શિષ્ય. ૬૬
શાંતિ જિણેસ્વરતણું ચરિત્ર, કથા પ્રબંધિ કરી વિચિત્ર,
વાંચતાં આવ્યો સંબંધ, ચતુરે જાણ્યો ભલો પ્રબંધ. ૬૭
ભુ પીઠિ તે ચતુરસુજાણ, લહુડા તુહિ પાંમઈ માંણ,
સાવ સલુણાં કેતકી પત્ત, હરખિ નાહના રંજઇ ચિત્ત. ૬૮
તેહનાં વચન લહી આસર્ણ, રચ્યો રાસ સુપદાતા કર્ણ,
પંડિત કનકસુંદર ઇમ કહઇ, ભણે સુણઇ તે સુપજ લહઈ. ૬૯

—ઇતિ ગુણધર્મે કનકવતી કામ પરિત્યકત કૌતક પ્રબંધ ચતુર્થો-
ધિકાર સંપૂર્ણં. સં. ૧૬૬૩ વર્ષે કાર્તિક વદિ ૧૪ શનૌ લિ૦ ઋ. શ્રી
૫ રામામાહાવજી સ્વયં પઠનાર્થં. ૧૩-૧૭ લીં.

**(૪૨૬) કર્પૂરમંજરી** મં. ૧૬૬૩ (પા. ૪)

**(૪૨૭) સગાલસાહ રાસ.** સં. ૧૬૬૭ વૈશાખ વદ ૧૨

આદિ— શ્રી ગુરૂભ્યો નમઃ

સકલ સુરપતિ સકલ સુરપતિ નમઈ જસ પાય,
ચુવીસઇ તિથેસર, તાસ નામ હું ચિત્તિ ધ્યાઉં;
સરસતિ સામિણિ મનિ ધરી, સુગુરૂ શુદ્ધ પરસાદ પાઉ,
સત્યસરગુ ગુણ સબલ, તસ ધારક વર્ણવ્યોસ,
વંસિ વિશુદ્ધઉ તે હુઉ, નિરમલકુલ ગુણ લ્યોસ. ૧

× × × ×

અંતે

અન્ય અઠસઠિ સબલતીરથ કરઇ જે ફ્લ હોઈ
સાહશ્રી સગાલ કેરૂ રાસ સુણતાં સોએ. ૪૮૩
વલી જૈન તીરથ કરઇ જે એહ, જન તે સુણઇ એ રાસ,
અધિક ફ્લ એ સાંભલઈ, ગુણ સેઠની એ ભાસ,
સુણી એહનઉ દાંનમહીમા, ગ્રહઈ ગુણ જે એહવઉ,
તે લહઇ સંપદ સકલ અવિચલ, થાઈ નિર્મલ તેહવઉ. ૪૮૪
એ રાસ ભણતાં હર્ષ વાધઇ સુગુણ સુણતાં પાંમીઇ,
વલી આસપૂરણ સકલ હુઇ અનઈ વંછિત કામીઇ,
**સોલ સંવત સતસઠઈ** માસ વૈશાખઇ વલી,
વદિ બારસઈ એ રાસ પૂરણ હુઇ શુભ મનની રૂલી. ૪૮૫
વૃદ્ધશાલા ગુણવિશાલા, વિદ્યારત્ન ગચ્છપતી,
તસ આણપાલક કનકસુંદર કહઈ ઉવઝાયાં યતી,
વિબુધ શ્રોતારાસ સુણતાં, હઇઇ ભાવ સુ આણુયો,
શશિ સૂરમંડલ તપઈ તાં જાં રાસ એહ વખાણ્યો. ૪૮૬

—સંવત ૧૬૭૦ લખિતં. ૧૬-૧૭ (મારી પાસે છે.)

(પ્રસિદ્ધ સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે મને જણાવ્યું કે "એક બંધુકાર્ય માટે વીનતી છે. ચેલૈયા કિંવા સેલયાની કથા જાણીતી છે. ભોજાભગતે સેલૈયા આખ્યાન લખ્યૂં છે. એક બીજા કવિએ 'શેઠ સગાળસા સાધુને સેવે' એ શબ્દોથી શરૂ થતો ગરબો લખ્યો છે. આ બે છપાઈ ગયેલ છે. જૈન સાહિત્યમાં પણ એ કથા હશે. એને અવલંબીને જે કંઈ જૂના જૈન સાહિત્યમાં લખાયૂં હોય, તેની મને ચોકસ માહીતી આપશો." કારણકે તેમને બી. એ. વર્ગમાં ભોજાભગતનું સેલૈયા આખ્યાન શીખવવાનું હતું; એટલે મેં આ કનકસુંદરકૃત સગાળશાનો રાસ મૂળ મોકલી આપ્યો; વળી તેમને અમદાવાદના વકીલ કેશવલાલ પ્રેમચંદ મોદીએ ત્યાંના જૈનભંડારમાંથી બીજી પ્રત આથી ભિન્નજ મેળવી આપી. બંને વાંચી ગયા પછી તેઓશ્રીએ મને ૨૧-૨-૨૫ ના પત્રથી જણાવ્યું કે 'તમે કનકસુંદરકૃત સગાલસાહ રાસ મારા ઉપર મોકલાવ્યો હતો-એ મને સગાલસાહની ઉત્પત્તિ શોધવામાં બહુ ઉપયોગી થયો...... રા. રા. કેશવલાલ પ્રેમચંદ મોદીએ પણ સગાલસાહ ચૂપઇની એક હાથપ્રત મને મેળવી આપી હતી. એ ચૂપઈ કવિ વાસુની કૃતિ છે. તમારી પાસેની પ્રત કરતાં તે જૂની છે. કનકસુંદરે રાસ સં. ૧૬૬૭ માં રચ્યો છે ત્યારે આ ચૂપઇની નકલજ સં. ૧૬૪૭ ની છે.-પ્રત જૈનને માટે ઊતરાયલી છે; પરંતુ ચૂપઈ કોઇ બ્રાહ્મણની કૃતિ જણાય છે. રાસ અને ચૂપઈમાં ઘણી પંક્તિઓ એકની એક અથવા સરખી છે. જો તમે રાસ છપાવવા ઇચ્છતા હો, તો વાસુ કવિની કૃતિ જોઇ જવા જેવી છે." ત્યારપછી રૂબરૂ મળતાં આ સંબંધે કેટલીક રસભરી વાત થઇ હતી, અને કેટલાક ને ખાસ કરી નરસિંહરાવભાઈ જેવા સગાલસાહનો મૂળ અર્થ શૃંગાલ (શિયાલ) સાહ કરે તે અક્ષંતવ્ય છે. ખરી રીતે સગાલશાહ (એવો શાહ-શેઠીઓ કે જેને ત્યાં હમેશાં સુકાલ હતો, દુષ્કાળ હતોજ નહિ) એ નામ યથાર્થ રીતે સત્ય છે.)

---

અંતે— કલસ.

ઇચ્છા પૂરો આજ, સુપરિ સેવક સાધારઉ,
જિણવાર પાસ જિણંદ, સદા હું સેવક થારઉ,
કલ્પવૃક્ષથી અધિક, કૃપા મો ઉપરિ કીજઇ,
શ્રી અસસેન સુતન્ન, ધણી મુઝ દઉલતિ દીજઇં,
રતનહર્ષ સુપસાઉલઇં, શ્રીસાર એમજ ઉચ્ચરઇં
ફલવર્ધી રાય મોરો ધણી, સેવકનઇ સાનિધિ કરઇ. ૨૧

—પં. સિદ્ધિવિલાસગણિ લિખતં. ૧-૧૫ (મારી પાસે છે.)

૪ વાસુપૂજ્ય રોહિણી સ્ત૦ સં. ૧૭૦૨,

આદિ—

સાસણ દેવિ સાંમણિએ, મૂઝ સાનિધ કીજે,
ભૂલો અક્ષર ભાતિ ભણીએ, સમઝાવી દિજે. ૧
મોટો તપ રોહિણિ તણોએ, તેહના ગુંણ ગાઉ,
જિમ સુખ સોહગ સંપદાએ, મનવંછિત પાઉ. ૨

× × × × ×

અંતે— કલસ.

ઇમ ગગન દોય મુનિચંદ્ર વરણી, મહિમા ગુરૂ મૂખ સાંભલી,
'વાસુપૂજ્ય અમને થયા સુપ્રસન, ચિત્તની ચિંતા ટલી,
ઇણ પરિ રોહિણિ તપ આરાધઇ, જે ભવિયણ મનનિ રલી,
શ્રીસાર જિનગુણ ગાવતાં હિવેં સકલ મન આસ્યા ફલી. ૨૭

—લ૦ ઝુંઝુસરે પં. દિપવિજયેન. ૨-૧૭.

—સં. ૧૮૪૨ ચૈત્ર સુદિ ૭ બુધે શ્રી સુરતિ બંદિરે લિખિતં પ્રમોદસાગર શ્રાવિકા વજીબાઈ પઠનાર્થં. ૩-૧૩) જૈ. એ.

૫ ગૌતમપૃચ્છાનો સ્ત૦

આદિ— (પ્રભુ પ્રણમુરે પાસ જિણેસર થંભણો એ દેશી.)

પ્રભુ પ્રણમુરે પરમેસર ત્રિભુવનતિલો,
સુખદાય રે સાસણનાયક ગુણતિલો,

હંસાસનિ બેઠું સદા, કવિયણની આધાર,
સરસ કથા જયાનંદની, આવી કરજે સાર. ૩
કમળ કમંડળ ધારિણી, વીણા પુસ્તક હાથ,
કવિયણને હિતકારિણી, નિશ્ચે આવે સાથ. ૪
તુજ સમવડ જગ કો નહીં, ત્રિહું ભુવને તુજ વાસ,
કવિજન આશા પૂરણી, તું સહી કરજે રાસ. ૫
તું જગદંબ ત્રિપુરા સતી, તું કવિયણની આસ,
સ્વપ્ને જે નરને મિલી, તેહને કિયો પ્રકાસ. ૬
ક્વણ જયા તે કિહાં હવો, ક્વણ ગામ કુણ ઠાણ,
શ્રી વિજયાનંદ મુખથકી, લહું તે મધુરી વાણ. ૭
કુણ સંવત્સર કુણ દિને, હુવો કેમ હુલ્લાસ,
સંવત સોળે છયાસિયે, ગુરૂ બારેજે ચોમાસ. ૮
સંઘ સહુ આદર ઘણે, વાવે વિત્ત સુઠામ,
દિનદિન ઉત્સવ બહુ થયા, પસર્યા ઠામોઠામ. ૯
શ્રી જયાનંદતણું ચરિત, શ્રી ગુરૂને ઉપદેશ,
સરસ કથા કવિયણ કહે, જેહના ગુણહ અશેષ. ૧૦

* * * *

અંતે—

માતા ભારતિ તણઇ પસાય, મઇં સહી કર્યું જયાનંદરાય,
શ્રી વિજયાણંદ ગુરૂ ઉપદેશ, કરી ચુપઇ એ લવલેસ. ૫૦
પંચમ ગણહર સોહમ સ્વામિ, જાય પાપ તસ લીધઇં નામિ,
તેહ તણુ પટિ સહી દિનકાર, જગચંદ્રસૂરિ થયા ગણધાર. ૫૧
બાર વરસ આંબિલ તપ કરી, પુન્યતણુ ભંડારજ ભરી,
ચિહુંઆલીસમઇં પાટઇં જયકાર, તપા બિરૂદ ધરાવિઉ સાર. ૫૨
અનુક્રમિં ગુરૂ ગછપતિ જેહ, શ્રી મુનિસુંદર કહીઇં તેહ,
એકાવનમઇં થાનકિ કહિયા, વિમાદયા વિદ્યાવંત લહિયા. ૫૩

તિણઇ ગુરઈ ગ્રંથજ કીધા ઘણા, કહતાં પાર ન આવઇ તેહ તણા,
શ્રી જયાનંદનું ચરિતજ સાર, કીધું શાસનનઇ હિતકાર. ૫૪
આઠ સહસ તે કીધું વલી, તે વાંચઇ સહુઈ મનિ રૂલી,
પટિ એકસઠિમઇ ઉદઉ ભાણુ, શ્રી વિજયાણુંદ ગુરૂ ગુણની ખાણિ ૫૫
તસ મુખકમલથી એ લહી વાણિ, મઈ રાસ કર્યો સહિ જાણિ,
બારેજા વરનગર મઝારિ, અલ્પ બુદ્ધિ કર્યો ગુરૂ આધારિ. ૫૫
મુરખ માત્ર હું જાણું નહીં, સહગુરૂ વચને શક્તિજ થઇ,
ભણઇ ગુણઇ તસ નવઈ નિધાન, હર્ષધરી કવિ બોલઈ વાન. ૫૭
જિહાં મહીઅલિ ધરઈ વલી મેર, ધ્રુ મંડલ ચાલઇ નહીં સેર,
જિહાં લગઈ તારા નઇ રવિચંદ્ર, તિહાં લગિ રાસ કરો આણુંદ. ૫૮
વસ્તુ પાંચ ચુપઈ કહું વલી, નવસઈ પંચ્ચોતરિ મનની રૂલી,
દૂહા બિસઈ સતાવીસ જોઇ, બારસઈ સાત તે પૂરા હોઈ. ૫૯
એ કીધો મનનઈ કોડિ, સરષા સરષી જોયો જોડિ,
વિશુધ ધરો કરેજ્યો સહી, કરજોડીનઈ વાણી કહી. ૬૦
સવત ૧૬ **સોલ છયાસીઇ** ૮૬ જાણિ, પોસ સુદિ તેરસિ ચઢિઉ ધમાણ,
વાર ગુરૌ સર્વાકજ સાર, ભણઈ ગુણઈ તસ જય જયકાર, ૬૧

—ઇતિ શ્રી જયાનંદ ચરિત્રે રાસ-પ્રબંધે વાના કવિ વિરચિતે ચક્રાયુધ દીક્ષાગ્રહણ મોક્ષપ્રાપ્તિ, શ્રીજયાનંદ રાજ્યપાલન દીક્ષાગ્રહણ નિર્વાણગમનો પચમોલ્લાસ. સમાપ્ત—ઉલાસ ૫ પ્ર૦ ૨૪૦ દ્વિ૦ ૨૭૦ ત્રિ૦ ૨૮૪ ચ૦ ૨૪૪ પં૦ ૧૬૧ એવં સર્વાકે **૧૨૦૭** શુભં ભવતુ લેખકપાઠકયોઃ આ વાના કવિની સ્વહસ્ત લેખિત પ્રતિ લાગે છે. ન. ૩૨/૧૮૭૭-૭૮ ડે૦ કૉ. પાનાં ૭૧-૧૧.

+પ્ર. આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૩જું.

[વિજયાણુંદ સૂરિનો જન્મ સં. **૧૬૪૨** માં મારવાડના રોહ ગામમાં થયો હતો. પિતાનું નામ શ્રીવંત પોરવાડ, માતાનું નામ સિણુગારદે અને પોતાનું મૂળ નામ કલો હતાં. સં. **૧૬૫૧** માં હીર-

વિજય સૂરિએ દીક્ષા આપી કમલવિજય નામ રાખ્યું અને સોમવિજય ઉપાધ્યાયના શિષ્ય બનાવ્યા. સં. ૧૬૭૦ માં વિજયસેનસૂરિએ પંડિત પદ આપ્યું ને સં. ૧૬૭૬ ના પૌષ સુદિ ૧૩ દિને વિજયતિલકસૂરિએ શિરોહીમાં આચાર્યપદ આપી વિજયાણંદ સૂરિ નામ સ્થાપ્યું.

વિજયદેવસૂરિ સાગરના પક્ષમાં ભળી જવાથી સોમવિજય ઉપાધ્યાય વગેરે સમુદાયે મળીને બીજા આચાર્ય નામે વિજયતિલકસૂરિને સ્થાપન કર્યા હતા, તેમની પાટે વિજયાણંદસૂરિ થયા. તેમને ચાલતા ક્લેશ તરફ અણગમો હતો તેથી સંપના સર્વ પ્રયત્નો કર્યા હતા અને કહેવા પ્રમાણે અમદાવાદમાં વિજયાણંદસૂરિએ વિજયદેવસૂરિને વંદના કરી મેળ કર્યો હતો. આ મેળ સં. ૧૬૮૧ ના પ્રથમ ચૈત્ર સુદિ ૯ ને દિને થયો. આ રીતે સંપ કેટલોક વખત ચાલ્યો પણ પાછળથી મમત્વની મારામારીથી બંનેમાં ભેદ પડતાં વિજયાણંદસૂરિને પણ પોતાની પાટ ઉપર વિજયરાજસૂરિને સ્થાપવાની ફરજ પડી હતી. વિજયાણંદસૂરિએ તેર માસિક તપ, વીશ સ્થાનકપદની આરાધના, સિદ્ધચક્રની ઓળી અને છુટક છટ્ઠ અટ્ઠમ વગેરે તપસ્યાઓ ઘણી કરી હતી. વળી તેમણે એક વખત ત્રણ માસનો તપ કરી ધ્યાન પણ કર્યું હતું. તેમણે છ આબુની, પાંચ શંખેશ્વરની, બે તારંગાની, બે અંતરીક્ષ પાર્શ્વનાથની બે સિદ્ધાચલની અને એક ગિરનારની એમ યાત્રાઓ કરી હતી. તેમજ તેમણે જિનબિંબોની પ્રતિષ્ઠાઓ પણ ઘણી કરી હતી. એકલા કુંયરવાડામાંજ એક સાથે અઢીસો બિંબોની પ્રતિષ્ઠા કરી હતી. છેવટે સં. ૧૭૧૧ ના આષાઢ વદિ ૧ ને મંગળવારે ખંભાતમાં સ્વર્ગસ્થ થયા હતા. ઋષભદાસ કવિએ પણ આ સૂરિની આજ્ઞા શિરોધાર્ય કરી હતી. આ વાના કવિને બદલે એક ઠેકાણે ભંડારની ટીપમાં ચાન્તક નામઆપ્યું તે બરાબર લાગતું નથી.)

---

## ૨૫૬ સુમતિહંસ (ખ૦ જિનચંદ્રસૂરિ-હર્ષકુશલ શિ૦)

(૪૯૬) મેઘકુમાર ચોપઇ સં. ૧૬૮૬ વિજયાદશમી. પીપાડીમાં.

અંત—

સંવત સોલઇસય છયાસીયઇરે, વિજયદશમિ સુપ્રકાસ,
રાજઇ શ્રી જિણચંદ્રસૂરિ રાજવીરે ખરતરગચ્છ સિણગાર,
વાંણી સરસ સુધારસ ઉપદિસઇરે ઇમ ગોયમ અવતાર, ૭ મે.
તાસ સીસ સદા ગુણગણનિધિરે શ્રી હરખ્યકુશલ સુખકાર.
વાદીગજ પંચાનન સારિ મારે રૂપઇં મદનકુમાર ૮ મે.
તાસ સીસ લવલેશ કરી કહઇરે સુમતહંસ મતિસાર,
વામાનંદન પાસ પસાઉ લહને શ્રી પીપાડિ મઝારિ. ૯ મે.
સદગુર શ્રી જિનકુસલ સુરીસનીરે સાંનિધિ સંઘ મઝાર,
પરમપ્રમોદ ઉદય આણંદસુરે નંદઉ સહિ પરિવાર. ૧૧ મે.

—યતિ ચેતનસાગરજી ભં. ઉદયપુર.

---

## ૨૫૭ રાજસિંહ (ખ. નયરંગ વાચક-વિમલવિજય શિ.)

(૪૯૭) આરામશોભા ચોપાઈ સં. ૧૬૮૭ જેઠ શુ. ૯ બાહડમેરમાં

આદિ—

સકલ કલા ગુણ આગલા, આદીસ્વર અરિહંત,
નાભિરાય કુલસેહર, પ્રણમૂં શ્રી ભગવંત. ૧
શાંતિનાથ જિન સોળમુ, બાવીસમુ જિણ નેમિ,
પાર્શ્વ વીર જિન વિમલ ગુણ, નમતાં લહીએ ખેમ. ૨

× × × ×

અંતે— ઢાલ ૨૭ વૈરી વાજ્યા વેણ એહની.

સંવત સોલહ સત્યાસીઇ હો૦ જેઠ માસ સુ૧ વાસ ધ૦
ધવલી નુમિ દિનઇ ભલઇ, હો૦ દિ૦ કવિઉ પૂરણ૧લ વાસ. ધ૦ ૫

બાહડમેર નિત ગહગહઈ નિં૦ શ્રી સુમતિનાથ જિણરાય ધ૦
તસ પ્રસાદિ મઈ રચ્યું હાં એ૦ શ્રી સંઘનઇ સુખદાઇ ધ૦ ૬
શ્રી ખરતરગચ્છ રાજીઉ હાં રા૦ શ્રી જિનરાજ સૂરીંદ
વિજયમાન શ્રી પૂજ્યજી શ્રી૦ એહ રચ્યુ સુખકંદ. ધ૦ ૭
જિનભદ્રસૂરિ સાખા વડી શા૦ વાચક શ્રી નયરંગ. ધ૦
તાસ સીસ વાચકવરૂ, શ્રી વિમલવિનય અતિચંગ. ધ૦ ૮
તાસ સીસ હરખિઈ ભણ્યું હાં રાજસંઘ આણંદ ધ.
એહ સંબંધ સોહામણું હાં શ્રુ. વાચ્યમાન ચિરનંદ ધ. ૯
જે ગાવઈ ભાવઇ ભલઈ, ભણિ જે ચિત સુહાઈ ધ.
તિહાં ઘરિ સુખસંપતિ ઘણી, સં૦ દિન દિન અધિક દિપાઇ ધ. ૧૦

—ગ્રંથાગ્ર ૫૫૧ વિમલેન લિ૦ ૧૬–૧૬ ની. પા.

(૪૯૮) વિનયરાસ.



## ૨૫૮. લૂણસાગર.

(૪૯૯) અંજનાસુંદરી સંવાદ. સં. ૧૬૮૯.



## ૨૫૯ ચંદ્રકીર્તિ. (ખ૦ કીર્તિરત્નસૂરિ–લાવણ્યસમય –પુણ્યધીર–જ્ઞાનકીર્ત્તિ–ગુણપ્રમોદ–સમયકીર્ત્તિ–વિનયકલ્લોલ–હર્ષકલ્લોલ શિ.) જિનરાજસૂરિ રાજ્યે.

(૫૦૦) શ્રી યામની ભાનુ મૃગાવતી ચૌપઇ. સં. ૧૬૮૯ આસુ શુ. ૭ બુધ. બાહડમેર (જેસલમીર)માં.

અંતે—

કથાકોસથી મેં કહ્યઉ એ, મૃગાવતી યામની ભાન,
સંબંધ સોહામણઉએ, સુણતાં સફલ વિહાણ.
અધિકઉ ઓછઉ જે કહ્યઉ, મિચ્છામિ દુક્કડ તેહ, ૨૮
સંઘ સહૂ સંભલઉએ, કવીયણ કહીયઉ જેહ. ૨૯

## ૨૫૬ સુમતિહંસ (ખ૦ જિનચંદ્રસૂરિ-હર્ષકુશલ શિ૦)

(૪૯૬) મેઘકુમાર ચોપઇ સં. ૧૬૮૯ વિજયાદશમી. પીપાડીમાં.

અંત—

સંવત સોલઇસય છયાસીયઇરે, વિજયદશમિ સુપ્રકાસ,
રાજઇ શ્રી જિણચંદ્રસૂરિ રાજવીરે ખરતરગચ્છ સિણગાર,
વાંણી સરસ સુધારસ ઉપદિસઇરે ઇમ ગોયમ અવતાર, ૭ મે.
તાસ સીસ સદા ગુણગણનિધિરે શ્રી હરખકુશલ સુખકાર.
વાદીગજ પંચાનન સારિ મારે રૂપઈ મદનકુમાર ૮ મે.
તાસ સીસ લવલેશ કરી કહઇરે સુમતહંસ મતિસાર,
વામાનંદન પાસ પમાહુ લઇને શ્રી પીપાડિ મઝારિ. ૯ મે.
સદગુરૂ શ્રી જિનકુસલ સુરીસનીરે સાંનિધિ સંઘ મઝાર,
પરમપ્રમોદ ઉદય આણંદસુરે નંદઉ સહિ પરિવાર. ૧૧ મે.

—યતિ ચેતનસાગરજી ભં. ઉદયપુર.

---

## ૨૫૭ રાજસિંહ (ખ. નયરંગ વાચક-વિમલવિજય શિ.)

(૪૯૭) આરામશોભા ચોપાઈ સં. ૧૬૮૭ જેઠ શુ. ૯ બાહડમેરમાં

આદિ—

સકલ કલા ગુણ આગલા, આદીસર અરિહંત,
નાભિરાય કુલસેહર, પ્રણમૂં શ્રી ભગવંત. ૧
શાંતિનાથ જિન સોળમુ, બાવીસમુ જિણ નેમિ,
પાર્શ્વ વીર જિન વિમલ ગુણ, નમતાં લહીએ પેમ. ૨

× × × ×

અંતે— ઢાલ ૨૭ વંસી વાજઇ વેણુ એહની.

સંવત સોલહ સત્યાસીઈ હો૦ જેઠ માચ મુદ નાસ ધ૦
ધવલી નુમિ દિનઇ ભલઇ, હાં૦ દિ૦ કવિઉ પૂનફલ યાસ. ધ૦ ૫

## ૨૬૦ દર્શનવિજય (ત. રાજવિમલ-મુનિવિજય ઉ. શિ.)

(૫૦૨)+ પ્રેમલાલચ્છીરાસ અથવા ચંદચરિત. સં. ૧૬૮૯ કાર્તિક શુ. ૧૦ બર્હાનપુરમાં (પ્રસિદ્ધ—આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું.)

આદિ—

શ્રી સુખદાયક જિનવરૂ, નામિં પરમાણંદ,
પ્રણમી ગૌતમ ગણધરૂ, શ્રી વસુભૂતિ-નંદ. ૧
સારદ સાર પસાઉલઇ, ચિન્તીત કવિત કરાય,
માતા ! રસ મુજ વાણીઈં, દેજો બહુ સુખ થાય. ૨
શ્રી વિજયાણંદ સૂરીસરૂ, તપગચ્છપતિ સુપ્રસાદિ,
વાચક મુનિવિજય ગુરૂ, ગુણ સમરૂ આલ્હાદિ. ૩
શીલપ્રભાવિં સુખ ઘણું, શીલ સુમતિદાતાર,
શીલિં શોભા અતિ ઘણી, શીલ સદાનંદ નાર. ૪
શીલ અધિકાર કહઈ કવિ, દેવગુરૂ ધર્મ પસાય,
ચંદનરેશર મનિ ધરી, રાસ રચું સુખદાય. ૫
નવ અધિકારઈ વર્ણના, નવ રસમાંહિં પ્રધાન,
ચંદચરિત સુણતાં લહો, કમલા સુખ સંતાન. ૬
સાંભલતાં સુખ ઉપજઈ, વિસ્મય પામઈ મન્ન,
પહેલઈ અધિકારઇ વર્ણવું, ચંદચરિત્ર રતન્ન. ૭

* * * *

અંતે—

ધન્ય ધન્ય ચંદમનિ મહામુનિ...ઢાલ ૫૩. રાગ ધન્યાસી.
જુઓ જુઓ સાઅલ મહિમા નહિ મંડલિ, જાગતો આજપણિ
એમ દીસઈ,
શ્રી ગુરૂ હીરવિજયસૂરી જયકરૂ, નામ સુણતાં ઘણું હર્ષ હું
હીસઈ. ૫૧

ખરતર ગચ્છમાંહિ સોભતાએ, કીર્ત્તિરત્ન સૂરીસ,
પાટ ઉવઝાય થયા એ, લાવણ્યસમય તસુ સીસ. ૩૦
તાસ સીસ વાચક થયાએ, શ્રી પુણ્યધીર પ્રધાન,
શિષ્ય વાચક ભલઉએ, જ્ઞાનકીરતિ... ૩૧
વાચક શિષ્ય વલિ તેહના, ગુણપ્રમોદ રિષરાય,
વાચક શિષ્ય તે ભલઉ, સમયકીરતિ સુપસાય. ૩૨
પંડિત શિષ્ય સદા ભલઉ, વિનયકલ્લોલ નિધાન,
પંડિત વિદ્યમાન છે એ, હરષકલ્લોલ પ્રધાન. ૩૩
શિષ્ય તેહના માલતાએ, ચંદ્રકીરતિ બોલંતિ,
ઉદયકારક ભલઉઈ, સકમરાજ ગુણવંત. ૩૪
શિષ્ય ભલા છે જોડલાએ, ષેમરાજ સુષકાર,
તાસ આગ્રહ કરીએ, ચઉપઇ જોડી સાર. ૩૫
શ્રી ષરતર ગચ્છ રાજીયૌ એ, શ્રી જિનરાજ સૂરિંદ,
**સોલસૈ નવ્યાસીયૈ** એ, આસૂ સાતમિચંદ. ૩૬
પ્રથમ પહુર બુધિવારનઉ એ, પ્રથમ ઘડી સિદ્ધ યોગ,
શ્રાવક સુષીયા વસૈએ, બાહડમેર રસભોગ. ૩૭
વિધિ ચૈત્યાલય પૂજીયૈએ, શ્રી સુમતિનાથ જિણંદ,
યથાર્થ પુરઉ થયૌ, ભણતાં સુખ આણંદ. ૩૮
ઢાલ સૌલૈ ઇણિ ચૌપઇએ, બિસૈ ઇક્યાસી એહ,
કહી ચંદ્રકીરતૈએ, ભણત સુણત ઉછાહ. ૩૯

—ઇતિ શ્રી યામની ભાનુ મૃગાવતી ચૌપઇ સંપૂર્ણ. વાચનાચાર્ય શ્રી ૧૦૬ શ્રી જિનહંસગણિ શિષ્ય પં. મહિરચંદ લિપિકૃતં સં. ૧૭૮૪ વર્ષે શ્રાવણ શુદિ ૧૪ દિને બીમરસા મધ્યે.

(૧૨ પં. ૧૪ ગુ. વિ)

સીલધારી બહુ સુગુણ ગુણ ગાયતાં, શુદ્ધ પરિણામિં સવિ
આરતિ ભાજિં. ૬૧
ચરિત એ ભણતાં સુણતાં સુણતાં સદા હોઈ કલ્યાણકારી દૈવ,
સંવત **સોલ નિવ્યાસી** કાર્તિક સુદિ દસમી વાર ગુરૂ પુષ્પ તે
દિવસમેવ. ૬૨
શ્રી બર્હાનપુર નયરવરમંડણો જાહા મનમોહન પાસ રાજઈ,
સંઘ જય જયકરૂ ભવિકજન દુષહરૂ દેવસેવા કરઈ બહુ દિવાજઇં. ૬૩
તત્ર શાષા પુરઈ દલપુરવરે જિહાં જિનરાજ સદા દેવ સુપાસો,
ધ્યાન તસ ચિત ધરી ત્રિકરણ શુદ્ધિ કરી, જગતની જ્યોતિ જગમાં
વિસેસો. ૬૪
તાસ સુપસાયથી સીલ ગુણે કરી, ગાઇયો સરસરસ એહ રાસો,
જિહાં લગઈ સુરસસિ ભુમિં થિર થાયગ્યો, વિસ્તરો જગમાંહિ ગુણ
વિલાસો. ૬૫

—ઇતિ શ્રી સીલાધિકારો ચંદમુનિ પ્રેમલાસતી રાસ સંપૂર્ણઃ ૧૭૩૧ વર્ષે જ્યેષ્ટ વદિ ૧૦ દિને રવિવાસરે લષિતં પંડિત શ્રી ધર્મહર્ષેણ. શ્રી રાજનગર શ્રી વીર પ્રસાદાત્-(ગુ. વિ.). ઇતિ શ્રી ચંદાયણિ નામરાસે નવમો ધિકારઃ શ્રી શીલાધિકારે ચંદમુનિ પ્રેમલાલચ્છી સતીરાસ સંપૂર્ણઃ-ગ્રંથાગ્રંથ ૨૧૦૧ શ્લોક સંખ્યા સંવત ૧૭૬૦ વર્ષે આસો વ. ૭ શુક્રે ( દે. લા. પા. ૫૪ )

**(૫૦૨)+ વિજયતિલકસૂરિ રાસ.** સં. ૧૬૯૭ પોસ સુદિ રવિ.
બુરહાનપુરમાં.

**આદિ—**

ઉદય અધિક મહિમા ઘણો, મનમોહન પાસ,
સંઘ સયલ આણંદકરૂ, સુખ સંપદ બહુ વાસ. ૧
નયર બરહાનપુરમંડણો, મૂરતિ દીઠે મોદ,
પ્રણમું પ્રભુપ્રતિં હઇડે ધરી પ્રમોદ. ૨

જૈણુઇ યવનપતિ અકબ્બર ભૂપતિ તેહ પ્રતિ બુઝવિ સુયશ લીધો,
પડહ અમારિનો માસ છબ્બરસપ્રતિ, જગ જનનઈ ઉપગારી કીધો. પર
તાસ પાટિં પ્રગટ પુણ્ય પૂરણ પ્રભુ, જેણુઇ અકબ્બર સભાઈ પ્રસીધો,
ત્રિણિસઈ ભટ્ટ જીપી જય પામીઓ, શ્રી વિજયસેનસૂરી જગ પ્રસીધો. ૫૩
પાટિં તસ શ્રી વિજયતિલકસૂરી શુભ ચરી જેણુઈ જગિં કુમત મત દૂરી ટાલ્યો,
જ્ઞાન વૈરાગ્ય જગિ દીપતો ત્રિકરણ શુદ્ધિ ગુરૂ વયણ પાલ્યો. ૫૪
તાસ પટ્ટોધર ભવિકજન સુખકર દર્શન દુખહર જાસ દીપઈ,
અતુલ સૌભાગ્ય જયઉદય અધિકો પ્રભુ સકલ ભટ્ટારક માન જીપઈ. ૫૫
શ્રી તપાગચ્છપ્રભુ સૂરીમુકુટામણી, શ્રી વિજયાણંદસૂરી સોહે,
તેહના જેહ સેવા અહનિસિં કરઇ તે ભવિજન તણા સફલ દીહો.૫૬
વિજયજયકારિ તસ રાજિ જગિ જયકર, વાચકાધીશ સિર ઈશ મોટો,
અતિહિં સુપવિત્ર ચારિત્ર જગિ જેહનું ચાલતો હાસ વૈરાગ્ય કોટી. ૫૭
સાર અવતાર ઉપગારમય જેહનો, જેણુઇ બઈશાસ્ત્ર આંપિ ભણાંવી,
મંદમતિ તેહુ પણિ જણુઈ કોવિદ કર્યા, બુઝવ્યા ભાવિ બહુનિ જગિ સુણાવી. ૫૮
શ્રી મુનિવિજય ઉવઝાય સુપસાયથી, સાસનિ દાસ તસ ધ્યાન ધ્યાતો,
સયલ તસ સીસ સંદેહમાં કણ સમો, શ્રી ગુરૂ ગુણહિતે અતિહિં રાતો. ૫૯
સીલ અધિકારઈ એ ચંદમુનિ મહામુનિ સતીય પ્રેમલા પુહુચિં પ્રસીધી,
સંયમ આણુંસરી સાર કેવલવરી અનુક્રમિં પામીઆં સયલ સિદ્ધિ. ૬૦
કવિ દર્શનવિજય વિરતચરિત એમ ભણુઈ, આપિં સંસાર નિસ્તાર કાજિં,

સીલધારી બહુ સુગુણ ગુણ ગાયતાં, શુદ્ધ પરિણામિં સવિ
આરતિ ભાજિં. ૬૧
ચરિત એ ભણતાં સુણતાં સુણતાં સહા હોઈ કલ્યાણકારી દેવ,
સંવત **સોલ નિવ્યાસી** કાર્તિક સુદિ દસમી વાર ગુરૂ પુષ્પ તે
દિવસમેવ. ૬૨
શ્રી બર્હાનપુર નયરવરમંડણો જાહા મનમોહન પાસ રાજઈ,
સંઘ જય જયકરૂ ભવિકજન દુપહરૂ દેવસેવા કરઈ બહુ દિવાજઈં. ૬૩
તત્ર શાષા પુરઈ દલપુરવરે જિહાં જિનરાજ સદા દેવ સુપાસો,
ધ્યાન તસ ચિત ધરી ત્રિકરણ શુદ્ધિ કરી, જગતની જ્યોતિ જગમાં
વિસેસો. ૬૪
તાસ સુપસાયથી સીલ ગુણે કરી, ગાઇયો સરસરસ એહ રાસો,
જિહાં લગઈ સૂરસસિ ભુમિં થિર થાયયો, વિસ્તરો જગમાંહિ ગુણ
વિલાસો. ૬૫

—ઇતિ શ્રી સીલાધિકારો ચંદમુનિ પ્રેમલાસતી રાસ સંપૂર્ણ: ૧૭૩૧ વર્ષ જ્યેષ્ટ વદિ ૧૦ દિને રવિવાસરે લષિતં પંડિત શ્રી ધર્મહર્ષેણ. શ્રી રાજનગર શ્રી વીર પ્રસાદાત્-(ગુ. વિ.). ઇતિ શ્રી ચંદાયણિ નામરાસે નવમો ધિકારઃ શ્રી શીલાધિકારે ચંદમુનિ પ્રેમલાલચ્છી સતીરાસ સંપૂર્ણ:-ગ્રંથાગ્રંથ ૨૧૦૧ શ્લોક સંખ્યા સંવત ૧૭૬૦ વર્ષે આસો વ. ૭ શુક્રે ( દે. લા. પા. ૫૪ )

**(૫૦૨)+ વિજયતિલકસૂરિ રાસ.** સં. ૧૬૯૭ પોસ સુદિ રવિ.
બુરહાનપુરમાં.

આદિ—

ઉદય અધિક મહિમા ઘણો, મનમોહન પાસ,
સંઘ સયલ આણંદકરૂ, સુખ સંપદ બહુ વાસ. ૧
નયર બુરહાનપુરમંડણો, મૂરતિ દીઠે મોદ,
પ્રણમું પ્રભુપ્રતિં હઇડે ધરી પ્રમોદ. ૨

અઈવાણાગય સંપ્રતિ વંદું જિન ચોવીસ,
ચાર તિથંકર શાશ્વતા વિહરમાન વલી વીસ. ૩
કરમ ખપી મુગતિં વસ્યા સિદ્ધાસિદ્ધ અનંત,
તે અહનિસિ આરાહીઇ, અનંત ગ્યાન ગુણવંત. ૪
ગુણ છત્રીસે નિરમલા, સોહે અંગ અનૂપ.
આચારજિ નિત વંદીઈ, કલિકાલે જિનરૂપ. ૫
સકલ સૂત્ર સિદ્ધાંત તે ભણે ભણાવે સાર,
વાચક ગુણ પંચવીસસિઉં આરાધું સુખકાર. ૬

* * * *

અંતે—

રાગ ધન્યાસી.

રાજનગર ગુરરાજ પધાર્યા, ભવિયણ અતિ આણંદજી,
ધર્મધ્યાન બહુ માન ઉપાયા પામે પરમાણંદજી. ૮૭
દાન દીએ બહુ ગુરૂ ઉપદેસેં પાલે સીલ સુભાવેજી,
તપ તપે વર ભાવન ભાવે ધન વાવરે ગુરૂ આવેજી. ૮૮
વાચક વિબુધ બહુ મનિ પરવરીઓ, રાજે શ્રી ગુરરાજજી,
વિજયતિલકસૂરિ પાટ પનોતો દીપાવે ધર્મકાજજી. ૮૯
ઉદયવંત અધિકો મહિમંડલે પ્રતપો જગ ઉપકારીજી,
મેરૂ મહિધર મહી રવિ સસિ હર સાયર થિરતા ધારીજી ૯૦
તિહાં લગેં એ આસીસ અનોપમ તાર્યા બહુ નરનારીજી,
એ ગછધારી બહુ હિતકારી સાચો પર ઉપગારીજી. ૯૧
સંવત સસિ રસનિધિ મુનિવરસિ પોસ સુદિ રવિ કર યોગેજી,
રાસ રચ્યો એ આદર કરીનેં શાસ્ત્ર તણે ઉપયોગેજી. ૯૨
વીસલનયર કેસવસા નંદન ધિન્ન સોભાઇ માયજી,
શ્રી રાજવિમલ વાચક સીસ અનોપમ મુનિવિજય ઉવઝાયજી. ૯૩
તાસ સીસ પભણે બહુ ભગતેં દર્શનવિજય જયકારીજી,
નયર બરહાનપુર મંડણ મેરા શ્રી મનમોહન પાસજી. ૯૪

તાસ પ્રસાદેં એ વિસ્તરયો, મહિમંડલિ એ રાસજી,
જે ગીતારથ જગ હિતકારી તેહતણો હું દાસજી,
ધર્મવંત વલી ગુણના રાગી આણી અધિક ઉલ્લાસજી. ૯૪
કૃપા કરી મુઝ ઉપરિ સહુએ કરવો શુદ્ધ પ્રબંધજી,
કાનો માત્ર ગાથા છંદે જેહ અશુદ્ધ હોઇ બંધજી. ૯૭
જિહાં લગેં એ શાસન શ્રી જિનનું, જિન આણાના ધારીજી,
તિહાં લગેં એ ભણયો સુણયો રાસ વિજય જયકારીજી. ૯૮

—તપાગચ્છાધિરાજ શ્રી હીરવિજયસૂરિ વચનારાધક ભટ્ટારક શ્રી વિજયતિલકસૂરિ રાસઃ સાગર હુંડી ગર્ભિતઃ સંપૂર્ણઃ ચિરંજીયાત્ શ્રી બરહાનપુર નગરે લિખિત પં. દર્શનવિજયેન-સ્વાન્ય પરોપકાર બુદ્ધિયુકતેન કુમત નિરાકરણાય, કર્મ્મ નિર્જરણાય ચ-શ્રી રસ્તુ-કલ્યાણ ભવતુ. (આ પ્રત કવિના સ્વહસ્તની છે.) —૬૯-૧૭ લીં.

(પ્ર૦ ઐ૦ રાસસંગ્રહ ભા. ૪.)

---

## ૨૬૧ જિનરાજસૂરિ. (ખ૦)

**(૫૦૩) ગજસુકુમાલ રાસ.** સં. ૧૬૯૯ વૈશાખ, શુદ ૫. અમદાવાદમાં.

આદિ— દૂહા.

નેમીસર જિનવરતણા, ચરણ કમલ પ્રણમેવિ,
સાધુ સાધુ ગુણ ગાવતાં, સાંનિધિ કરિ શ્રુતદેવિ. ૧
સૂધઉ મારગ ઉપદિસઈ, પાલઇ વિસવાવીસ,
દૂસમ કાલઈ તઉ મિલઇ, જૈ તૂસઇ જગદીસ. ૨
દૂઆ અપૂરવ પૂરવઈ, ચારિતધર ચઉસાલ,
ગાતાં જિમ તિમ ગુણ હુવઇ, જાતાં જિમ મઉસાલ. ૩
કહઈ કેવલી કેવલી, સ્યૂં ન કહઈ એ સાર,
સાધુ ધરમ દસવિધ તિહાં, ક્ષમા તણઇ અધિકાર. ૪

સોહમ વચન હિયઇ ધરી, ગયસુકુમાલ ચરિત્ર,
કહિવા મુઝ મન અલજયૌ, કરિવા જનમ પવિત્ર. ૫
તાસુ પ્રસંગિ અનીક જસ, પ્રમુખ ચરિત્ર હિતકામિ,
ચતુર ચતુરવિધ સંઘ મિલી, સુણુઉ બણુઉ મતિ સારિ. ૬
સરસ વચન તેહવા ન છઈ, પિણુ સરસ ચરિત્ર છઈ તાસ,
સાકર કેલવણી પખઈ, સ્યૂં ન ધરૈ મીઠાસ. ૭

(ધિરાજી પ્રત)

* * * *

અંત—

ઢાલ ૩૦ રાગ ધન્યાસી—શાંતિજિન ભાંમણુઇ જાઉં. એ દેશી.

* * * *

સંવત સોલનિનાનૂ વરસઈ, વૈશાખે શુભ દિવસે,
સુદિ પાંચમિ સુભ દિને સુભ વારે, એહ રચ્યો સુભવારઇ. ૧૨
શ્રી જિનસિંહસૂરિ ગણુધારી, ખરતર ગચ્છ ઉદારા,
શ્રી જિનરાજ તાસુ પરભાવે, ઇણુવિધિ મુનિગુણુ ગાવે. ૧૩
એહ સંબંધ સદા સાંભલિસ્યૈ, તાસુ મનોરથ ફલિસ્યૈ,
આઠમિ અગતણુૈ અનુસારે, જોડિ સ્વમતિસારે. ૧૬
કવિ કલપન જે અધિક રચી જે, મિચ્છાદુક્કડ દીજૈ,
શ્રી જિનધરમતણૈ સુપ્રસાદે, અધિક સદા જસવાદે. ૧૮
મંગલ સુખસોહગ પામીજૈ, જિનવર ચરણાં નમીજૈ,
પહિલી જોડ કરી જિનરાજે, સાધી શિવપુર રાજૈ,
શ્રી જિનરતન તસુ પાટ વિરાજૈ, ખરતર બિરૂદ સવુછાજઇ. ૨૧

સાધુજીરી ભાવના ભાવો૦

—ઇતિશ્રી ગજસુકમાલ મહામુનીશ્વર ચતુષ્પદી સમાપ્તા સં. ૧૭૪૩ વર્ષે જ્યેષ્ઠ માસે શુક્લપક્ષે ત્રયોદશી તિથૌ રવિવારે લિખિતં અહિપુર મધ્યે શ્રી જિનચંદસૂરિ વિજય રાજ્યે.

તે પરથી સં. ૧૯૦૮ માં લખી. ૧૧૧-૯ ગુ. વિ. ડે. રત્ન.

—ઢાલ ૩૦ ગ્રંથાગ્રં ૭૫૦ લિખિતં-સંવત્ ૧૭૪૫ વર્ષે પોસ શુદિ ૧ દિને શ્રાવિકા કપૂરબાઈ વાચનાર્થં.

શ્રીરસ્તુ. પા. ૩૫ પં. ૧૧—આ. ક.

—દૂહા ૩૦ ગાથા ૫૦૦-૫૪ સંવત ૧૮૦૮ વર્ષે આસોજ સુદિ વિજય ૧૦ દિને બુધવાસરે સંપૂર્ણં કીધો. શ્રીમદ્ ચંદ્રગચ્છાધિરાજ ભટ્ટાર્ક ૧૦૮ શ્રી નન્હ સૂરિજી તત્પટ્ટે ભટ્ટાર્ક ૧૦૮ શ્રી ઉદ્યોતનસૂરિજી તત્સિષ્ય ખુસ્યાલચંદ્રેણ લિપિતં શ્રી ઉદયપુર નગરે પા. ૧૭-૧૪ આ. ક.

—સં. ૧૭૫૯ વર્ષે જ્યેષ્ટ માસે કૃષ્ણપક્ષે દસમી તિથૌ શ્રી સ્વર્ણગિરે પંડિત દયામૂર્ત્તેન લપીચક્રે. ૧૭-૧૭ હં. ભં. નં. ૧૭૮૩

**ધોરાજી પ્રતિમાં.**

**અંતે—**

આજ નિહેજો દીસૈ નાહરે—એ જાતિ.

ઇણિપરિ ગજસુકુમાલ મહામુણી, ધ્યાની થિર કરી ચીત,
રહિ સમસાનૈ ષટવિધ જીવસૂં, મીતપણું પરચીત. ઇ૦ ૧
ઢાઈ કરમ ગઢ કેવલ સંપદા, લહિ પહુતો નિરવાણિ,
સ્ત્રીનર પંડગ વેદ જિહાં નહી, આતમરૂપ વખાણિ. ઈ. ૨
ગરૂઅઉ પિણ ગુણિ અગુરલઘુપણૈ, લીન કરૈ સંસાર,
ચઉપપણે ગુણ કહતાં એહના, ઉત્તમ હુઇ અવતાર. ઇ. ૩
પદ્મનાભ વચનૈ જિણ આદર્યો, ઇસપણો દિન એક,
જિનવર વચને તે તજિ, 'વ્રત ભજ્યો રંગતણી ધરિ ટેક. ઈ. ૪
સૂરિ જસ સહર બેઉ સાષિયા, જીવૈ રાખ્યા જાણિ,
પૂરિ કરણી હરણી ભવતણી, કીધી સુણિ જિણવાણિ. ઇ. ૫
**સંવત સોલાહસૈ ણિણાણુવૈ**, રાજનગરિ વૈસાખિ
સુદિ પાંચમિદિનિ **અઠમઅંગની**, સાખિ ખરી મનરાખિ. ઈ. ૬
**સોહમ** જંબુપાટિ અનુક્રમે, **ખરતર** ગુરૂ સિરદાર,
શ્રી **જિનચંદ** જયો જિનસાસને, જુગવર પદવી ધાર. ઇ. ૭

અકબરસાહિ ભણી જિણુ રીઝવી, ખાટયા મોટામોલ,
દીપાવ્યો જિનધર્મ દયાગુણે, ગજપતિ ગુણહિ અમોલ. ઈ. ૮
જહાંગીર સાહે ગુણ જોઈને, જુગપવર પદવી જાસ,
આપી થાપી આજદિવસ લગે, કીરતિ કરે પ્રકાસ. ઈ. ૯
શ્રી જિનસિંહ સુગુરુ સુપસાઉલે, પભણે શ્રી જિનરાજ,
સાધુ તણાં ગુણ કરતાં ચીતવ્યાં, સીઝે આતમ કાજ. ઈ. ૧૦
પૌત્ર વિનેય વિનય નયકરિ ભલો, રંગવિનય ઇણ નામિ,
તાસ તણો મણિ આદર ધરિ ઘણો, તિમ હિત સુખફલ પામિ. ઈ. ૧૧
ધુરિથી અક્ષર હાલે પદપદે, ઈકિઈકિ દુઈ તીન
અનુક્રમિ વાચી નામ કવીતણો, પામે જ્યો લયલીન. ઈ. ૧૨
મંગલરૂપ મહામુનિ નામ ગે, નવનવ મંગલ થાઇ
દીપક દીપથકી હુઇ ઈહાકિણે, અચરિજ વાત ન કાય. ઈ. ૧૩
એહ સંબંધ નિબંધ સુકૃતતણો, સાંભલિ ત્રિકરણ સાર,
તત્ત્વજાણિ કરિ કરિવો મનથકી, ક્રોધતણો પરિહાર. ઈ. ૧૪
ઇણ પરિહારે ઉપસમ વિસતરૈ, ઇણહિજ ગુણ નિસતાર,
નિસતારૈ વિસતાર સુજસતણો, સુજસૈ જયજયકાર. ઈ. ૧૫

—ઇતિશ્રીમદુપસમ નિરૂપમ ગુણરસાલ કીરધીરતામરનર નિકર મધુકર પરિચુંબ્યમાન મધુરતરયશઃ સુધાધારદુઃસહ મહોષ્ણુ પરીષહ સહન મહાદહન દગ્ધ સુસ્નિગ્ધ કર્મ દ્રુમલતાવનમહન સંપ્રાપ્ત પર્યાપ્ત દૈવતમહનઃ શ્રી વસુદેવદેવકી સુનુ સ્વેવાયનોદન પવિત્ર વિકલ્પ જલ્પ વલ્લરી લવિત્ર શ્રી ગજસુકુમાલ ચરિત્ર અખંડ દંડાયમાનં શ્રી વસુદેવ દેવકી ચરિત્ર સહિત શ્રીમજ્જિ જિનરાજસૂરીસ્વર વિરચિત સુપચિત અમિત સુકૃત ક્રિયા પિયાર્હત મતરત પ્રાણિમનઃ પ્રીણનાય તદ્વાચ્યમાન સુખાસૌ મૌને દતાદાન દાય. લિ૦ શ્રી પટ્ટણા નગરે ૧૭–૧૭ પો૦ (આ જૂની પ્રત લાગે છે.)

**ધન્યાશાલિભદ્ર રાસ.** સં. ૧૬૭૮ નો આ કવિએ રચ્યો છે એમ તેની પ્રશસ્તિ પરથી કદાચ કોઇ લઇ શકે. જુઓ **મતિસાર**

નં. ૨૩૯ પૃ. ૫૦૧. કદાચ મતિસાર એ મૂળનામ યા તખલ્લુસ હોય ને પછી જિનરાજસૂરિ નામ પડયું હોય. આ વિચારવા યોગ્ય છે.)

(૫૦૪) +ચતુર્વિંશતિ જિનગીત (ચોવીશી)

આદિ—

મંન મધુકર મોહી રહિઉ, રિષભચરણ અરવિંદરે,
ઊડાયો ઊડઇ નહી, લીણું ગુણ મકરંદરે—મન૦ ૧
રૂપઇ રૂડે ફૂલડે, અલવિન ઊડી જાયરે,
તીષાહી કેતકીતણા, કંટક આવઈ દાયરે—મન૦ ૨

* * * *

ચઉવિહસુર મધુકર સદા, અણહૂંતઇ ઇક કોડિરે,
ચરણકમલ જિનરાજના, સેવઇ બે કરજોડિરે—મન૦ ૫

—આદીશ્વરી ગીત.

* * * *

અંતે—

વીરગીત સમું ગીત રચ્યા પછી.

ઇણ પરિ ભાવ ભગત મનિ આણી, સુધ સમકિત સહિનાણીજી
વર્ત્તમાન ચઉવીસી જાણી, શ્રી જિનરાજ વષાણીજી. ૧
જો મૂરતિ નયણે નિરષીજે, જો હાથઇ પૂજીજઈજી,
જો રસનાયઇ ગુણ ગાઇજઈ, નરભવ લાહો લીજઇજી. ઇણ. ૨
યુગવર જિનસિંહસૂરિ સવાઇ, ખરતર ગુરૂ બરદાઇજી,
પામઈ જિનવરના ગુણગાઈ, અવિચલ રાજ સદાઇજી. ઇણ. ૩
પહલી પરત લિષાઇ સાચી, વાર ગુરૂમુષિ વાચીજી,
સમઝી અરથ વિશેષઇ રાચી, ઢાલ કહેજ્યો જાચીજી. ૪
કેઇ ગુરૂમુષિ ઢાલ કહાવઉ, કેઇ ભાવન ભાવઉજી,
કે જિનરાજતણા ગુણ ગાવો, ચઢતી દઉલતિ પાવઉજી. ૫

—ઇતિશ્રી ચતુર્વિંશત ગીતમ. ૨૫ શુભંભવતુઃ શ્રી સંવત્ ૧૭૬૨ વર્ષે આસ્વનિ માસે કૃષ્ણપક્ષે ૧૦ તિથૌ શનિવાસરે શ્રી બૃહત્ ખરતર

ગચ્છે શ્રી સાગરચંદ્રસૂરિ સંતાનીયે વા૦ શ્રી ૫ મહિમા મેરગણિ તત્સષ્ય- દ્યષ્યમુખ્ય પં. પ્રવર શ્રી કલ્યાણસાગરજી, તત્ શિષ્યમુખ્ય પં. પ્રવર દેવધીર, તત્ શિષ્ય સુખહેમ લિપીચક્રે શ્રી કોલુ મધ્યે. શુભં ભૂયાત ( પાછળથી બીજાના અક્ષરમાં ઉમેર્યું છે કે સાધ્વી શ્રી સરૂપાંજી શિષ્યણી ચિરંજીવ સજ્જનાં પઠનાર્થે શુભંભવતુ ) ૫-૧૫ ક. મુ. (મારી પાસે છે). પ્ર૦ ચોવીશીવીશી સંગ્રહ.

(૫૦૫) +વીસવિહરમાન જિનગીત (વીશી)

આદિ—

સીમંધર જિનસ્ત૦

મુજ હીયરો હેજાળુઆ, ભાખર ગણે ન ભીંત
આવે જાવેરે એકવો, કરવા તુમસું જી પ્રીત. ૧
સીમંધર કરજ્યો મયા, ધરિજ્યો અવિહડ નેહ
અમ્હચા અવગુણ જોયને, રિખે દિખાડો જી છેહ. સીમંધર. ૨

× + × ×

અંતે—

અજિતવીર્ય જિનસ્ત૦

મિલઆવોરે મિલઆવોરે, શ્રી અજિતવીરજ ગુણ ગાવોરે. મિલ.

* * * *

ચિનભગતિ વસે પૂરીજેરે, માનવભવ લાહો લીજેરે,
જિનરાજ સપાઈ કીજઈરે, મનિ વછિતિ સુખ પામીજેરે. મિલ. ૫

ઢાલ લોકસરૂપની જાતિ.

વીસ જિણેસર જગ જયવંતા જાણીયેરે, અઢીયદ્વીપ મઝાર,
ધન તે ગામાગર પુર વિહરતારે, સાધુતણે પરિવાર— વીસ.
વાસુદેવ બલદેવ ભગતિ નિત સાચવેરે, લહિવા ભવજલ તીર,
ચોરાસી પૂરવ લખ સહુને આઊખોરે, ગુણ ગરૂવા ગંભીર— વીસ.
વૃષભલંછણ તનુની અવગાહનારે, ધનુસય પંચ પ્રમાણ,
સમવસરણ બારહ પરષદ પ્રતિબોધનારે, જગગુરૂ અમૃતવાંણ—વીસ.

ધન ધન તે જીહા, પ્રભુગુણ ગાઇયેરે, આંણી મન આણંદ,
ધન ધન તે દિન જિણ દિન ભાવે ભેટીયેરે, વિહરમાંણ જિણચંદ—
વીસ.
ખરતર જુગવર શ્રી જિનસિંહ સૂરીંદનેરે, સીસે ધરીય જગીસ,
શ્રી જિનરાજવચન અનુસારે સંથુણ્યારે, વિહરમાણ જિનવીસ—
વીસ.

—શ્રી વીકાનેર મધ્યે. લિપીકૃતં પઠનાર્થં. ૭-૧૧ ક. સુ (મારી પાસે)
પ્ર૦ ચોવીશીવીશી સંગ્રહ, આમાં આ છેલ્લી ઢાલ નથી.

**ગોડી લઘુસ્ત૦** ૭ કડીનું.

**આદિ—**

વાલ્હેસર મુઝ વીનતિ, ગોડીચા, અવલેસર અવધાર હો ગઉડીચા રાય,

**અંતે—**

વલિ અલવેસર સંભારિજ્યો ગ૦ ઇમ જંપે જિનરાજ હો. ગ. ૭ વા૦

—વ્યલેખિતુ લછીદાસગણિના-૧-૧૨ મારી પાસે છે.

[ આ જિનરાજસૂરિ-પિતા વોથરા ગોત્રીય શાહ ધર્મસિંહ અને માતાનું નામ ધારલદેવી. જન્મ સં- ૧૬૪૭ વૈશાખ શુદિ ૭, દીક્ષા સં. ૧૬૫૬ માગશર શુદિ ૩ વીકાનેરમાં, દીક્ષાનામ રાજસમુદ્ર, વાચકપદ સં. ૧૬૬૦ જિનચંદસૂરિએ આસાઓલી શહેરમાં, આચાર્યપદ સં. ૧૬૭૪ ફા. શુ. ૭ મેડતામાં ચોપડાગોત્રીય શાહ કરણે કરેલા મહોત્સવપૂર્વક લઈ નામ જિનરાજસૂરિ રાખ્યું. પછી તેમણે ભણશાલી થેરૂ શાહે ઉદ્ધાર કરેલા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના ચૈત્યની પ્રતિષ્ઠા જેસલમેરમાં કરી-જુઓ પ્રશસ્તિ જેસલમેરના પુસ્તક ભંડારની સૂચિ (ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝમાંની) પૃ. ત્યાર બાદ સં. ૧૬૭૫ વૈશાખ શુદ ૧૩ શુક્રવારે અમદાવાદના પોરવાડ સંઘપતિ સોમજીના પુત્ર રૂપજીએ શત્રુંજય પર બનાવેલા ચતુર્મુખ દેવાલયમાં શ્રી ઋષભ ચોમુખજી આદિ ૫૦૧ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી. આ માટે જુઓ લેખાંક ૧૪ થી ૨૦, ૨૩ અને ૨૪ મુનિ શ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન



જૈન લેખ સંગ્રહ ભાગ બીજો. તે સિવાય બીજા ઘણાં સ્થળોએ જિનબિંબની પ્રતિષ્ઠા ને સ્થાપના કરી. સં. ૧૬૮૨ નો શત્રુંજય પર શિલાલેખ માટે જુઓ લેખાંક ૨૬, સં. ૧૬૭૭ ના મેડતાના મંદિરનો લેખ જુઓ લેખાંક ૪૩૪, ૪૩૫ ઉપરોક્ત સંગ્રહ. આચાર્યને અંબિકા દેવીએ વરદાન આપ્યું હતું. તેમણે ઘંઘાણી નગરમાં ઘણો વખત થયાં જમીનમાં રહેલી પ્રતિમાને પ્રશસ્તિના અક્ષરો જોઇને પ્રકટ કરી હતી. તેમણે તર્ક, વ્યાકરણ, છંદ, અલકાર, કોશ કાવ્યાદિનો સારો અભ્યાસ કર્યો હતો, તથા શ્રી હર્ષના નૈષધી મહાકાવ્ય પર જૈનરાજી નામની સંસ્કૃત ટીકા રચી હતી. એમના વખતમાં ખરતરગચ્છમાં સં. ૧૬૮૬ માં જિનસાગર સૂરિથી લઘુ આચાર્ય ખરતર શાખા નીકળી. પોતે સં. ૧૬૯૯ ના અષાઢ શુદિ નવમીને દિવસ પાટણમાં સ્વર્ગે ગયા. તેમની પછી તેમના પટ્ટધર (૬૪મા) જિનરત્નસૂરિ થયા. નાહરકૃત જૈ. લે. સં. માં સં. ૧૬૭૭, ૧૬૮૬-૮-૯૦ ના શિલાલેખો તેમના મળે છે. તે પૈકી સં. ૧૬૭૭ મા એક લેખમાં આ પ્રમાણે જણાવ્યું છેઃ-શ્રી બૃહત્ખરતર ગચ્છાધીશ્વર સાધૂપદ્રવવારક પ્રતિબોધિત સાહિ શ્રીમદકબર પ્રદત્ત યુગપ્રધાનપદધારક શ્રી જિનચંદ્રસૂરિ જહાંગીર સાહિ પ્રદત્ત યુગપ્રધાન પદધારક શ્રી જિનસિંહસૂરિપટ્ટ પૂર્વાચલ સહસ્રકરાવતાર પ્રતિષ્ઠિત શ્રી શત્રુંજયાષ્ટમોદ્ધાર શ્રી ભાણવટ નગરશ્રી શાંતિનાથાદિ બિંબ પ્રતિષ્ઠા સમયનિ-રત્સુ(ત્ર)ધાર શ્રી પાર્શ્વપ્રતિહાર સકલ ભટ્ટારક ચક્રવર્તિ શ્રી જિનરાજસૂરિ શિરઃ-શૃંગારસાર મુકુટોપમાન પ્રધાને ॥ તેજ વર્ષના બીજા લેખમાં એમ છે કે—

...શ્રી જિનસિંહસૂરિ પટ્ટોત્તંસ લબ્ધશ્રી અંબિકાવર પ્રતિષ્ઠિત શ્રી શત્રુંજયાષ્ટમોદ્ધાર પ્રદર્શિત ભાણવડ મધ્યે પ્રતિષ્ઠિત શ્રી પાર્શ્વપ્રતિમા પીયૂષવર્ષણ પ્રભાવ બોહિત્ય વશમંડન ધર્મસી ધારલદે નન્દન ભટ્ટારક ચક્રવર્ત્તિ શ્રી જિનરાજસૂરિ દિનકરૈ.-આચાર્યશ્રી જિનસાગરસૂરિ પ્રભૃતિ યતિરાજૈઃ-પ્રતિષ્ઠિત ભટ્ટારક પ્રભુ શ્રી જિનરાજસૂરિ પુંગવૈઃ શ્રી મેડતા નગર મધ્યે. સં. ૧૬૮૬ અને ૮૮ ના લેખમા ઉ. અભયધર્મ હતા,

અને સં. ૧૬૯૦ ના લેખમાં પોતાની સાથે ઉ. કમલલાભ, પં. લબ્ધિ-કીર્ત્તિ, પં. રાજહંસ વગેરે પરિવાર હતો એમ જણાવ્યું છે.

---

## ૨૬૨ ભુવનકીર્તિ બીજા (ખ૦ ખેમશાખા સ્થાપક ક્ષેમ-કીર્ત્તિ સંતાનીય શિવસુંદર પાઠક-પદ્મનિધાન-હેમસોમ-જ્ઞાનાનંદ શિ.)

(૫૦૬) જંબુસ્વામી. સં. ૧૬૯૧ આ. શુ. ૧૧

આદિ—

જ્યોતિ પુરાતન મન ધરિ, કરી ત્રિકાલ પ્રણામ,
તુરત ફલે સવિ તેહના, મનના વંછિત કામ. ૧
ધ્યાન ધરો તિણ તેહનો, વિઘન સહુ જિમ જાઇ,
દીપક દીપે કિમ તિહાં, અંધારે રહિવાઇ. ૨
પ્રણમું વીર જિણંદના, ચરણસરોરૂહ દોઇ,
છત્રછાયા થઇ જેહની, વસીયે નમીયે સોઇ. ૩
પિરિયે દેખી માનીયે. થેવર નઉમી ડાસ,
તિમ સદ્ગુરૂને નામ ગઇ, શિષ્ય તણો જસવાસ. ૪
નામ ગ્રહું ઇણિ કારણે, શ્રુત નિધિ સોહમ સ્વામિ,
આજસમે જે સાધુજન, તે વરતે જસ નામિ. ૫
પાથર સરિખો પ્રાણિયો, પ્રતિમા જિમ પૂજાઇ,
ગુરૂ કારીગર હાથ વસે, પ્રણમું તેહના પાય. ૬
જેઅ કંતપિય ભોગરસ, સઈ વસિ લહિ છોડંતિ,
ત્યાગી તે ઇમ આગમી, આગમ માહિ કહંતિ. ૭
ઉક્તાંચ જે અકંતે પિએણતીયં,
ત્યાગી જનસિરઇ, વહતો અધિક વખાણ,
બાલ વયે અબ્રહ્મનો, તિમ કિધો પચખાણ.

જંબુસામિ મુણિંદનો, રચિ હું રાસ રસાલ,
સાંભલિજો વિકથા તજી, બાલ તથા ગોપાલ. ૯
જો પિણ કેઇ ચઉપઇ, ઇણિ અછે અનેક,
તોહી જીહા આપણી, પાવન કરવા વિવેક. ૧૦
ગિરૂયાના ગુણ ગાવતાં, સફલ હુવે અવતાર,
પાપ ટલે ચિર કાલનાં, તરીયઈ લહુ સંસાર. ૧૧

અંતે—

ઢાલ ૫ ગીતા છંદની.

સોહમ જંબૂ પટ્ટ અનુક્રમે, કૌટિક ગણ કુલચંદ હિયડે રમે,
વઈરી શાખા ખરતર ગચ્છપતિ, શ્રી જિનરાજ સૂરીસર ગજપતિ.
શ્રાવક જતી જતિની શ્રાવિકા સેવા કરે,
પાતસાહિ ઝી લગિ જાસ પૂરણ પહુંચિ અતિશય જે ધરે.
ઉમરાઓ આલમતણા જાણે કવિ વખાણે વડ વડા,
કુમતિ હઠિ લાજીયઈ આગલિ ગયા બીહતા બાપડા. ૧
વાદિ મઇગલ મદ ગાલણ ભણી, કેહરિ સમવડિ સોભ લહઈ ઘણી,
સરસતિકંઠાભરણ ગવાવએ, અવિરલ વાણી મધુર સુહાવએ,
સોહાવએ સહુ સુરિમાહે બોલ લીધા નિરવહઇ,
જિનરાજ સરિસર સવાઇ જે તહથ જગિ ગહગહે.
તેહનિ શાસનિ વિજયમાને થંભ તીરથ પુરવરે,
શ્રી થંભણાધિપ પાસજિનનો લહિ પસાય ભલી પરે. ૨
શ્રી જિનકુશલ સુગુરૂ સંતાનીયા, ખેમ કીરતિવાચક બહુ માનયા,
ધરણિંદ પદમાવતિ નિતુ જેહને, સાચે સાનિધ કરતા તેહનેં,
ઇકેમો દસે (પા. તેહને સઉ ઇકિદમે) છહ અધિકા સીસ જાતિલા થયા,
ખરતરે ગચ્છે કીધ ઉન્નતિ ઇટિ સુરની લહિ મયા.
તિહા થકી પસરી ખેમશાખા તિહાં પટ બાધા તણા,
પર જાણ વીણ પ્રવીણ જિહના કહે કવિયણ ગુણ ઘણા. ૩
શ્રી શીવસુંદર પાઠક સીસએ, વાચક પદ્મનિધાન સુસીસએ,

હેમસોમગણિ તસુ શિષ્ય સુસંજતી, જ્ઞાનનંદિ ગુરૂવાચક વરમતિ,
વરમતી તાસુ સુશિષ્ય પાઠક **ભુવનકીરતિ** ગણિવરો.
કહે સરસ જંબુરાસ નવનવ ઢાલ બંધે સુંદરો,
આગ્રહે **ભાવોદય** ગણીને **રાજરંગ** તણે તથા,
વર જ્ઞાનરંગ સુબુદ્ધિ વાધે નિસુણતાં જંબૂ કથા. ૪
સંવત ×**સોલસહહેં એકાણુયે,** શ્રાવણ શુદિ ઇગ્યારસિ વાસરે,
દૂહા ઢાલ તણી ગાથા મિલી, તેરહસય ગુણહત્તરે છંદ છે વલી,
છે વલી ઢાલ ઇહિાં પંચાવન ચ્યાર તિમ અધિકાર એ,
પરિશિષ્ટ પર્વ તણી ગ્રહી છે સાખિ ઇહાં કિણિ સારએ,
પુણ્યાઢય પુરપ તણા કથાનક જિમ કહીજે ઊમહી,
તિમ થાઈ રંગરલી વધાવા નવ નવી સાતા સહી. ૫

* * * *

—સર્વ ગાથા ૫૫ ઇતિ શ્રી ભુવનકીરતિ વિરચિતે જંબુચરિતે ચતુર્થોધિકારઃ-જંબુ ચતુષ્પદી સંપૂર્ણ સં. ૧૭૬૯ વર્ષે મૃગશીર્ષ માસે કૃષ્ણપક્ષે ત્રયોદસી તિથૌ રવિવાસરે પાટણ મધ્યે ઋ૦ શ્રી પઉત્તમચંદજી શિ૦ ઋવેલજી ઋ. કુશલચંદેન લિ૦ પા. ૨૭-૧૯ (સારી પ્રત છે.)
રાજકોટ પૂ૦ અ.

**(૫૦૭) ગજસુકુમાલ ચોપાઇ** સંવત ૧૭૦૩ માહા વદ ૧૧ ગુરૂ ખંભાતમાં.

**અંતે—**

ગજસુકુમાલ મહામુનિ આ ચૌપૈરે ઉપસમનેં અધિકાર
સાંભલ ગુણ એહજ ધરજ્યો જીવમેરે પરમ રહસ્ય વિચાર. ૨

× પાઠાંતર-સંવત સતરૈસે પંચોત્તરે, આમ અનંતનાથજી ભંડારની પ્રતમાં છે. તે સંવત ૧૯૨૫ રા. વર્ષે શાકે ૧૭૯૦ પ્રવર્ત્તમાને માસોત્તમ માસે ઉત્તમ માસે ગ્રેષ્ટ માસે કૃષ્ણ પક્ષે દ્વિતિય ૬ તિથૌ બુધવાસરે લપીકૃતં શ્રીમત્તપાગચ્છ પં. ગંભીરસાગર ગ૦ નાગોર નયર મધે. ૪૨-૧૭ અનંત.

તીન ગગનિ રિસ સસિ વદિ મધ ઇકાદસીરે મૂલનક્ષત્ર ગુરૂવાર
બંબતીરથ પુરિ થંભણપાસ પસાઉમેરે ધ્યાન હિયેં તસુ ધાર. ૩
સોહમ સામિ પરંપર પાટિ અનુક્રમેરે કોટિક ગણ ગુણચંદ,
રી સાખા બિરદ લહ્યાં વાદે પરીરે ખરતર તિણ સુખકંદ. ૪
અભયદેવ જિનવલ્લભ દત્ત જિહાં થયારે કુશલ સુરિંદ સરીક,
ટવનશ્રી જિનરાજ પટોધર પરગડોરે નર ધણેં નિરભીક. ૫
સકબંધી શ્રી સાહજહાંન જહાનમેરે પતસાહેં સિરદાર
તાસ હુકમ ફુરમાણેં જયત તણોં ધણીરે ગછપતિ ગુણભંડાર. ૬
રસવાઇ શ્રી જિનરંગ સૂરીસરૂરે વિજયમાંન વરરાજ,
મસાખ પટબાયા આગમ કસવટીરે ઉવઝાય સિરતાજ. ૭
શ્રી સિવસુંદર શિષ્ય પવર વાચક પદેરે પદ્મનિધાન ગણીસ
હેમસોમગણી સેવક વાચક ગુણનિલારે આનંદ ગુરૂસીસ. ૮
ભુવનકીરતિ કહે પાઠકિ ભાવઇ અતિઘણેરે ઉપસમ ધરિ સંબંધ,
શિષ્ય ભગત ભાવોદય ગણિનેં આદરેરે લહિવા સુભ અનુબંધ. ૯

(કલશ,)

શ્રી વીરજિનવર પાટપાટેં ગચ્છ ખરતરસેં ધણી,
શ્રી જિનરંગ સૂરીંદરાજે પેમસાખે દિણમણી,
શ્રી આંનનંદ ગણીંદ વાચક ચરણ સેવક તાસ એ,
શ્રી ભુવનકીરતિ કહેં ગજસુકુમાલ મુનિનોં રાસ એ. ૧

—સંવત ૧૭૫૫ વર્ષે આસો સુદિ ૧૧ બુધે શ્રી ઉદયપુર મધ્યે
લિપિકૃત. (ઈડર બાઇઓનો ભ.) ડે. રત્ન.

(૫૦૮) અંજનાસુંદરી રાસ. સ. ૧૭૦૬ માહા શુ. ૩ ગુરૂ ઉદયપુરે
૯૦ શ્રીમદ્ વૃષભદેવાય નમઃ શ્રી ગોડી પાર્શ્વનાથાય નમઃ

આદિ—

દોહા કેદાર રાગે.

કરતાં સગળી સાધના, સત્ય ગુરૂ કહવાય,
હૂં પિણ ઇહાંકિણિ તે ભણી, પ્રથમ નમુ ગુરપાય, ૧

અરિહંતા સરીરગા, આચારિજ ઉવઝાય,
મુનિવર પહિલે અક્ષરે, સિદ્ધિ ઉપજની થાઇ. ૨
ૐકાર અપાર જસુ, મહિમા કહી ન જાઇ,
સર્વ મંત્ર પહેલેં ધુરઇ, લીજઇ સીસ ચઢાઇ. ૩
વિઘનવિડારણ એહનઉ, ધ્યાન ધરીયઇ દૃઢ ગાંઠિ,
હેમસૂરિ કૃત પદમવર, ચરિત્ત તણી પર સાખિ. ૪

* * * *

અંતે—

' મહાવીર રાજાનતણું પટ્ટમઇરે વયરી શાખિ પ્રસિદ્ધ
કોટિક ગણ કુલચંદ ક્લાનિલોરે ખરતર ગચ્છ વિશુદ્ધ. સી. ૨
શ્રી જિનરાજ સૂરીસરૂ પાટઈ દિનકરરે આગમ અરથનિધાંન
શ્રી જિનરંગ સૂરીસર સરસતિવર વસઇરે જાંણે સરવ વિધાંન સી. ૩
તસુ આદેસઇ સંવત સતર છહોતરઇરે ઉદયાપુર ચૌમાસ
જગતસિંઘરાણો ગાજઈ જિહારે હિંદૂપતિ તસ વાસિ. સી. ૪
જંબુવતી જસ માતા જગમિં પરગડીરે તેહતણાં પરધાંન
કેસરિ મંત્રતણા સુત કેસરીરે જિહાં તિહાં લહતાં માંન. સી. ૫
દેવભગતિ ગુરૂભગત યથા સુગતેં કરીરે ગચ્છ દીપાવણહાર,
મંત્રીસર મનમોટઇ હાસો માનીયઇરે તસ બંધવ જડધાર. સી. ૬
ત્યાગ ભોગ સોભાગગુણે કરી આગલોરે ગુણરાગી નિતમેવ,
શ્રી સુપાસજિણંદ તણી એકણુપગઇરે સાથે મન સુદ્ધ સેવ. સી. ૭
જાચક ભમર ભમે જસુ પાપલઇરે મઉજી [મોજ) દીયઈ મકરંદ,
ભાગચંદ વડભાગી વિકસિત સુવિ સદારે નિરૂપમ જૈ અરવિંદ. સી. ૮
તસ કથનિ સુદિ માધ તણી તૃતીયા દિનઇરે સુભજોગિ ગુરૂવાર,
અછઈ નવેરસ ઇણ મેલેયો જોઇનેરે અધિકારઈ અધિકાર. સી. ૯
ખરતર ગચ્છ સદાઈ સુરતરૂ સારિષોરે સાખિ વડી ખેમ સાખિ,
ફ્લ સરીખા ગુરૂ હૂઆ ઇણિમઇ વડવડારે મીઠા હીયમઇ રાખિ. સી. ૧૦

હેમસોમ ગુરરાય સુસીસ તિયાંતણારે વાચક પદવી ધાર,
આંનનંદી ગુરરાજ તણઇ સુપસાઉલહઇરે જયવંતો પરિવાર. સી. ૧૧
ઇમિ શ્રી ભુવનકીરતિ કહિ ભાવધરી ઘણુંરે ગિરૂઆનો જસવાસ,
અધિકો ઓછો ઇહાંકિણુ જેહ કહ્યોરે હુવઇરે મિછાદુકડ તાસ. સી. ૧૨
સીલ પ્રભાવઈ સમકિત ગુણનઈ ધારવિઇરે, દિનપ્રતિ કોટિ કલ્યાંણ,
તિણિ એ ભણતાં ગુણતા સુણતાં ચઉપઇરે, જીવિત જનમ પ્રમાણ. સી. ૧૩

દૂહા સોરઠીયા.

સાત અધિક સઇ સાત, દૂહા ગાથા દુઈ મિલ્યાં
શ્લોક તણા સંખ્યાત, સાધિક એક સહસ્ર છઈ. ૧

તિમ છઈ ઢાલ ત્રયાલ, નવલી જાતઈ નિરખિજ્યો,
અંજનાચરિત ઉરાલ, ભુવનકીરતિ ઇણિપરિ ભણઈ. ૨

—સર્વ ગાથા ૨૫૩ અધિકાર ત્રયઅ, સર્વગાથા દૂહા ૭૦૭ પ્રમાણ.

—સવત્ ૧૭૫૩ વર્ષે મિતી વૈશાષ વદિ ૧૩ દિને શ્રી ષરતર ગચ્છે શ્રી જિનચદ્રસૂરિ શાષાયાં શ્રી જિનચંદ્રસૂરિ વિજયરાજ્યે વાચનાચાર્ય ધુર્યવર્ય ગાંભીર્ય વા૦ શ્રી ૧૦૮ શ્રી શ્રી શ્રી દયાશેષરજી ગણિ ગજેંદ્રાન્ વા૦ શ્રી શ્રી ૧૦૮ શ્રી શ્રી શ્રી કલ્યાણહર્ષજી ગજેંદ્રાન્ તત્ શિષ્ય ૫૦ પ્ર૦ શ્રી પદ્મતિલકજીમુનિ તચ્છિષ્ય પં૦ ધર્મસુંદર લિષતં. (વિવેકવિજય ભ. ઉદયપુર)-(૩.)

—સવત ૧૭૨૬ વર્ષે કાર્તિક વદિ ૬ દિને ભોમવાસરે શુક્લપક્ષે. શ્રી અચલગચ્છે શ્રી ૫ડિતશ્રી ૫ રવિસાગરજી ગણિ તત્ શિષ્ય મુનિશ્રી હિતસાગરજી ગણિ તત શિષ્ય મુનિ દીપસાગરેણ લપીકૃતં ગુડલામધ્યે મહારાણા શ્રી રાજયસિંઘનઇ રાજ્યઈ ચોપઇ લિપીકૃત કીધી. મેદપાટ દેસ મધ્યે શ્રી ૐ હ્રીં શ્રી ક્લીં નમઃ ૨૮-૧૪ અનંત.

## ૨૬૩ પ્રેમમુનિ પહેલા

(૫૦૯) મંગલ કલશ રાસ સં. ૧૬૭૨—લીં.

---

## ૨૬૪ કમલવિજય જુઓ પ્રશિષ્ય મેઘવિજય આગળ
(ત૦ કનકવિજય-શીલવિજય શિ.)

(૫૧૦) જંબૂ ચોપાઇ સં. ૧૬૭૨ સિવાણામાં.

* * * *

અંતે—

તપગચ્છ મંડણ મહિમામંદિર સકલપંડિત પરધાનરે
કનકવિજય ગુરૂ ગુણમણિ દરિયો મહિમા મેરૂ સમાંનરે. પા૦ ૪૧
સકલશાસ્ત્ર સિદ્ધાંત વખાંણે **શીલ**વિજય ગુરૂરાયરે,
જસ કીરતિ જગમાંહિ જયવંતી નામૈ નવનિધિ થાયરે. પા૦ ૪૨
તાસ સીસ બુદ્ધિ કમલવિજે કીયો એહ પ્રબંધ રસાલરે,
જે નરનારી ભણે સુણે ને તિહાં ઘરિ મંગલમાલરે. પા૦ ૪૩
ગોત્ર ગદહીયા પુહવી પસાટ જાંણે સહૂ નરનારિરે,
વંશ વિભૂષણ વિનયાદિક બહુ ગુણ કેરો ભંડારરે. પા૦ ૪૪
કુંમતિ માંન મદન પ્રગટયો પ્રબલ **પં**ચાર્યણ સીહરે,
ત્રિપુરદાસ નાંમૈ શ્રાવક ગુણ પૂરણ અકલ અબીહરે. પા૦ ૪૫
તાસ તણી વીનતડી વારૂ આંણી ચિત્ત મઝારિરે.
સહર **સિવાણા**માંહિ કીધો એહ પ્રબંધ વિચારરે. પા૦ ૪૬
**પર્વતરાસિ રિપુચંદ્ર** ઇણપરિ સંખ્યા એહ કહાયા,
એ સંવચ્છર જાણી લીજૈ ચરણકમલ લય લાયા. પા૦ ૪૮

—સંવત્ ૧૭૮૨ વર્ષે આસોજ વદિ ૫ લિપીકૃતં રિખ પ્રેમજી
—(વિ. ધ.)

---

## ૨૯૫ કનકકીર્ત્તિ (ખ૦ જિનચંદ્રસૂરિ-નયનકમલ-જય-મંદિર શિ.)

(૫૨૧) **નેમનાથ રાસ.** સં. ૧૬૯૨ માહ શુ. ૫ વીકાનેરમાં.

આદિ— ઢાલ.

સકલ જૈન ગુરૂ પ્રણમુ પાયાં, શ્રુતદેવી પદપંકજ ધ્યાવું,
શ્રી ગુરૂચરણુ કમલ ચિત લાવું, નેમકુમર જાદવ ગુણ ગાવું.
મનવંછિત સુખ સંપતિ પાવું. ૧
સોરઠ દેસ સદા સુખ આગર, નારી પુરૂષતણો બહુ રાગર,
જિહાં વિમલાચલ તીર્થરાયા. ઉજ્વલ ગિરિ તીરથ મન ભાયા. ૨
દ્વારવતી નગરી નવરંગી, ધનદ નીપાઇ સુજન સુરંગી,
કંચણમણુ મઇ કોઠ વિરાજઇ, જિણિ દીઠાં અલકાપુરુ લાજઇ. ૩
રતનજડિત કોસીસા સોહઇ, તીન ભુવન જનતા મનમોહઇ,
જાદવકુલ અરવિંદ દિનેસર, રાજ કરઇ તિહાં કૃષ્ણ નરેસર. ૪

× × × ×

અંતે— ઢાલ ૧૩

* * * *

કુણ રંક સુરગિરિ કર ધરઇ, કુણ ધરઇ જલનિધિ બાંહ,
કુણ ગગન લગ જાય પખિયઉ, કુણ ઝાલઇ નિજછાંહ. સા. ૨૭
કુણ નાગરાજમણી ગ્રહઇ, કુણ સિંધ ઝાલઇ કાનિ.
કુણ સકલ વસુધા વસ કરઇ, કુણ તારા કરઇ માન. સા. ૨૮
તિમ નેમજિન ગુણ કુંણ કરઇ, કહતાં ન પામઇ પાર,
તરૂ પણ જિમ તિમ ગુણ ભણ્યા, તાસુ સફલ અવતાર. સા. ૨૯
નેમનાથનાં ગુણ ગાવતાં, પામીયઇ પરમાણંદ,
અસુભ કરમ દૂરઇ ટલઇ, નાસઇ દુરગતિ દંદ. સા. ૩૦
ધન ધન રાજમતી સતી, કરજોડ કરૂં પ્રણામ,
રથનેમ મારગ આણીયઉ, ન્યાય રહ્યો જગિ નામ. સા. ૩૧

સંવત સોલહ બાણુવઇ, સુદિ માહ પાંચમ જાણ,
બડનગર બીકાનેરમંઈ, રાસ ચઢયઉ પરમાણ. સા. ૩૨
દીપતઉ ગચ્છ ખરતર તણુઉ, જિહાં નાંમ જાદ સુરિંદ,
જિનદત્ત જુગવર સારિષા, શ્રી જિનકુસલ મુણિંદ. સા. ૩૩
અનુક્રમઇં પાટ પરંપરા, જિનચંદ સૂરિ સુજાણ,
પદ હીયઉ યુગવર જેહનઈં, અકબ્બર નૃપ સુરતાણ. સા. ૩૪
જિન ટેક રાખી જૈનરી, જિનચંદ સૂર દયાલ,
જહાંગીર ભૂપતિ રંજીયઉ, ષટ દરસન પ્રતિપાલ. સા. ૩૫
તસ પાટ પરગટ ગુણનિલઉ, જિનસિંઘ સૂર પ્રધાન,
જિણ કુમતિગજ ભંજિયા, સાચઉ સિંધ સમાન. સા. ૩૬
તસુ પાટિ સૂરજ સારિષઉ, પાય નમઈ જસુ નરરાજ,
ગચ્છરાજ્યમાંહિં દીપતઉ, ચિર જીવઉ જિનરાજ. સા. ૩૭
જિનચંદસૂરિ સુરિંદજી, તસુ નયનકમલ સુસીસ,
તસુ સીસ જયમંદિર જયઉ, પૂરવઇ મનહ જગીસ. સા. ૩૮
તસુ સીસ પભણઈ ભાવસું, એ નેમરાસ રસાલ,
કનકકીરતિ વાચક કહઇ, ફલઈ મનોરથ માલ. સા. ૩૯
કલ્યાણકમલા સુખ લહઇ, મનતણી પૂરઈ આસ,
એ રાસ જે નર સાંભલઇ, પામઇ લીલવિલાસ. સા. ૪૦
ચઉવીસ જિનવર ધ્યાવતાં, થાયઈ સદા જયકાર,
જિનરાજસૂરિ પ્રસાદથી, દિન દિન મંગલ ચાર. સા. ૪૧

—સંવત્ ૧૭૧૪ વર્ષે લિષતં પાંડે જાદેં લિપાવતં આ૦ ગૌર્યા શુભં. ૧૨–૧૬ અનંત; ચં. માણેક.

**(૫૧૨) દ્રૌપદી રાસ.** સં. ૧૬૯૩ વૈશાખ શુદ ૧૩ જેસલમેરમાં
**અંતે—**

ઢાલ ૩૯ ધન ધન આદ્રકુમાર વરસંયતી આજને વધાવો.
ગચ્છપતી મોતીએ—એ દેશી.

ધનધન શીલવતી સતી દ્રૂપદી, પાંચે પાંડવ નારિ,
શીલ પ્રભાવે લહસ્યેં સાસતા, શિવપુર સુખ અપાર. ૧ ધન.

સીલે હુઈ સુખ મંગલ માલિકા, સીલે અવિચલ લીલ,
દ્રૂપદ સુતા જિમ પાલજ્યો નવિ ખંડયો નિજ સીલ. ૨ ધન.
(સંવતઈ રસ રસ નયન નિધનશું) રસ સસિ,
સંવત ઇસરયન નિધાનશું રસ સસિ વૈશાખ માસ. ૧૬૯૩
**સંવત ઇસરયન નિધાનસુ રસ સસિ વૈશાખ માસ,**
શુદિ તેરસિ કીધી એ ચુઉપઇ, સુણતાં લીલવિલાસ. ૩ ધન.
શ્રી ખરતર ગચ્છ મોટા જાણીઈ, ગચ્છ ચઉરાસી મૂલ,
કમલા માંહે જિમ સુરભ ગ્રહે; સહસકમલદલ ફૂલ. ૪ ધન.
ગણધર સુધરમ સામી પરંપરા, રાજગચ્છ કહિવાય,
**અભયદેવ જિનવલ્લભ** સારિખા, થયા સૂરિ દિનરાય. ૫ ધન.
યુગપ્રધાન **જિનદત્ત** સૂરીસર, ચઉસઠિ યોગિણી જીત,
પાંચે પરવર દીધા જેહનઈ, ગુરૂ અવદાત વદીત. ૬ ધન.
શ્રી **જિનકુસલ** સૂરીસર દીપતા, સદગુરૂ સાંનિધકારિ,
સેવક જનસપરતા પૂરવેં, ગુરૂ સુરતરૂ અવતાર. ૭ ધન.
અનુક્રમે શ્રી **જિનમાણિક** ગછંધણિ, હૂઆ સુગુરૂ ગણધાર,
તસુપાટે **જિનચંદ** સૂરીસરૂ, બહુ વિધિ લબધિ ભંડાર. ૮ ધન.
તસ્ પટધારી સૂરિ શિરોમણી, શ્રી **જિનસિંઘસૂરીંદ,**
વિદ્યાવચન કલા સમતા ધણી, નમીઆ જાસુ નરિંદ, ૯ ધન.
કુસમકણુ તસુપાટે દીપતો, સુરરાજ **જિનરાજ,**
વિજયરાજ ગુરૂ સુરગુરૂ સારિખા, સકલસૂરિ તાજ. ૧૦ ધન.
**રીહડ** વંશ સરોરૂહ દિનમણિં, યુગપ્રધાન **જિનચંદ,**
સૂરિસોભાગી ભાગબલી સદા, મુનિજન સુરતરૂ કંદ. ૧૧ ધન.
**અકબ્બરશાહ** જિણે પ્રતિબોધીઓ, ઘણા કીયા અવદાંત,
**જહાંગીર** જિણને આદરીઓ, રાખી જસિ અખિયાત. ૧૨ ધન.
તસુ સીસ સંવેગી સિરતલો, **નયણકમલ** ગીણિં જાણિ,
તાસુ સીસ **જયમંદિરગણિં** જયો, સકલકલા ગુણજાણ. ૧૩ ધન.

તાસુ સીસ ઇમ ભાખે ચઉપઈ, દ્રૂપદીની સસનેહ,
**કનકકીરતિ** વાચક મન રંગસ્યેં, સીલતણા ગુણ એહ. ૧૪ ધન.

નવ નવ રાગ સુરંગી ચઉપઇ, ઓગણ ચ્યાલીસેં ઢાલ,
સખર સાદ શું જો ગાઇઇ, તો લહીઈ ગુણમાલ. ૧૫ ધન

**જેસલમેર** નગર રલીઆમણો, જિહાં જિનપર ચઉસાલ,
પાસ જિણંદ તણો વલી દીપતો, સેવક જન સુરસાલ. ૧૬ ધન.

શ્રાવક જહાં દીપે ધન દીપતા, ધર્મ્મ મર્મ્મના જાણ,
સરમ વચન સહિનાણ. ૧૭ ધ.

જિનવચનેં રાતા જિમ ચોલજ્યું, માને જિનવર આણ. ૧૮ ધ.

સમકિત ધારણ છેં જિહાં શ્રાવકા, એક નમે જિનરાજ,
બીજા દેવ ન માને પાતરી, એક પંથ દો કાજ. ૧૯ ધ.

શ્રી **જિનરાજસૂરીશ્વર** ગછ ધણી સોમ નિજ રમહુ થોક,
તાસુપસાઈ સરસી ચઉપઈ, થઇ વખાણી લોક. ૨૦ ધ.

વાંચ્યાં માંનનંદ ચઉપઇ, જાં લગે સાસનવીર,
ખરતરગછ જાં લગે દીપતોં, જાં લગે સુર ગિરિધીર. ૨૧ ધ.

ઓછઉ અધિકોં જે મેં ભાખીઉં, મિછા દુક્કડ તેહ,
આગમ મિલતો તે સાચો, સહી, કવિજન વાણી એહ. ૨૨ ધ.

ભણસ્યે ગુણસ્યેં થુણસ્યેં ભાવશું, જે નરનારી આંણ,
દ્રૂપદ સુતારી એ છે ચઉપઈ, થાસ્યૈ તાસુ કલ્યાણ. ૨૩ ધ.

સુરનર કિન્નર તાસુ પ્રણમે સદા, જે નર પાલે સીલ,
જસ પરિમલ મહકે ત્રિહું લોકમેં પામે શિવસુખ લીલ. ૨૪ ધ.

એ સંબંધ કહ્યોં જિમ સાંભલ્યો, ગુરૂ સુખમતિ અનુસાર,
શીલ તણાં ગુણ ગાવણ મનરલી, કનકકીરતિ સુખકાર. ૨૫ ધ.

લં૦ સં. ૧૮૦૦ આશ્વિન વદ ૩

(પ્ર. કા. અમ. ગુ. વિ.)

—સં. ૧૭૬૨ કા૦ વ૦ ૧૧ મેવાડ દેશ કપાસણ ગ્રામે લી૦ પુજ્યઋષિ જીવરાજી–ઋ૦ રાઘવજી–કહાનજી ગચ્છ લ૦ કે લી૦ ૨૮–૧૯ આ. કં; રત્ન; ડે.

ભરતચક્રી સ૦ (મનડીમેં વૈરાગી ભરતજી) પૃ. ૫૫ સ. મા. ભી.

* આ કવિએ સંસ્કૃતમાં મેઘદૂતપર ટીકા રચી છે.



## (૨૬૬) લક્ષ્મીકુશલ (ત૦ સોમવિમલસૂરિ–હંસસોમસૂરિ–વિશાલસોમસૂરિ–જિનકુશલ શિ.)

(૫૧૩) વૈદ્યકસાર રત્નપ્રકાશ સં. ૧૬૯૪ ફા. શુ. ૧૩ શુક્રવાર. ઇડર પાસેના ઓડા ગામમાં

અંત—

ભૂલો અક્ષર વિસમુ જેહ, સો જાનિ સવિ કરજ્યો તેહ,
તપગચ્છ મલ લહુડી પોસાલ, જાણિ જેહનિ બાલગોપાલ. ૪૯
વીરપાટિ પરોધર ઘણા, પાર ન પામું તેહ ગુણતણા,
સતાવનમિ પાટિં સાર, શ્રી સુમતિ સાધુ સૂરિ અણગાર. ૫૦
તાસ પાટિ હેમવિમલસૂરિ, જેહ સમરિં પાપ જાઈ દૂરિ,
તાસ પાટિ સોભાગ્યહર્ષ જાંણિ, તપસંયમ કેરી ગુણખાંણિ. ૫૧
તાસ પાટિ અતિ ગુણ ભંડાર, સકલસૂરિ સિરોમણિ સાર,
શ્રી સોમવિમલસૂરિ ને માંણિ, જસ નામિં સંપતિ એઈ આંણિ. ૫૨
તેહતણો પરોધર જેહ, હંસસોમસૂરિ નાંમિ તેહ,
તાસ પાટિ વિમલસોમસૂરિ, જસ નાંમિ દુરિત જાપે દૂરિ. ૫૩
તાસ પાટિ પરોધર ભલો, શ્રી વિશાલસોમસૂરિ ગુણનિલો,
પ્રતિરૂપી તેજસ્વી સહી, છત્રીસઇ ગુણધાંણિજ કહી. ૫૪
આચારજિના ગુણ જેતલા, શ્રી વિશાલસોમસૂરિમાં તેતલા,
પ્રૌઢ પરિવાર તેહનો સાર, પંડિત તણો નવિ લાભઇ પાર. ૫૫
જિનકુશલ પંડિત તેહમાં જાંણુ, સહગણમાંહિ દીપઇ જિમ ભાંણ,
લક્ષ્મીકુશલ તસુ કેરો સીસ, ગુરૂ પ્રસાદઇ હુઈ જંગીસ. ૫૬

ગુરૂવિણ માઇ પ્રસન્ન ન હોઈ, ગુરૂવિણ જ્ઞાન ન પામઈ કોઇ,
ગુરૂ પ્રસાદિ સર્વ સિદ્ધિ મિલઇ, અલીય વિઘન સવિ દૂરિં ટલિં ૫૭
અડસઠિ તીરથ બોલ્યાં સાર, માત ગંગા નિ ગુરૂ કેદાર,
પિતા પુષ્કર જાણો સહી, શાસ્ત્રઇં એહવી વાતજ કહી. ૫૮
રાયદેસ જગમાંહિં પ્રસિદ્ધ, ઇડરનગર અછઈ સમૃદ્ધ,
ને પાસઈ છઇ ઓડા ગામ, ધર્મતણાં જિહાં મોટાં ઠાંમ. ૫૯
જિનમંદિર અભિનંદન દેવ, પ્રાગવંશ સહુ સારઈ સેવ,
ગુરૂતણો આદેશજ લહી, લક્ષ્મીકુશલ ચઉમાસું રહી. ૬૦
**સંવત સોલચુરાણું જેહ**, ફાગુણ સુદિ તેરસ વલી તેહ,
શુક્રવાર સંયોગઈ સહી, લક્ષ્મીકુશલઈ એ ચઉપઈ કહી. ૬૧
દેવગુરૂ પ્રસાદિં કરી, રત્નપ્રકાસ એ ચઉપઈ પરી,
આત્રેયનિદાંન સુશ્રુત્તતું સાર, અપર ગ્રંથતણો ઉદ્ધાર. ૬૨
ગ્રહી નામ રતન તે જાંણિ, શાસ્ત્ર વિચારી બોલી વાંણી,
હિતકારિણી એ ચઉપઇ સાર, રચ્યા એકાદશ અધિકાર. ૬૩

—સં. ૧૭૧૮ વર્ષે ફા. વદિ ૨ સોમે શ્રી સંઘપુર ગ્રામે લિ૦
(ઇડર બાઇઓનો ભં.)

---

## ૨૬૭ દયારત્ન (ખ. જિનદેવસૂરિ-જિનસિંહસૂરિ-જિનચંદ્રસૂરિ-જિનહર્ષસૂરિ શિ૦)

**(૫૧૪) +કાપડહેડા રાસ. સં. ૧૬૯૫**

**આદિ—**

હું બલિહારી **પાસજી**, કાપડહેડા સામિ સયંભ કિ
ગુણ ગાવણ મનિ ગહગહૈ, આપો સદગુરૂ વચન અચંભ કિ—હું ૧
નયણે નિરખી નેહસું ઇણજુગિ એહ અચંભમ વાત કિ,
પરગટ આપ હુંતા પ્રગટ, બહુવે જાણ દીઠી વિખ્યાત કિ.—હું ૨
આચારજિયા નખઅવલ ગછ ખરતર રાજે ગુણવંત કિ,
શ્રી જિણચંદસુરિંદજી મનિ આસ તિ મોટા મહંત કિ—હું. ૩

સંવત સોલે સત્તરે પ્રથમણુ હુઈ પરમાણુ કિ,
જોધનયર માંહિ જાગતા આખે છાણિવિધિ અહિઠાણુ કિ. હું. ૪

* * * *

અંતે—

પરતો દીઠો પાસરે પરખિ નયણે આણ્યું પૂર કિ,
કાપડહેડે તિણ કિયો હરખે ઐસી રાસ હજૂર કિ. હું. ૪૧
ભવિક ભણુઇ જે રાસ ભલ કાને વલિ સંભલે કલ્યાણુ કિ,
મનવંછિત સગલા ફલૈ હુવૈ નહી કિણુહી વિધ હાણુ કિ. હું. ૪૨
સંવત સોલ પચાણુવૈ રાજે શ્રી હરખ સૂરીસ કિ,
પાસતણા ગુણ પૂરિયા સવિહિ દયારતન સુસીસ, કિ. હું. ૪૩

નોટ–કાપડહેડા–જોધપુર રાજ્યમાં એક કાપરડા નામનું હાલ ગામ છે તે. ત્યાં સ્વયંભૂ પાર્શ્વનાથનું મંદિર સં. ૧૬૮૧ માં પૂરૂં થતાં પ્રતિષ્ઠા થઇ તેનું ટૂંક વર્ણન આ રાસમાં છે. વધુ માટે જૂઓ ઐ. રા. સં. ભાગ ૩.



## ૨૬૮ રાજરત્ન ગણિ

(૫૨૫) નર્મદાસુન્દરી રાસ સં. ૧૬૯૫ માણેક.



## ૨૬૮ ક સુમતિસિંધુ (ભતિકીર્તિ શિ૦)

ગોડી પાર્શ્વનાથ સ્ત૦ ૨૦ કડી સં. ૧૬૯૬ માહા શુદ ૮

આદિ—

પુરષાદેય ઉદયકર, શ્રી ગોડી પ્રભુ પાસ.

અંતે—

સવત સોલ છયાણુવઈ, માહા હે આઠમિ દીહ ઉદારકિ,
ભેટવા હે ગોડી પાસજી દુખ મેટવા હે ભવના સંચ્યા હે પારકિ.
૧૭ સે.

સેરીસઇ સંખેસરઇ ખંભ નયરઈ હે જાગઈ થંભણ પાસ કિ, ભે.
ગામ નગર પટ્ટણ પુરઈ રહેવા પૂરઈ હે નિજ ભગતાની હે આસ
કિ, ભે. ૧૮

કલસ

ઇમ આસપૂરઈ પાસ ગઉડી, સમરિઉ સાનિધિ કરઇ,
શુભ વાસ ખાસ નિવાસ આપઇ દૂખ દૂરઈ પરિહરઇ,
પાઠક મતિકીરતિ પ્રસાદઇ, સીસ સુમતિસિંધુર કહઈ
જે કરઈ જાત્રા ભલઈ ભાવઇ, મનવંછિત ફલ તે લહઇ. ૨૦

—લિખતં પં. દયાવર્દ્ધન ગણિવરાન્ સં, ૧૭૫૪ વર્ષે.
૧—૧૮ મારી પાસે છે.
મતિકીર્ત્તિ માટે જુઓ નં. ૨૭૧ પૃ. ૫૭૭.

---

## ૨૬૯ કલ્યાણ (કડવા ગચ્છની આઠમી પાટે તેજપાલનો શિ.)

(૫૧૬) વાસુપૂજ્ય મનોરમ ફાગ સં. ૧૬૯૬ માહ શુ. ૮ સોમ.
થિરપુર-થરાદમાં.

આદિ—

સરસ્વતીં નમસ્કૃત્ય, પ્રણમ્ય સદ્‌ગુરૂનપિ,
વક્ષ્યે મનોરમં ફાગં, વાસુપૂજ્યજિનસ્ય ચ. સ. ૧

ઢાલ ૧ પ્રથમ અઢીયા.

પ્રણમીઅ જિન ચઉવીસ, પાય નમાઢીઅ સીસ.
વાસપૂજ્ય જિનતણઉએ, ફાગ રલીઆમણઉઅ,
ફાગુ તે ફાગુણમાસિ, લોક તે રમઈ ઉહલાસિ,
રામતિ નવનવીએ, કિમ જાઇ વર્ણવીએ. ૨
બાંધઈ કરમની કોડિ, ન સકઇ કાંઇ વછોડિ,
તે રામતિ કસી એ, રાગમતિ જસ વસીએ. ૩
થિન થિન શ્રી વાસપૂજય, ફાગ રમતાંથી રમ્ય,
સંજિમ આદરઇએ શિવરમણી વરઈ એ. ૪

ત્રિણુ ભવની સુણુઉ વાત, તીરથપતિ થયા વિખ્યાત,
મહુકો સાંભલઉએ, મૂંકી આમલઉએ, ૫

× × × ×

અંતે—

ચઉવિહ સંઘશ્રી વાસપૂજ્યનઉ, દીઉ સેવકનઇ કલ્યાણુ. ૯
જિનચંદસૂરિ જગિ રાજઉ, નમિઈ સદા નર્વાનિધિ,
સોલસતાણુઉઈ અમર થાસઈ, એક ભવિઇ લહઇસઇ સિદ્ધિ. ૧૦
જિનવલ્લભ તસુ પાટિ હોસઇ, સતર સતાવીસ માંન,
અનુક્રમિઇ પાટ તે ચાલશઈ, જાવ દુપ્પસહ યુગહપ્રધાન. ૧૧
સોલછન્નૂં માઘમાસે સુદિ અષ્ટમી સોમવાર
મનોરમ ફાગ વાસ પૂજ્યનઉ સેવક કલ્યાણકાર. ૧૨
ગણુ લઘુ મહાવીર પસાદિઈં, થિરપુર કીઉ ઉછાહઇ,
કટુકગચ્છ સદા દીપાયા, ચંદ સૂર જિહાં જગમાહઇ. ૧૩

—ગ્રંથાગ્રશ્લોક ૩૭૬ અક્ષર ૧૫ અક્ષર ગણુનાઇ. છ. સં. ૧૮૮૯ પોસ માસે સુદપક્ષે તિથિ ૮ રવિવાસરે શ્રી વિરમગ્રામ મધ્યે. ૨૦-૧૧ સેં. લા. વડો. નં. ૫૩૨૨

**(૫૧૭) અમર ગુપ્ત ચરિત્ર.** સં. ૧૬૯૭ પોશ સુ. ૧૩ સોમ. અમદાવાદમાં.

આદિ—

ઋષભાદિક ચઉવીસ જિન, નામિઇ નિત્ય નિત્ય રંગ,
વૈર વિરોધ ને પરિહરઉ, સંભલી અમરતરંગ. ૧
વૈર ન કીજઇ ભવીકજન, વૈરઈં વૈર વિરૃધિ,
સુંદર સુરપ્રીયની પરઇ, મૂકઉ સુણી સંબંધ. ૨
એક પખુઇ બલઉ નહી, તેથી દુખ અપાર,
સમરાદિત્ય શ્રી પાસનઉ, ચિત્ત ધારઉ અધિકાર. ૩
એક પખા વૈરોપરી, અથમાહઈ પ્રબંધ,
તેર ભવંતર વરિતવર, સુણુજો તેહ સબંધ. ૪

અમરગુપ્ત તે કિહાં હવઉ, કિમ લહી કેવલરિધ,
સકલ કરમ નિરમુક્ત થઈ, મણુ પામી જિમ સિદ્ધિ. ૫

* * * *

અંતે—

કડુકગચ્છિ સાહ કડુઉનાયક, **ખીમ વીર** જીવરાજજી,
**તેજપાલ** રત્નપાલ જિણદાસો, જેહની કીરતિ આજજી,
અષ્ટમા પાટિઇ સાહ **તેજપાલો**, પંડિતમા શરદારજી,
તાસ સીસ તે સહુ કો જાણઈ, સેવક કલ્યાણકારજી. ૨
પોસમાસ નઇ **સોલ સત્તાણું** (૧૬૯૭) સુદિ તેરસિ ભોમવારજી,
અમરતરંગ કીઉ મનિરંગઈ, સુખસંપદ તારજી,
અમદાવાદ હબનપુર માહઈ, ચંદ્રપ્રભુ પસાયજી,
કડુકગણ સદા જયવંતુ, સેવે કલાણ થાયજી. ૩

—વિ. ધ. ૨૪-૧૧; અમ૦



## ૨૭૦ વિવેકચંદ્ર ( ગુણચંદ્ર ગણિ શિ. )

(૫૧૮) **સુરપાળનો રાસ.** સં. ૧૬૯૭ પોસ શુ. ૧૫ ૬૦૦ શ્લો.–રત્ન૦



## ૨૭૧ મતિકીર્ત્તિ (ખ. જયસોમઉ-ગુણવિનય શિ)

(૫૧૯) **ધર્મબુદ્ધિ મંત્રીશ્વર ચોપઈ** સં. ૧૬૯૭ રાજનગરમાં

આદિ—

આણી આણદ અંગમઇ, પણમિ **પાસ** જિણંદ,
ફલદાઇ ફૈલવધિપુરઇ, કલિયુગિ સુરતરૂકંદ. ૧
વચન સુધારસ વરસતી, શ્રુતદેવી સુખકાર,
મનિ ધરિ મધુર વચન સુણી, ચરિત કહિસ સુવિચાર.

કુશલકરણુ જિનકુશલ ગુરુ, વિઘન વિડારણુ વીર,
સૂધઈ મન નિત સમરતા, ભલઇ કરઈ પ્રભુ ભીર. ૩
છોકર ઘર છછુહામણા, કમલા કરઇ કલોલ,
પુણ્ય પસાયઇ પામીયૈ રાજરિદ્ધિ રંગરોલ. ૪
નિસારયણુ જિમ નિરમલઉ, જસ લહીયઇ જગમાંહિ,
બલ પામીજૈ અતિ પ્રબલ, બાહુબલિ જિમ બાંહિ. ૫
ચતુરાઇ અતિ ચતુરનર, ચિત ચોરણુ ચોસાલ,
સહજઇ સુંદર સંપજઈ, સોહગસિર સુવિસાલ. ૬
ચિંતામણિ જિમ ચિંતતણી, ચિંતા ચૂરણહાર,
સુરનર જિમ સુખ દૈ સદા, ધરમ કીઉ નિરધાર. ૭

× × × ×

અંતે—

સંવત મુનિ નિધિ રસ સસિ વરસઇ,
એ સંબંધ રચ્યો મન હરસઈ
રાજનગરિ સંપદ ભરિ સરસઇ, જસુ શોભા ગુકુણપુર ફરસઇ,
પાપતણી મતિ દૂરઇ કરિસઈ, સગ કુસંગ તિનઉ પરિહરસઈ,
પુણ્યતણઉ ફલ સુખિ મનિ ધરસઈ, મતિસાગર જિમ તે સુખ વરિસઇ-૫

પુણ્યતણઉ ફલ જેહ ન માનઈ, મોહ મલિન મતિ આપ ગુમાનઇ,
ઉંચ નીચ ગતિ મઈ બહુયાનઈ, દુખ લહઈરિહઈ નરતેહ અગાનઈ.૬
પાઠઇ ઇમિત્રાવિક કહણઇ, રાજરિદ્ધ સંપદ સુખ ન હણઇ,
કારણ ધરમ ધરઇ મનમાહઈ, શ્રી જિતારિ જિમ તે સુખ સાહઇ. ૭
શ્રી જિનરાજસૂરિ ગુરુરાજઇ, ગુરુ અતિસયઇ કરિ છે જગિ બાજઈ,
દેસન મમય જલદ જિમ ગાજઇ, સંસય સકલ તુરત જે ભાજઇ.૮
ઉવઝાય શ્રી જયસોમ જતીસ, ધરઈ આણુ નરવર જસુ સીસિ,
તાસુ સીસ પાઠક પદધારી, શ્રી ગુણવિનય સુગુણુ ભંડાર. ૯

શ્રવણિ સુણી સરસીજ્જુ વાણી, હિતસુખ શિવકર નિજ મનિ આણી,
સૂધા પ્રતિબુધા ભવિ પ્રાણી, ધર્યો ધરમ અનુપમ ગુણખાણી, ૧૦
તાસુ સીસ શ્રી **મતિકીરતિ** એહ, પ્રભણ્યઉ ચરિત સંપદ ગુણગેહ,
ભણઈ ગુણઇ નિસુણઇ ભવિ જેહ, ધરમ મરમ પામઇ જગિ તેહ ૧૧
શ્રી **જિનદત્ત** સૂરિશ્વર સદઇ, અવિજલ જય પામઇ વરવાદઈ,
શ્રી **જિનકુશલસૂરિ** સાનિધ્યઇ, સુખી હુવઇ વધતી રિદ્ધિ વૃદ્ધઇ. ૧૨

—સં. ૧૭૮૧ મિગસિર શુકલ દ્વાદશી તિથૌ ચંદ્ર વારે શ્રી અજીમગંજ મધ્યે લિ. પં. રંગપ્રમોદ મુનિના ૧૩—૧૪ પ્રો.

ગુણવિનય માટે જુઓ આની અગાઉ.

---

## ૨૭૨ દેવચંદ્ર બીજા (ત. સકલચંદઉ–સૂરચંદ–ભાનુચંદ શિ૦)

**(૫૨૦) નવતત્ત્વ ચોપાઈ.**

**અંતે—**

સુવિહિત સાધુતણો શૃંગાર; શ્રી **વિજયદેવસૂરિ** ગણધાર,
તાસ પાટે પ્રગટયો સૂરિસિંહ, **વિજયસિંહસૂરિ** રાખી લીહ. ૩૩
ગુરૂ શ્રી **સકલચંદ** ઉવઝાય, **સૂરચંદ** પંડિત કવિરાય,
**ભાનુચંદ** વાચક જગચંદ, તાસ સીસ કહે **દેવચંદ**. ૩૪
એ ચોપઇ રચી કરજોડ, કવિતા કોઇ મ દેજો ખોડ,
અધિકો ઓછો સોંધી જોડી, ભણતાં ગુણતાં સંપતિ કોડ. ૩૫

**(૫૨૧) પૃથવીચંદ્ર** સં. ૧૬૮૬ ખં. ૧ રત્ન.

(વિજયસિંહસૂરિ–આચાર્ય ખ. ૬ સં. ૧૬૮૪ ને સ્વર્ગવાસ સં. ૧૭૦૯.)

**સૌભાગ્ય પંચમી સ્તુતિ.**

**(૫૨૨)+ શત્રુંજય તીર્થ પરિપાટી.** સં. ૧૬૯૫

**આદિ—**

સકલ સભારંજન કલા, દિઓ **સરસતિ** વરદાનોજી,
શ્રી વિમલાચલ સ્તવન ભાગં પામી શ્રી ગુરૂમાનોજી. ૧

આવો શેત્રુંજયઈ, ચઢીય નવાણુ વારોજી
મનમાં ઉલટ અતિ ઘણો, હઇડેં હર્ષ અપારોજી. આવો૦ ૨
ઉમાહ્ડો મનમાહિ ઘણો, કરસ્યું ચૈત્ર પ્રવાડયોજી,
શ્રી શેત્રુંજય ભાવસું, લાગી મનહર હારોજી. આવો૦ ૩
સંવત સોલ પંચાણુયેં, ઈડર રહી ચોમાસોજી
યાત્રા કરવા સંચર્યા, શુભ દિવસ શુભ માસોજી. આવો૦ ૪

× × × ×

અંતે—

પાલીતાણાથી ચાલીયાએ મા૦ કરતા પય પ્રયાણ,
કુશલે રાજનગર ગયા એ મા૦ કીધાં કોડિ કલ્યાણ. સુ. ૯
ભણે ગણેં ને સાંભલે એ મા૦ એહ તવન જે જાંણ,
ધરિ બેઠાં યાત્રાતણો એ મા૦ ફલ પાંમઈ સુવિહાણ. સુ. ૧૦
શ્રી તપગચ્છપતિ ગુણનિલો એ મા૦ શ્રી વિજયદેવ સૂરીંદ,
જાંણે જગિં ઉદયો સહી એ મા૦ મૂરતિવંતો ચંદ. સુ. ૧૧
સાહ થિરા નદનવરૂ એ મા૦ મોહન વલી કંદ
જે સેવઈ ભાવઈ કરી એ મા૦ તસ ઘરિ નિત્ય આણુંદ. સુ. ૧૨
શ્રી વિજયદેવસૂરિ પાટિ ગયો એ મા૦ શ્રી વિજયસિંહ સૂરિરાય,
જેહને પ્રણમે નિત પ્રતિં એ મા૦ સુરનર ભૂપતિ પાય. સુ. ૧૩
સીસ વાચક ભાનુચંદનો એ મા૦ માગઈ દેવચંદ દેવ
વલી વલી મુઝને આલયો એ મા૦ શેત્રુંજય કેરી સેવ. સુ. ૧૪

કલસ.

ગુરૂશ્રી હીરવિજયસૂરિ પસાયેં શ્રી ભાનુચંદ ઉવઝાયા
કાસમીર અકબરસા પાસઈ શેત્રુંજય દાણ છુરાયા
તામ સીસ દેવચંદ કહેં એ ગિર ગિરનો રાયા,
ભેટયો ભાવ ધરી એ તીરથ, મનવછિન સુખદાયા
આજ મનવાંછિત સુખ પાયા. ૧૫

—સંવત્ ૧૭૬૯ વર્ષે પં. દાનચંદ્રેણ લિષતં પત્તનનગરે. પ્ર૦ પ્રાચીનતીર્થમાળા પૃ. ૩૮-૪૭.

(આમાંથી સ્પષ્ટ છે કે કવિએ શેત્રુંજયની યાત્રા સં. ૧૬૯૫ ના મહાવદિ ૧૪ ને ગુરૂવારે કરી. ૧૬૯૫ નું ચોમાસું ઇડરમાં કરીને યાત્રાર્થે નીકળી ફીચોટ (ફીચોદ), વલાસણ, વડનગર, વીસનગર, સિવાલા (સાઉલા), મહેસાણા, અમદાવાદ અને પાલીતાણા આવ્યા. પછી અમદાવાદ ગયા. કવિના ગુરૂ ભાનુચંદ્ર અકબરની ધર્મસભાના ૧૪૦ મા નંબરના (પાંચમી શ્રેણીના) સભાસદ પ્રસિદ્ધ છે. તે અને તેમના શિષ્ય સિદ્ધિચંદ્ર બંને અકબર પાસે રહી પોતાની વિદ્વત્તાથી બાદશાહની પ્રીત્તિ સંપાદન કરી હતી. અને તે બંનેએ કાદંબરી પર સુંદર સંસ્કૃત ટીકા રચી છે. બાદશાહ સૂર્યનાં હજાર નામો સાંભળતો હતો. તે માટે ભાનુચંદ્રે સૂર્યસહસ્રનામ સ્તોત્ર રચ્યું હતું. ઇ. સ. ૧૫૯૩ માં (સં. ૧૬૪૮) તેણે સમ્રાટ્ અકબર પાસેથી પાલીતાણાના શત્રુંજય તીર્થના યાત્રાળુઓ ઉપરથી કર ઉઠાવી લેવાનું ફર્માન જારી કરાવ્યું હતું અને એ પણ આજ્ઞા પ્રાપ્ત કરી હતી કે સર્વ જૈનોનાં પવિત્ર સ્થાનો હીરવિજયસૂરિને હવાલે કરી આપવાં. સંભવતઃ ભાનુચંદ્ર તેના દરબારમાં બાદશાહના મૃત્યુ સુધી (ઈ. સ. ૧૬૦૫) સુધી રહ્યા હતા.

સકલચંદ્ર ઉપાધ્યાય માટે આની અગાઉ જુઓ.

---

## ૨૭૩ ભાવવિજય (ત. વિમલહર્ષ ઉ.શિ. મુનિવિમલ શિ.)

**(૫૨૩) ધ્યાનસ્વરૂપ (નિરૂપણ) ચોપાઈ** સં. ૧૬૯૬ ચૈત્ર વદિ ૧૦, રવિ ખંભાતમાં.

**આદિ—**

સકલ જિનેસર પાય વંદેવિ, સમરી માતા સારદ દેવિ,<br>
ધ્યાનતણો હૂં કરૂં વિચાર, શ્રી જિનવચનતણે અનુસારિ. ૧<br>
જીવ તણો જે થિર પરિણામ, કહિઇ ધ્યાન તેહનું નામ,<br>
તેહે તણા છે ચ્યાર પ્રકાર, દોય અશુભ દોય શુભ મનિ ધાર. ૨

*　　*　　*　　*　　*

અંતે—

શ્રી તપાગચ્છ સોહાકરો ગણધરો, શ્રી હીરવિજયો ગુરુ યુગપ્રધાનો,
દેશના જસ સુણી શાહિ અકબ્બર ગુણી, ધર્મકામઈ થયો સાવધાનો. ૯
તાસ પાટઈ વિજયસેન સૂરીસરૂ, શ્રી વિજયતિલક સૂરિ તાસ પાટઈ
તાસ પાટઈ વિજયાણુંદ સૂરીસરૂ, વિજયવંતો સદા ધર્મ માટઈ, ૧૦
શ્રી વિમલહર્ષ ઉવજઝાયશ્રી મુનિવિમલ સકલ વાચક શિરોમણિ વિરાજઈ,
સીસ તસ ભાવવિજયો ભણઇ સેવીઇએ ધ્યાન સુરતરૂ સદા સિદ્ધિકાજઈ ૧૧
વર્ષ ધર નિધિ સુધારૂચિકલા વછરઇ ૧૬૯૬ ચૈત્ર વદિ દસમિ રવિવાર સંગઇ,
ધ્યાન અધિકાર અવિકાર સુખકારણા, ખંભ નયરિ રચ્યો ચિત્ત રંગઇં. ૧૨
ધ્યાન સુવિચાર ઇમ મનિ ધરી ભવિજના અશુભ છંડી વિમલધ્યાન સેવો
જેહથી દુખ ટલઇ સયલ વંછિત ફલઈ ચાખીઇં મુગતિ સુખ સખરસેવો. ૧૩
—ધ્યાન સુવિચાર ઇમ મન ધરિ ભવિજના.

—ઇતિ ધ્યાનસ્વરૂપ ગાથા સર્વ થઇ ૬૩ ગ્રંથાગ્રં ૨૮૫ પાનાં ૧૭ દા. ૪૮ હાલાભાઈ ભંડાર પાટણ.

પ્ર. કા. (વિ. ધ.)

**શાંતિજન સ્ત૦**

(કલશ) ઇમ શાંત પાલક શાંતિ સુહકર, શુણ્યો શાંતિ જિણેસરો,
શ્રી કહેલવાડા નયર મંડણ, કર્મપંક દિવાકરો,
જગજંતુનાયક મુગતિદાયક કામસાયક શંકરો,
ઉવઝાય શ્રી મુનિવિમલ સેવક ભાવ સુખ સંતતિ કરો, ૨૧

**શંખેશ્વર પાર્શ્વનાથ સ્ત૦**

(કલશ) ઇતિ દુખ્ખવારક સુખકારક શ્રી શંખેસર જિનવરૂ
મઇં શુણ્યો ભગતિ આપસગતિં ભવિઅ વંછિય સુરતરૂ,
ઉવઝાય વિમલહરખ સોહઈ સુકૃત ભૂરૂહ જલધરો,
ઉવઝાય શ્રી મુનિવિમલ સેવક ભાવવિજય જયંકરો.

(પૃ. ૩ પ્ર. કા.)

## ૨૭૩ ક કનકકુશળ (જુઓ કનકસુંદર.)

**(૫૨૩ ક) ? હરિશ્ચંદ્ર રાજાનો રાસ.** સં. ૧૬૯૭

સૌભાગ્યપંચમી માહાત્મ્ય વિષયે તેણે વરદત્ત ગુણમંજરી કથા સંસ્કૃતમાં રચી છે, તેની પ્રશસ્તિ એ છે કેઃ—**श्रीमत्तपगगनांगन दिनमणि विजयसेन सूरीणां शिष्याणुना कथेयं विनिर्मिता कनककुशलेन ५० बुद्ध पद्मविजय गणिभिः प्रवरै लाभादिविजयगणिभिश्च संशोधिता कथेयं भूतेषु रसेंदु मित वर्षे. (१६५५)** (૬-૧૩ આગ્રાભંડાર.)

શોભનમુનિની સં. શોભનસ્તુતિઓપર કનકકુશળે સંસ્કૃતમાં ટીકા પણ રચી છે. સંસ્કૃતમાં પંચમી સ્તુતિ (શ્રી નેમિઃ પંચરૂપત્રિદશ પતિકૃત પ્રાજ્યજન્માભિષેકઃ એથી શરૂ થતી ૪ શ્લોકની) પર વૃત્તિ સં. ૧૬૫૨ માં રચી છે.

---

## ૨૭૪ કનકસુંદર (૨) ભાવડગચ્છ મહેશજી ઉપાધ્યાયશિ.)

**(૫૨૪)+ હરિશ્ચંદ્ર રાજાનો રાસ.** સં. ૧૬૯૭ શ્રાવણ શુ. ૫ મરૂધરના સોજત શહેરમાં.

**આદિ—**

પાસ જિનેસર પાય નમી, થંભણપુર થિરવાસ,
જુગ જુગમાંહે દીપતો, પૂરે વાંછિત આશ. ૧
આદિ લખે કુણ એહની, વર્ષ ઇગ્યારે લક્ષ,
વર્ણંત પશ્ચિમ દેવતા, કીધી પૂજ પ્રત્યક્ષ.
(પશ્ચિમપતિ નામે વરણ, કીધી સેવ પ્રત્યક્ષ–પાઠાં.) ૨
એંસી સહસ વર્ષ અચલ, સેવા કીધી સાર,
વાસુક વિષ હરતા હરિ, પ્રભુ પાતાલ મઝાર. ૩

* * * *

અંતે—

મરૂધર દેશ મહીપતિ, જશવંત સબલી હાક,
સોઝત શહેર સોહામણો, નવકોટીનું નાક. ચં. ૬

ભાવડગચ્છ ગુરૂ સાંભળો, સાધુ ગુણે ભંડાર,
શિષ્ય પટોધર તેહના, શીલવંત સુવિચાર. ચં. ૭

ઉપાધ્યાય મહેશજી, ગુરૂ ગૌતમ અવતાર,
મુનિવર મહોટા માહાજને, આગમજ્ઞાન અપાર. ચં. ૮

કનકસુંદર શિષ્ય તેહનો, ગાયો એહ પ્રબંધ,
શ્રી હરિચંદ નરિંદનો, શાંતિનાથ સંબંધ. ચં. ૯

નવરસ ભેદ જૂજુઆ, ઢાલ એગુણચાલીસ,
ભાવભેદ બહુ ભાતના, વિધિશું વિશ્વાવીશ. ચં. ૧૦

સંવત સોળ સત્તાણુવે, શુદ્ધ પક્ષ શ્રાવણમાસ,
પંચમી તિથિ પૂરો હુઓ, શ્રી હરિચંદનો રાસ. ચં. ૧૧

(દુહા) ગાથા આઠીસાતરોં તિણ ઉપર ઇગતીસ, (ત્રિસવીસ)
સાંભળતાં શ્રી સંઘને પૂગે આશ જગદીશ.

(પ્ર૦ ભીમશી માણેક)

—સં. ૧૮૩૩ કા૦ શુ. ૧૧ શુક્રે શ્રી સવાઈ જયપુર મધ્યે શ્રી અચલગચ્છેશ ભટ્ટારકજી શ્રી કીર્ત્તિસાગરસૂરીશ્વરજી તસ્યાદેશકારી વા. શ્રી ખિમારાજજી શિ૦ પં. જ્ઞાનરાજ લિ૦ દૈવાનંદશિષ્યા ગોત્રેયાંણે શા વેહરાં અવટંકે સંઘવી દીવાન માણકચંદ દેવજી જીવરાજ દીવાન ગુલાબચંદ નિહાલચંદ ચંદપભ ભગવાન રાજ્યે શ્રી મહારાજધિરાજ મહારાજા સવાઇ પૃથ્વીસિંઘજી વિજયરાજ્યે કછવાહ વંશે રઘુવંશીય.

૧૨-૧૫ ઘો.

—૧૫-૧૯ મા૦ જૂની પ્રત છે.

## ૨૭૫ દેવરત્ન (૧) (ખ૦ જિનભદ્રસૂરિ–દયાકમળ–શિવનંદન–દેવકીર્ત્તિ શિ.)

(૫૨૫) શીલવતી ચોપાઇ. સં. ૧૬૫૮ કાર્તિક વાલસીસરમાં.

અંતે—

સંવત સોલઅઠાણુ કાતી સમેરે, વાલસીસ (સર) નયર મઝારી,
સીલવતીની કીધી ચોપઇરે, સીલતણે અધિકારી
શ્રી ખરતરગચ્છ નાયક સોહતારે, શ્રી જિનરાજ સૂરીસ,
કુમતિગજભંજન કેસરીરે, પ્રતપો કોડી વરિસ.
શાખા શ્રી જિનભદ્રસૂરિનીરે, જાણે સહૂ સંસાર
વાચક શ્રી દયાકમળ ગણિવરૂરે, ગુણમણિરયણભંડાર.
તાસુ સીસ સિવનંદન ગણિરે, વાચક દેવકીરતિ ગણિંદ
મહિયલમાં જીવો ચિર લગેરે, જાં લગે છે રવિચંદ.
તાસુ સીસ લવલેસે ઉપદિશેરે, દેવરતન કહે એમ,
ખંડ ત્રીજે ને ઢાલ ધન્યાસીરીરે, ચઢી પરિણામે તેમ.
સતીય ચરિત્ર સાંભલતાં ભણતાં છતાં રે હુઈ આણંદ રંગરોલ,
દેવરતન કહઇ તેહને સંપજઇરે, લછિમી તણા કલ્લોલ.

(૧૬ પત્ર પ્ર. કા.) વિદ્યા૦ માણેક. ભાવ.

—સંવત્ ૧૭૨૫ ચૈત્ર સુદિ ૨ યાં શ્રીમલ્લપુરે (ઉદયપુર ભં.)
—પા. ૧૭ પ્રે. ૨.

---

## ૨૭૬ ધર્મસિંહ (૧) (લું.)

(૫૨૬) શિવજીઆચાર્ય રાસ. (અં. મોહનવેલિ) સં. ૧૬૯૭ શ્રાવણ શુ. ૧૫ ઉદયપુરમાં.

આદિ—

શ્રી મહાવીર મુગતિગયા પીછિ, વરસ દોઇહિજાર,
રૂપિ ઋષિ આચાર્ય પ્રગટયા, કરવા પર ઉપગાર. ૪

આર સિદ્ધાંતપરૂપક ઉદયા, તસ પાટિ જીવરાજ,
તસ પાટિ કુંઅરજી ગણિવર, વરનીમલ જસ લાજ. ૫
જન મનમોહન શ્રીમલજી, તસપાટિ રતનઋષિરાય,
નારિ સદિન સંયમ જેણિ લીનો, મહીયલ જસ મહીમાય. ૬
મહિમાવંત તસ પાટિ અલંકૃત, કેશવજી ગુણવંત,
તસ પાટિ ઋષિરાય મહામુનિ, શ્રી શિવજી જયવંત. ૭
સુરતરૂ ચંદનકનક મોહનમણિ, એ પંચિ ગુણ ઋષિરાય,
વસ્યુ વાસ શોભા વૃદ્ધિ વંછિત ફલ સકલ સુખદાય. ૮
સુખદાયક શિવજીતણિ ગાઉ, રાસ રસીક કરિ રંગ,
દાન વિશાલ પ્રથમ આખ્યાંનિ, કહિં મુનિ ધર્મસંઘ

૨૫ ઢાલ.

લી. ૧૬૯૬ વર્ષે જ્યેષ્ઠ શુદિ (પાટણમાં-ધર્મસંગ ધર્મસિંહ કૃત શીળકુમાર રાસ, અથવા મોહનવેલિ રાસની પ્રતિ છે તેમાં આ રાસ જણાય છે તેમાં નયનેંદુરસેં ચંદ સંવસરા શ્રાવણ સુદિ ૧૫એ સવત્સર રચ્યાનો આપેલ છે ને રચ્યાસ્થાન ઉદેપુર જણાવેલું છે.
—પાટણ ભં.

+ ૫૩ સાધુની સઝાય પૃ. ૧૯૯ સ. મા.
+ સામાયિક ૪૦૭ જૈ. પ્ર.
+ સઝાય ૩૨૪ સ. મા. બી.

---

## ૨૭૭ કીર્ત્તિવર્દ્ધન.

(૫૨૭) સુદયવત્સ (સદેવત) સાવલિંગા રાસ. (લ૦ સં. ૧૬૯૭)

---

## ૨૭૮ જ્ઞાનચંદ.

**(૫૨૮) પ્રદેશી રાજાનો રાસ.** લ. સં. ૧૬૯૮ તેથી તે પહેલાં.

આદિ—

પ્રણમી શ્રી અરિહંત પય, સમરી સિદ્ધ અનંત
આચારિજ્જ ઉવઝ્ઝાય ધવલિ, સાધુ સદ્દ ભગવંત. ૧
શાસનનાયક સલહીયઇ વરદાઇ વ્રધમાન,
ગુરૂ ગૌતમગુણ ગાઇયે દાયક વંછિત દાન. ૨
ધર્મ્માચારજ્જ ધર્મગુરૂ મન ધરી સુધર્મ સામી,
જંબૂ પ્રમુખ મહાજતી, સમરી શ્રુત શુભનામ ૩
બીયોવંગે બુઝવ્યા, રાયપાસણી રંગ
પરદેશી રાજા પ્રવર સદ્ગુરૂ કેશી સંગ. ૪
રચના તે અધિકારની, રચવા મુઝ મનિરંગ,
પિણ મનવંછિત પૂરવા, સૂધો સદ્ગુરૂ લાગ. ૫

* * * *

અંતે—

ઢાલ ૪૧ રાગ ધન્યાસિરિ.

રાયપસેણી બીયો ઉપાંગથી, ઉદ્ધરી એ અધિકાર
પરદેસીય પ્રબોધ મઇ એ રચ્યો રંગસું પ્રશ્નોત્તર વિસ્તાર. ૭૮
જગત્રગુરૂ શ્રી દયાધરમ જયકાર, પામીયે ભવતણો પાર,
જગત્રગુરૂ સમકિત શુદ્ધ આધાર, જ૦ આંકણી.
ગહન અરથ છે શ્રી પ્રવચન તણો, જાણીયે કેણુ ઉપાય
આપણી બુદ્ધિ કરિ કેલવી જે કહ્યો, સાખીય શ્રી જિનરાય. ૭૯

* * * *

ધન્ય શાસન મહાવીરનો સેવીયે, જિહાં રહ્યા એ અધિકાર,
કહે જ્ઞાનચંદ ઇમ સદ્ગુરૂ સેવતાં પામીયે શિવ સુખસાર. ૯૧

—લી. ૧૬૯૮ પોસ શુ. ૭ ભોમ. ગ્રંથાગ્ર ૪૦૦-પા. ૩૭-૧૧

—લી. ૧૭૯૯ પોસ વ. ૬ ભોમ-ભુજનગરે. ૧૭-૧૭ રાજકોટ પૂ૦ અ૦ પ્ર૦ કા, ભા૦

(૫૨૯) શીલપ્રકાશ. —જેસ૦

---

## ૨૭૯ ત્રિકમમુનિ. (નાગોરગચ્છી આસકર્ણ-વણવીર શિ૦)

(૫૩૦) રૂપચંદ ઋષિનો રાસ. (ઐ૦) સં. ૧૬૯૯ ભાદ્ર. વ. ૩ બુધ અકબરપુરમાં.

આદિ—

આસા રાગે દોહા

મહાવીર ત્રિભુવનધણી, કેવલન્યાન પડૂર
સેવ કરઇ સુરનર સદા, પૂરઇ વંછિત પૂર. ૧
તાસ સીસ ગણધર નમુ, શ્રી ગોતમ મુનિરાજ,
અષ્ટ મહાસિધિ સપજઇ, પૂરઈ વછિત કાજ. ૨
વલિ પ્રણમી સહગુર સગુણ, સંસયભંજણહાર
રૂપચંદ રિષિ રાજનઉ, રમિક કહું અધિકાર. ૩

* * * *

અંતે—

હીરાગર સિરદારે હે સખી હી૦ નગર ઉજેણી સુરપદવી લહી હે,
વઈ જે નરનારિ હે સખી વં૦ ત્યાં ધરિ દુખદોહગ આવઇ નહી હે. ૫
કરતા પંથ વિહાર હે સખી ક૦ પુન્યસંજોગઈ મહિમાં પધારિઆ હે,
લોક કહઇ મવકોઈ હે સખીયો. શ્રી આચારજ રૂપચંદ આવિઆ હે. ૬
દે ઉપદેસ અનુપ, સુધકમલ ઘણજણ સમઝાવીઆ હે,
અમૃતવાણિ રમાલ, ચ્યાર વરણ સુણિ અનિ સુખ પાવિયા હે, ૭

તેહીજ નગરમઝાર, અંતસમઇ અણુસણુ કિયઉ હે,
શ્રી રૂપચંદ મુણિંદ, દેવવિમાણુ અનોપમ પાવિયઉ હે. ૮
દેપાગર તસપાટ, વઇરાગર વઇરાગઈ પૂરીયઉ હે,
શ્રી મુનિવર વસ્તપાલ, શ્રી ગછરાજ કલ્યાણુ વધાવિયઉ હે. ૯
શ્રી ભઇરવ સુખકાર, નેમીદાસ ગછાધિપ દીપતઉ હે,
શ્રી આચારજ એ, આસકરણુ વાદી વડ દીપતઉહે, ૧૦
અનુક્રમિએ મુનિપાટ, કહીઆ મઇ કરી કીરતિ મન રલી હે,
સોભાગી સસનેહ, ભવિયણુ વંદઉ દિન પ્રતિ વલિવલી હે. ૧૧
સંવત સોલનન્યાણું માસ વિરાજઈ ભાદ્દવ સુખકર હે,
વરસઇ અતિ અસરાલ, કાંઠલિ બાંધિ ચિહુંદિસ મનહર હે. ૧૨
પક્ષ બહુલ તિથિ તીજ, શ્રી બુધવાર મહા મહિમાનિલઉહે,
અકબરપુર અભિરામ, મહિયલમંડણુ નગર સિરાં તિલઉ હે. ૧૩
તેથ કિયઉ ચઉમાસ, શ્રી વણુવીર સદ્ગુરૂ મહિમા રલીહે,
તાસ પ્રસાદઇ એહ, ગ્રંથ કિયઉ એ મન આસા ફલીહે. ૧૪
શ્રાવક વંસ સૂરાણુ, વીરદાસ ચતુર સોભા ઘણી હે,
તસ આગ્રહિ કરિ એહ, અધિક મહારસ કીધી મંડણી હે. ૧૫
સોરઠરાગ સુરંગ, ઢાલ ભણી એકાદસમી મુદાહે,
તીકમ જે નરનારિ, ગાવઈ તે મનવંછિત લહઇ સદા હે. ૧૬

—સર્વ ગાથા ૨૨૪ ઇતિશ્રી રૂપચંદ મંડણી સંપૂર્ણેતિ. સંવત ૧૬૯૯ વર્ષે મૃગસર માસે કૃષ્ણપક્ષે તૃતીય તિથૌ આદિત્યવારે અકબરપુર મહાનગરે. રિષ શ્રી પંચાયણજી લિખિતં. આતમપઠનાર્થં ૭-૧૪ સં. લા. નં. ૨૦૮૦

**(૫૩૧) અમરસેન** ૧૬૯૮ વિદ્યા.

**(૫૩૨) વંકચૂલનો રાસ.** સં. ૧૭૦૬ ભાદરવા શુ. ૧૧ ગુરૂ. કીસનગઢમાં.

**આદિ—**

શ્રી રિસહેસર પય નમી, આદિ પુરૂષ પરધાન,
જિણ ચઊવીસી ઉપનો પ્રથમહિ કેવલગ્નાન.

અમરૂ શ્રી ચક્રેસરી કુંડલહાર વિશાલ,
શીશ ફુલ શિર ઝિગમિગે તિલક વિરાજત ભાલ. ૨
સુમતિ પાંચ નિત સાચવે ગુપ્તિ તીન લયલીન,
ધ્યાન જ્ઞાન રાતા રહે જિમ રયણાયર મીન. ૩
એહવા સદ્ગુર પ્રણમીને બોલું બે કરજોડિ,
કાછઆની પરિ પુરવો મુજ મન કેરા કોડિ. ૪
વંકચૂલ રાજા તણો રસક કહું અધિકાર,
એકમના સુણતાં થકા પામીજે ભવપાર. ૫
અદર ચ્યારે આખડી મારગમેં મુનિપાસ,
મનવચ કાયા પાલિને હુવો દેવ ઉલ્લાસ. ૬
તિણ કારણ સુણિવો સહી નેમતણો ફલ સાર,
તે ભાંખું સુણિજ્યે સહુ વંકચૂલ સુવિચાર. ૭

× × × ×

અંતે—

ઢાલ ૧૭ દાનકથા સુણજ્યો તુમે એ—દેશી.

શ્રી વંકચૂલ રાજાતણો રમક કહ્યો અધિકાર હો શ્રાવક,
સુણતાં આનંદ ઉપજે ઘર ઘર રંગ અપાર હો. ૧
નિયમ ભલીપરેં પાલીયે જ્યુ પાલ્યો વંકચૂલ હો,
શુધ મનગુર સેવીયે બોલીજે અનુકૂલ હો. ૨
ભવ ભવના પાતક હરે દલિદ્ર હોવે સવ દૂર હો,
એહ ચરિત જે સાંભલે દિન દિન વધ્ત નૂર હો. ૩
દાન શીલ તપ ભાવના આરાધો ઇક ચિત્ત હો,
લખમી લાહો લીજીયે સુંદર લેખસું ચિત્ત હો. ૪
નાગોરીગચ્છ નિરમલો આચારજ આસકર્ણ હો,
વડવખની મહિમાનિલો સમઝાવે ચઉવર્ણ હો. ૫
તાસ તણે ગચ્છ દીપતો શ્રી વણવીર મુણિંદ હો
દરસણથી દોલત મિલે મનમેં હુવે આણંદ હો. ૬

તાસ સીસ તીકમ કીયો એ અધિકાર અનૂપ હો
સાંભલતા સુજ્જન જનાં દિન દિન અધિકી ચૂંપ હો. ૭
સંવત સતરૈ છડોતરૈ કીધ ચઉમાસો સાર હો
કિસનગઢે આણંદ ઘણે શ્રી વણવીર ઉદાર હો. ૮
ભાદવા સુદી એકાદસી બૃહસ્પતિવાર સુવાર હો
ઢાલ ભણી સતરમી તીકમ કહે સુવિચાર હો. શ્રાવક. ૯

—સ્વામી હુલાસરાયજી તત્ સિષ્ય હુકમીદાસનઇ લીખી આગરા મધે ૯-૧૫ આગ્રા (ભંડાર).

—લિખિતા પંડિત શ્રી જયવિજય ગણી શિષ્ય પંડિત શાંતિવિજય ગણિભિઃ, શ્રીમત્યુદયપુરે આર્યાશ્રી લાછાંજી શિષ્યણી આર્યા લીલાંજી પઠનાર્થં સં. ૧૭૩૩ વર્ષે ફાલ્ગુન પૌર્ણમાસ્યામિતિ સ્વસ્તયઃ- ૧૩-૧૫ અનંત.

---

## ૨૭૯ ક ખેમ ( નાગોરી તપગચ્છ-પાયચંદગચ્છ. ખેત્રસિંહ (ખેતસી) શિ.)

સોલસત્તવાદી સ૦ ઢુંક ૧૯ મેડતામાં.

આદિ—

બ્રહ્મચારી ચૂડામણી, જિનશાસન શિણગાર
સતવાદી સોલે તણા ગુણ ગાયાં ભવ પા'

અંતે—

સોલ સતી ગુણ ગાઇયા, મેડતાનગર મઝ　　બ્ર૦
અહિપુર ગચ્છ મુનિ ખેતસી, શિષ્ય ખેમ મહા સુખકાર હો, બ્ર૦૧૯
૧-૧૨ મારી પાસે છે.

મૃગાપુત્ર સ૦ ૧૨ કડી.

આદિ—

પુર સુગ્રીવ સોહામણો, મૃગપુત્ર રાજા બલિભદરાય હો,

અંતે—
કેવલ પામ્યો નિરમલો, મૃ૦ પામી સિવ સુખ ઠામ હો,
ગચ્છ નાગોરી દીપતા, મૃ૦ ગુરૂ ખેત્રસિંહ ગુણધાર હો.
મુનિ એમ ભણે કરજોડને. મૃ૦ તિકરણ સુધ પ્રણામ હો, ૧૨

—સં. ૧૭૬૩ વર્ષે શાકે ૧૬૨૮ પ્રવર્ત્તમાને મેઘમાસે કૃષ્ણપક્ષે ષષ્ઠી તિથૌ સોમવાસરે. શ્રી વીકાનેર નગરે પં. ધર્મવિલાસ લિપીકૃતા. ૧-૧૪ મારી પાસે છે.

અનાથી સ૦ ૧૫ કડી સ. ૧૭૦૦ આઠમ દિને.

આદિ—
સરસતિ સાંમણિ તુઝ સમરતાં, વાણી ઘણુ મહારાણી,
અનાથીરાય સઝાય ભણુતાં, આખર આવે છે ઠાવકા,
રાજિંદ શ્રેણિક વન સંચરિઉ. ૧

અંતે—
સંવત સતરે સૈ દિન આઠમિ, જેસી ખરખરી છાયાઈ,
એમ મહી સિઝાય પ્રકાસી, પજૂસણરી આ પાખી કિં.
રાજિંદ૦ ૧૫

—સ ૧૮૯૦ વર્ષે નિની ફાગુણ શુદિ ૧૦ દિને લિખનં પં. મૂર્તિભક્તિ મુનિના. પ્ર૦ ૧ ૧૬ પં. મારી પાસે છે.



૯૮૦ નયસાગર (આં, કલ્યાણસગિરસૂરિ–રત્નસાગર ઉ. શિ.)

ન (૫૩૩) ચૈત્યવંદન આઠ ઢાલનુ સ. ૧૬૭૦ ને ૧૭૧૮ વચ્ચમાં.

કલસ.

વડઅંતે—
તામ ઇમ ત્રિજગવદન દુખનિકંદન સકલ જનમન સુદરો,
દરસ સાસય અસાસય ચૈત્ય પડિમા શુભ્યો મહ ઉંગટ ધરો,
વિધિપક્ષ કેન્દાચલ દિવાકર, શ્રી કલ્યાણસાગર સૂરીસરો,

તસ સીસ સુંદર સુગુણમંદિરં, શ્રી રત્નસાગર ઉવઝાયરો,
તસ સીસ સાદર નયસાગર રચ્યો ચૈત્યવંદન વરો,

( પ્ર. કા. )

(૫૩૪) ચોવીશી.

અંતે—

શ્રી અંચલ ગણ દિનમણી, શ્રી કલ્યાણસાગર સૂરિરાય,
તાસ સીસ શોભાનિલો, શ્રી રતનસાગર ઉવઝાય કિ. ભેટયો. ૬
સીસ તાસ હરષિં રી, એહ કરી તવનની જોડિ
ઉવઝાય નયસાગર ભણઇ, નિત ભણતાં રે હોઇ મંગલીક,
કોડિ કિ-ભેટયો શ્રી મહાવીર. ૭

૫-૧૩. આ. ક.

( કલ્યાણસાગર સૂરિ—આચાર્યપદ સં. ૧૬૪૯ અમદાવાદ, ગચ્છેશ-પદ ૧૬૭૦ માં પાટણ, સ્વર્ગ. ૧૭૧૮ માં.)

---

## ૨૮૧ શુભવિજય (૧) (ત૦ કલ્યાંણવિજય શિ.)

(૫૩૫) મહાવીર ૨૭ ભવ-સ્તવન (સં. ૧૬૭૧ થી સં. ૧૭૧૩ ની વચમાં.)

આદિ—

વિમલ કમલ દલ લોઅણાં, દીસઇ વદન પ્રસન,
આદર આણિ વીરજિન, વાંદી કરૂં સ્તવન. ૧

* * * * *

અંતે— કલશ.

શ્રી વીરપાટ પરંપરા ગત આણંદવિમલ સૂરીસરો,
શ્રી વિજયદાન સૂરિ તાસ પાટિ હીરવિજયસૂરિ ગણધરો,
શ્રી વિજયસેનસૂરિ તાસ પાટિ વિજયદેવસૂરિ હિતધરો,

શ્રી કલ્યાણવિજય ઉવઝાય પંડિત શ્રી શુભવિજય શિષ્ય જયકરો.
--સાગર ભં. પાટણ.)
પત્ર ૪ પ્ર. કા. લીં.

-૨૪ મા તીર્થંકર મહાવીર ૨૭ ભવસ્ત. સં. ૧૭૯૩ ફા. શુ. ૧૫ રવૌ દિને લિ૦ ૭-૧૧ આ. ક.

—એક શુભવિજયે (હીરવિજયસૂરિના શિષ્ય) તર્કભાષા વાર્તિક, કાવ્યકલ્પલતામકરંદ, સ્યાદ્વાદ ભાષાસૂત્ર, તે પરવૃત્તિ, કાવ્યકલ્પલતા પર વૃત્તિ, સેનપ્રશ્નનો સંગ્રહ આદિ ગ્રંથો રચ્યા છે. તે અને આ બને એક હોવાનો સંભવ છે.



## ૨૮૧ ક ગુણવિજય (૩) (ત. વિજયાણંદસૂરિ-કુંઅરવિજય શિ.)

### ૫૩૫ ક ગુણમંજરી વરદત્ત-પંચમી (સૌભાગ્યપંચમી) સ્ત૦

આદિ— દેશી રતિયાની.

પ્રણમી પાસજિનેસર પ્રેમસ્યું, આણિ અતિ ઘણો નેહ, ચતુર નર૦
પચમિ તપમાંહિ મહિમા ઘણો, કેહતાં સુણજ્યે રે તેહ. ચતુર નર૦ ૧

*    *    *    *    *

અંતે— કલશ.

સકલ સુખકર સયલ દુખહર ગાઇઓ નેમિસરો
તપગચ્છ રાજા વડ દિવાજા, શ્રી વિજયઆણંદસૂરીસર,
તસ શિષ્ય પદમ પ્રાગ મધુકર કોવિદ કુઅરવિજય ગણી,
તસ શિષ્ય પંચમીતવન ભાખે શ્રી ગુણવિજય રંગે ગુણિ. ૪૯

--૨-૧૨ માં.. ૭-૧૧ આ. ક., પ્ર. કા., અને મારી પાસે છે.

—સંવત ૧૯૧૭ અસાડ માસે કૃષ્ણપક્ષે તિથૌ ૬ પષ્ટમ્યાં ભાનુવાસરે લિખિતં મુંબઈ મધ્યે બ્રા. ચતુર્ભુજેણ. ૩-૧૨ અનંત.
(વિજયાણંદસૂરિ—આચાર્ય પદ સં. ૧૬૭૬ સ્વ. ૧૭૧૧.)

## ૨૮૨ ગુણહર્ષ (ત. વિજયદેવસૂરિ શિ.)

### (૫૩૬) મહાવીર નિર્વાણ સ્તવન.

જિન તું નિરંજન સજનરંજન દુખભંજન દેવતા
દ્યો સુખ સ્વામી મુક્તિગામી વીર તુજ પાએ સેવતા
તપગચ્છ ગયણ દિણંદ દશ દિશિ દિપતો જગ જાણીએ
શ્રી હીરવિજયસૂરિંદ સહગુરૂ તાસ પાટ વખાણીએ
શ્રી વિજયસેન સૂરીશ સહગુરૂ શ્રી વિજયદેવ સૂરિશરૂ
જે જપે અહનિશે નામ જેહનું વર્ધમાન જિણેશરૂ.
નિર્વાણ તવન મહિમા ભવન વીરજિનનું જે ભણે
તે લહે લીલા લબધિ લક્ષ્મી શ્રી ગુણહર્ષ વધામણે.

ઢાલ ૧૦.—પા. ૮ પ્રે. ૨.

—શ્રી હીરરત્નસૂરિ શિ૦ ધનરત્નજી શિ૦ તેજરત્ન શિ૦ જોધરત્ન શિ૦ લાવણ્યરત્ન શિ૦ ગોવિંદરત્ને લીપિકૃત સં. ૧૮૬૧ શક ૧૭૨૬ જેષ્ટ માસ કૃષ્ણ પક્ષે પંચમ્યાં ચંદ્રવાસરે સાયલે ચોમાસું રહીને અજીતનાથ પ્રસાદાત્ ઝાલા શ્રીપ વિક્રમસંઘ રાજ્યે—જૈ. એ. ઈ. પાસેના ભંડારમાં.

(વિજયદેવસૂરિ આચાર્યપદ સં. ૧૬૫૮ પાટણ, ભટ્ટારકપદ ૧૬૭૧ સ્વ. ૧૭૧૩)

## ૨૮૩ કીર્તિવિમલ (ત૦ વિજયવિમલ—લાલજી શિ.)

ચતુર્વિંશતિ જિનસ્તવન—વિજયદેવ વારે.

શ્રી વિજય[illegible]વિમલ વિબુધસીસ સિરોમણિ પંડિત લાલજી ગણિ વરૂ

તમ સીસ પમણઈ કીર્તિવિમલ સુખ આપી મંગલ કર.

(સા. બ. પાટણ.)

(૫૩૭) ગંજસિંહ કુમાર-(ચં.)

## ૨૮૪ લક્ષ્મીવિમલ (કીર્તિવિમલ શિ.)

(૫૩૮) ચોવીસી.

આદિ—

તારક ઋષભજિનેસર તું મિલ્યો, પ્રત્યક્ષ પોત સમાન હો,
તારક જે તુઝનિ અવલંબિયા, તેણે લહું ઉત્તમ સ્થાન હો.
તારક૦ ૧

× × × ×

અંતે—

વીર ધીર શાસનપતિ સાચો, ગાતાં કોડિ કલ્યાંણ,
કીર્તિવિમલ પ્રભુ પરમ સોભાગી, લક્ષ્મી વાંણી પ્રમાણરે.
—ગ્રંથાગ્ર ૨૩૧-૧૨-૧૧ પ્ર. કા. નં. ૧૪૭.

---

## ૨૮૫ ભદ્રસેન (૧૬૭૫ લગભગ)

(૫૩૯) ચંદનમલયાગિરિ ચો૦ વિક્રમપુરમાં (બીકાનેરમાં) લ. સં. ૧૭૨૨ પહેલાં.

આદિ— દુહા.

સ્વસ્તિ શ્રી વિક્રમપુરે, પ્રણમી શ્રી જગદીસ,
તનમન જીવન સુખકરણ, પૂરણ જગત જગીસ. ૧
વરદાયક વર સરસતી, મતિ વિસ્તારણ માત,
પ્રણમી મન ધર મોદસ્યું, હરણ વિઘ્ન સંતાપ. ૨
મમ ઉપગારી પરમગુરુ, ગુણ અક્ષર દાતાર,
બદી તાકે ચરણયુગ, ભદ્રસેન મુની સાર. ૩

કિહાં ચંદન કહાં મલયાગરી, કહાં સાયર કહાં નીર,
જિતું જિતું પડઇ અવઘડી, તિઉં તિઉં સહઈ સરીર. ૪
પા૦ કહીઇં તાકી વારતા, સુનો સબે વરવીર.

× × × ×

અંતે—

દુપ ગયો મન સુપ ભયો, ભાગો વિરહ વિયોગ,
માતાપિતા સુત મિલતહી, ભયો અપુર્વ ગ્રેગ. ૧૯૫

ગાહા.

કથવિ ચંદનરાયા, કથવિ મલયાગરી,
બિતકથજઇ પુણબલહ હોઇ, તો સંજોવો હવઈ એચ. ૧૯૬

—ઇતિશ્રી ચંદન મલયાગરી તસ્સ સુત સાયર નીરકો પ્રબંધ કથાનક સંપૂર્ણ સંવત્ ૧૭૨૨ વર્ષે માગસિર વદિ ૭ રવૌ પૂજ્યજી ઋષિશ્રી ૫ તેજપાલજી તત્ શિષ્ય લિષતં મનોહર. શુભ શ્રાવિકા પુણ્ય-પ્રભાવ ગુરૂભક્ત બાઈ લછો પઠનાર્થે. ૬-૧૬ અનંત.

બીજી પ્રતમાં અંત ભાગ નીચે પ્રમાણે છેઃ-

અંતે—

રાજા બોલ્યો કયા કરૂં સોદાગરકું દંડ,
રાની બોલી છોરિ દો, હમ તુમ પ્રીત અખંડ. ૨૦૧
સોદાગર છોડયો તબેં, રાય રહ્યો સુખચેન,
સપરિવાર સુખ ભોગવેં, જાંનિ ઇંદ્રિ મહિઅયન. ૨૦૨
જાય લઇ પુનિ નિજપુરી, મિલે સજન સબ લોગ,
ભદ્રસેન કહે પુણ્યતેં ભએ સુવંછિત ભોગ. ૨૦૩

—ઇતિ ચંદન મલયાગરી દૂહા સંપૂર્ણ, સં. ૧૮૧૨ વરષે માગ-શિર વદિ ૧૩ ભૃગુ વાસરે પં. શ્રી ભાણવિજય લિ૦ સાધ્વી શ્રી દીપાંજી શિષ્યણી પ્રભાંજીઅર્થે માહારાજપૂરે-૫-૧૯ ધો.

(ભદ્રસેન નામના એક ખરતરગચ્છના સાધુનો ઉલ્લેખ શત્રુંજય પરના સં. ૧૬૭૫ માં ખ૦ જિનરાજસૂરિએ પ્રતિષ્ઠા કરેલા પ્રતિમા

લેખમાં છેવટે આ પ્રમાણે લખ્યું છે તેમાં મળી આવે છેઃ–આચાર્યશ્રી જિનસાગરસૂરિ શ્રી જયસોમ મહોપાધ્યાય શ્રી ગુણવિનયોપાધ્યાય (જુઓ નં. ૬૯૫ પૃ. ૩૨૬) શ્રી ધર્મનિધાનોપાધ્યાય પં. આનંદકીર્તિ સ્વલઘુ ભ્રાતૃ વા૦ ભદ્રસેન પં. રાજધીર પં. ભુવનરાજાદિ સત્પરિકરૈઃ–એટલે તે પ્રતિષ્ઠા વખતે તે હાજર હતા. તેજ ભદ્રસેન વાચક આ ભદ્રસેન હોવાનો સંભવ છે.)

## ૨૮૬ તેજચંદ (ઉપાધ્યાય સકલચંદ–લક્ષ્મીચન્દ–મુનિચંદ–વૃદ્ધિચંદ–માનચંદ શિ૦)

(૫૪૦) પુન્યસાર ચરિત્ર (ચોપાઈ)

વિજયદેવ વારે ?—દશાડામાંહિ કોઠારી અમયાના આગ્રહથી પત્ર ૨૦ સા૦ ભં. પાટણ.

---

## ૨૮૭ ભીમમુનિ.

(૫૪૧)વૈકુંઠપંથ સં. ૧૬૯૯ આસો ૨ બુધ છીકારીમાં.

આદિ—

વૈકુંઠપંથ બીહામણો, દોહિલો છે ઘાટ,
આપણુનો તિહાં કોઈ નહી જે દેખાડે વાટ. ૧
માર્ગ વહે રે ઉતાવલો.

× × × ×

સુગુરૂ સુસાધુ વંદિયેં, મંત્ર મોહોટો નવકાર,
દેવ અરિહંતને પૂજીયેં, જેમ તરીયેં સંસાર. ૨૭
શાલિભદ્ર સુખ ભોગવ્યાં, પાત્રતણે અધિકાર,
ખીરખાંડ ઘ્રુત વહોરાવીયાં, પોહોતા મુક્તિમઝાર. ૨૮

* * * *